पुस्तक ४३ थी ४६

# चरित्रमाला

वर्ष ४ थुं
सं. १९७१

[illegible]

सस्तुं साहित्य वर्धक कार्यालय

# महान शीखगुरुओ

33

प्रयोजक:
कल्याणजी विठ्ठलभाई महेता.

[illegible]

मुंबई अने-अमदावाद

वार्षिक रु. २
पाकुं पूठुं ३
पो. मांडुं

ચરિત્રમાળા: પુસ્તક ૪૩ થી ૪૬: વર્ષ ચોથું-સં. ૧૯૭૨

# महान शीखगुरुओ

## ગુરુ નાનક અને ગુરુ ગોવિંદસિંહ.

सस्तुं साहित्य वर्धक कार्यालय माटे

પ્રયોજકો:

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા—સુરત.

અને

ચુનીલાલ રામચંદ્ર શેલત—ઉમરેઠ.

સંપાદક અને પ્રકાશક: ભિક્ષુ-અખંડાનંદ

સ્થળ: કાલબાદેવી—મુંબઈ.

આવૃત્તિ ૧ લી, પ્રત ૨૩૦૦. વિ. સં. ૧૯૭૧, ઇ. સ. ૧૯૧૫.

મૂલ્ય વાર્ષિક ફાળે ૦॥ા પાકું પૂઠું ૦॥ા પો. માફ

# અનુક્રમણિકા

(ગુરુ નાનક)

## ( ગુરુ ગોવિંદસિંહ )

# શુદ્ધિપત્ર

<u>ગુરુ નાનક</u>

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૧૧ | ઉદ્ધત | ઉધ્ધત |
| ૧૪ | ૧ | घीस | घीस |
| ૧૮ | ૨ | कीनो | की तो |
| ૨૦ | ૧૯ | टटोबे | टटोले |
| ૨૫ | ૧૩ | રૂઢી | રૂઢિ |
| ૩૨ | ૧૫ | મનોનિગૃહરૂપ | મનોનિગ્રહરૂપ |
| ૩૯ | ૨૨ | ચાલી પડે | ચાલ પડે |
| ૪૫ | ૧૦ | તે રહ્યા | તે તેવા રહ્યા |
| ૬૩ | ૭ | हकका | हक्का |
| ૬૩ | ૭ | वअयव | वे अयब |
| ૬૮ | ૧૦ | અબરકા | અવરકા |
| ૭૨ | ૧૯ | यस्मात् स्यन्ति | यस्मात् त्रस्यन्ति |
| ૭૯ | ૨ | હૃદયગંમ | હૃદયંગમ |
| ૭૯ | ૨૧ | શરફલ્દીનો | શરફલ્દીનનો |
| ૮૦ | ૮ | ઘૃણીત | ઘૃણિત |
| ૮૧ | ૮ | અલદુલ્લ | અબદુલ્લ |
| ૮૯ | ૩ | મહાવંલ | મોમનદીન |

## ગુરુ ગોવિંદસિંહ

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૭ | ૧૬ | અનુચિત | આ અનુચિત |
| ૧૬ | ૨૪ | ઢાળની | ઢાલની |
| ૩૦ | ૧૫ | જેમ | જેમાં |
| ૭૮ | ૧૦ | નોકરો | નોકરોએ |
| ૮૦ | ૧૪ | સરદારે | સરદારો |
| ૯૯ | ૧૯ | સેનાઓ | સેનાએ |
| ૧૦૨ | ૩ | હોય ? | હોય ? |
| ૧૩૧ | છેલ્લી લીટી | કરવાનું તે | કરવાનું |
| ૧૫૪ | ૧૬ મી લીટીનો 'પણ' ૧૫મી લીટીમાં 'પાણી' પછી જોઇએ. | | |



# નિવેદન

'ચરિત્રમાળા'ના આ ૪૩ થી ૪૬ મા પુસ્તકમાં શીખોના પહેલા મહાન ગુરુ નાનકદેવ તથા અંતિમ—દશમા ગુરુ ગોવિંદસિંહનાં અતિ બોધપ્રદ ચરિત્ર અપાયલાં જણાશે.

જગતમાં કદી નહિ લડાયલી એવી મહાન લડાઇનો આ સમય છે. સત્ય અને સ્વાતંત્ર્યનો પક્ષ લઇને બેલ્જીયમનાં રાજાપ્રજાએ અન્ય પ્રજાઓના હિતાર્થે આ મહાસમરયજ્ઞમાં સર્વથી પ્રથમ પોતાના સર્વસ્વનો ભોગ આપીને તેમને વિપુલ શત્રુસેનાસાગરના અનિવાર્ય આવેગ નીચે અટવાઇ જતી બચાવવાનું જે મહત્ કાર્ય બજાવ્યું છે તે જગતના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે નોંધાઇ રહેશે.

પરિણામે તો શત્રુ બેલ્જીયમને ભેદી ફ્રાન્સમાં પહોંચીજ ગયો. પેરીસ અને અન્ય અગત્યનાં સ્થળો તાબે કરવામાં હવે તેને બહુ વાર નહોતી, અને તે પછી ઇંગ્લેંડ, રૂશ અને બીજાં રાજ્યોની પણ તેજ અવસ્થા થઈ હોત; પરંતુ તેમ થાય તે અગાઉજ મહા વિચક્ષણ બ્રિટીશ પ્રધાનો અને આપણા સર્વપ્રિય શહેનશાહે ફ્રાન્સમાં પોતાના બહાદુર સૈનિકોને મોકલી આપીને શત્રુની બાજી ધૂળ મેળવી દીધી.

શાન્તિ, વૈભવ, અને વ્યાપારપ્રિય ઇંગ્લેંડમાં યોદ્ધાઓ તેમજ યુદ્ધસામગ્રીની હવે જે ધૂમ તૈયારી ચાલી રહી છે, અને તેનું આબાલવૃદ્ધ પ્રત્યેક મનુષ્ય આ મહાસમરમાં એક યા બીજી રીતે પોતપોતાથી બનતો જે ભાગ ભજવી રહ્યું છે, તેમજ અન્ય મિત્રરાજ્યોનું અસામાન્ય ઐક્ય જોતાં પરિણામે વિજય મિત્રરાજ્યોનોજ થવો જોઇએ. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે ફ્રાન્સમાં લશ્કર ઉતારવા રૂપ બાજી બીજું સોગઠું ઇંગ્લંડે ન રમી જાણ્યું હોત, તો પરિણામ ખરાબજ

આવે તેમ હતું. ઇંગ્લેંડ તરફના એ સોગઠાની બાજુને અને પાછલો ભાગ ભલે સોલ્જરોના ગુલાબી રંગથી રંગાયલો હતો, પરંતુ તેનો મુખભાગ તો–પેલા સંસ્થાનવાસી ગોરાઓ હજીએ જે રંગનો દ્વેષ કરવાનું મૂકી શકતા નથી તે–" **કાળા** " રંગથીજ રંગાયલો હતો. અર્થાત્ ફ્રાન્સમાં પ્રથમ હિંદી સૈનિકોએજ જઇ પહોંચીને શત્રુઓની ટક્કર ઝીલવાની પહેલ કરી હતી.

શરૂઆત પછી પણ યુદ્ધની અત્યાર સુધીની પ્રત્યેક સ્થિતિ અને સ્થળમાં એ "**કાળા**" હિંદી સેનાગણે જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે વિષયના અનેક દાખલાઓ વર્તમાનપત્રોમાં આવી ચૂકયા છે. બહાદુર હિંદી સૈનિકોના અદ્દભુત બળવિક્રમનાં ગુણગાન અંગ્રેજ સેનાપતિઓ અને ખુદ બ્રિટીશ પ્રધાનોને મ્હોડેથી થતાં આપણે સાંભળીએ છીએ.

પરંતુ એ સર્વ હિંદી બળવિક્રમમાં સર્વેથી મહત્ત્વનો ભાગ ભજવનાર **હિંદ**માંની કયી જાતિ? જરા પણ અટકયા વિના કહેવું પડશે કે "**શીખ જાતિ**". વર્તમાન મહાયુદ્ધમાં મુખ્યત્વે એ જાતિના અતુલિત પરાક્રમેજ **હિંદ**નું ગૌરવ જગતની પ્રજાઓના લક્ષમાં ઉતાર્યું છે.

આ પરાક્રમી શીખ જાતિ એ કાંઈ જુની જાતિ નથી. દોઢસો બસો વર્ષ પરજ તેની સ્થાપના થયેલી છે. આ જાતિનો પાયો કેવી રીતે અને કોને હાથે નંખાયો અને કેવી રીતે તે જાતિ આવી પરાક્રમી બની શકી એ સર્વ વૃત્તાંત પ્રત્યેક ભારતસંતાને ખાસ જાણવા જેવો છે. આ વૃત્તાંતનું એક જાુદુંજ પુસ્તક '**વિવિધગ્રંથમાળા**' દ્વારા પ્રસિદ્ધ થવા સંભવ છે. દરમિયાન એ જાતિના મૂળ પુરુષ–પહેલા ગુરુશ્રી **નાનકદેવ** અને અંતિમ–દશમા ગુરુ **ગોવિંદસિંહ** એ બે મહાન પુરુષોનાં ચરિત્ર આ ગ્રંથદ્વારા વાચકોના કરકમળમાં સાદર થાય છે.

આ બંને ચરિત્રો અનેક અસામાન્ય ઘટનાઓથી ભરેલાં જણાશે. ચરિત્રનાયકમાં રહેલી મહત્તાને એ અસામાન્ય ઘટનાઓજ જગત આગળ ખુલ્લી કરે છે. બંને ચરિત્રોની શરૂઆતમાં જુદી જુદી ઉપયોગી પ્રસ્તાવનાઓ અપાયલી હોવાથી અહીં માત્ર એટલુંજ કહીશું કે આવાં ઉત્તમ ચરિત્રોના અભ્યાસ તરફ ભારતીય પ્રજાનું લક્ષ વિશેષ અને વિશેષ આકર્ષાતું રહે, અને પુખ્ત વયનાં સ્ત્રીપુરુષો પોતાનાં સંતાનોને બચપણમાં આવાં ચરિત્રોમાંના ઉત્તમ પ્રસંગોની વાતો કહેતાં રહી તેમનામાં ઉત્તમ સંસ્કારો અને ભાવનાઓની જાગૃતિ અને પુષ્ટિ કરે.

આ દેશમાં બાળકોની કેળવણી ગોખણીયા તો ગોખણીયા, પણ તેમાંએ યુરપ, અમેરિકા અને આફ્રિકાના ઇતિહાસો તથા પરાક્રમી પુરુષોનાં વૃત્તાંતોનું ભૂસું જેટલું તેમના મગજમાં ભરાય છે તેથી અર્ધા ભાગે પણ આપણા દેશના ઉરોભાગરૂપ રાજસ્થાન, વામહસ્તરૂપ પંજાબ, દક્ષિણ હસ્તરૂપ બંગાળ, શિરોભાગરૂપ કાશ્મીર અને સાથળ પ્રદેશરૂપ મહારાષ્ટ્રના સત્ય સવિસ્તર ઇતિહાસ અને અતુલિત બળ–વિક્રમશાળી મહાજનોનાં ઉત્તેજક ચરિત્ર શીખવાતાં નથી. ભણ્યા પછીના ખાનગી વાચનમાં પણ તેની બહુ ગણના નહિ, ને ગણના નહિ એટલે તૈયારી પણ નહિ ! પુરતો સાક્ષરસત્કાર કરીને પુસ્તકો લખાવનારી અને આર્થિક સંપત્તિસંપન્ન સાક્ષરપ્રધાન સંસ્થાઓ પણ પ્રમાણમાં આ પ્રકારનું વાચન તૈયાર કરાવવામાં પુરતો ઉત્સાહ દર્શાવતી નથી !

આમાંનું ગુરુ નાનકનું ચરિત્ર જૂદા જૂદા ગ્રંથો ઉપરથી શ્રમપૂર્વક તૈયાર કરનાર શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા છે. ગુરુ ગોવિંદસિંહનું ચરિત્ર અનુવાદિત કરવામાં તેઓ ઉપરાંત શ્રીયુત ચુનીલાલ રામચંદ્ર શેલતે પોતાનો કીમતી સમય રોકીને ભાગ લીધો છે. જે બદલ એ બન્ને સજ્જનોને સપ્રેમ ધન્યવાદ આપવામાં આવે છે.

કાશીની નાગરી પ્રચારિણી સભાએ ગુરુ ગોવિંદસિંહના હિંદી ચરિત્રનો અનુવાદ કરવાની રજા આપવાથી ગુજરાતીમાં તે સત્વર પ્રકટ કરવાની સુગમતા મળી છે; જે બદલ એ સભા તેમજ તેની વ્યવસ્થાપક કમિટિના સભ્યોનો અને મંત્રી તથા ઉપમંત્રી મહાશયોનો અત્ર સપ્રેમ આભાર માનવામાં આવે છે.

આ પુસ્તકની છેવટના ભાગમાં ગુરુ ગોવિંદસિંહનો ઔરંગઝેબ ઉપરનો પત્ર, તથા ગુરુ નાનકનાં ભજન ઇત્યાદિ પરિશિષ્ટરૂપે અપાયલાં જણાશે.

વિજયાદશમી સં. ૧૯૭૧ }
ઑકટોબર ઇ. સ. ૧૯૧૫ }

મંત્રી.



# ઉપોદ્ઘાત

**શીખ** પ્રજા એટલે દુનીઆની બહાદુરમાં બહાદુર, સાહસિકમાં સાહસિક, દૃઢમાં દૃઢ, બળવાનમાં બળવાન અને નિમકહલાલમાં નિમકહલાલ પ્રજાઓમાંની એક.

એમનો ઇતિહાસ એટલે વીરતાનાં, સ્વાર્પણનાં તથા અચળ ધર્મભક્તિ, ગુરુભક્તિ અને દેશભક્તિનાં દૃષ્ટાન્તોની પરંપરાઓ. જે વખતે યૂરપના બલાઢ્ય ગણાતા સેનાનીઓ પરાંગમુખ થઇ બેઠા હતા, તે વખતે પેકીનના દરવાજા તોડનાર, શીખ વિગ્રહોમાં 'ઓ! હિંદ ગયું!' એવા ઉદ્ગાર એક બાહોશ અંગ્રેજ સેનાપતિના મુખમાંથી કઢાવનાર, યૂરપના વર્તમાન કુરુરણમાં શહેનશાહતને માટે પોતાનું લોહી વહેવડાવનાર અને અનુપમ શૌર્યથી ગર્જન કરનાર શીખસિંહોનો ઇતિહાસ અનેક અદ્ભુત ઘટનાઓથી વ્યાપ્ત હોય એમાં શી નવાઇ?

શીખોના દશ મહાન ગુરુઓ એટલે કે હિંદના અર્વાચીનકાળના મહાન પુરુષોમાં પહેલી પંક્તિએ બેસનારા વીરો. તેમાંએ આદિ ગુરુ નાનક અને અંતિમ ગુરુ ગોવિંદસિંહ એટલે પોતપોતાની કક્ષાના મહાપુરુષોમાં પ્રમુખપદ મેળવવાને લાયક વ્યક્તિઓ.

શીખગુરુઓ એટલે કેવળ એક યુદ્ધપ્રિય બળવાન પ્રજા ઉભી કરનાર વીર પુરુષોજ નહિ, પણ આદર્શ સમાજસુધારક, અને આદર્શ ધર્મસુધારક રાજનીતિનિપુણ પુરુષો. હિન્દુસ્તાનના સુધારાના ઇતિહાસમાં રાજા રામમોહનરાય અને સ્વામી દયાનંદસરસ્વતીનાં નામો અગ્રપદ લે છે; પણ તેમનીએ પહેલાં આજથી ચારસો વર્ષ અગાઉ પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગ પહેલાં, પ્રગાઢ અંધકાર અને અત્યાચારના

સમયમાં એક એવો સમર્થ સુધારક પાકયો હતો, કે જેણે અદ્ભુત રીતે હિન્દુ અને મુસલમાનોમાં અને હિન્દમાંજ નહિ પણ અરબસ્તાન, ઈરાન, મેસાપોટામિઆ અને અફઘાનીસ્તાનમાં પણ એક નવુંજ વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. એ મહાન સુધારક તે ગુરુ નાનક.

હિન્દુસ્તાનના અર્વાચીન કાળના આદિ સુધારક તરીકે કબીરને ગણી શકાય, પણ એક સમાજબદ્ધ, સુવ્યવસ્થિત આદિ સુધારક તરીકેનું માન તો ગુરુ નાનકનેજ ઘટે.

સેંકડો વર્ષના આવરણ પછી અંધશ્રદ્ધાના પ્રવાહમાં તણાયા જતા લોકોને વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવાનો, બાહ્ય આચારો અને કર્મકાંડ કરતાં આંતરિક શુદ્ધિને પ્રાધાન્ય આપવાનો, ઉંચનીચના કૃત્રિમ ભેદ દૂર કરવાનો અને પરમાત્મા એકજ, સર્વવ્યાપી અને અકાળમૂર્તિ ( આદિ તથા અંત વિનાનો ) છે, તેનીજ ઉપાસના કરવાનો બોધ ગુરુ નાનકે પ્રબળપણે આખા દેશમાં ફેલાવ્યો હતો.

દેશનાં ડાબાં જમણાં અંગો જેવી હિન્દુ અને મુસલમાન જાતિઓ એક બીજાનું લોહી વહેવડાવી દેશનો અધઃપાત કરી રહી હતી, તેમને એકતાની ગાંઠથી બાંધીને છિન્ન ભિન્ન થતા ભારતનો પુનરુદ્ધાર કરવાનો મહાપ્રયત્ન એમણે આદર્યો, અને ધીમે ધીમે એ બંને જાતિઓના શિષ્યોની સંખ્યા વધતાં વધતાં સંયોગ મળતાં તે એક પ્રબલ સંપ્રદાયના રૂપમાં સંગઠિત થઇ ગઈ. સંસારમાં એજ સંપ્રદાય આજે શિષ્ય અથવા સિક્ખસંપ્રદાય નામથી ઓળખાય છે. પણ અજ્ઞેય ભવિષ્ય ગર્ભમાં શું શું રહેલું છે તે કોણ જાણી શકે? હિન્દુ મુસલમાન વચ્ચે બન્ધુત્વ સ્થાપન કરાવવાના ઉદ્દેશવાળો એજ શિષ્યસમુદાય આગળ ઉપર પાછો એક હિંદુ સંપ્રદાયના રૂપમાં પલટાઇ ગયો, અને તે સંપ્રદાય અને મુસલમાનો એક બીજાના કટ્ટા વિરોધી બની ગયા! પ્રભુની અનેક વિચિત્ર ઘટનાઓમાંની એ પણ એક વિચિત્ર ઘટના છે.

ગુરુ નાનકના સામાજિક અને ધાર્મિક સુધારણાનો ઉપદેશ પામેલા, ખેતીનો ધંધો કરનારા શાંત શિષ્યો એક મહાન લડાયક પ્રજાના રૂપમાં કેવી રીતે પલટાઇ ગયા તે વાત ગુરુ ગોવિંદસિંહના ચરિત્રમાંથી જાણી શકાશે.

જો કે શીખ પ્રજા તેના વાસ્તવ બલાઢ્ય સ્વરૂપમાં અને પૂર્ણ આકારમાં ગુરુ ગોવિંદસિંહના સમયમાં આપણને દર્શન દે છે; તોપણ તેમની એ ઉન્નતિમાં અને પરિવર્તનમાં વચગાળેના શીખગુરુઓએ કંઇ ઓછો વેગ આપ્યો નથી. તેમનાં કામોનો ટુંકો હેવાલ શીખ પ્રજાનું પરિવર્તન સમજવામાં ઉપયોગી થઇ પડશે એમ ધારી ડૉ. ગોકુલચંદ એમ. એ., પી એચ. ડી., બાર–એટ–લૉ એમના પુસ્તકના આધારે તેનું અતિ સંક્ષેપમાં દિગ્દર્શન કરાવીશું.

**ગુરુ અંગદ:**—એમણે 'ગુરુમુખી' લિપિની યોજના કરી તેનો પ્રચાર કર્યો એ એમનાં અતિ મહત્ત્વનાં કાર્યો માંહેલું એક છે. આ લિપિ શીખસંપ્રદાયની ઉન્નતિનું એક પ્રબળ સાધન થઇ પડયું. એનો ઉપયોગ કરનારને ગુરુ પ્રત્યેનાં કર્ત્તવ્યનું હંમેશાં સ્મરણ રહ્યા કરતું, અને અત્યાર પહેલાં કેવળ સંસ્કૃતમાંજ ધર્મગ્રંથો લખાતા હોવાથી પુરોહિતોનું બળ વધી ગયું હતું તેને ફટકો પડયો; એટલે શીખસંપ્રદાયની ઉન્નતિમાં તેમનો અવરોધ ઘણો ઓછો થઇ ગયો. વળી અનેક લોકો એ લિપિ સહેલાઇથી ભણી શકયા અને તેથી વિદ્યાનો પ્રચાર થતાં ગુરુઓનું કામ કેટલુંક સરળ થઇ ગયું.

ગુરુ નાનક પ્રતિનો ભક્તિભાવ શીખોમાં કાયમ ટકી રહે તેટલા માટે એમણે હંમેશાં ગુરુજીની સાથે રહેલા ભાઇ બાલા પાસેથી હકીકત મેળવી લઇ તેમનું ચરિત્ર નિર્માણ કર્યું. ગુરુ નાનક પંજાબી ભાષાના આદિકવિ હતા અને તેમનું જીવનચરિત્ર તે ભાષાનો પહેલવહેલો ગદ્યાત્મક ગ્રંથ હતો.

ગુરુજીનું મિશન વધુ લોકપ્રિય કરવાના ઉદ્દેશથી ગુરુ અંગદે 'લંગર' (વિના મૂલ્યે ભોજન આપનારી સંસ્થા)ની સ્થાપના કરી. હાલ જેમ પાદરી લોકોનાં અનાથાલયો અને હૉસ્પિતાલો વગેરે તેમના ધર્મપ્રચારમાં મદદગાર થઈ પડે છે, તેજ પ્રમાણે આ લંગરની સંસ્થા શીખસંપ્રદાયની ઉન્નતિમાં અત્યંત સહાયભૂત થઇ પડી. આ સંસ્થાદ્વારા એક જાતીય કાર્ય માટે ફાળો આપવાનો પાઠ શીખ લોકો પહેલ વહેલો શીખી શક્યા. અહીં રાજાથી રંક સુધીના માણુસો એક સાથે બેસીને જમતા, આથી તેમનામાં બન્ધુત્વની વૃદ્ધિ થઇ અને વધી ગયેલા જાતિભેદ તોડવાનું તે એક અતિ ઉપયોગી સાધન થઇ પડ્યું.

**ગુરુ અમરદાસઃ**—શીખોના સામાજિક સંગઠનકાર્યનો આરંભ કરીને તેમની એક વ્યવસ્થિત સમાજ બનાવવાનું માન ગુરુ અમરદાસને ઘટે છે. હવે શિષ્યસંખ્યા આખા પંજાબમાં ફેલાઈ ગયલી હોવાથી તેમને ઉપદેશ આપતા રહેવાનું કામ મુશ્કેલ થઈ પડયું હતું. આથી એમણે પોતાના અનુયાયીના પ્રદેશને ૨૨ ભાગમાં વહેંચી નાખ્યો. એ દરેક પ્રદેશને 'મંજા' એવું નામ આપ્યું અને તેમાં એક પ્રભાવશાળી શીખ ધર્માત્મા ઉપદેશ માટે નિયત કર્યો. આથી સંપ્રદાયના મૂળ ઉંડાં નંખાયાં અને સમગ્ર દેશમાં ગુરુનો અવાજ પહોંચાડવાની સારી અનુકૂળતા પ્રાપ્ત થઇ.

**ગુરુ રામદાસ** (૧૫૭૫–૧૫૮૨)—એમણે સાર્વજનિક મકાનો અને નવા શહેરોની સ્થાપનાદ્વારા શીખસમાજને ઘણો વેગ આપ્યો હતો. શીખોના સુપ્રસિદ્ધ સ્થળ અમૃતસરની સ્થાપના કરનાર એઓ હતા. એ સ્થળ પંજાબનું કેન્દ્ર સ્થળ હોઈ ધર્મપ્રચાર માટે આગળ ઉપર ઘણું ઉપયોગી થઇ પડયું અને ગુરુ ગોવિંદસિંહના સૈનિકોનો મોટો ભાગ આ સ્થળની આસપાસના ખેડુતોનો હતો. ગુરુ રામદાસની ખ્યાતિ સાંભળીને અકબર બાદશાહ જાતે એમનાં દર્શને આવ્યો હતો,

અને તે બન્ને વચ્ચે મૈત્રી થઇ હતી. આથી શીખસંપ્રદાયનો પ્રભાવ ઘણોજ વધી ગયો. વળી એક વખત એમણે અકબર બાદશાહ પાસે ખેડુતોની એક વરસની તમામ મહેસુલ માફ કરાવી હતી ત્યારથી તે લોકો ગુરુજીને પોતાના ખરા હિતસ્વી તરીકે ગણવા લાગ્યા, અને પરિણામે તેમણે પોતાના સર્વસ્વ ભોગે પણ તેમના સંરક્ષકનું કાર્ય બજાવ્યું.

આ ગુરુના વખતમાં એક બીજો મોટો ફેરફાર એ થયો, કે એમની પુત્રીનાં આગ્રહ અને વિનતિ ઉપરથી ગુરુગાદી પોતાના જમાઇના વંશમાં કાયમની કરવામાં આવી. આથી વૈભવ વધ્યો અને તે પણ કેટલીક રીતે આકર્ષક થઈ પડયો.

**ગુરુ અર્જુનજી** (૧૫૮૨–૧૬૦૭):—શીખસમાજનું રાજકીય સ્વરૂપ વાસ્તવિક રીતે એમનાજ સમયથી આરંભાય છે. એઓ એક નૈસર્ગિક કવિ, ક્રિયાત્મક દાર્શનિક, પ્રબળ સમાજરચયિતા અને મહાન રાજનીતિજ્ઞ હતા. એમણે શીખોના વેદરૂપ **આદિગ્રંથનો** સંગ્રહ કર્યો; જે ગ્રંથે શીખ લોકોમાં અપૂર્વ ચેતના જગાડી. એ ઉપરાંત એમણે અમૃતસરને શીખ લોકોનું મક્કા બનાવ્યું અને પોતાની ગાદી ત્યાં સ્થાપી. વળી એમણે ૨૨ પ્રદેશમાંથી ભેટ એકત્ર કરવા એક એક અધિકારીની યોજના કરી અને એક દિવસ અમૃતસરમાં મોટો દરબાર ભરી તેમાં તે લેવાનો નિયમ કર્યો. આ દરબારમાં અનેક શિષ્યો આવતા અને ગુરુનો આદેશ મેળવતા.

વળી એમણે તુર્કસ્તાનમાં પોતાના શિષ્યોને ઘોડા ખરીદવા મોકલ્યા. આ વેપારથી તેમને દ્રવ્ય લાભ થયો એટલુંજ નહિ પણ તેમનો ઘોડેસવારીનો શોખ ઘણો વધી ગયો, જે શોખ એક લડાયક પ્રજા બનનારને માટે ઘણો જરૂરનો હતો.

અત્યાર સુધીના ગુરુઓની રહેણી કરણી ઘણી સાદી હતી પણ

હવે ગુરુ અર્જુનજીને એક પ્રબળ શત્રુ સાથે વિરોધ કરવાનો હોવાથી તેમણે મોટા ઠબદબા સાથે રહેવા માંડયું. તેમની ઘોડારમાં ઘોડાઓ હણહણવા માંડયા, અને મોટો દરબાર ભરાવા લાગ્યો. અત્યાર સુધી ગુરુઓ સતગુરુના નામથી ઓળખાતા હતા તે હવે સચ્ચા બાદશાહ કહેવાવા લાગ્યા.

એમણે બંડખોર શાહજાદા ખુશરૂને ખુલ્લી રીતે આશ્રય આપ્યો હતો તેથી તથા લાહોરના દિવાનની પુત્રી સાથે પોતાના પુત્રનો વિવાહ તેનો અત્યાગ્રહ હોવા છતાં નહિ કરવાથી શીખ પ્રજાપર અત્યાચારોનાં આક્રમણ શરૂ થયાં. આ બે ઘટનાઓજ શીખસમાજમાં મહાન પરિવર્તન કરાવવામાં કારણભૂત બની. અધિકારીઓએ શીખો તરફ શંકાની નજરથી જોવા માંડયું, અને ધમકી, દંડ, કેદ, દેશનિકાલ અને ફાંસીના ઉપાયો શીખો ઉપર અજમાવાવા લાગ્યા. ગુરુ અર્જુનજીથીજ શ્રીગણેશ આરંભાયા. તેઓને રાજદ્રોહી ઠરાવવામાં આવ્યા અને બે લાખ રૂપીઆનો દંડ કરવામાં આવ્યો ! શિષ્યો એટલી મોટી રકમ પણ એકત્ર કરી આપવા તત્પર થયા, પરંતુ ગુરુ સાહેબે તેમને તેમ કરવા ના પાડી, અને પોતે દંડ નહિ ભરતાં કેદમાં જવાનુંજ પસંદ કર્યું. આ એક જાતનો 'સત્યાગ્રહ'જ હતો. દિવાને વૈરની લાગણીથી ત્યાં તેમને રીબાવી રીબાવીને મારી નાંખ્યા ! આ પ્રમાણે ગુરુ અર્જુનજીનું બલિદાન અપાયું પણ તેમના લોહીના બૂંદેબૂંદમાંથી પ્રબળ જવાળાઓ ભભૂકી નીકળી અને તે દ્વારા શીખસમાજ ક્રોધથી રાતોચોળ થઇ ગયો.

**ગુરુ હરગોવિંદઃ**—જહાંગીરના અમલમાં એઓ પણ રાજકોપના ભોગ થઇ પડયા. અને દેશનિકાલ પામીને ગ્વાલીઅરના નામીચા કિલ્લામાં કેદ પૂરાયા. અંતે પ્રસિદ્ધ મુસલમાન સંત મિયાંમીરની વિનતિ ઉપરથી ઘણે વરસે એમનો છૂટકારો થયો હતો. છતાં

તેમને જે વીત્યું હતું તેનો દાહ કેમે કરી લુપ્ત થઇ શક્યો નહિ.

**ગુરુ તેગબહાદુરઃ**—આ મહાપુરુષના બલિદાને શીખોની લાગણીને હદ બહારનો વેગ આપ્યો. દંડ, કેદ, દેશનિકાલ અને ફાંસીની સજાઓ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ શીખ પ્રજાની સહનશીલતા, ધર્મ અને ગુરુ પ્રત્યેનો પ્રેમ, બાદશાહ પ્રતિ દુશ્મનાવટ અને માથું મૂકીને કામ કરવાની હિમ્મત એ સૌ વધતાંજ ગયાં. ઔરંગઝેબના દરબારમાં ગુરુ તેગબહાદુરને પકડી જવામાં આવ્યા, અને મુસલમાન થવાનું કબૂલ કરવા કે કાંતો મરવાને માટે તત્પર રહેવા કહેવામાં આવ્યું. તેમણે ધર્મ છોડવા કરતાં શિર આપવાનુંજ પસંદ કર્યું અને અડગ ટેકનું જ્વલંત દૃષ્ટાન્ત શિષ્યસમુદાય આગળ રજુ કર્યું.

**"साधुन हित अति जिन करी। शीश दिया पर शी न उचरी॥**
**धर्महेत शाका जिन किया। शीश दिया पर धरम न दिया."**

ગુરુ તેગબહાદુરના આ પ્રમાણેના મરણથી એમના બાળક પુત્ર ગુરુ ગોવિંદસિંહનો ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ ઉઠયો અને તેમણે મુસલમાનોની જડ ઉખેડી નાખવાનું પણ લીધું. એ પછી તેમના જીવનનો બધો સમય અને તેમની સઘળી શક્તિઓ એક મહાન લડાયક પ્રજા તૈયાર કરવામાંજ ખરચાયાં, અને તેને પરિણામેજ શીખો પરાક્રમી સિંહના રૂપમાં ફેરવાઇ ગયા, અને એક મહાબળવાન પ્રજા અસ્તિત્વમાં આવી.

ગુરુ ગોવિંદસિંહ હિન્દુસ્તાનના બુદ્ધિપ્રધાન બંગાળા પ્રાંતમાં (પટનામાં) જન્મ્યા હતા અને બળપ્રધાન પંજાબમાં ઉછર્યા હતા. આથી એ બન્ને શક્તિઓનો આવિર્ભાવ તેમનામાં એવી સુંદર રીતે સંમિશ્રિત થયો હતો કે જેને પરિણામે ઔરંગઝેબ જેવા મહાબળવાન સમ્રાટને પણ તેઓ તોબા પોકારાવી શક્યા હતા.

ગુરુ ગોવિંદસિંહ પરાક્રમમાં પ્રતાપ અને શિવાજીના જેવાજ હતા અને ધર્મગુરુ તરીકેનો પ્રભાવ એ એમની તેમના કરતાં વિશેષતા હતી; અને ગુરુ નાનક એક અત્યંત સરળ, શાંતિપ્રિય અને સર્વજનપ્રિય આદર્શ સુધારક હતા: છતાં આપણાજ દેશના આવા બે મહાન પુરુષોનાં ચરિત્રોથી ગુજરાતી વાચકો આજ સુધી બેનસીબ રહ્યા એ જરા નવાઈ જેવું છે. સાહિત્યમાં જીવન ચરિત્રોનું સ્થાન ઉંચું છે અને જનસમાજ ઉપર તે કલ્પિત પાત્રો કરતાં વધારે સારી અસર કરી શકે છે.

પ્રખ્યાત અંગ્રેજ કવિ લૉંગફેલોના શબ્દોમાં,

"Lives of Great men all remind us,
we can make our lives Sublime."

("જીવન ચરિત્રો મહાપુરુષનાં તેપરથી શુભ કૈં સ્મરીએ,
ઉચ્ચ જીવન આપણુ પણ કરીએ, પદપંક્તિ પાછળ ધરીએ.")

ભૂમિપુત્ર.

આ સંબંધમાં "ગુરુ ગોવિંદસિંહ" નુ ચરિત્ર લખનાર હિંદી લેખક શ્રીયુત વેણીપ્રસાદની પ્રસ્તાવના ઉપયોગી હોવાથી તેનો ભાવાર્થ નીચે આપીએ છીએ.

"ગુરુ ગોવિંદસિંહનું જીવન ચરિત્ર આ પહેલાં પણ હિંદીમાં અહીં તહીં છપાઇ ચૂક્યું છે; પરન્તુ આજ સુધી વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દૃષ્ટિથી તેમના જીવનની સમાલોચના નથી થઇ. કોઈ પણ મહાપુરુષનું જીવન ચરિત્ર પ્રકટ કરવાનું તાત્પર્ય એ છે કે લોકો તેમની ઉન્નતિનાં કારણો જાણી શકે, તેમના કાર્યકલાપને વર્તમાન સમયની સંસાર ગતિ સાથે મેળવી જુએ અને તેમણે કરેલી કયી કયી બાબતો આ સમયે લક્ષમાં રાખવા લાયક અને આચરવા યોગ્ય છે, આપણી એવી કયી કયી ખામીઓ છે કે જે તેમનો આદર્શ સામે

રાખવાથી પૂરી શકાય, તેમના સમયમાં અને હમણાના સમયમાં શો તફાવત છે અને વર્તમાન સમયની કયી કયી ખામીઓની પૂરતી કરવા તેમના આદર્શ અને શિક્ષાઓની આવશ્યકતા છે તે જાણી શકાય. એટલા માટે જરૂરનું છે, કે કેવળ બનાવોની પરંપરાઓજ વર્ણવીને કે સાંપ્રદાયિક પ્રશંસાનેજ ધ્યાનમાં રાખીને કોઈ પણ જીવન નહિ આલેખતાં સત્ય ઘટનાના બળથી અસલના વાસ્તવ જીવનનું વિશ્લેષણ કરીને વૈજ્ઞાનિક રીતે તેની ઉપકારિતા સિદ્ધ કરવી કે જેથી આપણને કર્ત્તવ્યનું, મૂળ લક્ષ્યનું અને સાચા આદર્શનું ભાન થઈ શકે. એ બાબતો લક્ષ્યમાં રાખીને ભારતવર્ષની રાજનૈતિક અને ધાર્મિક અવસ્થાને નવીન રૂપ આપનાર, ખાલસા પંથના દશમા અને અંતિમ ગુરુ ગોવિંદસિંહનું જીવન વાચકોના કરકમલમાં અર્પણ કરવામાં આવે છે."

અમે પણ ગુરુ ગોવિંદસિંહનું ચરિત્ર એજ લેખકના ગ્રંથનો અનુવાદ કરીને આપ્યું છે, અને ગુરુ નાનકનું ચરિત્ર તેવી રીતે લખાયલા કોઇ સ્વતંત્ર પુસ્તકના અભાવે નીચેના ગ્રંથો ઉપરથી ઉપજાવી કાઢવામાં આવ્યું છે. એ સઘળા ગ્રંથકારોનો અંતઃકરણથી આભાર માની જણાવવાનું કે એમાં જે કંઇ સારૂ હોય તેનું માન તે તે લેખકોનેજ છે અને યોજનાની ખામીઓનો દોષ મારે શિરે છે.

ગુરુ નાનકના ચરિત્રમાં કેટલીક ચમત્કારિક વાતો જોવામાં આવે છે, અને તે અંગ્રેજ લેખકોએ પણ પોતાનાં પુસ્તકોમાં જેમની તેમ ઉતારી લીધેલી જણાય છે. મેં પણ તેમજ કર્યું છે. તેની સત્યાસત્યતાનો નિર્ણય કરવાને હું મને પોતાને અસમર્થ માનું છું. આશા છે કે એ ખામી માટે વાચકો દરગુજર કરશે, અને કોઈ વિદ્વાન બંધુના હાથે બીજું સુંદર ચરિત્ર લખાય ત્યાં સુધીમાં એ ચરિત્ર એક પણ જીવનને કંઇક પણ વેગ આપી શકશે તો હું મને પોતાને કૃતાર્થ માનીશ. ગુરુ ગોવિંદસિંહનું ચરિત્ર તો મૂળ લેખકેજ એવી ખૂબીથી

લખ્યું છે કે તેમાંથી તો વાચકો સારો લાભ મેળવી શકશે એવી આસ્થા છે.

## ગુરુ નાનકના ચરિત્ર માટે ઉપયોગમાં લેવાયલા ગ્રંથો.

| નામ. | લેખક. |
|---|---|
| ૧. " ઇતિહાસ ગુરુ ખાલસા. " | નિર્મળ સાધુશ્રી ગોવિંદસિંહજી. |
| ૨. " શીખ ઇતિહાસ. " | કનિંગહામ સાહેબ. |
| ૩. " સિક્ખોંકા પરિવર્તન " (The Transformation of Sikhisim.) | ડૉ. ગોકુલચંદ એમ. એ., પી એચ. ડી., બાર–એટ–લૉ. |
| ૪. " શિખોંકે દશ ગુરુ " | પં. જ્વાલાદત્ત શર્મા. |
| ૫. " ગુરુ નાનકનું જીવનચરિત્ર. " | એક થીઓસોફિસ્ટ. |
| ૬. ભારતના વીર પુરૂષો ભા. ૧ લો. | સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. |

આ ઉપરાંત બન્ને પુસ્તકનાં પરિશિષ્ટો તૈયાર કરવામાં શ્રીયુત વસંતકુમાર બંદોપાધ્યાય અને આનંદકિશોર મહતાવાળાં ગુરુ ગોવિંદસિંહનાં ચરિત્રોની સાહાય્ય લેવામા આવી છે.

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય,
અમદાવાદ.
તા. ૧૩–૧૦–૧૫

કલ્યાણજી વિઠ્ઠલભાઈ મહેતા.



# गुरु नानक



सत्गुरु नानक प्रगट्या, मिटी धुंध जग चानण होया;
ज्यों कर सूर्य्य निकले तारे, छपे अन्धेर पलोया.

# મહાન શીખ ગુરુઓ

## ૧-ગુરુ શ્રીનાનકદેવ

### ૧-પૂર્વદર્શન

"યુગ યુગથી લૂંટાય તોય સદા શણગારવતી શોભતી"*

રત્નપ્રસૂતા, બહુધનપૂર્ણા ભારતમાતા પ્રાચીનકાળથી વિદેશીઓના પ્રલોભનનુ કારણ થયેલી છે. પંદરસો માઇલ લાંબી હિમાચ્છાદિત ઉન્નતગિરિશૃંગમાલાનુ કુદરતી સંરક્ષણ પામવા છતાં, અને ત્રણ દિશાઓએ મહાન્ જળનિધિની છોળો ઉછળતી હોવા છતાં, સિંધુ અને ગંગાના પવિત્ર જળપ્રવાહથી ધોવાતી નંદનવન જેવી નવપલ્લવિત ભારતવાટિકા વિદેશી અને વિધર્મી, યશોલોભી, દ્રવ્યલોભી, રાજ્યલોભી, અને સ્વમતપ્રચાર માટે વિવેકશૂન્ય બનેલા આક્રમણકારીઓના ધ્વંસથી મુક્ત રહી શકી નથી, એ પણ પ્રકૃતિમાતાનાં ગૂઢ રહસ્યોમાંનાજ એકનું દર્શન કરાવે છે.

પૃથ્વીપરના થોડાક દેશોની પેઠે ભારતવર્ષનો પણ પ્રતાપી શ્વેતાંગજાતિના સુવ્યવસ્થિત શાસનકાળ પહેલાંનો ઇતિહાસ અદ્ભુત

* ઈન્દુકુમાર—ના. દ. કવિ.

ઘટનાઓથી પરિપૂર્ણ છે. રાજ્યપરિવર્તન અને ધર્મવિપ્લવને અંગે શૌર્યનાં, સ્વદેશાભિમાનના, સ્વાર્પણનાં, નિડરતાનાં, આત્મગૌરવનાં, પ્રખરબુદ્ધિમત્તાનાં, ઉન્નતહૃદયનાં અને સાથે સાથે નૃશંસોના અત્યાચારોનાં, વિદ્રોહનાં, કુસંપનાં, આતતાયીપણાનાં અને પ્રજાપીડનનાં અનેકાનેક અતિ કરુણ દૃષ્ટાન્તો ભારતવર્ષના ઇતિહાસ–પટપર તરી આવે છે.

એક સમય એવો પણ હતો કે જ્યારે દુનીઆની સર્વ સભ્યજાતિનું ગુરુપદ **ભારત**ને સમર્પાયલું હતું:—

**एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।**
**स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥**

પૃથ્વીપરના સર્વ માનવોએ આ દેશમા—**ભારત**વર્ષમાં—જન્મેલા વિદ્વાન ઋષિઓના ચરણ સમીપ ભણવું અને પોતપોતાનું ચારિત્ર્ય ઘડવુ જોઇએ. આવા ગૌરવભર્યા આદેશને હમણાનાં યુરોપ–અમેરિકાનાં મહાન્ વિશ્વવિદ્યાલયોની પેઠે જગતભરના સહસ્રો વિદ્યાર્થીઓથી ઉભરાઈ જતા કુલપતિ ઋષિઓના આશ્રમો સફળ કરતા હતા; આત્મા અને **પ**રમાત્માનું ઐક્ય અનુભવી તેના આનંદમાં મસ્ત રહેનારા યોગનિષ્ઠ પુરુષોની પદરજથી **ભા**રતભૂમિ પવિત્ર થઈ રહી હતી. મહર્ષિઓનાં ગંભીર વેદગાનથી આકાશ ગુંજાયમાન થયું હતું, વેદાન્ત અને ઉપનિષદ્‌ના ધુરંધર ગ્રંથો લખનાર અને ખગોળ, વૈદ્યક તથા ભાષા ૬૦ શાસ્ત્રોને ખીલવનાર મહર્ષિઓનો તેમજ કાલીદાસ, **ભવ**ભૂતિ ઇત્યાદિ મહાકવિઓનો અદ્‌ભુત વાણીપ્રસાદ જ્યારે ત્રિભુવનને મુગ્ધ કરી રહ્યો હતો અને યૂરોપના જ્ઞાનગુરુ **ગ્રીસ** અને **રોમ** જેવા પ્રદેશો જે **ભા**રતના જ્ઞાનરવિથી અંજાઇ મસ્તક નમાવીને તેને **ગુરૂણાં ગુરુઃ**—ગુરુઓના ગુરુની મહાન પદવી અર્પી રહ્યા હતા તે તેજસ્વી સમયની વાત હમણાં બાજુએ મૂકીએ; તોપણ ધર્માન્ધ મુસલમાન પ્રજાઓની એક પછી એક આક્રમણ–પરંપરાઓ શરૂ થયા

પછી તથા તેમના અત્યાચારપૂર્ણ રાજ્યશાસનકાળમાં પણ દબાતી–છુંદાતી આર્યપ્રજામાંથી ધાર્મિક જુસ્સો, જાતીય અભિમાન અને સનાતનતા નષ્ટપ્રાય થવા પામ્યાં ન હતાં. તેવા કાળમાં પણ "રત્નપ્રસુતા" ભારતમાતાએ અંધશ્રદ્ધાના પૂરમાં તણાઇને નષ્ટ થઈ જતાં નિજ સંતાનોને ડિમ ડિમ વગાડી ઉત્સાહ પ્રેરનાર અને પોતાનો સત્ય સનાતન પથ કે જે અનેક આવરણો નીચે વિકૃત થઇ રહ્યો હતો તેનું સ્વચ્છરૂપમાં નિદર્શન કરાવનાર અસામાન્ય નરરત્નોને પ્રસવ્યાં છે. આપણા ચરિત્રનાયક મહાત્મા **નાનક** પણ તેવાઓમાંના એક છે.

એમનું ચરિત્ર આરંભતા એક પ્રશ્ન સહજ જ ઉપસ્થિત થઇ આવે છેઃ ભારતમૈયાનાં સંતાનો સ્વભાવથીજ પાર્થિવ સુખોને તુચ્છ માનનારાં છે, તેમને જન્મની સાથે ગળથુથીમાંથી અને ધાવણમાંથીજ "નિવૃત્તિ પરાયણતા"નો આદેશ મળતો રહ્યો છે, તેઓ "**ब्रह्म सत्यं जगन्मिथ्या**"ને માનનારા અને શાંત પ્રભુપરાયણ જીવન ગાળનારા હોવા છતાં તથા અનેક તપસ્વીઓએ કલ્પો પર્યંત તપ તપીને પ્રજાનાં પાપ ધોવા છતાં **ભારત**ભૂમિનુ સ્વાતંત્ર્ય દીર્ઘકાળ થયાં ચિરસ્થાયી રહેતું કેમ જોવામાં નથી આવતું? કુદરતની એ દેશપ્રતિ ઘૃણાની નજર તો નથી, એવી શંકા સહજ થઇ જાય છે. પણ તે મહાન્ સત્તા પૂર્ણ ન્યાયી છે, એટલે આપણે આપણા કૃત કર્મોનાં ફળ સિવાય બીજું કશું પણ ભોગવતા નથી; એમ બેધડક કહી શકાય. તો એ કર્મો કયાં?

છેક પ્રાચીનકાળનો **ભારત**નો ઇતિહાસ તપાસોઃ અહીંના મૂળ વતનીઓ કોણ હતા? શું આપણે અહીંના ખરા વતની છીએ? ઇતિહાસ તે વાતની ચોક્ખી ના પાડે છે. તે પ્રજા તો કોઇ બીજીજ હતી. જે કાળાવર્ણના, બેડોળ ઘાટના અને અસભ્ય જાતિના લોકોને 'અનાર્ય' 'દસ્યુ' અથવા 'રાક્ષસ' જેવાં હલકાં નામોથી આપણા

વડવાઓએ સંબોધ્યા હતા તેઓજ આ ભૂમિના આપણી પહેલાના ખરા હકદાર વારસ હતા.

જો કે તેઓ જંગલી હતા; તેમને સભ્ય અને પ્રભુપરાયણ કરવા એ જરૂરનુ હતું; પણ તેમ કરતાં પહેલાં આપણે તેમનાં ખેતરો, ગામો અને ઝુંપડાંઓ પચાવી પાડયાં. તેઓએ આ અન્યાય સામે પ્રબળતાથી વિરોધ દર્શાવી હથિઆર બાંધ્યાં, અને તેવી સ્થિતિમાં કોણ ન બાંધે ? પણ આર્યલોકોની બુદ્ધિમત્તા અને કુશળતાને તેઓ પહોંચી શક્યા નહિ. તેઓ જંગલોમાં અને ડુંગરાઓમાં હાંકી કઢાયા; જ્યા હજી તેમના વંશજો પૃથ્વીના આરંભકાળના મનુષ્યોના જેવીજ સ્થિતિમાં ઘોર અજ્ઞાન અને દરિદ્રતામાં દિવસો કાઢી રહ્યા છે ! તે પ્રજાની હજારો વરસની હાય અને નિસાસા શુ આપણુને લાગ્યા સિવાય રહી શકે ?* પ્રભુએ તેજ વખતે જરૂર આપણુને શાપ આપ્યો હશે, કે "તમે જેવું કર્યું છે તેવુંજ સદાકાળ ભોગવતા રહેજો." તેના "કર અને જો"ના સર્વ વ્યાપી સૂત્રથી આપણે કેમ બચી શકીએ ?

ઉથલાવી જુઓ, ભારતના ઇતિહાસના પ્રાચીન પોથાંનાં પાના, અને એ વાતની પ્રતીતિ થાય છે કે નહિ ? એક આર્ય ટોળાં ને બીજુ, અને તેને તેની પછીનુ ત્રીજુ આગળ ધકેલતુંજ ગયુ અને એકની મહેનતનાં ફળ બીજું ભોગવવા લાગ્યુ. તે પછી શક, સિથિયન કે હુણ લોકો અને જાટો વગેરેનાં આક્રમણ ચાલુ રહ્યાં. તેમણે પણ આપણુને લૂંટ્યા, કેટલીક સુંદર જમીનો પચાવી પાડી અને કાળે

*હુ જાણું છુ કે કદાચ આ વિચાર ઘણાકને નહિ રૂચે, પણ જે સત્ય છે તે કેમ છુપાવી શકાય ? અમેરિકાના ઇન્ડિયનો વિરુદ્ધ ત્યાંના ગોરાઓના અત્યાચાર વિષે આપણે લાંબા લાંબા હાથ કરીને બોલવા તત્પર થઈ જઇએ છીએ તો પગતળે દવ બળતો હોય તે તરફ દુર્લક્ષ કેમ કરી શકાય ?

ક બિ

કરીને તેઓ આપણામાં ભળી ગયા. તે પછી આવ્યા બીજના ચંદ્રની ધ્વજા ફરફરાવતા **મહમ્મદ** પેગમ્બર સાહેબનો ઉપદેશ પામેલા, એક હાથમાં કુરાન અને બીજા હાથમાં તલવાર ઝગકાવતા મુસલમાનો! ધર્મના નામે તેમના અત્યાચારનો પારજ ન હતો. હિન્દુઓનાં ધર્મ, ધન અને લાજ ભરબજારે લૂંટાવા લાગ્યાં. પરિણામે તેમનો દોર પણ શિથિલ થયો અને પાંચ હજાર માઇલ દૂરના એક સમુદ્રપારના ટાપુની ખ્રિસ્તીમતાનુયાયી શ્વેતાંગ જાતિએ આવીને ફરીથી શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપન કર્યો! **ભા**રતના દૂરના ભવિષ્ય—ગર્ભમાં વિધાતાએ શું શું નિર્માણ કર્યું હશે તે તો કોણ કહી શકે એમ છે?

બહુ પ્રાચીનકાળથી માંડીને આપણે છેક વર્તમાનકાળ સુધી આવી પહોચ્યા; પણ આપણા ચરિત્ર—નાયકની પિછાન માટે હવે આપણને પાંચસો વરસ પાછળ હઠીને ઈસુના પંદરમા સૈકાના પ્રારંભકાળ તરફ દૃષ્ટિપાત કરવો પડશે.

શુદ્ધ વૈદિકધર્મમાં વિકૃતિ દાખલ થઇને **आत्मवत् सर्वभूतेषु**નો મહામંત્ર પોકારનાર ભારતવાસીઓ લક્ષાવધિ નિરપરાધી પ્રાણીઓનાં બલિદાન આપવા લાગ્યા હતા, અને તેમાંજ ધર્મ રહેલો સમજવા લાગ્યા હતા, તે જોઇને મહા ઉદ્વેગ પામનાર, જગતને માટે શાંતિ અને નિર્વાણનો માર્ગ ખોળવા રાજપાટ, વૈભવવિલાસ અને સાંસારિક સુખોને લાત મારી મહાભિનિષ્ક્રમણ—મહાન ત્યાગ કરનાર, કુમાર **સિદ્ધાર્થ—ગૌ**તમ બુદ્ધના **હિ**ન્દુસ્તાનભર પ્રસરેલા શાંત મતને દક્ષિણના એક પ્રખર વિદ્વાન્ બ્રાહ્મણે દેશપાર કર્યાને, અને લોકમતને રુચતાં તત્ત્વોનું મિશ્રણ કરી પંચધાતુના ગફારૂપ, દેશ, કાળ અને પાત્રાનુસારે મૂર્તિપૂજાદિ સ્થૂળ પ્રકારોને આદર આપતા બ્રાહ્મણધર્મનુ નવીન સંસ્કરણ થયાને આ ( ગુરુ **ના**નકના ) સમયે ચારસો વરસ વીતી ગયાં હતાં.

એ સમય દરમિયાન કેટલાક મહાન્ પુરુષોએ સમયોચિત ધર્મો-પદેશથી પ્રજાની ધાર્મિક લાગણીને સતેજ રાખ્યા કરી હતી. પંજાબમાં ગુરુ ગોરખનાથ યોગબળનું માહાત્મ્ય વધારીને અને સ્વમતાનુયાયીઓને વિશિષ્ટતાના ચિહ્ન તરીકે કાનમાં વેધ–છિદ્ર પડાવી "કાનફટા"નો એક નવોજ મત ઉભો કરી ગયા હતા; રામાનંદ સીતારામનો મહિમા પ્રવર્તાવી ગયા હતા અને તે પછી તેમના શિષ્ય કબીર સાહેબ "સત્ નામ સાહેબકા"નો મહામંત્ર અતિ શૂદ્ર જાતિઓ પર્યંત પહોચાડી રહ્યા હતા; મુલ્લાં, મોલવી અને સૈયદ લોકો પોતાનેજ ઇશ્વરનિષ્ઠ અને પવિત્ર મનાવવાની ચેષ્ટા કરીને હિન્દુઓની પરમ પવિત્રભક્તિ, શુદ્ધ ઇશ્વરપ્રીતિ અને વેદાન્તજ્ઞાનને ઠોકર મારી કુરા-નનો મહિમા પ્રવર્ત્તાવવાને ઉદ્ધત થઇ રહ્યા હતા; આ પ્રમાણેની અનેક ધર્મમત પ્રવર્તનની જાળ ભારતીય પ્રજાને ગુગળાવી રહી હતી. ધર્મસ્થાપકોના હિતાવહ ઉદ્દેશો, બાહ્યાડંબર અને અંધશ્રદ્ધાના પ્રગાઢ આવરણ નીચે દબાઇ ગયા હતા, ઉદરંભરીઓના ક્ષુલ્લક પ્રયાસથી "કંકર એટલા શંકર" મનાઇ દરેક દેવને એક બીજાથી શ્રેષ્ઠ મનાવવાના પ્રયત્નમાં એકજ હિંદુજાતિના લોકો વિભક્ત થતા જઇને એક પ્રબળ સામાન્ય શત્રુ ધૂરકતો હોવા છતા એક બીજાનો ટોટો પીસવા તત્પર થઈ રહ્યા હતા, આદિ ગુરુઓનો હિન્દુધર્મ અને હિન્દુપ્રજાને ટકાવી રાખવાનો ઉચ્ચ આશય આ પ્રમાણે એક બીજાના ધ્વંસમાંજ પરિણત થઇ રહ્યો હતો, દિલ્લીની ગાદીપર ગુલામ, ખીલજી અને તઘલખ વંશના બાદશાહો ચાર દિવસના ચાંદરણા માફક ચમકી ગયા પછી લોદીવંશનું અત્યાચારપૂર્ણ શાસન પ્રવર્ત્તી રહ્યું હતું, એક દેશી જેવા થઇ રહેલા હિન્દુ–મુસલમાનો ત્રણસો વર્ષનો સહવાસ છતાં પણ એક બીજાનાં રુધિર વહેવડાવી ભારતનું અધઃપતન કરી રહ્યા હતા. આ પ્રમાણે આખો દેશ દુઃખી હતો અને લોકો

બ્રાહ્મણ અને મુલ્લાં તથા મહેશ્વર અને મહંમદથી અસંતુષ્ટ થઇને એવું ઇચ્છી રહ્યા હતા, કે બન્ને મહાન પ્રજાને સુમાર્ગે દોરી, એકતાની ગાંઠથી બાંધી સન્માર્ગે દોરનાર અને શાંતિનું સ્થાપન કરનાર કોઈ મહાન્ પુરુષનું આગમન થાય. આવા યોગમાં બહલોલ લોદીના કાળમાં **"सुनी पुकार दातार प्रभु गुरु नानक जगमांह पठाया"**–દીન ભારતવાસીઓનો પોકાર સાંભળીને પ્રભુએ ગુરુ નાનકને પૃથ્વીપર મોકલ્યા.

## ૨–જન્મ

જે ભક્તાત્માની જીવનઘટનાઓનો અહીં ઉલ્લેખ કરવામાં આવનાર છે, તેમનો કુળસંબંધ પ્રાતઃસ્મરણીય ભગવાન્ રામચંદ્રના વંશ સાથે જોડવામાં આવે છે. દંતકથા એવી છે, કે રામચંદ્રજીના બે પુત્રો લવ અને કુશે પોતપોતાના નામથી પંજાબમાં બે શહેર વસાવ્યાં. એક લવકૂટ ( લાહોર ) અને બીજું કુશાવતી ( કસુર ). કાલક્રમે તેમની વંશપરંપરાએ લવના વંશમાં કાલરાય અને કુશના વંશમાં કાલકેતુ નામક પ્રતાપી રાજાઓ ઉત્પન્ન થયા. તેઓમાં કોઇ કારણથી દ્વેષ બંધાયો અને પરસ્પર બહુ કાલપર્યંત તેઓ યુદ્ધ કરતા રહ્યા. અંતે કાલકેતુનો વિજય થયો, અને કાલરાય નાશીને સનોઢ* દેશ તરફ ચાલ્યો ગયો. ત્યાં કોઈ રાજાની કન્યા સાથે તેનું લગ્ન થયું, તેનાથી જે પુત્ર ઉત્પન્ન થયો તેનું નામ તે દેશ ઉપરથી સોઢી રાખવામા આવ્યું, અને તેના વંશજો અદ્યાપિ સોઢીક્ષત્રિય નામથી પ્રસિદ્ધ છે. આપણા ચરિત્ર નાયકે પણ એજ સોઢી ક્ષત્રિયવંશમાં જન્મ લીધો હતો.

* મથુરાં અને ભરતપુરથી અમરકોટ સુધીના પ્રદેશને સનોઢ દેશ કહેતા. ( ઇતિહાસ ગુરુખાલસા )

સોઢીરાયની પાંચમી પેઢીએ વિજયરાય નામે એક વીરાત્મા પ્રકટયો, તેણે પોતાના પૂર્વજોનું વૈર વાળવા પંજાબપર ચઢાઇ કરી અને કુશવંશીય સઘળા રાજાઓને પરાજિત કરી પૂર્વ દેશ તરફ હાંકી કાઢ્યા. તેમાંના કેટલાક સંસારતાપથી સંતપ્ત થઇ કાશીક્ષેત્રમાં જઇ વસ્યા અને વેદાધ્યયન કરવા લાગ્યા. આથી તેઓ વેદી કહેવાયા.

એ વેદીઓમાંના એકે સોઢી વંશના મુલકરાય નામના રાજાને વેદનું શ્રવણ ઉત્તમ રીતે કરાવવાથી તે પોતાનું સર્વસ્વ અર્પણ કરીને વાનપ્રસ્થ થયો.

વંશપરંપરાએ એ વેદી અવટંકધારીઓમાં રામનારાયણ નામનો પુરુષ ઉત્પન્ન થયો, તેનો શિવરામ; એ શિવરામને બે પુત્રો હતાઃ એક કાલુ ( કલ્યાણચંદ્ર ) એનો જન્મ સંવત્ ૧૪૯૨માં થયો હતો અને બીજો લાલચંદ.

કાલુ વેદી એક સાધારણ સ્થિતિનો માણસ હતો. રાવી નદીના કિનારે આવેલા તલબંડી ગામના રાયબુલાર નામના મુસલમાન હાકેમનો તે મહેસુલી કારકુન હતો. લાહોરની દક્ષિણે દશ ગાઉપર આવેલા કનાકચ ( કાણકૂચા ) ગામમાં તેનું લગ્ન થયું હતું.

વિ. સં. ૧૫૨૬ ( ઇ. સ. ૧૪૬૯ )ના કાર્તિક શુકલપક્ષનો પૂર્ણિમાનો ચંદ્ર જગતપર પોતાનાં કિરણદ્વારા અમૃત વરસાવી રહ્યો છે, પ્રાતઃકાળ થવાને હજી ચાર ઘટિકાનો વિલંબ છે, જગત નિદ્રાદેવીના ખોળામાં નિઃશંક શાંતિ લઇ રહ્યું છે, તેવા વખતમાં પોતાના ઉપદેશામૃતથી વાસ્તવ શાંતિ સ્થાપન કરનાર એક તેજસ્વી પુરુષના આવાગમનથી ધન્યજીવિત માતા તૃપ્તાજીના પિતાનું ગૃહ તેજોમય થઇ રહ્યું.

એક રાજાના મહેલમાં પુત્રજન્મથી જેટલો આનંદ પ્રવર્તે તેટલોજ આનંદ એક ગરીબના ઝુંપડામાં પણ તે ધન્યક્ષણ પ્રાપ્ત થતાં રેલાઇ રહે છે. આર્યમાતાઓનો પુત્રીપ્રેમ અવર્ણનીય છે, પોતાનાં પુત્રી—

સંતાન ( દૌહિત્ર ) અને તેમાંએ ખાસ કરીને પહેલા ખોળાની સંતતિ તેની જીવનયાત્રાનાં પ્રારંભનાં કેટલાંક અઠવાડીયાં સુધી પોતાને ત્યાં અને પોતાના હાથેજ લાલન-પાલન પામે એ તેમના અનેક જીવન-લ્હાવાઓમાંનો એક ખાસ લ્હાવો હોય છે. એ અનુસાર માતા તૃપ્તાજી પણ આ સમયે પિતૃગૃહેજ હતાં.*

અપૂર્વ વિશ્વવ્યાપી પ્રેમ અને અદ્ભુત જ્ઞાનશક્તિથી લોકકલ્યાણનો મંડપ રચી અમર કીર્તિ મૂકી જનાર આ બાળક મોસાળમાં જન્મવાથી તેનું નામ **નાનક**+ રાખવામાં આવ્યુ.

દુનીઆમાં પુત્રજન્મનો આનંદ તો કરોડો માતાઓ અનુભવે છે; પણ તેજ માતાનો આનંદ અને તેજ માતાની પ્રસવવેદના સફળ છે, કે જેનો પુત્ર તેના દૂધને દિપાવે અને કુળને ઉજાળે. એજ ઉચ્ચ-આદર્શથી કહેવાયું છે કે:—

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવે નૂર.

માતા તૃપ્તાજીએ એક એવા પુત્રરત્નને જન્મ આપ્યો કે

---

* કેટલાકના મત પ્રમાણે ગુરુ **નાનકને** જન્મ **તળબંદીમાં** થયો હતો અને જે મકાનમાં તેઓ અવતર્યા હતા તે હજી પણ **નાનકાનાસાહિબ** નામથી પ્રસિદ્ધ છે. ત્યાં આગળ તેમના જન્મદિવસે મોટો મેળો ભરાય છે. પણ કનિંગહામ સાહેબ પોતાના શીખ ઇતિહાસમાં લખે છે કે એક હસ્ત-લિખિત ફારસી પુસ્તકમાં લખ્યું છે કે ગુરુ સાહેબ તળબંદીમાં રહેતા હતા તે વાત સાચી પણ, એમનો જન્મ તો મોસાળમાંજ થયો હતો.

પંજાબમાં અને આખા હિંદુસંસારમાં સાધારણ રીતે પ્રસવ વેળા મહીયરમાં જવાનો રિવાજ છે, એટલે અહીં પણ તે વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

+ **નાનક** શબ્દ 'નનકે'માંથી વ્યુત્પન્ન થયો છે અને તે માતાના પિતૃગૃહનો વાચક છે. ( કનિંગહામકૃત શીખ ઇતિહાસ. )

કે. લિ.

જેનામાં આમાંનો એકજ નહિ પણ ત્રણે ગુણો એકત્ર હતા; તેનું હૃદય ભક્તિભર્યું, સત્ય બોલવામાં કૃતાંત કાળથી પણ ડરે નહિ એવું, શૌર્યાન્વિત અને અતિ શૂદ્ર તથા મુસલમાન પર્યંત પણ જ્ઞાનદાનનો હાથ લંબાવવાના ઉત્કટ દાતારપણાથી પૂર્ણ હતું. આવાં પુત્રરત્નની માતા થવાનું જેમના ભાગ્યમાં લખાયલું છે તે સફળજીવિત માતાઓને વંદન હો. આર્યાવર્ત એવી માતાઓની ચરણરજથી સદા પવિત્ર થતો રહો.

## ૩–બાલ્યાવસ્થા

કાલુ વેદીને જ્યારે પુત્રજન્મની વધાઇ મળી ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ, તેણે ગરીબોને અન્ન–વસ્ત્રની લહાણી કરી અને ગામમાં ગોળ–ધાણા વહેંચાવ્યા. કેટલાક દિવસ પછી પંડિત હરિદયાળ શર્મા પાસે તેની જન્મકુંડળી કરાવવામાં આવી. આ બાળકના ગ્રહસંયોગ અને ચક્ર–ચિહ્ન જોઇને તે તાજુબ થયો, અને વેદીને કહેવા લાગ્યો "તમે ઘણા નશિબદાર છો, તમારે ઘેર કોઇ અવતારી પુરુષે જન્મ લીધો છે, સઘળા સંજોગો જોતાં હું કહી શકું છું કે એ બાળક એક મહાન્ પુરુષ થશે, દુનીઆ એના ચરણે મસ્તક નમાવશે અને હિન્દુ–મુસલમાન બન્ને એના ઉપર પરમ વિશ્વાસ રાખશે." વાંચક, જ્યોતિષીની આ ભવિષ્યવાણી સાંભળી તેના માત–પિતાને કેટલો બધો આનંદ થયો હશે, તેઓ પોતાને કેટલાં ભાગ્યશાળી સમજ્યાં હશે અને તેમની છાતી કેટલી ઉછળી આવી હશે તેનો ખ્યાલ તને આવી શકશે?

"પુત્રનાં લક્ષણ પારણામાંથીજ જણાય" એ અનુસાર બાબા નાનક પણ આ ભવિષ્યવાણી સત્ય ઠરશે એવા લક્ષણોનું દર્શન

છેક બાલ્યકાળથીજ કરાવી રહ્યા હતા.

કહે છે કે એક વરસનું વય થતાંમાંજ તેમને દાંત ફૂટી નીકળ્યા અને ત્યારથીજ તેમણે ઉભા થઇને ચાલવાનું શરૂ કરી દીધું. જ્યારથી એમણે બોલવાનું શરૂ કર્યું ત્યારથીજ ઈશ્વરનું નામ લેવા લાગ્યા. તેઓ જ્યાં બેસતા ત્યાં પદ્માસન વાળીને બેસતા અને જાણે ઉંડા ધ્યાનમાં નિમગ્ન થઇ ગયા હોય એમ જણાતા. પાચ વર્ષની ઉમ્મર થતાંમાં તો ગામનાં છોકરાંઓ સમક્ષ તેઓ તેમને પ્રભુની મહત્તાનું ભાન થાય અને નીતિને રસ્તે વળવાનું મન થાય એવી એવી વાતો કરવા લાગ્યા. જે મહાન્ કાર્ય નજીકના ભવિષ્યમાંજ જગતભરને માટે કરવાનું તેમને માટે નિર્માણ થયેલું હતું તેની શરૂઆત આમ બચપણથી અને પોતાના ગામમાંથીજ તેમણે કરવા માંડી હતી.

બાળક **નાનક**ની એક બીજી વિશિષ્ટતા પણ નોંધવા જેવી છે: જે ઉમ્મરે સામાન્ય બાળકોમાં પોતાની પુતળીઓ, રમકડાંઓ કે ખાવાની ચીજ વગેરેપર અત્યંત પ્રેમ, તેને માટેની દુષ્કર હઠ અને તેની સાથે ઘણી ખરી વખત એકલપેટાપણું જોવામા આવે છે ત્યારે બાબા **નાનક** તેનાથી વિલક્ષણ આચરણનુંજ દર્શન કરાવી રહ્યા હતા. ઘરમાંથી જે કંઈ પણ ખાવાનું કે રમકડાં વગેરે મળતું તે બહાર લઇ જઇને તેઓ ગામનાં સર્વ છોકરાંઓમાં પ્રીતિપૂર્વક વહેચી દેતા! કેટલો વિશાળ માનવપ્રેમ અને સમાનદૃષ્ટિ! નાનપણથીજ આવા ઉદાત્ત ગુણો ધરાવનાર બાળક ભવિષ્યમાં મહાન્ પુરુષ થાય તેમાં શું આશ્ચર્ય?

આ પ્રકરણ સમાપ્ત કરવા પહેલાં બાલ્યાવસ્થાની એક ઘટના નોંધવા જેવી છે. **નાનક** જ્યારે સાત વરસની ઉમ્મરના થયા ત્યારે એક દિવસ તેમનાં માસી પોતાનાં બહેન માતા **તૃપ્તાજી**ને મળવા આવ્યાં; તેમણે **નાનક**ની વિલક્ષણ પ્રકૃતિ જોઇને કહ્યું, કે–

"આ છોકરો તો કંઇ પાગલ જેવો જણાય છે; ઘરમાંથી હરકોઇ ચીજ ઉઠાવી જઇને બહાર ગમે તેને આપી દઇ ખાલી હાથે ચાલ્યો આવે છે!"

માસીના આ શબ્દો ગુરુજીના સાંભળવામાં પણ આવ્યા, એટલે તેમણે તરતજ જવાબ દીધો, કેઃ—

"અરે માસી! મારા જેવો એક પાગલ તારા ઘરમાં પણ થશે!"

તે વખતે તો આ સાંભળીને બધાં હસી પડયાં, અને માતા તૃપ્તાજી બોલ્યાં,—"ગાંડો રે ગાંડો!"

પણ આગળ ઉપર ઈશ્વરેચ્છાથી **નાનક**નું એ વચન સત્ય ઠર્યું, અને માસીના ઘરમાં એક **રામરત્ન** નામના મહાપુરુષ ઉત્પન્ન થયા. તેઓ મોટા આત્મજ્ઞાની હતા અને સાધુ—વૈરાગીઓમાં ઘણી પ્રસિદ્ધિ પામ્યા હતા. કસુર ગામમાં તેમનું મથક હજી સુધી વિદ્યમાન છે, અને ત્યાં વૈશાખસંક્રાંતિને દિવસે મોટો મેળો ભરાય છે.

## ૪—શિક્ષણ

તે વખતે પંડયાઓની ગામઠી શાળા, પંડિતોની વેદ પાઠશાળા અને ફારસી તથા અરબી શીખવવાનાં મૌલવીઓનાં મક્તબખાનાં એ ત્રણ શિક્ષણસ્થાન હતાં. ગુરુ **નાનકે** આ ત્રણે સ્થળોની મુલાકાત લીધી હતી, અને તે જમાનામાં એક સાધારણ માણસનો છોકરો જેટલું શિક્ષણ પામી શકે તે કરતાં વધારે ભણવાની તક એમને પ્રાપ્ત થઈ હતી.

તેઓ છ વરસના થતાં તેમને પ્રથમ પોતાના ગામની ગોપાલ પંડયાની શાળામાં હિંદીભાષાનું પ્રાથમિક શિક્ષણ લેવા બેસાડવામાં આવ્યા. પહેલેજ દિવસે ત્યાંજ એમણે અદ્દભુતદર્શન કરાવ્યું.

મહેતાજીએ પાટીપર એકડા લખી આપી તેને ઘૂંટી લાવવા કહ્યું.

**નાનકે** તેના તરફ તાકીને જોયું અને મહેતાજી સાહેબને પૂછ્યુ, "શુ તમે મને ભણાવી શકશો ?"

"અલબત્ત. મારો ધંધોજ એ છે, હું કેટલાંએ વરસથી એ ધંધો કરતો આવ્યો છું, અને તે સારી પેઠે જાણું છુ. આવા સવાલ પૂછવા એ તારા જેવા નિશાળીઆનું કામ નથી, ચાલ ઘૂટવા માડ."

"સાહેબ, જ્યારે આપ મને સારી પેઠ ભણાવી શકવાનું કહો છો તો જણાવું છું, કે–"આ સંસારના હિસાબ–કિતાબ પઢનારાઓ-માના ઘણાની અતકાળે દુર્દશા થઇ છે, તેમને ઘણો ઘણો ક્લેશ ઉઠાવવો પડયો છે, તેથી હુ તો અહીં પરમેશ્વરનું નામ ભણવા આવ્યો છુ, તો આ સંસાર–બંધનથી મુક્ત થવાનો માર્ગ મને બતાવો."

મહેતાજીનો મિજાજ હાથ રહ્યો નહિ, તે ચિડાઇને બોલ્યો, "તું તારા મનમાં શુ જાણે છે ? તુ "બંધ" અને 'મોક્ષ' શબ્દોમાં શું સમજે ? અનાડી નિશાળીઆને વતરણાં ઘણાં."

**નાનકે** નમ્રતાપૂર્વક જણાવ્યુઃ–"સાહેબ, જો કે હુ હજી બાળક છુ, અજ્ઞાન છું છતાં કહો તો તે સબંધે હુ આપને કહી બતાવુ."

આવો સ્પષ્ટવક્તા અને દબાવ્યો દબે નહિ એવો તથા તે પણ છજ વરસની નાની ઉમ્મરનો અને નિશાળમાં નવોસવોજ આવેલો નિશાળીઓ તે મહેતાજીને કદી પણ મળ્યો ન હતો. આથી તે વિચારમાં પડી ગયા. કઇક તાજુબી, કંઇક શિષ્ય–શક્તિની પ્રતીતિ અને કંઇક કુતુહલથી તેણે **નાનકને** કહ્યું:—

"સમજાવ, ત્યારે બંધ અને મોક્ષ !"

જાણે કોઇ મહા વિદ્વાન્ ગુરુ બોલતા હોય તેમ ગંભીરતાથી અને અધિકારીની ઢબે **નાનકે** જણાવ્યું:—

જરા શાંત થાઓ અને લક્ષપૂર્વક સાંભળો !

" जाल मोह घीस मसि कर मति कागज कर सार,
भाउ कलम कर चित्त लिखारी गुरु पुच्छ लिखो बिचार;
लिख नाम सालाह लिख लिख अनन्त न पारावार,
बाबा ऐसो लेखा लिख जान, जिथे लेखा मंगीये तिथे
होय सच्चा निसान. "

"મોહને બાળી નાખો, તેની ઘસીને શાહી બનાવો; તમારી બુદ્ધિને કાગળ કલ્પો; પ્રેમની કલમ બનાવો અને ગુરુદેવને પૂછીને કે જે અનન્ત અને પારાવાર રહિત છે, તે પરમાત્માનુ નામ જયવંતુ વર્તો એમ લખો. હે બાબા, એવા લેખ લખી જાણો કે જેથી જેની પણ પાસે લેખું માગીએ તે વ્યકિતના ઉપર સચોટ નિશાન પડે."

આ સાંભળીને મહેતાજી બોલી ઉઠયા, "છોકરા તું જાણે છે તે આજ કે? હુ ધારૂં છું કે કોઇ ભટકતા ફકીર પાસેથી તેં આ શબ્દો સાંભળી લીધા હશે. પણ ઈશ્વરની પ્રીતિ સંપાદન કરવાને દરેક હિંદુએ શુ શું કરવું જોઇએ તે ક્રિયાઓ સંબધે તુ કાંઈ જાણે છે?"

નાનકના મોં ઉપર તેજી આવી ગઇ અને તેમણે જુસ્સાભેર કહેવા માંડયું.–"તમે લોકો ધર્મનુ રહસ્ય બીલકુલ સમજતા નથી. વેદ અને ધર્મશાસ્ત્રોના રહસ્યોની કુંચી ખોઈ બેઠા છો અને તમે હિંદુઓએ સરળ તથા પવિત્ર ધર્મને અંતરમા પેસવા ન દેતાં અનેક પ્રકારના માત્ર બહારનાજ કર્મકાંડની જાળમા ગુંગળાવી માર્યો છે. બાહ્ય કર્મ–કાંડમાંજ તમે સર્વસ્વ માની બેઠા છો અને 'અંધેરી દ્વાર ચલી, જે દાતાર જે દાતાર' પોકારી રહ્યા છો. ઈશ્વરને તમારા શીરા કે ડોરપૂરીની અને ફળફળાદિ કે પૈસાની લાંચ જોઇતી નથી. સત્ય અને પ્રામાણિકપણાના સદ્ગુણથી અતઃકરણપૂર્વક તેની સેવા કરવી જોઇએ. માત્ર ટીલાં ટપકાંથી કે ઉપર ઉપરના રામનામજપથી તે છેતરાતો નથી; તો પછી તમે તેની પ્રીતિ કેવી રીતે સંપાદન

કરી શકશો ? સ્થૂળ રૂપાંતરથી ઈશ્વરના પવિત્ર નામને તમારે કલંકિત ન બનાવવું જોઇએ. ”

મહેતાજીને આ શબ્દો વસમા લાગ્યા અને આ બાળકની ધૃષ્ટતાનો, એની નાસ્તિકતાનો—કારણ કે કર્મકાંડ વિરુદ્ધ બોલનાર અને અચરે અચરે રામ નહિ કરનારા સઘળા તેને મન તો નાસ્તિકજ હતા—બદલો આપવાની તૈયારીમાં હતા, એટલામાં કોઇ યજમાન દેવ પધાર્યા એટલે પંડ્યાજી ભોજનને માટે સિધાવી ગયા !

એ પછી ત્રણ વરસે (સંવત્ ૧૫૩૫મા) કાલુ વેદીએ પોતાના પુત્રને સસ્કૃતનું અધ્યયન કરાવવા પડિત બ્રજનાથ શર્મા પાસે મોકલ્યા. પોતાની અટકજ વેદી હતી એટલે વેદાધ્યયન તો તેમનો વંશ—પરપરાનો કુલાચારજ હતો.

પડિતજીએ વિધિપૂર્વક પ્રારંભ કરાવીને “ **ॐ नमः सिद्धम्** ”નો મત્ર પાટીપર લખી આપી મોંએ કરવા કહ્યુ.

**નાનકે** પાટી હાથમાં લીધી અને પંડિતજી તરફ જોઇને કહ્યું, કે “ સાથે સાથે એનો અર્થ પણ આપ કહી સંભળાવશો ? ”

પડિતજી—“ હમણાં તમારે અર્થનુ કંઈ પ્રયોજન નથી, એનો મુખ—પાઠજ કરો. ”

**નાનકઃ**—“ ત્યારે અર્થવિના કેવળ શબ્દોચ્ચારનું પણ શુ પ્રયોજન ? ”

પડિતજીઃ—“ એ પ્રમાણે દરરોજ થોડા થોડા શબ્દ યાદ રાખવાથી કેટલેક દિવસે મોટા મોટા ગ્રંથો કઠાગ્રે થઈ જશે. ”

**નાનકઃ**—“ તેનું તાત્પર્ય જાણ્યાવિના તે ગ્રંથો ગોખીમાર્યાથી શો લાભ ? ”

**“ स्थाणुरयं भारहारः किलाभूत् ।**
**अधीत्य वेदं न विजानाति योऽर्थम् ”**

" જે વેદને માત્ર ભણીજ જાણે છે પણ તેના અર્થ સમજતો નથી તે ખરેખર સૂકા લાકડાના ઠુંઠા જેવોજ છે."

ગુરુજીનું આવું બુદ્ધિ–ચાતુર્ય જોઈ પંડિતજી સાનંદાશ્ચર્ય પામ્યા અને તેમના તરફ માનની લાગણીથી જોવા લાગ્યા. તેઓ ભવિષ્યમાં કોઈ અસાધારણ પુરુષ નિવડશે એમ જાણી તેમના શિક્ષણ તરફ પણ તેમણે ખાસ લક્ષ આપવા માંડયું.

અહીં ગુરુ **નાનકે** વેદાન્ત–જ્ઞાન સારી પેઠે મેળવ્યુ અને હિન્દુઓનાં પુરાણોનું પણ અવલોકન કર્યું.

આ પ્રમાણે બાબા **નાનકે** પ્રાથમિક શિક્ષણ તથા સંસ્કૃત-ભાષાના જ્ઞાન સાથે વેદાન્ત–જ્ઞાન પ્રાપ્ત કર્યું. પણ તેમને માટે એટલુજ પૂરતું ન હતું; કારણ કે ભવિષ્યમાં જે મિશન તેમને પ્રવર્તાવવાનુ હતું તેનો કાર્યપ્રદેશ કેવળ હિન્દુજાતિમાંજ પરિણત થતો ન હતો પણ મુસલમાનો સુધી લંબાયલો હતો. હિન્દુઓની પેઠે મુસલમાનોને પણ ધાર્મિક અને સામાજિક બાબતમાં સત્ય–પથનું દર્શન કરાવવાનુ તેમનું કામ હતું, અને તેથી તેમના ધર્મગ્રંથો અને તેમની ભાષા શીખવાની પણ આવશ્યકતા હતી.

" હરિકૃપા તો સર્વ સાનુકૂળ બને "

એ પ્રમાણે ગુરુ **નાનકને** પણ આ પ્રસંગે અનુકૂળતા મળી આવી. તે વખત રાજભાષા ફારસી હતી, અદાલતોમાં અને દરબારમાં તે ભાષામાંજ કામ ચાલતાં અને તેમના પિતા સરકારી નોકર હતા, એટલે પોતાનો પુત્ર પણ ફારસીનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કરી વિદ્વાન્ થાય તો સારી નોકરી મેળવી શકે એવી તેમની ઇચ્છા હતી.

આથી સંવત્ ૧૫૩૯માં તેમને અગિઆર વરસની ઉમ્મરે મૌલવી કુતબુદ્દીન પાસે મોકલવામાં આવ્યા. આ પ્રમાણે ફારસી શીખવાની તક મળી; પણ પિતા–પુત્રના ઉદ્દેશો તે માટે ભિન્નભિન્ન હતા.

પૂર્વોક્ત બે પંડિતો સાથે જેમ બન્યું હતું તેમ આ પ્રસંગે પણ થયું. મૌલવી સાહેબે ગુરુજીને અલેફ, બે, પે, તે વગેરે ફારસી મૂળાક્ષરો લખી આપ્યા હતા. ગુરુજીએ તેનો અર્થ પણ સાથે સાથે સમજાવી દેવા કહ્યું.

મૌલવી સાહેબ સુધી કર્ણપરંપરાએ ગુરુજીની ખ્યાતિ અત્યાર પહેલાં પહોંચી ચૂકી હતી; તેથી તેમણે ગુરુજીને કહ્યું કે "પ્રત્યેક 'હર્ફ' છૂટો છૂટો હોય ત્યાં સુધી તે કંઇ પણ અર્થ–બોધ કરી શકતો નથી; અલબત 'હરફ' મળીને જ્યારે 'લફ્જ' (શબ્દ) બને છે ત્યારે તે અર્થ પ્રતીતિ કરાવે છે.

નાનકઃ—"તો શું જૂદા જૂદા હર્ફ અર્થરહિત છે ?"

મૌલવીઃ—"હા હુ તો એમજ સમજું છું."

નાનકઃ—"તમારી એ સમજણ સાચી નથી. જ્યારે મૂળ અક્ષરોજ અર્થરહિત હોય તો પછી અક્ષરસમુદાયથી લફ્જ–શબ્દ બને તેમાં અર્થ ક્યાંથી આવી જાય? **"मूलं नास्ति कुतः शाखा"**? "મૂળજ ન હોય તો પછી ડાળી ક્યાંથી?" એટલા માટે દરેક હર્ફ પણ કંઈ નહિ ને કંઈ અર્થ ધરાવે છેજ.

મૌલવીઃ—જો એમજ હોય તો આપ સમજાવો. આથી ગુરુજીએ કહ્યું:—

**"अलफअल्ला॒ं यादकर गफलत मनो विसार;**
**श्वासापलटे नाम विन धिक जीवन संसार.**
**बे बदअतको दूरकर कदम तरीकत राख;**
**सभना आगे निंव चलन, मन्दा किसी न आंख.**
**ते तो बहकर आजजी सांइ बे परवा॒ ;**
**साथन चले कुतब्बदीन जन्म गंवायो बाद.**

**से सेनाकर रब्बदी खालकनुं कर याद;**
**याद न कीनो तब्बहीनी जन्म गंवायो बाद.**

આ કડીઓનો સારાંશ એવો છે કેઃ—અલફ (અ) અલ્લાને યાદ કરવાનું કહે છે. બે (બ) બુરાઇને છોડવાનો ઉપદેશ કરે છે, અને કહે છે કે કોઇને પણ બૂરો કહીશ નહિ અને વ્યર્થ ઝગડામાં પોતાની જિંદગી બરબાદ કરીશ નહિ. એજ પ્રમાણે તે (ત) તોબાહ (પશ્ચાત્તાપ) કરવાનો તેમજ સે (સ) પરમેશ્વરની પિછાન કરવાનો ઉપદેશ આપે છે.

આ પ્રમાણે દરેક અક્ષરનો અર્થ-બોધ કહી સંભળાવ્યો. એ સાંભળીને મૌલવી સાહેબના હૃદય ઉપર ભારે અસર થઇ અને તેઓ સાંસારિક ખટપટોથી અલગ થઇ પ્રભુભક્તિમાં લીન થયા.

ગુરુજીએ અહીં ગણિતશાસ્ત્ર અને ફારસીનો સારો અભ્યાસ કર્યો હતો.

આ સિવાય એમના પિતાના એક પરમમિત્ર સૈયદ હુસેન પાસેથી પણ એમણે ઉત્તમ ઉત્તમ ફારસી ગ્રંથોનુ જ્ઞાન મેળવ્યું હતું, અને મેલ્કમ સાહેબ લખે છે તેમ ખિજર (ભવિષ્યવક્તા) ઇલિયાસ પાસેથી પણ તેમણે સર્વ પ્રકારનું નૈસર્ગિક વિજ્ઞાન-શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું.

અહીં હવે ગુરુ નાનકનો શિક્ષણકાળ પૂર્ણ થાય છે.

## ૫—હૃદય—પીડા

બાબા નાનકને હિંદી શીખવનાર પંડયા સાથે પહેલેજ દિવસે વાદ-વિવાદ થયો હતો તે વાંચકોના સ્મરણમાં હશે. તે દિવસે પછી તેઓ ઘેર આવીને તરતજ એક એકાંત ઓરડામાં દાખલ થયા અને બારણાં બંધ કરીને બેઠા.

"જમવાનો વખત થઈ ગયો, છતાં **નાનક** કેમ ન આવ્યો ?" એમ કહીને પુત્ર–વત્સલ માતા તેને ખોળવા નીકળ્યાં. ઘરમાં, બારણે અને મહોલ્લામાં જોઈ વળ્યાં પણ કોઈ ઠેકાણે પત્તો લાગ્યો નહિ. માતા ઉદાસ થઇને બેઠાં; એવામાં બંધ ઓરડા તરફ તેમની નજર ગઈ. બારણું હડસેલી જોયું પણ તે માંહેથી દીધેલું હતું એટલે ક્યાંથી ઉઘડે ? માતાની ખાત્રી થઇ કે "**નાનક** એમાંજ ભરાયો છે." તેમણે બૂમ મારી.

"ભાઈ, ઓ વીરા ! બારણું ઉઘાડ તો."

પણ સાંભળેજ કોણ ?

માતાનાં હૃદય કેવાં હોય છે તે કોણ નથી જાણતું ? માતા તૃપ્તાજી ઓરડામાંથી કશો પણ જવાબ નહિ મળવાથી જરા ગભરાઇ ગયાં. તેમણે વેદીને બોલાવ્યા અને બન્ને મળીને કેટલીક વારે બારણું ઉઘડાવી શક્યાં. અત્યાર સુધી ઓરડામાં **નાનક** સમાધિમાં હતા એટલે ક્યાંથી બારણું ઉઘાડી શકે કે ઉત્તર આપે ?

પિતાજીએ જરા ગુસ્સે થઈને ઠપકો આપ્યો પણ માતાજીએ તો વહાલપૂર્વક સોડમાં ચાંપીને કહ્યું, "ગાંડો મારો **નાનક** ! ખાવાનુંએ ભૂલી ગયો ?" પછી તેમને ભોજન આપવા માંડયું પણ તેમાંથી કશાને તેમણે હાથ સરખો અડાડયો નહિ. માતાજીના કાલાવાલા અને પિતાની ધમકીની આજે તેમનાપર કશી પણ અસર થઈ નહિ.

એ પહેલાં તેઓ ઘણીવાર ઝાડીમાં અને એકાંત સ્થળમાં ચાલ્યા જતા, ઘરમાં પણ એકાદ ખૂણામાં કે ઓરડામાં શૂનમૂન બેસીને ઉદાસ ચહેરે ગંભીર વિચારમાં પડી ગયેલા વારંવાર જણાતા. રમવું કૂદવું, બૂમબરાડા પાડવા કે એવાં બીજાં તોફાન મચાવી મૂકવાં એ બાળકોનાં સ્વાભાવિક લક્ષણોમાંનું એકે એમનામાં તે વખતે જોવામાં

આવતું ન હતું. આથી ઘણાખરા લોકો કાલુને કહી ચૂકયા હતા, કે "તમારા છોકરાને કોઇ પણ રોગ લાગુ પડયો છે, માટે એનો સવેળા ઉપાય કરતા રહેશો."

આજે જયારે નાનક કલાકો સુધી ઓરડામાં મૌન રાખીને બેસી રહ્યા અને કશો પણ ખોરાક લીધો નહિ, ત્યારે કાલુને લોકોની વાત યાદ આવી અને તેમની પણ રોગ સંબંધે ખાત્રી થઇ. તરતજ વૈદ્યરાજને બોલાવવામાં આવ્યા.

વૈદ્યે આવતાંજ નાનકની નાડી તપાસવા હાથ લંબાવ્યો; પણ તેમણે પોતાનો હાથ વાળી દીધો અને અંગ સંકોચીને બોલ્યા "તમારે શું કામ છે?"

દરદીને સુખ ઉપજે એવી મીઠી વાણીથી તેણે ધીમે રહીને કહ્યું:—"તમારો રોગ જાણવા માટે તમારી નાડી જોવાની મને જરૂર છે. હું એક વૈદ્ય છું, મોટા મોટા રોગવાળાને પણ મારી દવાથી પ્રભુકૃપાથી ઝટ મટી ગયું છે; તો આ રોગના તે શા ભાર છે કે તે ઉભો રહે? હું તમને એવી મીઠી દવા આપીશ કે જેથી તમારા ચહેરાપરની આ ફિકાશ જતી રહેશે અને ફરીથી તમે તન્દુરસ્ત બની જશો. માટે લાવો, જરા નાડી તપાસી લેવા દો."

આ સાંભળીને નાનક બોલી ઉઠયા:—

**"वैद्य बुलाया वैद्यगी पकड टटोबे बाह,**
**भोला वैद्य न जान हीं दर्द कलेजे मांह.**
**जाहु वैद्य घर आपने मेरी थाह न लहु,**
**हमरते शहु आपने तूं किस दारु देह."**

"ચિકિત્સા માટે વૈદ્ય તો બોલાવવામાં આવ્યા, પણ તે ભોળા—અજ્ઞાન છે. વૈદ્યરાજ! તમે મારી નાડી તપાસવા માગો છો પણ જાણતા નથી કે મને કાંઈ શરીરનું દર્દ નથી, પણ અહીં તો પરમેશ્વરના

પ્રેમનું દર્દ હૃદયમાં લાગી રહેલું છે. માટે હે વૈદ્ય તમે તમારે ઘેર ચાલ્યા જાઓ, મારા રોગનો પાર તમે પામી શકશો નહિ. તમે જાતેજ તન્દુરસ્ત નથી તો પછી બીજાને તેવા કેમ બનાવી શકશો ?"

"ગુરુ થઇ બેઠા હોંસે કરી, કંઠે પ્હાણ શકે કેમ તરી ?"

"હજારો મનુષ્યો—જેમને હું ચાહું છું તેમને—અજ્ઞાનથી નાશ પામતા જોઉં છું; તેનાથી મને જે દર્દ થાય છે તેમાંથી તમે મને શી રીતે બચાવી શકશો ? હે વૈદ્ય ! તમારા માથા ઉપર જ્યારે મરણ ઝઝુમી રહેલું છે, ત્યારે તમે નિરાંતે કેવી રીતે ઉંઘી શકો છો ? પૈસાને ખાતર તમે બીજાના રોગ સારા કરવાનો દાવો કરો છો ત્યારે જે ઝેર તમારા હૃદયનો ક્ષય કરતું જાય છે તેનો કેમ વિચાર કરતા નથી ?

વૈદ્ય તો આ સાંભળીને સ્તબ્ધજ બની ગયો. એક શબ્દ પણ તેનાથી વિશેષ બોલી શકાયો નહિ તો પછી આગળ વધીને **નાનક**ની નાડી તપાસવાની હિમ્મત તો કયાંથીજ ચાલે ?

**નાનક**ના પિતા તરફ જોઇને તેણે કહ્યું, તમારો છોકરો કોઇ પણ પ્રકારના શારીરિક રોગથી પીડાતો નથી. એનું દર્દ તો જૂદુંજ છે. એ કોઇ સામાન્ય માણસ નથી પણ મનુષ્યજાતિનું કલ્યાણ કરવા સારૂ **પ્રભુ**એ મોકલેલો કોઇ ફિરસ્તો કે **પયગમ્બર** છે. ઇશ્વર તરફના એના પ્રેમને લીધેજ એ આખી મનુષ્યજાતિ માટે સમાન દૃષ્ટિ રાખે છે અને તેથી લોકોનાં દુઃખ જોઇને એ દુઃખ પામે છે. તમે એને એકાંત સેવન કરવા દેજો, ગભરાવાનુ કંઇ પણ કારણ નથી."

એમ કહીને વૈદ્યરાજ ગુરુ **નાનક**ને મહાપુરુષ જાણી પ્રણામ કરીને ઘર તરફ પાછા વળ્યા. **"न खलु वयस्तेजसां हेतुः"**

# ૬–ઉપવીત–સંસ્કાર

**"जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते"**—જન્મતાં દરેક માણુસ શૂદ્ર હોય છે, સંસ્કારથી દ્વિજ કહેવાય છે. આ માન્યતા એટલી યથાર્થ અને બળવતી છે, કે તે કેવળ હિંદુઓમાંજ ઘર કરીને બેસી રહેલી નથી પણ સમસ્ત જગતનાં મનુષ્યો ઉપર તેની સત્તા પ્રવર્તી રહી છે.

દરેક ધર્મમાં અને દરેક જાતિમાં સંસ્કારવિધિની આવશ્યકતા સ્વીકારાયલી છે, સ્વીકારાયલી છે એટલુંજ નહિ પણ એક અવિનાર્ય ફરજ તરીકેનું સ્થાન પામી ચૂકેલી છે. અલબત દરેક ધર્મની સંસ્કારવિધિમાં ભિન્નતા જોવામાં આવે છે ખરી.

ઉચ્ચ વર્ણના હિંદુઓમાં–દ્વિજોમાં–જે સંસ્કાર પ્રવર્તે છે તેને ઉપવીત અથવા ઉપનયનના નામથી ઓળખવામાં આવે છે. ખ્રિસ્તિઓ જળ–સેચન ( Baptism ) વિધિ કરે છે, મુસલમાનોમાં સુન્નત વગેરેને સ્થાન મળેલું છે, પારસીઓ કસ્તી પહેરવાની વિધિને અને અન્ય હિંદુઓ કંઠી બંધાવવાના સંસ્કારને પવિત્ર માને છે. આ સંસ્કારોથી તે તે ધર્મનો માણુસ કદી પણ વંચિત રહી શકતો નથી અને રહે તો તેનો તે સમાજમાંથી બહિષ્કાર થાય છે.

કેટલી ઉદાત્ત ભાવનાથી આ પ્રણાલી દાખલ કરવામાં આવી હશે ? સામાન્ય રીતે આપણે મનુષ્યોના બે વર્ગ પાડીએ છીએ. સંસ્કારી અથવા સુધરેલા અને અસંસ્કારી અર્થાત્ અનઘડ. કોઇને આપણે સંસ્કારી કહીએ છીએ એટલે તેનામાં વિવેકશક્તિ–સારાસાર સમજવાની શક્તિ–અને તેને અનુસરતા વર્ત્તનનું અસ્તિત્વ સ્વીકારીજ લઇએ છીએ. બીજા પ્રકારનાં મનુષ્યોમાં તેનો અભાવ જોવામાં આવે છે. માણુસજાતમાં રહેલી આ ભિન્નતાજ તેના 'સભ્ય' અને 'અસભ્ય' એવા બે વર્ગ પડાવે છે.

ઉપવીતસંસ્કાર પછી કોઇ પણ હિન્દુ, અને જળસેચન પછી કોઇ પણ ખ્રિસ્તી બચ્ચો એવો નહિ રહેવો જોઇએ કે જે સાચા ગૃહસ્થનાં લક્ષણોથી વંચિત હોય. હિંદુઓની **વસુધૈવ કુટુમ્બકમ્** ભાવના અને સત્ય તથા પરહિત માટે ભગવાન ઈસુખ્રિસ્તની વધસ્તંભે જડાવાની ઘટના ધર્મના ઉક્ત સંસ્કાર થયા પછી દરેકે દરેક સાચા હિન્દુ અને સાચા ખ્રિસ્તીમાં અવશ્ય જાગવીજ જોઇએ. અર્થાત્ પોતપોતાના ધર્મપંથ પ્રમાણે આદર્શ મનુષ્યનાં લક્ષણો ઉદ્‌ભૂત થવાંજ જોઇએ.

હિન્દુ અને મુસલમાન, ખ્રિસ્તી અને બૌદ્ધિસ્ટ, પારસી અને યાહુદી આ પ્રમાણે સંસ્કારનો વાસ્તવ હેતુ સમજે અને સમજ્યા પછી તે પ્રમાણે આચરણ કરે તો આ નાના કલેશથી, એક બીજાનો સંહાર કરી શ્રેષ્ઠતા મેળવવાની ધૃષ્ટતાથી, રાજ્ય અને દ્રવ્યલોભથી તેમજ ઇર્ષ્યાથી જે અન્યાય પ્રવર્તી રહ્યા છે, જે જાદવાસ્થળીઓ દેશદેશમાં વખતોવખત જાગતી આવી છે અને હમણા પણ યૂરપ જેવા કહેવાતા સભ્ય–સંસ્કારી–ખંડમાં મચી રહી છે તે સઘળું શાનું હોય ? અનેક યાતનાઓથી પરિતપ્ત થઇ રહેલાં માણસો આજે શાંતિ-સાગરમાંજ સ્નાન ન કરી રહ્યાં હોત ?

પણ વાસ્તવ સંસ્કારિતા કે સભ્યતા–જે પ્રભુપરાયણતા, ન્યાય-પ્રિયતા, સત્યતા, દયાળુત્વ, અને વિશાળ માનવપ્રેમ વગેરે સદ્‌ગુણોપર અવલંબેલી છે તેનું ધોરણ શિથિલ થઇ ગયું છે, અને અમુક દેશ-માંજ, અમુક પ્રજામાંજ, અમુક વર્ણમાંજ, અમુક ભાષામાંજ, અમુક પહેરવેશમાંજ અને અમુક પ્રકારની રીતભાત–Etiquette–માંજ તેને જકડી લેવામાં આવી છે. જો તેનો સમુદ્ધાર કરવામાં આવે તો પછી તે–

" આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. "*

---

* મગનભાઇ ચ. પટેલ—કુસુમાંજલિ.

એમાં શો શક?

વાંચક, આપણે એક વખત તેને માટે દૃઢ સંકલ્પ કરીએ અને પછી જુઓ કે ભાવનાશક્તિ–Thought power–શું કરી શકે છે?

ગુરુ **નાનક** નવ વર્ષના થતાં તેમને ધારા પ્રમાણે ઉપવીત–સંસ્કાર કરવાનો–જનોઇ દેવાનો–સમય આવી પહોંચ્યો. સગાંવહાલાં અને બ્રાહ્મણોને નિમંત્રણ મોકલવામાં આવ્યાં અને સઘળી તૈયારીઓ થઇ રહી. જમીન સાફ કરીને ચોખાના લોટના સાથીઆ પૂરાયાં અને યજ્ઞોપવીત (જનોઇ) કાઢીને થાળમાં મૂકવામાં આવ્યું. એ પછી કેટલાક ભળતાજ શ્લોકોના ઉચ્ચારણ અને ક્રિયા કરવા પછી પુરોહિત બાબા **નાનક**ના ગળામાં જનોઇ નાખવાની તૈયારીમાં હતા તેવામાં એક વિચિત્રજ ઘટના બની!

સદાના જિજ્ઞાસુ બાળકે પ્રશ્ન કર્યો, "મહારાજ, આ તાંતણો શા ખપનો છે? એને ગળામાં નાંખવાનો શો ઉદ્દેશ છે અને તે પહેરનારે શી શી ફરજો બજાવવાની છે?"

'**निरस्तपादपे देशे एरण्डोऽपि द्रुमायते**' (ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન) એ ન્યાયે પુરોહિત બિચારા એક ગ્રામ્યપંડિત હતા અને યજ્ઞોપવીતનું રહસ્ય જરા પણ સમજતા ન હતા; તેમણે જવાબ આપ્યો.

"આ ઉપવીત પહેર્યા સિવાય કોઈ પણ માણસ યજ્ઞક્રિયામાં ભાગ લઇ શકતો નથી. આ પવિત્ર જનોઇ પહેર્યા પછી જ તે સઘળી ધર્મક્રિયામાં ભાગ લેવાનો અધિકારી થઈ શકે છે."

**નાનકે** પ્રશ્ન કર્યો:—"ધારો કે આવી જનોઇ પહેરનારો માણસ એ સંસ્કાર પામ્યા પછી પણ પોતાની રીતભાત બદલે નહિ અને સદાચરણી થાય નહિ, તો શું આ તાંતણો તેને પવિત્ર રાખી શકે છે? તેને કૃતકર્મનાં ફળ ભોગવવાં નહિ પડે કે?"

પુરોહિત હવે શો જવાબ દઇ શકે? ગુરુપદ કેટલું મહાન્ છે? તેને પ્રાપ્ત કરવાની યોગ્યતા મેળવ્યા સિવાય ગુરુ બની બેસનારાઓ જિજ્ઞાસુ યુવકોનું સમાધાન કરવા અશક્ત થાય છે, અને તેથી તેમની ધર્મશ્રદ્ધાને વંચિત કરે છે! આ પદ જેટલું મહાન્ છે તેટલુંજ દુષ્કર પણ છે અને તેથીજ **"आचार्यदेवो भव"** (ગુરુને દેવ જેવા માનો) એમ ઉપનિષદ્‌માં કહેવામાં આવ્યું છે. આપણા પુરોહિત તો સૂંઢને કકડે ગાંધી થયેલામાંના એક હતા. આરંભમાં આડંબર તો તેમણે બહુ કર્યો પણ ગુરુજી આગળ તે ક્યાં સુધી નીભી શકે? અતે તેમણે જવાબ આપ્યો, કે; "એ બધું હું જાણુતો નથી, પણ આપણા શાસ્ત્રોમાં લખ્યું છે અને આપણા બાપદાદાઓ તે પ્રમાણે કરતા આવ્યા છે માટે આપણે પણ તે પ્રમાણે વર્તવુ જોઇએ."

**નાનકઃ**—એ કેમ બની શકે? તમે જ્યારે એની ઉપયુક્તતા સ્પષ્ટપણે સમજાવી શકતા નથી ત્યારે કેવળ રૂઢીનેજ અધીન થઇને વર્તવાનું કેમ બની શકે? હું રૂઢીનો ગુલામ થવા માગતો નથી જ."*

લોકોએ મોંમાં આંગળાં ઘાલ્યાં અને માતપિતા દુઃખિત થયા. આથી **નાનકે** જનોઇનો અર્થ નીચે પ્રમાણે સમજાવ્યો:—

**" दयाकपास संतोषसूत जत गंठी सत वट,**
**यह जनेउ जीवका है इतो पाण्डे घट.**
**ना यह तुटे न मल लगे न यह जले न जाय;**
**धन्य सो मस नानका जे गल चले पाय. "**

"દયાના કપાસમાંથી સંતોષરૂપી સૂતર કાંતો અને સત્ય તથા તપની ગાંઠ વાળો. જીવને માટે તો એ જનોઇ છે, એટલુ તો પંડ્યાજી જાણો! એ જનોઇ કદી તૂટતી નથી, મલીન થતી નથી, બળતી

---

* ગુલામો કાયદાના છો! ભલા એ કાયદો કોનો?
ગુલામોને કહું હું શું? હમારા રાહ ન્યારા છે! કલાપી.

નથી કે ખોવાતી નથી. આવી જનોઇ જેઓ પહેરે છે તેમને ધન્ય છે."

પુરોહિત—તમે જે કહ્યું તે ઠીક છે, પણ તમારા બાપે આજે જે મહેનત અને ખરચ કર્યું છે, તે તરફ તો તમારે જોવું જોઇએ. તમારાં માતપિતા અને સગાંવહાલાં તરફ નજર તો કરો, તેઓ કેટલાં ઉદાસ અને નિરાશ થઇ ગયાં છે !

**નાનકઃ**—"મને માફ કરજો, અમુક માણસોને રાજી કરવાને કે આજના ખરચને સફળ કરવાને હું રૂઢીનો ગુલામ થઈ શકતો નથી. બહારના આકારો કરતાં અંદરના તત્ત્વ તરફ હું તમો સઘળાનું વિશેષ ધ્યાન ખેંચું છું. ખરી શ્રદ્ધાથી માણસ પૂજ્ય બને છે અને ઈશ્વરની ભક્તિથી અને સદ્‌વર્તનથી તે પૂર્ણતાને પામે છે."

ગુરુ **નાનક** સમજતા હતા કે "યજ્ઞોપવીત માણસને એકદેશીય બનાવવાની અમુક પ્રકારના મજહબની ફાંસી છે. જો તેને હુ પણ પહેરી લઉં તો અવશ્ય મારી ગણના પણ એકદેશીયમાંજ થઈ જાય. મારે તો હિન્દુ મુસલમાન બન્નેને સમાન ગણીને તેમને હિતોપદેશ કરવાનો છે અને **મક્કા મદીના** સુધી પ્રવાસ કરવાનો છે. એ કાર્યોમાં જનોઈ એક બન્ધન સમાન અવશ્ય થઈ પડે એમ છે અને તેના વિના મને જરાપણ હાનિ થાય એમ જણાતું નથી" તો પછી શા માટે હાથે કરીને ઉંડા પાણીમાં ઉતરવું ? ખરેખર ! મહાન્ પુરુષોના રાહ ન્યારાજ હોય છે. સામાન્ય માણસોને આગળ વધવામાં ઉપકારક થઈ પડતો આ અને બીજા સંસ્કારો કે જેની સાથે શારીરિક તેમજ માનસિક ઉન્નતિ કરનારી ભાવનાઓ, મંત્રો અને ક્રિયાઓ જોડાયેલી હોય છે, તે સર્વથી મેળવવાના લાભરૂપી હૃદયોન્નતિ તો પૂર્વયોગથી ગુરુજી મેળવીનેજ જન્મેલા હતા, એટલે તેવા અસામાન્ય મહાત્માને માટે ઉપવીત સંસ્કાર અનુપયોગી હોય એ સ્વાભાવિકજ છે. લોકો તેમજ પુરોહિતો આવા ઉપકારક સંસ્કારોનું રહસ્ય સમજી તે મુજબ

ન ચાલતાં માત્ર તાંતણો ગળે નાખી લઇને તેટલાથીજ કૃતાર્થતા માને, એવું થઈ પડેલું હોવાથી અંતરની યોગ્યતા વધારવાને માટે આવા મહાત્માઓ આમ બહુજ ભાર દઇને ઉપદેશ કરે એ પણ સ્વાભાવિકજ છે.

બિચારૂ વેદી કુટુમ્બ જાણે વજ્રપાત થયો હોય તેમ દુઃખમાં ડૂબી ગયુ. આ કંઇ સામાન્ય પ્રશ્ન ન હતો. પણ પરંપરાની અબાધિત ધર્મપ્રણાલી તૂટવાનો, જીવનપર્યંત દ્વિજત્વ ખોઈ બેસવાનો, પતિત કહેવાવાનો, જ્ઞાતિમાંથી બહિષ્કૃત થવાનો અને લોકોની નિંદાનો વિષય થઇ પડવાનો પ્રસંગ હતો.

ગુરુ નાનકના કાળ પહેલાં થોડાજ દાયકાઓ ઉપર થઈ ગયેલા દક્ષિણના મહાન જ્ઞાની અને ભક્તપુરુષ જ્ઞાનદેવના પિતા વિઠ્ઠલપંતે ગુરુઆજ્ઞાથી સંન્યસ્ત છોડી ગૃહસ્થાશ્રમમાં પુનઃ પ્રવેશ કર્યો હતો; તેમના આ ઘોરતમ (!) પાપનું દેહાંત સિવાય બીજું કોઇ પણ પ્રાયશ્ચિતજ તે વખતના બ્રાહ્મણોને શાસ્ત્રમાંથી મળી આવ્યું ન હતું ' અને તેથી તેમણે વિઠ્ઠલપંતનાં બાળકોને ઉપવીત સંસ્કાર કરાવવા ના પાડી હતી. પોતાના પુત્રોનું દ્વિજત્વ નષ્ટ થાય તે એક ઉચ્ચકોટિનાં બ્રાહ્મણ માતપિતાથી કેમ સહન થઈ શકે ? તેમણે બન્નેએ કાશી તરફ પ્રયાણ કર્યું અને ગંગામાં ઝપાપાત કરી આત્મબલિદાનથી પોતાના પાપનું પ્રાયશ્ચિત કર્યું હતું ! આ દૃષ્ટાન્તથી ઉપવીત-સંસ્કારને દ્વિજો કેટલા મહત્ત્વનો માને છે તેનું દર્શન થાય છે.

માતા તૃપ્તાજીને પણ પુત્રના આ વખતના આચરણથી ઘણું લાગી આવ્યું અને તેમણે સજળ નયને પુત્રને વિનવીને કહ્યું,—

“ બેટા, આમ ઘેલો થા નહિ. આપણા કુળ અને જાતિ તરફ તો જરા નજર કર. તારા આવા આચરણથી અમને જગતમાં કેટલું નીચું જોવાનું થશે ? આપણે પતિત કહેવાઇશું અને લોકો મહેણાંટૂણાંથી અમને ઢુંપી નાખશે; તે જોવા તું રાજી છે ? તારૂં કહેવુ

ખરૂં હોય તો પણ બેટા, તું હઠ મૂકીને તારી આ ગરીબ માતાને ખાતર જનોઇ પહેરી લે."

એવો પાષાણ-હૃદયનો કયો પુત્ર હશે કે જેનું હૃદય માતાનાં આવાં દીન વચન સાંભળીને પાણી પાણી નહિ થઇ જાય? **નાનક** માતાની આ આજ્ઞાનુ ઉલંઘન કેમ કરી શકે? જે કામ ભયથી, ધર્મ-બન્ધનથી કે લોકનિંદાના ડરથી ન થયું તે માતાના આંસુએ અને સ્નેહપૂર્ણ સાદા શબ્દોએ ક્ષણવારમાં સફળ કર્યું. **નાનકે** તરતજ જનોઈ પહેરી લીધું! ધન્ય છે માતાઓના પ્રેમને! વન્દેમાતરમ્!

## ૭-ખેડુ-જીવન

**નાનક** વિદ્યાર્થીઅવસ્થામાં હતા ત્યારે ભણવા તરફ તેમનુ ઝાઝું લક્ષ હોય એમ લોકોને જણાતું ન હતું. તેમનું ધ્યાન એકજ માર્ગ તરફ હતું અને તે માર્ગ **પ્રભુ-પ્રેમનો** હતો. જેમનામા આત્મ-દીપક પ્રકટયો હોય તેને પુસ્તકોનાં થોથાં ઉથલાવવાની શી જરૂર? પરમહંસ **રામકૃષ્ણ**, જેમને આપણે ભણતર કહીએ છીએ તે કયા પામ્યા હતા? છતાં તેઓ **યૂરોપ-અમેરિકાને** મુગ્ધ કરી દેનાર સ્વામી **વિવેકાનંદના** ગુરુ હતા! બીજાઓની સમજમાં ઉતરતાં જે વિષયને વરસો વીતે તે પ્રતિભાસંપન્ન પુરુષોને ક્ષણવારમાં અવગત થઇ જાય છે. **નાનકના** સંબંધમાં તેમજ હતું; પણ તેના પિતાને તેની શી ખબર પડે?

ગામના લોકોમા જ્યાં ત્યાં કાલુવેદીના પુત્રનીજ વાત ચાલી રહેતી. ઘણાક તેને પાગળ કહેતા, અને કોઇક ભક્ત કહેતું. કેટલાક તો એટલે સુધી બોલતા કે "શેનો એ ભગત? હરામ હાડકાંનો અને એદી તો છે! એ જાતે એવો છે અને અમારાં છોકરાંઓને

પણ નિરુદ્યમી બનાવી રહ્યો છે." લોકોનાં આવાં મહેણાં કાલુના કાન સુધી વારંવાર અથડાવા લાગ્યાં, ત્યારે એક દિવસ તેણે **નાન**કને બોલાવીને કહ્યું:—

"મારા પુત્ર! લોકો કહે છે, કે તુ ગાંડો થઇ ગયો છે, આળસુ અને એદી છોકરો છે. આવાં વચન મારાથી સાંભળી શકાતા નથી. જો તું આપણું ખેતર સંભાળે તો કેવું સારૂ? ત્યા તને હરવા-ફરવાનુ મળશે અને ત્યાં જવાથી તું આળસુ છે એવો લોકોનો ભ્રમ છે તે પણ દૂર થશે. હું ધારૂ છું, કે હવે તારે કોઈ પણ ધધો પકડવો જોઈએ. હમેશા નિરુદ્યમી પડી રહેવું કેમ પાલવે? તું ખેતીનો ધધો કરી શકીશ?"

પ્રતિપળે કુદરતનુ ભાન કરાવતા આંખોને ઠારી દેતાં હરિયાળાં ખેતરો, રમણીય પક્ષીઓના મધુરા કલ-રવ, ધ્યાન ધરવામાં વિક્ષેપ કરનારી જગતની ધડમથલોથી દૂરનો એકાંત અને અનેક જીવોનુ પોષણ કરવાની ઉમદા તક, આ સઘળાં **નાન**કને ખેડુત બનવાને આકર્ષતાં હતાં. તેણે તરતજ જવાબ દીધો:—

"પિતાજી! હું કાલથીજ ખેતરે જઇશ."

"હવે દીકરો ઠેકાણે આવી જશે ખરો" એવા વિચારથી પિતાના આનંદનો પાર રહ્યો નહિ!

**નાન**કે બીજે દિવસથી રખોપું કરવા માંડયું. ઘણુ લઇને ગોવાળો ચોતરફ ચરાવવા આવતા હતા, તેમની સાથે **નાન**કે દોસ્તી બાંધી, અને તેમને ઉપદેશ દેવા માંડયો.

એક દિવસે **ભાણુ** બૂડયો હતો અને ગોવારૂં ગામમાં વાળી જવાનો વખત થયો હતો. રાયકાઓએ 'ચતરંગ વાંસળી' વગાડી અને 'આધી આધી ખોમાં ફરતી ગાયો' તે સાંભળીને દોડી આવી એકત્ર થઈ ગઈ.

આ જોઈને નાનકે ગોવાળોને કહ્યું, જુઓ, "તમારી વાંસળી સાંભળીને 'જવાનો વખત થઇ ગયો છે અને ગોવાળ આપણને બોલાવે છે' એમ સમજીને આ ગાયો કેવી એકત્ર થઈ ગઇ? પણ આપણે મનુષ્યો તો પશુઓ કરતાં પણ પામર છીએ! 'પ્રભુ અનહદ વાંસળી' વગાડી રહ્યો છે છતાં તેના ગીતના ભેદો આપણે સમજી શકતા કે આચરી શકતા નથી."

ગોવાળો મંત્ર–મુગ્ધ બન્યા અને બીજી તરફ તેમનું લક્ષ રહ્યું નહિ.

એટલામાં પાસેના ખેતરનો માલીક આવ્યો અને કહેવા લાગ્યો, "તમે ઉપર રહીને મારૂં બધુ ખેતર ખવાડી મૂક્યું છે. ચાલો તમને મારે હાકેમ પાસે લઈ જવા જોઇએ."

બિચારા ગોવાળોને પોતાની ભૂલ જણાઇ અને તેઓ ગભરાવા લાગ્યા. પણ નાનકે હિમ્મત આપી અને સંઘ આવીને થાણદારની ડહેલીએ ઉભો.

પેલા ખેતરવાળાએ ફરિયાદ કરી, "સાહેબ આ લોકોએ મારૂં આખું ખેતર ખવડાવી મૂક્યું છે માટે એમને ઉચિત દંડ દેવો જોઇએ."

ગોવાળીઆઓએ જણાવ્યું:–"મહારાજ, નાનક અમને ઉપદેશ આપતો હતો અને તે અમે ભાન ભૂલીને સાંભળતા હતા. તેથી ગાયો તરફ અમારૂં લક્ષ ગયું નહિ ને આમ અજાણતાં બગાડ થઇ ગયો હશે."

નાનક ઉપર બધી વાદળી આવી અને તેમને વધારે સજા કરવાનું ઠર્યું. એટલે તેમણે જણાવ્યું, કે "પણ આપ ખેતરમાં જઇને તપાસ તો કરો કે કેટલું નુકસાન થયું છે? અને પછી અમને સજા કરો. અમે તે ખુશીથી ભોગવીશું."

હાકેમને આ વાત ઠીક લાગી અને ખેતરમાં જઇને જોતાં તો આખું ખેતર હતું તેવુંજ માલૂમ પડ્યું!

હાકેમને પેલા ખેડુતે આ પ્રમાણે વાત વધારીને કહેવાથી અને નિર્દોષ ઉપર આળ ચઢાવવાથી ઘણો ક્રોધ ચઢયો, તેણે તેને સખત ઠપકો આપ્યો, અને ફરીથી આ પ્રમાણે કોઇનાપર કલંક ચઢાવીશ તો સખત સજાને પાત્ર થઇશ એમ કહી કાઢી મૂકયો, તથા **નાનક**નાં વખાણ કરી તેમને અને ગોવાળોને છૂટા કર્યા.

**નાનક**નું ખેતર સુવર્ણપાકથી ઝુકી રહ્યું છે, કદી પણ જોવામા નહિ આવેલો હોય તેટલો પાક ઉતરવાની વાતો ચાલી રહી છે ને **નાનક** ખેતરનું રખોપુ કરે છે. આસપાસના ખેતરના રખોપીઆઓ ગોફણના ગોળાથી, બૂમબરાડાથી અને થાળીઓના અવાજથી પંખીઓને ઉડાડી રહ્યા છે અને તે સઘળાં ટોળેટોળાં મળીને **નાનક**ના ખેતર ઉપર ઝઝુમી વળ્યાં છે! તેના વિશ્વવ્યાપી પ્રેમભર્યા હૃદયમાં આ પંખીડાંઓ માટે પણ ચોક્કસ સ્થાન હતુંજ; તેને અંતરપ્રદેશમાંથી પ્રેરણા થઇ આવી કે—

" રહેવા દે રહેવા દે આ સંહાર યુવાન તું;
ઘટે ના ક્રૂરતા આવીઃ વિશ્વ આશ્રમ સંતનું.
પંખીડાં ફૂલડાં રૂડાં લતા આ ઝરણાં તરુ,
ઘટેના ક્રૂર દૃષ્ટિ ત્યાં વિશ્વ સૌદર્ય કુમળુ. "

* *

" ફેંકી દેને તુજ કરથી આ પત્થરો ગોફણી આ,
મારે આવી મુજ ચમનમાં જોઇએ ક્રૂરતા ના;
જે પંખીડાં મુજ ચમનને લાગતાં ઘા ન છોડે,
તે પંખી છો મુજ ફળ ફૂલો ચાખતાં પૂર્ણ હર્ષે.
એ સૌ માગે જરૂર ઘટતો પાકમા કાંઇ હિસ્સો,
થોડું માગે જીવન અરથે, સ્વલ્પ દેવું ઘટે તો.* "

અને ગુરુ **નાનકે**:—

* કલાપીનો કેકારવ.

"આ ગોફણુ તો જ્ઞાનની કરીએ ને પ્રેમના ગોળા ફેંકાડ"× તે પ્રમાણે પંખીઓપર પ્રેમ વરસાવવા માંડયો અને જેમ જેમ તેઓ ટોળાંબંધ આવતાં જતાં તેમ તેમ તેનો આનંદ ઉભરી આવવા લાગ્યો અને બબ્બે હાથ ઉચા કરીને તેણે પોકારી પોકારીને ગાવા માંડયું કે.

**"रामदी चिड़ियां रामदा खेत ।**
**खालो चिड़ियां भर भर पेट ॥"**

આખું ખેતર ઉજ્જડ થઇ ગયું. એકદાણો સમખાવાનો પણ બચી શકયો નહિ. અણુધાર્યો પાક આ અણુધારી ઘટનામાં સાફ થઇ ગયો. કહેવાની જરૂર છે કે **નાનક**ના પિતાને આથી કેવું લાગ્યું હશે ? તે બિચારાની "પુત્રને ઠેકાણે પડવાની" આશા નિરાશામા ફેરવાઇ ગઇ અને તેણે **નાનક**ને કહ્યું:—

"પુત્ર ! તેં આળસમાં આખી ફસલ ધૂળધાણી કરી છે !" **નાનકે** જવાબ દીધો, પિતાજી ! હુ આળસુ કદી પણ બેસી રહ્યો નથી. મારા કામમાં હું સદા મંડયોજ રહું છું. "આ શરીર એ મારૂ ખેતર છે, અને મનોનિગ્રહરૂપ હળથી હુ તેને ખેડું છું. વિનયરૂપી જળનું તેમાં સિંચન કરૂ છું અને પવિત્ર મંત્રરૂપી બીજ તે ખેતરમા મે વાવ્યાં છે. તેને એવો પાક આવશે કે જે મારી સાથે શાશ્વત રહેશે. આ જગતમાંના કોઇના અન્નભંડારો તેની સાથે જતા નથી પણ હું તો એવું અનાજ એકત્ર કરૂં છું, કે તે સદાને માટે મારી સાથે રહેશે અને તેમાંથી કોઇ કશું પણ ખુંચવી શકશે નહિ."

બિચારા કાલુવેદીને આ તત્ત્વજ્ઞાન ક્યાંથી પસંદ આવે? ભાપણુનો અંત આણુવા તે એકદમ બોલી ઉઠયો, "હું સમજ્યો સમજ્યો ! તને ખેતીનો, જાત મહેનતનો અને ટાઢતડકાનો ધંધો પસંદ આવતો નથી. હવે બસ કર."

---

× અખો—ગોપકાવ્યો.

# ૮.—સાચો સોદો.



**નાનક** ખેતરના કામથી બરતરફ થયા પછી એક દિવસ **મર્દાના** નામનો એમના ઘરનો એક ગવૈયો તેમની પાસે આવ્યો. તેણે વાત કાઢી કે **પાકપટ્ટન** શહેરમાં બાબા ફરીદનો મેળો ભરાનાર છે; એ વખતે ત્યાં અનેક સાધુ–સંત અને ફકીરો એકત્ર થશે. આપ જો ત્યાં પધારશો તો ઘણો આનંદ થશે અને સાથે સાથે હું પણ મેળો જોઈ શકીશ.

ગુરુજીએ **મર્દાના**નું કહેવું સ્વીકાર્યું અને પોતાનાં માતપિતાની રજા મેળવીને તેઓ સંવત્ ૧૫૪૧ ના જ્યેષ્ઠ સુદી પુનમના **પાકપટ્ટન**ના મેળામાં પહોંચ્યા. બાબા ફરીદના સ્થાન ઉપર આ વખતે શેખ ઈબ્રાહિમ હતા. તેમની સાથે ગુરુજીને કેટલોક વાદ–વિવાદ થયો; જે ગુરુગ્રંથસાહેબના **મારૂ** રાગ–વિભાગમાં આપવામાં આવ્યો છે. અહીં ત્રણ દિવસ સુધી રહી મેળો વિખરાતાં **નાનક** ઘેર આવ્યા.

હવે તેમના પિતાજીને ફિકર પડી કે મારો છોકરો સાધુ–સંતો અને દરવેશ–ફકીરોને મળવાને સદા આતુર રહે છે; તો સંગતિદોષથી રખેને કદાચ એ પણ સાધુ થઇ જાય! માટે ગમે તે ધંધામાં જો એનું ચિત્ત ચોંટી જાય તો ઠીક. કારણ કે નવરૂ મન કુતર્કો કર્યા કરે છે, અને અધઃપાત કરાવે છે. પણ તેને ક્યાં ખબર હતી કે **નાનક**નુ મન તો અહર્નિશ એક ઉમદા કામમાં જ લીન થઈ રહેલું હતું.

તેણે એક દિવસ **નાનક**ને બોલાવીને કહ્યું:—બેટા, તને જો ખેતીનો ધંધો નથી ગમતો તો એકાદ પરચુરણ માલની દુકાન માંડીને બેસે તો કેમ?

**નાનકે** હસતાં હસતાં જવાબ આપ્યો:—પિતાજી મેં તો ક્યારનીએ દુકાન માંડી દીધી છે. કાળ અને દિશારૂપી મારી દુકાન છે,

તેમાં સત્ય અને ઇંદ્રિયસંયમરૂપી માલ ભરેલો છે; હું મારાં ગ્રાહકોને તે માલ આપુ છુ અને તેમાં મને સારો નફો મળે છે.

આથી તેના પિતાએ જરા મોં કટાણું કરીને કહ્યું:—અરે ! તને દુકાનમાં આખો દિવસ બેસી રહેવાનુ નહિ ગમતું હોય ! તો તું ઘર વેચવાની દલાલીનો ધંધો પકડે તો કેમ ? હું ધારૂં છું કે તે તને જરૂર પસંદ પડશે. તું દૂર દેશપ્રદેશ જઈ શકીશ, મોટા મોટા માણસોને મળી શકીશ, અને તને વાતો કરતાં તો બહુ સારી આવડે છે એટલે જરૂર આ ધંધામાં તું ફતેહમંદ થઈશજ.

**નાનકે** જવાબ આપ્યો:—" સત્ય એ મારૂ ઘર છે, અને સત્શાસ્ત્રો એ મારા ભોમીઆ છે. સત્કર્મોરૂપી સુવર્ણમહોરોથી ભરેલી કોથળી સાથે હું **પરમાત્માને** દેશ જરૂર પહોંચી શકીશ. "

આ સાંભળીને તેમના બાપની નિરાશાનો પાર રહ્યો નહિ. વળી તેમણે નવો ધંધો બતાવ્યો:—

" જો તારાથી કંઇ પણ બને તેમ ન હોય તો અહીંના સુબાના હાથ નીચે કારકુની કે એવી બીજી કોઈ નોકરી લઇ લે તો કેમ ? "

**નાનક**:—પિતાજી, હુ તો ક્યારનોએ નોકર થઈ ચૂક્યો છુ. **પરમાત્માને** મેં મારી જાત અર્પણ કરી છે, અને તેની સેવા ઉઠાવવાને હું મારૂ બનતું કરૂ છુ, અને એ હાકેમ પ્રસન્ન થાય તેનીજ રાહ જોઇ રહ્યો છું. " હવે શુ કરવું અને શુ કહેવું તેની કશી પણ સમજણ નહિ પડવાથી આખરે તેમના પિતાએ કહ્યું:—

" બેટા, જો તારાથી આમાનુ કંઇ પણ ન બને તો જરા વધારે ખુશમિજાજ અને આનંદી થાય તો પણ બસ ! જ્યારે જ્યારે તને આ પ્રમાણે કંઇને કંઇ વિચારમા પડી ગયેલો અને ગાંડા માણસનાં જેવાં આચરણ કરતો જોઉં છું ત્યારે મને જે દુઃખ થાય છે તે કહ્યું જાય એમ નથી. "

**નાનકે** પ્રફુલ્લ વદને જણાવ્યું:—" પિતાજી આ દુનીઆની બાબતો સંબંધી જે સત્ય વાત હતી તે મેં જણાવી છે, બાકી માગ સંબંધમાં તો હું આપની આજ્ઞા પ્રમાણે ચાલવાને તૈયાર છું. કારણ કે પિતાની આજ્ઞા માનવી એ પુત્રનો ધર્મ છે. "

તેમના પિતાના ચહેરાપર આનંદની છટા પ્રસરી અને તેઓ બોલ્યા, " ખરેખર તું એક સારો છોકરો છે, અને ભવિષ્યમાં એક સારો માણસ થઇશ એવી હુ આશા રાખું છું. કાલે હું તને વેપાર કરવાને માટે રૂપીઆ આપીશ અને શું કરવું તે પણ બતાવીશ. "

બીજે દિવસે સવારમાં કાલુએ **નાનકને** બોલાવીને તેના હાથમા ૨૦ રૂપીઆ મૂક્યા અને કહ્યું, કે " બેટા, એવો વેપાર કરજે કે જેમાં સારો નફો હોય. "

**નાનકે** પૂછ્યું, " પિતાજી એવો વેપાર કયો છે ? "

જવાબ મળ્યો કે, " ખૂબ વિચારપૂર્વક કસી કસીને 'સાચો સોદો' કરવો કે અંતે જરા પણ ટોટો આવે નહિ. બસ એટલું ધ્યાનમા રાખવામાં આવે તો બધાજ વેપાર નફાકારક છે. આ વખતે તું બરાબર સોદો કરી શકીશ તો ભવિષ્યમાં એ કામ માટે તને મોટી રકમ આપવામાં આવશે. "

**નાનકે** ઉત્તર વાળ્યો:—" હું તે બરાબર કરીશ અને મારી ખાત્રી છે કે આપ મારા સોદાથી પ્રસન્ન થશો. "

**પછી નાનક બાલા** નામના એક જાટ સાથે ગામમાંથી શહેર તરફ જવા નીકળ્યા. બારેક માઇલ ચાલ્યા પછી ચૂંહડકાને નામના ગામમાં તેઓ આવી પહોંચ્યા. ત્યાં એક ઝાડની ઘટા નીચે કબીરપંથી સાધુઓનું એક ઝુંડ ઉતરેલું તેમના જોવામાં આવ્યું. તેમાંના કેટલાક સાધુઓ ધ્યાનમગ્ન થયેલા હતા, કેટલાક ભજન–કીર્તન કરતા હતા, કેટલાક ચારે બાજુએ ધૂણી ધકાવી તડકામાં બેસી પંચા-

ક્રિમથી તપ કરતા હતા અને કેટલાક હાથ ઉંચા કરીને પોતાના શરીરને કષ્ટ આપી રહ્યા હતા. તેમનો મહંત એક મૃગચર્મપર બેઠો હતો અને તેણે પોતાની કેડે ભૂર્જપત્રો વીંટેલાં હતાં અને માથે મોટી જટા ધારણ કરી હતી. કેટલાક શિષ્યો તેની પાસે બેસીને પાઠ કરતા હતા.

**નાનકને** તેમના દર્શનથી ઘણો આનંદ થયો; પરન્તુ એવામાં કોઇએ ધીમેથી તેમને કહ્યું, કે આ સાધુઓ ત્રણ ત્રણ દિવસથી અહીં આવીને પડયા છે, છતાં કોઈ પાણીનોએ ભાવ પૂછતું નથી.

આ સાભળી ગુરુજી સખેદ આશ્ચર્ય પામ્યા અને **બાલાને** પોતાની પાસે બોલાવીને કહ્યું, "આ માણસો એવા છે કે એમની સાથે સોદો કરવાથી આપણને ઘણોજ લાભ થવાનો સંભવ રહે છે, અને મારા પિતાએ કોઇપણ લાભદાયક ધંધો કરવાનુંજ કહ્યું છે, તો આપણે આવી ઉમદા તક ગુમાવવી જોઇએ નહિ. આપણે આ મૂડીનુ એમને ભોજન કરાવવામાં રોકાણ કરવું જોઇએ.

**બાલાએ** કહ્યું:—"આવી બાબતમાં તમારા પિતા ઘણા સખત છે, માટે કંઈ પણ કરતાં પહેલાં પૂર્ણ વિચાર કરજો." એમ કહીને તેણે નાણાની કોથળી **નાનકના** હાથમાં મૂકી.

તે લઇને તેઓ **મહંત** પાસે જઇને પ્રણામ કરીને બેઠા, અને નમ્રતાપૂર્વક તેમને પૂછવા લાગ્યા:—

"આપ વસ્ત્રરહિત છો તેથી ઉનાળાની ગરમીથી અને શિયાળાની ઠંડીથી આપને અત્યંત કષ્ટ થતું હશે. આ સુંદર શરીર ધૂળ અને રાખથી રગદોળાય છે. આ જીંદગી મૂળેજ દુઃખરૂપ છે તેને આપ આમ વધારે દુઃખમય શા માટે બનાવો છો ?"

**મહંતે** જવાબ આપ્યો: બચ્ચા ! દેહને કષ્ટ આપવાથી આપણાં પાપ બળી જાય છે; અને તેથી આપણો આત્મા ઉચ્ચપ્રદેશમાં વિહ-

રવાને લાયક બને છે, માટે અમે અમારા સંપ્રદાયના આદેશ પ્રમાણે આમ તપ કરીએ છીએ."

**નાનકઃ**—શું ત્યારે આપ લોકો જમતા પણ નથી?"

**મહંતઃ**—જે કંઈ અનાયાસે આવી મળે છે તે અમે ગ્રહણ કરીએ છીએ. તેને માટે ખાસ પરવા રાખતા નથી. અમે જગતથી કંટાળેલા છીએ અને તેથી તેનાં માયિક સુખો તરફ લક્ષ આપતા નથી."

**નાનકઃ**—"તો કૃપા કરીને આ નજીવી રકમનો સ્વીકાર કરો અને જોઇતી સામગ્રી મંગાવી લો."

**મહંતે** કહ્યુંઃ—ભાઇ, તું હજી બાળક છે. આ પૈસા તારા પિતાના છે અને તેણે તે કશા કામને માટે તને આપ્યા હશે. અમારાથી એ ગ્રહણ કરી શકાય નહિ."

**નાનકે** જવાબ આપ્યોઃ—"મારા પિતાએ મને આ રૂપીઆ આપતાં કહ્યું હતું, કે તું આનો સારો સોદો કરજે; અને આપના જેવા સંત પુરુષોની સેવાના સોદા સિવાય બીજો સારામાં સારો કયો સોદો છે? એજ વાસ્તવ સોદો છે અને બીજા બધા તો માયાવી છે."

**નાનકનાં** આવાં ડહાપણભર્યા વચન સાંભળીને તે મહન્ત ઘણો રાજી થયો અને તેણે હસતાં હસતાં કહ્યું, ખરે તમે બહુ સમજુ લાગો છો. જ્યારે તમારી ઇચ્છાજ છે કે અમને રૂપીઆ આપવા, તો બજારમાં જઇને એમાંથી અમારે માટે ખાવાનુંજ લઇ આવો. અમે ત્રણ દિવસથી કશું પણ ખાધું નથી."

આ શબ્દો સાંભળતાંજ **નાનકે** ઉઠીને ગામમાંથી આટો, ઘી, ગોળ, ચોખા અને દાળ વગેરે સામાન આણ્યો અને સાધુઓને જમાડ્યા **મહન્તે** તેમને આશીર્વાદ દીધો.

પછી **નાનક** અને **બાલા** પોતાને ગામ પાછા ફર્યા. ગામની પાસે આવતાં **નાનક** એક પીલુના ઝાડ નીચે—જે હજી પણ 'તંબુ

સાહેબ'ના નામથી પ્રસિદ્ધ છે—આસન વાળી બેસી ગયા. અને બાલાને ખાલી ઘોડી સાથે ઘેર મોકલી દીધો.

તેણે ઘેર આવીને કલ્યાણરાયને (કાલુને) સોદાના સઘળા સમાચાર કહી સંભળાવ્યા; એટલે તેના ક્રોધનો પાર રહ્યો નહિ, ગુરુ સાહેબને ખૂબ ધમકાવીને અને વારંવારના આવા "વિવાહના બારમા" થી કંટાળીને તે તેમને ગામના હાકેમ રાયબુલાર પાસે ઘસડી ગયો. તેણે જાણ્યું કે હાકેમના ઠપકાની અને ધાકની એનાપર સારી અસર થશે.

તેણે રાયબુલારને સઘળી હકીકત કહી સંભળાવી, અને એ ઠેકાણે પડે એમ કરવા વિનતિ કરી.

તે વખતે ગુરુજીએ જણાવ્યું, "પિતાજી આપની આજ્ઞાનુ મે ઉલ્લંઘન કર્યુંજ નથી. આપે મને ખૂબ નફાકારક વેપાર કરવા કહ્યું હતું, પણ અમુકજ વેપાર કરજે કે અમુકજ વસ્તુ ખરીદજે એમ કહ્યું ન હતું; તેથી મને આ સોદોજ સાચો અને નફાકારક લાગ્યો એમાં મે શું ખોટું કર્યું ?"

ગુરુજીનો આવો જવાબ સાંભળીને રાયબુલાર જરા મૂછમાં હસ્યો, અને આગળ એક બે પ્રસંગ એવા બનેલા કે જેથી તેનો અભિપ્રાય નાનકને માટે ઉચો બંધાયો હતો, તેથી તેણે કાલુને કહ્યુઃ- "મહેતાજી, તમે ક્યાં સુધી આ ચિંથરે વિંટયા રત્નથી અજ્ઞાત રહેશો ? હું તમને આગળ કહી ચૂકયો છુ અને આજે ફરીથી કહુ છુ, કે એ જે રીતે રૂપીઆ ખરચે તે રીતે ખરચવા દો અને મારે નામે તમે લખ્યા કરો અને ખજાનામાંથી લેતા રહેજો પણ એના દીલને ખોટું લાગે એવુ કશુ પણ કરશો નહિ."

ગુરુ નાનકજીની આવી "ઘર બાળીને તીર્થ કરવાની" ઉદારતાથી તેના પિતાને સદા કલેશ રહ્યા કરતો, પરંતુ ગુરુજીનો ઉદાર ભાવ જે કુદરતી રીતેજ ઘડાયલો હતો તે કેમ જાય ? પિંડ અને પ્રકૃતિ તો સાથેજ છૂટે !

# ૯—મોદીખાનામાં નોકરી અને સદાવ્રત.

સાધુઓની ઝુંડ જમાડવાની ઘટના પછી **નાનક**નું મન પ્રભુ-ભક્તિમાં વધારે ને વધારે જોડાતું ગયું. તેમની આત્મિક ઉન્નતિનો પ્રવાહ ઘણા વેગથી વહી નીકળ્યો. ગમે તે સંપ્રદાય કે ગમે તે ધર્મનો સાધુ એમને મળતો એટલે તેઓ ઘણો આનંદ પામતા અને યથાશક્તિ તેમની સેવા ઉઠાવવામાં કૃતાર્થતા માનતા. તેઓ સાધુઓ સાથે વારંવાર વેદાન્ત–વિષયક ચર્ચા કરતા અને તે સંબંધી શંકાઓનું સમાધાન થાય એવી તેમને અભિલાષા હતી.

ગુરુ સાહેબની આવી અવસ્થા જોઈને તેમના પિતાને હવે એકે ઉપાય અજમાવી જોવાનો બાકી રહ્યો ન હતો. એમને સુધારી શકવાની તેમની સઘળી આશાઓ હતી ન હતી થઈ ગઇ. અંતે તેઓ એવા ઠરાવ પર આવ્યા કે " એને થોડો વખત ઘરબહાર કાઢવો."

**નાનક**ની એક મોટી બેન હતી, તેનું નામ **નાનકી** હતું અને તેને કપૂરથલા રાજ્યના સુલતાનપુર નામના ગામમાં **જયરામ** શેઠ સાથે પરણાવી હતી. તેને ત્યાં **નાનક**ને સંવત્ ૧૫૪૧ ના **માઘ** માસમાં મોકલી દેવામા આવ્યા. આ વખતે તેમનું વય વીશ વર્ષનું થયું હતું.

એમનાં બેન–બનેવીએ એમનો સારો આદરસત્કાર કર્યો, તેમની હરેક ઇચ્છાઓ પૂરી પાડવામાં તેઓ તત્પર રહેતાં હતાં. પરન્તુ અહીં પણ ગુરુજીનાં બે કામ મુખ્ય થઇ પડયાં. એક સાધુ સંતો અને દરવેશો સાથે જ્ઞાનચર્ચા કરવાનું, અને બીજું એકાન્તસેવન. આથી એમનાં બેન–બનેવીને ફીકર પડી કે રખેને એ કોઇ સાધુ ફકીર સાથે ચાલી પડે અને આપણે માથે કાળી ટીલી આવે ! આખરે બહુ બહુ વિચારને અંતે તેઓ એવા ઠરાવ પર આવ્યાં કે એમને કોઈ પણ કામમાં લગાડી દેવા.

લાલા **જયરામ સુલતાનપુરના** નવાબ **દોલતખાનના** દિવાન હતા. તેમણે પોતાની લાગવગથી એમને સંવત્ ૧૫૪૨ માં નવાબના મોદીખાનાનું ભંડારીપદ અપાવ્યું. ગુરુ સાહેબ કોઈના ઉપર ભારરૂપ થઈ પડવાનું ઇચ્છતા ન હોવાથી તેમણે એ પદનો સહર્ષ સ્વીકાર કર્યો.

હવે તો **નાનક** કુબેર ભંડારી જેવા બની ગયા. તેમનો ભંડાર જાત જાતનાં અનાજ, ઘી અને ગોળ વગેરે ખાદ્ય પદાર્થોથી ભરપૂર હતો. એનો સદુપયોગ તેઓ કેમ ન કરે ? આવી સુંદર તક **નાનક** કદી પણ ગુમાવી શકે ખરા ? તેમણે 'ચાર્જ' તપાસી લીધા પછી તરતજ ગરીબગરબાં માટે સદાવ્રત ચાલુ કરી દીધું !

મધ હોય ત્યાં મધમાખીઓ આકર્ષાઈ આવે તેમ અનેક સાધુ, ફકીરો, અને ભિખારીઓના ટોળેટોળાં **નાનકના** ભંડાર આગળ જમા થવા લાગ્યાં, અને તે સઘળાંને **નાનક** આંખો મીંચીને છૂટે હાથે દાણોપાણી વહેંચ્યાજ જતા હતા. એવું એક પણ માણસ ન રહ્યું હશે કે જે ત્યાંથી રાજી થયા વિના ગયું હોય. ભિખારીઓના આનંદનો પાર રહ્યો નહિ. તેઓ **નાનકને** દાનેશ્વરી કર્ણનો અવતાર માનવા લાગ્યા અને તેના પર આશીર્વાદ વરસાવવા લાગ્યા.

આ તરફ પોતાના પુત્રના સદાવ્રતની કાલુવેદીને ખબર પડી, એટલે તેમનો જીવ ઉડી ગયો અને તેઓ એકે શ્વાસે સુલતાનપુર આવ્યા. કારણ કે તેઓ જાણતા હતા, કે નવાબ બહુ ગરમ મિજાજનો છે, અને તેને આ વાતની ખબર પડશે ત્યારે તે પોતાની મિલ્કતમાંથી પાઇએ પાઈ વસુલ કરશે.

એ પહેલાં ગામના કેટલાક લોકોએ પણ આવા બેસુમાર વ્યર્થ ખરચ સામે પોકાર ઉઠાવ્યો હતો અને નવાબ સાહેબ સુધી તે વાત પહોંચાડી હતી. આથી નવાબ સાહેબે મોદીખાનાનો હિસાબ તપાસાવવાની દિવાન સાહેબને આજ્ઞા કરી. તે પ્રમાણે કેટલાક કારકુનોએ

મળીને પાઇએ પાઇનો હિસાબ તપાસી જોયો. છેવટે તારીજ કાઢતાં **નાનક**ના કેટલાક રૂપીઆ ઉલટા જમા નીકળ્યા. આથી લોકો જૂઠા પડયા અને નવાબ સાહેબની ગુરુ સાહેબ તરફ સદ્વૃત્તિ બંધાઇ.

સદાવ્રત તો નિયમ પ્રમાણે અખંડ ચાલુજ હતું, અને એક દિવસે હજારો માગણોની ઠઠથી અન્નભંડાર ઢંકાઇ ગયો હતો; એવામાં **નાનક**ના પિતા ત્યાં આવી પહોંચ્યા. આ બધા ખુદાબક્ષોને જોઇને તેમના ક્રોધનો પાર રહ્યો નહિ, અને તેઓ **નાનક** ઉપર ઠપકાનો વરસાદ વરસાવવા લાગ્યા. **નાનકે** તેમને ઘણા આદરમાનથી બેસવાને કહ્યું, પણ સાભળેજ કોણ? તેમણે તો પોતાનો અસ્ખલિત પ્રવાહ જારીજ રાખ્યો. એવામાં **નાનક**ની બેન આવી પહોંચી અને તેણે પિતાજીને સમજાવીને ઠંડા પાડયા.

જ્યારે તેઓ શાંત થયા ત્યારે **નાનકે** તેમના આગળ ચોપડા રજુ કર્યા અને તે તપાસી જોવાને વિનતિ કરતાં કહ્યું કે "પૂજ્ય પિતાજી ! આ ચોપડાઓ જુઓ અને મેં એમાં કંઈ પણ નુકસાન પહોંચાડયું હોય એમ આપને જણાય તો પછી મને ઠપકો આપો."

કાલુવેદીએ ચોપડા હાથમાં લીધા અને એકેએક રકમ ઘણીજ ચોકસાઇથી તપાસી અને મેળવી જોઇ. એ સરવાયું ખેંચતાં તેમની તાજુબીનો પારજ રહ્યો નહિ. ઉલટા **નાનક**ના બારસો રૂપીઆ લહેણા પડતા હતા !

હવે તેમના જીવમાં જીવ આવ્યો અને તેમનું શોકપૂર્ણ મો હસતું થયું. **નાનકે** આ પ્રમાણે તેઓ જ્યાં સુધી ભંડારીના પદ પર રહ્યા ત્યાં સુધી—છ વરસ સુધી—અબાધિતપણે સદાવ્રત ચાલુ રાખ્યુ અને અનેક ક્ષુધાતુરોની આંતરડી ઠારી. તેમના મોદીખાનાનું સ્થાન હજી સુધી **હુંટી** સાહેબના નામથી પ્રસિદ્ધ છે.



## ૧૦–ગૃહસ્થાશ્રમમાં

પાછળ આપણે જોઇ ગયા કે **નાનક**ના સદાવ્રતની ખબર લેવા તેમના પિતા **સુલતાનપુર**માં આવ્યા હતા. તેઓ તથા દિવાન **જય-રામ** **નાનક**ને હંમેશને માટે નિયમનમાં રાખવા શા ઉપાય યોજવા તેનો વિચાર કરવા લાગ્યા. એની વૈરાગ્યવૃત્તિનો પ્રતિરોધ શાથી થઇ શકે ?

અંતે **સિદ્ધાર્થ** કુમારની ચિત્તવૃત્તિને સ્થિર કરવા નગરજનોએ અને સામંતોએ મળીને જે માર્ગ દર્શાવ્યો હતો તેજ **નાનક**ને માટે પણ ઉપયોગમાં લેવાનું ઠર્યું.

દિવાને જણાવ્યું, કે " અંધકારને દૂર કરવાને માટે દીવો જેટલો ચોક્કસ ઇલાજ છે તેટલોજ ચોક્કસ અને આબાદ ઇલાજ વિરાગીને અનુરાગી બનાવવા માટે **સ્ત્રી** છે. કોમલ પ્રેમશૃંખલા સખ્ત લોઢાની સાંકળ કરતાં વધારે તાકાત ધરાવે છે મજબૂત બેડીથી પણ ન બાંધી શકાય એવાઓને સ્ત્રીની વેણી એક ક્ષણમાં બંધીવાન બનાવી શકે છે. સૂકા અને કઠણ કાષ્ઠને કોતરી નાખનાર ભ્રમરને કમળની નાજુક પાદડીઓ ગુલામ જેવો બનાવી આખી રાત્રિ કેદમાં રાખી શકે છે. " **નાનક**ને પણ હવે પ્રેમપાશથીજ બાંધવાનો ઠરાવ થયો.

એ સાચુંજ છે કે મનુષ્યને નિયમમાં રાખનાર, તેનામાં ઉત્સાહ પ્રેરનાર, તેના બુઠ્ઠા હૃદયને લાગણીવાળું બનાવનાર, આગળપાછળનો વિચાર કરાવનાર અને ટુંકમાં તેના જીવનને ગતિ આપનાર જો કોઇ ગુપ્ત અને પ્રબલ કમાન હોય તો તે સ્રીજ છે.

ઘણી ઘણી તપાસને અંતે ગુરુદાસપુર જીલ્લાના **પખોગામ**-નિવાસી ક્ષત્રિય **મૂલચંદ્ર**ની **સુલક્ષણી** નામની કન્યાને **નાનક**ની જીવન-સખી બનાવવાનું ઠર્યું; અને સંવત્ ૧૫૪૫ ના **જ્યેષ્ઠ** માસમાં તેમનાં

લગ્ન કરવામાં આવ્યાં. લગ્નક્રિયા વખતે મંગળફેરા ફરતાં ફરતાં પણ **નાનક** પોતાના મનમાં ઇશ્વરભક્તિનાં ગીત ગાવામાંજ લીન હતા.

હવે **નાનકનો ગૃહસ્થાશ્રમ** આરંભાયો અને અત્યાર સુધીના ઉંચા આકાશમાં સ્વચ્છંદે વિહરનારા જીવની પાંખ કંઇક ભારે થઇ. સંવત્ ૧૫૫૧ ના **શ્રાવણ** સુદી પાંચમને દિવસે **નાનકને** ત્યાં એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. 'બાપ તેવાજ બેટા' એ કહેવત પ્રમાણે એ બાળકમાં **નાનકના** ગુણો પૂરેપૂરા ઉતરેલા હતા. એનું નામ ગુરુ સાહેબે **શ્રીચંદ્ર** રાખ્યુ, અને એજ **શ્રીચંદ્ર** પ્રસિદ્ધ ઉદાસીન સાધુ-સંપ્રદાયના આદ્ય પ્રવર્તક થયા હતા. એ પછી સંવત્ ૧૫૫૩ ના ફાલ્ગુન વદી ચોથને દિવસે એમને ત્યાં એક બીજા પુત્રનો જન્મ થયો, તેનુ નામ **લક્ષ્મીચન્દ્ર** રાખવામાં આવ્યું. એમનો વંશવેલો પ્રખ્યાત વેદી **સાહેબજાદાના** નામથી હજી સુધી વિદ્યમાન છે.

આ પ્રમાણે ગૃહસ્થાશ્રમની ધડમથલમાં અને કુટુંબપ્રીતિમાં ગુરુ સાહેબનાં છ વર્ષ પસાર થઇ ગયાં. લોકોએ માન્યુ કે "હવે **નાનક** કુટુંબપ્રેમમા ડૂબીને ઠેકાણે પડી ગયો."

પણ વસ્તુતઃ **નાનકનો** પ્રેમ અમુક સંકુચિત પ્રદેશમાંજ જકડાઇ રહે એવો ન હતો. અને એ પ્રમાણે અમુક માણસમાંજ પરિણત થતો પ્રેમ એ પ્રેમ કહેવાય ખરો; પણ તેમાં એ અમુક વિનાનાં જે બીજાં માણસો રહ્યાં તેની સાથે એકભાવ થતો નથી, એટલે તેમની સાથે કોઇ પણ રીતનો વિરોધ રહે છેજ, તેથી એવો સંકુચિત પ્રેમ તે ઉત્તમોત્તમ પ્રેમ કહેવાય નહિ. જ્યારે મનનું સાંકડાપણું એટલે સુધી ટળી જાય કે પ્રાણીમાત્ર આત્મવત્ લાગે અને કોઈ સાથે વિરોધ રહેજ નહિ ત્યારેજ તે પ્રેમ ઉત્તમમાં ઉત્તમ ગણાય. એનેજ શાસ્ત્રવાળા **મોક્ષ** કહે છે. અમુક બે માણસ વચ્ચેનો પ્રેમ આવા ઉત્તમ પ્રેમને માટે માર્ગ છે ખરો, પણ તેટલામાંજ પ્રેમની

કૃતાર્થતા છે, અથવા અંતની સીમા છે એમ સમજવું ભૂલ છે. જે એમ સમજે છે, કે હું અને મારૂં પ્રેમસ્થાન એ બેજ પ્રેમમય છીએ ને બીજાંને ને અમારે તેવો સંબંધ નથી તે માણુસ બહુ અંશે સ્વાર્થીજ છે, ને છેવટે પ્રેમીને બદલે અપ્રેમી નીવડે છે! પોતાના પ્રેમસ્થાનથીજ સુખ માનવું ને તેનેજ વળગી રહી પોતાનાં યોગ્ય અને જરૂરનાં કર્તવ્ય પણ ચૂકવાં, અને જગતને ભારરૂપ થઇ પડવુ એ બધી સ્વાર્થવૃત્તિ કહેવાય. અને કેટલા બધા યુવકો એવી વૃત્તિમાં ફસાઇ પડે છે અને કર્ત્તવ્યથી ભ્રષ્ટ થાય છે?

એમાં પ્રેમનો છાંટો છતાં એ પ્રેમનું ખરૂં સ્વરૂપ કહેવાય નહિ. ખરો પ્રેમ તો એજ કે જેમાં આખા જગતને માટે સ્થાન હોઇ શકે, તેમ જ્યાં યોગ્ય હોય ત્યાં બધોએ ભેગો થઇને દર્શન દઇ શકે.

"પ્રેમ કંઇ શરીરથી સુખી થતો નથી, મનથી મોહી જતો નથી, કે લોભથી લેવાતો નથી. તે તો કેવળ આત્મારૂપ છે, મનુષ્યત્વનો સાર છે, ને તેથી તે કોઇ એક સ્થાનેજ બંધાઇ રહે, કે બીજાંને તેમાંથી દૂર રાખે એવા આકારનો હોઇ શકતો નથી. તેને તેવો આકાર આપવો એ પાપ છે.* "

આપણા ગૃહસ્થાશ્રમીઓ જો પ્રેમનું આવું સ્વરૂપ સમજે તો આ દુઃખમય સંસાર બીજું સ્વર્ગ ન બની જાય?

**નાનક** આવા ઉદાત્ત પ્રેમના—વિશ્વવ્યાપી પ્રેમના ધારક હતા, તે ચિરકાળ સંકુચિત પ્રદેશમાં કેમ જકડાઇ રહે?

એક દિવસ લોકોની ભંભેરણીથી વળી પાછા **નાનક**ના ચોપડા તપાસાયા ને તેમના આઠસો રૂપીઆ જમા નીકળ્યા. આથી જેમ **અખાએ** ટંકશાળમાં તેના ઉપર આળ ચઢવાથી પોતાનાં ઓજારો કૂવામાં ફેંકી દઈ નોકરીને તિલાંજલિ આપી હતી તેમજ **નાનકે**

* મ. ન. દ્વિવેદી કૃત "બાળવિલાસ."

પણ કર્યું હતું. નવાબની ફરીથી ભંડારીપદપર રહેવાની આગ્રહપૂર્વકની માગણીનો તેઓ હવે સ્વીકાર કરી શકયા નહિ. અને જે મહાન કર્તવ્ય એમને આ દુનીઆમાં આવીને બજાવવાનું હતું તેની તૈયારી કરવા લાગ્યા; અને એક દિવસ તક મળતાં સંસારપિંજરમાં પૂરાઇ રહેલો જીવ વિશાળ પ્રદેશમાં નીકળી નાઠો.



# ૧૧-સંસાર-ત્યાગ

**નાનકે** નોકરીનું બંધન ફેંકી દીધું અને હવે તેથી એ મોટું અને દુસ્ત્યાજ્ય બંધન તોડીને ખરૂ કર્ત્તવ્ય બજાવવાની વેળા સમીપ આવી પહોંચ્યા. તેઓ એક દિવસ નદીએ સ્નાન કરવા ગયા, ત્યાં એક સાધુ મહાત્મા સાથે તેમને મુલાકાત થઇ. તે સાધુ જાણે દેવનો દૂત હોય તેમ તેણે **નાનકને** કહ્યું: "હે **બાબા** તું કયા કામને માટે આ સંસારમાં આવ્યો છે, તારે માટે તે સાચા દરબારનું શું ફરમાન છે અને તું આ શી ધડમથલમાં મચી રહ્યો છે?"

ગુરુ સાહેબ એ સાધુની સાથે ત્રણ દિવસ સુધી લુપ્ત થઇ ગયા અને સઘળા લોકોએ માન્યું કે તેઓ નદીમાં ડૂબી ગયા છે, પણ ત્રણ દિવસ પસાર થયા પછી તેઓ પાછા આવ્યા; પણ આજે જે **નાનક** લુપ્ત થઈ ગયા હતા તે રહ્યા ન હતા. ત્રણ દિવસના ગાળામાં તેઓમાં ઘણું પરિવર્તન થઇ ગયું હતું. હવે તેમણે ઘર આગળ નહિ જતા ગામ બહાર એક **આં**બાવાડીઆમાં આસન વાળ્યું!

તેમનાં બેન, બનેવી અને પત્નીને આ વાતની ખબર પડતાં તેઓ ત્યાં ગયાં અને **નાનકને** ઘેર આવવાને ઘણું ઘણું સમજાવ્યા અને વિનતિ કરી પણ તે સઘળું વ્યર્થ ગયું. જે ભય અગાઉથી રાખવામાં આવતો હતો તે આમ પ્રત્યક્ષ થયો અને જેને મટાડવાને

અનેક ઉપાયો યોજવામાં આવ્યા હતા, તે સઘળા આમ વખત આવી પહોંચતાં નિરર્થક નીવડયા.

**यद्भावि न तद्भावि भाविचेन्न तदन्यथा ।**

"જે થવાનું નથી તે થનાર નથી અને જે થવાનું છે તે મિથ્યા થતું નથી."

**નાનકે** હવે ભેખ લઇ લીધો હતો અને ઉત્તરમાં એટલુજ જણાવ્યું, કે "મારે હવે મારી ફરજ બજાવવાની વેળા આવી પહોંચી છે. હવે તમારૂં મોદીખાનાનું કે બીજું કામ કરવાનો મને અવકાશ નથી." આથી નિરાશ થઇને તે બિચારા ઘેર ગયાં અને **નાનકે** સદુપદેશ આપવા માંડયો.

લોકોએ વળી પાછી ગપ ઉડાવી કે એતો મોદીખાનામાં ઘોટાળો કરીને હવે સાધુ થવાનો ઢોંગ કરીને ભાગી જવાનું કરે છે."

દિવાન **જયરામે** આ કલંકમાંથી બચવા માટે વળી પાછો કારકુનો પાસે હિસાબ તપાસાવ્યો અને **નાનકના** ૪૦૪ રૂપીઆ જમા નીકળ્યા !

**નાનક** બાવો થઇ ગયાની વાત જ્યારે તેમના સસરાના સાંભળવામાં આવી એટલે જલ્લદ સ્વભાવનો ક્ષત્રિય પાધરો નવાબ પાસે પહોંચ્યો અને **નાનક** વિરુદ્ધ ફરિઆદ નોધાવી ! તેના કહેવા ઉપરથી **નાનકને** ભૂત વળગ્યું છે એમ નવાબને લાગ્યું. એટલે તેણે ભૂતને કાઢવા માટે એક મૌલવીને મોકલ્યો. **નાનકનો** સસરો પણ એક હિન્દુ પંડિતને સાથે લઇને તેની સાથે ગયો હતો.

"તે મૌલવી અને પંડિતે અગરબત્તી સળગાવી, તેની સુગંધ **નાનકને** લેવરાવી, જંત્ર લખ્યા, મંત્ર ઉચ્ચાર્યા, ભૂત કાઢવાની અનેક ક્રિયાઓ કરી અને છેવટે આવી ક્રિયામાં થતા હંમેશના રિવાજ મુજબ પૂછ્યું,

"તું કોણ છે ? આ માણસના શરીરમાં કેમ આવ્યો છે ?

**નાનકે** જવાબ વાળ્યો:—" કોઇ કહે છે કે ભૂત છે, કોઇ કહે છે કે ઝંદ છે અને કોઇ કહે છે કે ગરીબ **નાનક** છે. મારામાં પ્રભુ-ભક્તિ જાગ્રત થઇ છે અને તેથી મારી સ્વાર્થી તૃષ્ણાઓ નાશ પામી છે. જે જ્ઞાન પ્રભુના ચરણ–કમળથી આપણને દૂર લઇ જાય તેને હું સત્ય જ્ઞાન કહેતો નથી. શું ગાંડા મનુષ્યમાં એકતાનની ભક્તિ હોઇ શકે ? શું તેવા મનુષ્યમાં ઈશ્વર તરફનો પ્રેમ સંભવી શકે ? જે માણસ સ્વાર્થનો વિચાર છોડીને પરમાર્થ–ચિંતનમાં મચ્યો રહેતો હોય તેને શું ગાંડો ગણી શકાય ?"

આવાં વચનો સાંભળીને મૌલવીએ નવાબ પાસે જઇને જણાવ્યુ, કે **નાનકને** ભૂત વળગ્યુ નથી અને તે ગાંડો પણ નથી. તે તો ફકીર હોવાનો ઢોંગ કરે છે. વળી **નાનકના** ઉપદેશથી કેટલાક મુસલમાનો પોતાના મજહબની જરા પણ પરવા રાખ્યા સિવાય કાજી મૌલવીઓને પત કરતા ન હતા આથી તેઓ અદેખાઇથી બળી રહ્યા હતા, એટલે મૌલવીએ વધારામાં ઉમેરી આપ્યુ કે "**નાનક** હિન્દુ મુસલમાનને એક સરખા ગણતો હોવાનુ જણાવે છે પણ તે વાત બરાબર નથી. તે હિન્દુઓને સુધારે છે ખરો પણ મુસલમાનોને તો પાક મજહબથી વંચિત કરે છે. માટે એને યોગ્ય શાસન મળવું જોઇએ."

---

## ૧૨–મસ્જિદમાં ચમત્કાર

મૌલવીને મોંએ **નાનક** પાક **દીન** ઇસ્લામ વિરુદ્ધ ઉપદેશ કરે છે એમ સાભળીને નવાબ સાહેબનો ધાર્મિક જુસ્સો પ્રકટી નીકળ્યો, અને તેમણે **નાનકને** તેડવા માટે એક નોકરને મોકલ્યો. પણ **નાનક** તેની સાથે આવ્યા નહિ ને નવાબ સાહેબ અતિશય ચિઢાઈ ગયા.

તેણે **નાનક**ને પકડી લાવવાને આ વખતે બે ત્રણ સિપાઇઓ મોકલ્યા. તે લોકોએ ગુરુ સાહેબને જણાવ્યું કેઃ—

"નવાબ સાહેબ તમારાપર ઘણા ગુસ્સે થયા છે. જો તમે રાજીખુશીથી અમારી સાથે ચાલશો નહિ તો તમને જોર જુલમથી લઇ જવાનો અમને હુકમ મળેલો છે."

આથી **નાનક** તેમની સાથે ગયા, પણ દરબારમાં જઇને તેમણે નવાબ સાહેબને કુરનસ બજાવી નહિ. આથી નવાબ સાહેબે ક્રોધે ભરાઇને પૂછ્યુંઃ—

"મેં પ્રથમ મોકલેલા દૂત સાથે તું કેમ આવ્યો નહિ?"

**નાનકે** શાંત ચિત્તે જવાબ આપ્યોઃ—"નવાબ સાહેબ, હવે હુ તમારો નહિ પણ ઈશ્વરનો નોકર થયો છું."

નવાબઃ—શું તું એક ઈશ્વરને માને છે કે હિંદુઓની પેઠે અનેક દેવને?

**નાનક**ઃ—"હું એક અવિભાજ્ય, સ્વયંભૂ, અજ્ઞેય, સર્વવ્યાપક, પૂજ્ય ઈશ્વરને માનું છું."

નવાબઃ—જો એમ છે ત્યારે તો તારો અને મારો ઈશ્વર એકજ છે. જો તું બોલે છે તેમજ એક ઈશ્વરને માનતો હોય તો મારી સાથે મસ્જિદમાં ચાલ અને નમાજ પઢ.

**નાનકે** તેમ કરવા કબૂલ કર્યું, અને તે સાંભળીને તેનો સસરો જે ઇન્સાફ લેવા સાથેજ આવ્યો હતો તેણે હાથ ધોઇ નાંખ્યા અને અદાલત છોડીને ચાલવા માંડયું. તેની ખાત્રી થઇ ગઇ કે **નાનકે** મુસલમાની ધર્મ અંગીકાર કર્યો છે.

તે દિવસ પાક શુક્રવારનો હતો અને બંદગીનો સમય પણ થવા આવ્યો હતો; તેથી નવાબ તરતજ **નાનક**ને લઇને મસ્જિદમાં ગયા.

જ્યારે કાજીએ બંદગી કરવા માંડી એટલે રિવાજ પ્રમાણે

નવાબ અને તેની સાથેનાં માણસો માથું નમાવી નમાજ પઢવા લાગ્યા પણ **નાનક** તો જેમના તેમ ઉભાજ રહ્યા.

બંદગી સમાપ્ત થવા પછી નવાબે **નાનક** તરફ ગુસ્સાની નજરથી જોઇને કહ્યું:—

" તું જૂઠો છે, ઢોંગી છે. શુ તું અહીં લાકડાના ઢીમચાની માફક ઉભો રહેવા આવ્યો હતો? શા માટે તેં મસ્તક નમાવ્યું નહિ? શા માટે અમારી સાથે તું નમાજ પઢ્યો નહિ?"

કાજીઓ વચમાં બોલી ઉઠયા:—" તમે હિન્દુ અને મુસલમાનોને એક સરખો ઉપદેશ કરવાની વાત કહેતા હતા તે કેવળ ખોટી ઠરે છે. જો તમે દીનને અંતઃકરણથી ચાહતા હોત તો અમારી સાથે નમાજ પઢયા વિના રહેત નહિ, દુનીઆમાં પોલ ક્યાં સુધી ચાલી શકે? દંભ કંઈ ઉઘાડો પડયા સિવાય રહે ખરો?"

નવાબ અને કાજીલોકોનાં વચન સાંભળીને **નાનકે** ગંભીરતાપૂર્વક જણાવ્યુ કે:—

" જે પુરુપ એકચિત્તે અંતઃકરણપૂર્વક ખુદાની પ્રાર્થના કરે છે તેની સાથે હુ સામેલ થાઉછુ, પછી તે હિન્દુ હો કે ચાહે તો મુસલમાન હો! તે સન્ધ્યાવંદન કરતો હોય કે કાંતો નમાજ પઢતો હોય, પરન્તુ જેનુ ચિત્ત ઠેકાણે રહેતું નથી અને કેવળ ઈશ્વરભક્તિનો બાહ્યાડંબરજ કરે છે તેનો હું સાથી થઇ શકતો નથી. અહીં નવાબ સાહેબનુ માથું જમીનને અડતું હતું ખરૂ, પણ તેમનું મન તો કંદહારમાં ઘોડા ખરીદવાના વિચારમાં હતું, અને કાજી સાહેબ પણ રિવાજ પમાણે નમાજ પઢતા હતા ખરા પણ એમનુએ ચિત્ત તેમા ન હતું. તે તો એમને ત્યાં પરમ દિવસે વિયાયલી ઘોડીની સ્થિતિ કેવી હશે અને વછેરો કદાચ કૂદીને પાસેના કૂવામાં તો નહિ પડી જાય તેનાજ વિચારમાં ચોંટેલુ હતું!

આ પ્રમાણે જેઓ માત્ર બહારથી ક્રિયાઓજ કર્યા જાય છે અને પોપટની પેઠે " અચરે અચરે રામ " પઢી જાય છે પણ હૃદયમાં જૂદાજ વિચારનાં ઘોડાં દોડાવતા હોય તેમની સાથે હું કેવી રીતે પ્રાર્થના કરૂ ? આથીજ મેં નમાજ પઢી નહિ, નહિ તો મસ્જિદમાં આવ્યો અને પછી નમાજ પઢવામાં મને શી હરકત ? "

આ પ્રમાણે **નાનકે** પોતાના મનની વાત બરાબર કહેવાથી તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. નવાબ ગમે તેવો પણ સરળ હૃદયનો હતો એટલે તેણે તો પોતાના મનની વાત તરતજ કબૂલ કરી અને **નાનકને** શિર ઝુકાવ્યુ. પણ **કાજી** સાહેબ તો પોતાનું પોગળ ઢાંકવા **નાનકને** એકદમ પ્રશ્નો પૂછવા મંડી ગયા—

**કાજી**:—" સાધુપણાનું પહેલું પગથીયું કયુ, તેનું છેલ્લું પગથીયુ કયું, તેની કુંચી શી અને તેનો પ્રકાશ શો ? તેમજ સાધુપણાનો પોશાક કયો ? જો તુ ખરો ફકીર હોય તો મારા આ પ્રશ્નોના જવાબ દે. "

**નાનકે** જવાબ આપ્યો:—અહંકારનો નાશ એ સાધુતાનુ પ્રથમ પગથીયુ અને અનન્ત જીવનનો અનુભવ એ તેનુ છેલ્લું પગથીયું છે. નમ્રતા અને મનઃસંયમ એ તેની કુંચી છે, શાંત ધ્યાન એ તેનું તેજ છે, અને સત્ય તથા સહનશીલતા એ સાધુપણાનો પોશાક છે."

**કાજી**:—તેં શિર મુડન કેમ કરાવ્યુ નથી અને ફકીરનાં વસ્ત્રો કેમ ધારણ કર્યાં નથી ?

**નાનક**:—" શિર મુડાવવાથી શો ફાયદો ? ખરી રીતે તો મનનું મુડન થવુ જોઇએ; આખું જીવન ગુરુદેવના ચરણકમળમાં સમર્પાવું જોઇએ અને રાગ અને આસક્તિ તમામ દૂર થવાં જોઇએ. જ્યાં સુધી વિષયતૃષ્ણાથી માણુસ જકડાઈ રહેલો હોય ત્યાં સુધી કફની પહેરવાથી પણ શું ? "

વળી કાજીએ પૂછ્યું:—" ત્યારે લાંબા વખતથી શા માટે ફકીરો અમુક રંગનાંજ વસ્ત્રો પહેરતા આવ્યા છે? શુ તેઓ મૂર્ખ હતા એમ તમે કહેવા માગો છો?

નાનકે જવાબ વાળ્યો:—કાજી સાહેબ, મારા કહેવાનો ભાવાર્થ તમે બીલકુલ સમજીજ શક્યા નથી. જેઓ વૈરાગ્યમાં હજી કાચા છે તેમને પોતાની પ્રતિજ્ઞા અને ફરજો પ્રતિપળે યાદ આવ્યાજ કરે એટલા માટે તેવાં વસ્ત્ર પહેરવામાં આવતાં. માથું મુડાવવું અને ટોપી પહેરવી એ બાબતો એમ સૂચવે છે, કે તે પહેરનાર બાળકના જેવો નિર્દોષ છે. કફની એ મુડદાનો પોશાક છે અને તે એમ સૂચવે છે, કે તેના પહેરનારાએ શરીરને તદ્દન કાબુમાં રાખવું જોઇએ. તેની તૃષ્ણાઓ અને રાગ મટીજ જવાં જોઇએ. શરીરે રાખ માટી ચોળવાનો અર્થ એવો છે કે તેમ કરનારે પૃથ્વી જેવા સહનશીલ થવું જોઇએ. અને તપ તપવાનો હેતુ એ છે કે ઇન્દ્રિયોની લાલસાને તે અગ્નિમા બાળી નાખવી અને ભક્તિનો અગ્નિ હૃદયમાં પ્રદીપ્ત કરવો."

કાજીએ આતુરતાથી પૂછ્યુ:—" પણ એ સર્વ આસક્તિઓ નાશ પામેજ શી રીતે?"

નાનકે જણાવ્યું:—" ઇશ્વર તરફની પ્રેમભક્તિ જગતની વસ્તુઓના મોહને ભસ્મ કરે છે, અને આત્માને પાંખો આપે છે, જેના બળથી તે પરમાત્મા તરફ ઉડી શકે છે."

હવે કાજી ગલિતગર્વ થઈ ગયો અને નવાબનો સદ્‌ભાવ પણ પહેલાં કરતાં ઘણોજ વધી ગયો. તેમણે ગુરુ સાહેબ પાસે મસ્તક નમાવીને માફી માગી.

ગુરુ સાહેબે જણાવ્યું:—" પ્રાણી માત્ર પ્રભુના પ્યારાં બાળક છે અને તેથી તેમને પ્રભુના તરફથી માફી મળી રહે છે."

નવાબ સાહેબે આતુરતાથી પૂછ્યું:—મારે માટે દીન અને દુનીઆ એ બન્નેના કલ્યાણનો કયો માર્ગ છે?

**નાન**કે ઉત્તર આપ્યોઃ—જો તમે **દીન** અને દુનીઆ બન્નેના લાભની ઇચ્છા રાખતા હો તો આ પાચ નમાજ સદા પઢ્યા કરો.

**" पंज नमाज़ां वक्त पंज पंजा पंजे नाऊं,**
**पहला सच्च हलाल दुइ तीजी खैर खुदा;**
**चौथी नीयत रासमन पंजवी सिफत शना,**
**करनी कलमा आखके तां मुसलमान सदा;**
**नानक जेती कुड़ियार कूड़ी कूड़े पा १ "**

ભાવાર્થ કે " પ્રથમ સત્ય બોલવુ, બીજું ધર્મને રસ્તે નિર્વાહ કરવો, ત્રીજું **પર**મેશ્વરના નામપર અતિથિ અને અનાથોને દાન દેવુ, ચોથું પોતાની દાનત સાફ રાખવી અને પાચમુ **પર**મેશ્વરનાં ગુણ-કીર્ત્તન સદા કરતા રહેવુ. આ પાંચે કાર્યો યથાવત્ કરવા એટલે પાંચ નમાજ પઢ્યા સમજવું. અને પોતાના વર્તનમાં સુધારો કરવો એજ કલમા છે. આટલુ કરનાર પુરુષનેજ મુસલમાન કહી શકાય છે બાકી તો સઘળા આડંબરી અને દેખાવમાત્રનાજ છે." નવાબ સાહેબ ગુરુજીનો આ ઉમદા ઉપદેશ સાંભળીને તેમના અનુયાયી થઇ ઘેર ગયા. તેને ત્યાં આજ સુધી કોઇ સતાન ન હતું અને તેથી નવાબ સાહેબને ઘણું લાગી આવતું, પણ પ્રભુકૃપાથી તેમની વૃદ્ધાવસ્થામા તે ખોટ પૂરી પડી અને તેમને ત્યાં એક પુત્રરત્નની પ્રાપ્તિ થઇ. મોટો થતાં તે પણ ગુરુજીનો અનુયાયી થયો હતો.

## ૧૩–પ્રયાણનો પ્રારંભ

નવાબ સાહેબ સાથેની જ્ઞાન–ગોષ્ઠિની વાત દેશમાં ચોતરફ વાયુ-વેગે પ્રસરી ગઇ. લાહોર જીલ્લાના કસૂર શહેર પાસેના મલસ્યા ગામમાં

**ભા**ગીરથ નામનો એક ક્ષત્રિય પ્રસિદ્ધ દેવી–ભક્ત હતો. તે ગુરુ સાહેબની ખ્યાતિ સાભળી પોતાની શિષ્ય–મંડળી સાથે તેમનાં દર્શન કરવા આવ્યો, અને જ્ઞાનામૃતથી સતૃપ્ત થઇ પોતાના શિષ્યગણુ સાથે ગુરુનો શીખ–શિષ્ય–થયો, અને પરિચ્છિન્ન ઉપાસનાનો ત્યાગ કરીને સર્વાન્તર્યામી **પ**રમાત્માનો ઉપાસક બન્યો.

આ પ્રમાણે **નાનક**ની ખ્યાતિ દિનપ્રતિદિન વૃદ્ધિગત થતી ચાલી અને જ્ઞાનપિપાસુ હિન્દુ મુસલમાનરૂપી ભ્રમરો મધુસ્થાન **નાનક**ને વિંટી વળવા લાગ્યા. હજારો રૂપીઆ ભેટ–પૂજામા આવવા લાગ્યા પણુ તેઓ અનાથો, અપંગો અને ગરીબોમાં વ્યય કરવા ઉપરાત પોતાની પાસે એક ફૂટી બદામ પણુ રાખતા ન હતા. ધનધાન્યના ભંડાર ભરી રાખનારા ગુરુ મહારાજો ! આ ઉપરથી કઇક પાઠ લેશો ? અને તમને સોપેલા ધનનો આવા ડોળા ઘૂરકતા દુષ્કાલ–સમયે કઇ ઉપયોગ કરી બતાવશો ?

દિવસે દિવસે મનુષ્યોની ભીડ એટલી જામવા માડી કે ગુરુજીને હરિ–કીર્તન કરવાનો કે ધ્યાન ધરવાનો પણુ બીલકુલ વખત મળવા લાગ્યો નહિ. આથી ગાયક **મર્દાના** અને કેટલાક સંત ફકીરોને સાથે લઇ સંવત્ ૧૫૫૬ મા તેઓ **લાહોર** તરફ ચાલી નીકળ્યા. ત્યાં **જ**વાહરમલ્લ નામના ભક્તના મુકામપર ઉતારો કર્યો. **નાનક**ના આવી પહોચવાની ખબર મળતાં અહીં પણુ જિજ્ઞાસુ જનોનો મારો જોસભેર ચાલી રહ્યો. બાદશાહ **સિ**કન્દર લોદીના ગુરુ સૈયદ **અ**હમદ સાથે **તેમને પ**રમાત્મા-સબંધી ચર્ચા જામવા લાગી; અંતે ગુરુજીનાં પવિત્ર ભાવ–ભર્યા સાર-ગર્ભિત વચનો સાંભળીને તેઓ પ્રચલિત ધર્મમત છોડી જ્ઞાન–માર્ગના અનુયાયી થયા.

**લાહોર**માં સાત દિવસ સ્થિતિ કરી અને અનેક લોકોમા સદુ-પદેશનો પ્રચાર કરી તેઓ **એ**મનાબાદમાં આવી પહોંચ્યા. સન્ધ્યાકાળ

થઇ ગયો હતો અને ગોવારૂં ગામમાં દાખલ થઈ ચૂક્યું હતું ત્યારે તેઓએ લાલુ નામના એક સુતારની દુકાન સામેના ઝાડ નીચે પડાવ નાખ્યો.

તે ગરીબ સુતાર ઘણો સહૃદય હતો, સાધુ–સંતોની સેવામાં સદા તત્પર રહેતો અને અતિથિસત્કારમાં આનંદ માનતો હતો. ગરીબ ઘરમાં વસનારા સુન્દર આત્માઓ ! તમે ભલે સદાના ગરીબજ રહો. શ્રીમંતોની અદેખાઈ કરશો મા. તેમને તમારાં જેવાં સુખ, શાન્તિ અને આનન્દ નથીજ.

લાલુએ ગુરુજીને દોરી ભર્યો ખાટલો ઢાળી આપ્યો અને સાદું છતા ભાવનું ભોજન પીરસ્યુ. તેમણે ઘણા આનંદપૂર્વક તે ભોજન સ્વીકાર્યું, અને નિરાંતે સુતા; પણ ગુરુજીએ એક ક્ષત્રિય હોવા છતાં શૂદ્રના ઘરનું ભોજન લીધુ તેથી ગામમાં હાહાકાર મચી રહ્યો !

તે ગામમાં એક રાઇભાગ નામનો મોટો જમીનદાર રહેતો હતો, તેના અત્યાચારથી આખું ગામ હેરાન હેરાન હતું. બીજે દિવસે તેને ત્યા બ્રહ્મ–ભોજન હતું, તેમાં ગામના સઘળા બ્રાહ્મણોને નોતર્યા હતા. એક સંન્યાસી ગામમાં આવી ઉતર્યા છે એવી ખબર મળવાથી તેણે નાનકને તેડવા પણ માણસ મોકલ્યુ. ગુરુજી ત્યાં ગયા ખરા પણ તેમણે જમવાની સાફ ના પાડી.

આથી રાઇભાગે પૂછ્યું:—" તમે મારે ત્યાં શા માટે પ્રસાદ લેતા નથી ? "

નાનકે જણાવ્યુ:—કે એ ભોજન કીર્તિ માટેનું અને પાપના પૈસાનું છે. તમારી દક્ષિણા તામસી છે અને તેથી અપવિત્ર છે."

પોતાની આમ નિંદા થતી સાંભળી રાઇભાગે તિરસ્કારથી પૂછ્યું:—" શું તમે મારો ખોરાક અપવિત્ર માનો છો અને લાલુ નામના નીચ વર્ણના સુતારના ઘરના ખોરાકને પવિત્ર ગણો છો ?

**નાનકે** દૃઢતાથી કહ્યું:—"હા, ખરી મહેનતનો હકનો રોટલો દૂધ ભર્યો છે, પણ અત્યાચારથી મેળવાયલા દ્રવ્યનું મિષ્ટાન્ન રક્તપૂર્ણ છે. તમે તમારા આશ્રિત જન તરફ અપમાન અને તિરસ્કારની નજરથી જુઓ છો એજ તમારી તામસી વૃત્તિનું પ્રદર્શન કરાવે છે. **લાલુ**ના ઘરનું સાત્વિક ભોજન પ્રેમપૂર્વક રંધાયું હતું, ભક્તિપૂર્વક સાદર થયું હતું અને તેમાં બદલાની કશી પણ આશા ન હતી. તમારા ભોજનમાં આમાંના કેટલા અંશો છે?

**રાઇભાગ** ગુસ્સાથી બોલી ઉઠયો:—તમે આમ શાપરથી કહી શકો છો? એની કંઈ સાબીતી આપી શકશો? ગુરુજીએ તરતજ એક હાથમાં **લાલુ**ના ઘરનો અને બીજા હાથમાં જમીનદારના ઘરનો ખોરાક લીધો અને જેવો તે મુઠીમાં દબાવ્યો કે **રાઇભાગ**ના ખોરાકમાથી લોહીનાં ટીપાં ઝરવા લાગ્યાં અને **લાલુ**ના ખોરાકમાંથી દૂધની ધાર ઉડી રહી!

**રાઇભાગ** શરમિંદો થઇ ગયો; પણ તે અને ત્યાંનો નવાબ **હુસનખાન** ગુરુજીને જાદુગર ગણવા લાગ્યા! જેની આંખમા ઝેર ભર્યું હોય તે અમૃત ક્યાંથી જોઇ શકે?

તે ગામના એક મુસલમાન અમીરની છોકરીની શાદી થતી હતી, તે પ્રસંગે **મર્દાના**ને જમવા બોલાવવામાં આવ્યો. પણ તેને ખાણું લીધા પછી કેટલાક ઝનુની મુસલમાનોએ 'તું મુસલમાન થઇને કાફરની સાથે કેમ ફરે છે?' એમ કહી ખૂબ માર માર્યો. તેનો આર્ત્ત સ્વર સાંભળીને ગુરુજીએ **લાલુ**ને પોતાની પાસે બેસાડીને કહ્યું:—

**"जैसे मैं आवे स्वसमकी बानी तैसड़ करी ज्ञानवे लालो!**
**पापकी यंत्रो ले काबलों धाया जोरी मंगे दान वे लालो!"**

**इत्यादि.**

એનું તાત્પર્ય એવું છે કે "હે **લાલુ**! મને જેવી આજ્ઞા થઇ

છે તે પ્રમાણે હું સંભળાવું છું. ઘણાજ થોડા દિવસોમાં આ લોકોની ઘણી બૂરી હાલત થશે. એ સઘળાઓ પોતપોતાનાં કર્મોનાં ફળ જલદીજ પામશે. એમનાં સ્ત્રી છોકરાંઓ કત્લ થઈ જશે અને એમની માલમતા જે રસ્તે આવી હતી તેજ રસ્તે લુંટાઈ જશે. જેવી રીતે એક પાપીને લીધે સો ભલા આદમીનું વહાણુ ડુબે છે તેમ આ અત્યાચારીઓનાં પાપથી આ આખું શહેર કલેશ પામશે."

**લાલુ**એ પૂછયુઃ—"મહારાજ, એવી સ્થિતિ કોણ કરશે અને ક્યારે ?"

ગુરુજીએ જણાવ્યુ—

"આવન અઠત્તરે જાન સાતાનવે ઔર ભી ઉઠસી મરદકા ચેલા."

અને ખરેખર એજ પ્રમાણે સંવત્ ૧૫૭૮ માં **બાબર** બાદશાહે **એમનાબાદ**ને બરબાદ કરીને **દિલ્લી**ના તખ્તપર આસન જમાવ્યુ અને ફરીથી સંવત્ ૧૭૯૭ મા **નાદીરશાહે** મુગલોની બાદશાહી મૂળથી હચમચાવી નાખી ત્યારે મરદના ચેલાએ—ગુરુ **ગોવિંદસિંહ**ના ખાલસા સિપાઇઓએ—આખા **પંજાબ**પર અધિકાર જમાવી દીધો.

આ પ્રમાણે ગુરુજીની વાણી અક્ષરશઃ ફળી. પણ એમાં કંઇ કરામતનો ખ્યાલ કરવાનો નથી, પરમેશ્વરના ધ્યાનમા મગ્ન રહેનારા પવિત્ર હૃદયના પુરુષોને ભવિષ્યની ઝાંખી સ્વાભાવિકજ થાય છે, અને હજી પણ એવા સંતમહાત્માઓ વિરલ સ્થળે દૃષ્ટિગોચર થાય છે.

## ૧૪—હરદ્વારની યાત્રા.

જગત હજી નિદ્રામાં પડયું હતું ત્યારે એક દિવસ **નાનકે** ઉઠીને **લાલા** અને **મર્દાના**ને સાથે લઇ **હરદ્વાર** તરફ પ્રયાણ કર્યું. તેમની મુસાફરી ઘણી ધીમી થતી હતી, કારણ કે બપોર થતાં તેઓ

ભોજન માટે કોઇ ગામડામાં **થોભી** જતા કે તરતજ ત્યાના લોકો તેમને જ્ઞાનોપદેશ માટે એકાદ રાત્રિ પણ રોકવા ચૂકતા નહિ.

આ પ્રમાણે પ્રયાણ કરતા કરતા તેઓ **સ્યાલ**કોટમા આવી પહોંચ્યા, અને એક બોરડીના વૃક્ષ નીચે મુકામ કર્યો અનેક લોકો દર્શને આવવા લાગ્યા અને તેમના દ્વારા એક એવી વાત જાણવામા આવી કે **હ**મજાગોસ નામનો એક ફકીર આ શહેરનો નાશ કરવા માટે એકાંતમાં અનુષ્ઠાન કરી રહ્યો છે.

ગુરુજીએ તે ફકીરને આદરપૂર્વક પોતાની પાસે બોલાવ્યો અને પૂછ્યુઃ—"હજરત ! આપ આ શહેરનો નાશ કરવાનું શા માટે ઇચ્છો છો ?"

ફકીરે જવાબ દીધોઃ—"અહીંના લોકો ઘણાજ મિથ્યાવાદી—જૂઠા—છે. એક પુરુષે મને પોતાનો છોકરો આપવાનું કહ્યુ હતું પણ પાછળથી તેણે તેમ કર્યું નથી. આથી મારા મનમા આવ્યુ કે આવુ પાપી શહેર ખુદાની દુનીઆમાં નહિ રહે તેજ મુનાસબ છે. નહિ તો મારા જેવા બીજા પણ અનેક ફકીરોને અહીંથી કંઈ નહિ ને કદી બમવુ પડશે."

ગુરુજીએ ફકીરનું કહેવું સાંભળી લીધા પછી પૂછ્યુઃ—"હજરત, આખું શહેરજ જૂઠું છે કે શુ ?"

ફકીર—"હા ! સઘળાજ લોકો જુઠ્ઠા છે."

પછી ગુરુજીએ **મર્દાના**ને બે પૈસા આપીને શહેરમા મોકલ્યો કે "જા એક પૈસાનું જૂઠ અને એક પૈસાનું **સત્ય** લઇ આવ."

**મર્દા**ના આખા શહેરમાં દુકાને દુકાને અને ઘેરે ઘેર ફર્યો પણ આ બન્ને ચીજ આપવાનો કોઇએ સ્વીકાર કર્યો નહિ. અંતે એક **મૂળચંદ્ર** નામનો એક ક્ષત્રિય ભક્ત દુકાનદાર હતો તેણે બન્ને પૈસા લઇ લીધા અને એક કાગળના ટુકડાપર લખી આપ્યું કે "**મરવું સત્ય અને જીવવું જૂઠું.**"

ગુરુજીએ એ માણસને બોલાવી મંગાવ્યો અને ફકીરને કહ્યું કે "જુઓ હજરત, સારી દુનીઆ એક સરખી હોતી નથી. કોઈ એકાદના અપરાધ માટે અનેક જણનું અહિત કરનાર મનુષ્ય ખુદાની ખફગીમાં આવી પડે છે."

ફકીરે ઉત્તર દીધો:—"અરે બાબાજી! આપ હજી હમણાજ આ શહેરમાં આવ્યા છો પણ હું તો એ લોકોથી ઘણા દિવસથી વાકેફ છું. એ લોકો વાતોમાં તો હદ બહારની સફાઇ બતાવનારા છે, પણ તેમાંનું અમલમાં મૂકવાનું તો શૂન્યમ્ શૂન્ય!"

ફકીરનું આ કહેવુ સાભળીને ગુરુજીએ પેલા ભક્તને બોલાવીને કહ્યું, કે—"ભાઇ, 'મરવું સત્ય જીવવું જૂઠું' એ જાણતો છતા તું આ સંસારની જાળમાં શા માટે ગુંચવાઇ રહ્યો છે?" તે ભક્તાત્માએ તરતજ ઘરબારનો ત્યાગ કર્યો અને સંસારથી વિરક્ત થઇ ગુરુજીની સાથે પ્રભુ-ભક્તિમાં તેમની સેવામાં લીન થયો. આ જોઇને પેલા ફકીરનું મન તરતજ શાંત પડયું અને તેણે પણ નાનકને ગુરુ ગણ્યા અને ઉપદેશલાભ પામી પોતાના સ્થાનકે ગયો.

**સ્યાલ**કોટમાં **નાનક** જ્યાં ઉતર્યા હતા તે જગ્યા હજી પણ '**બેર** સાહેબ'ના નામથી પ્રસિદ્ધ છે અને તેને અંગે સરકાર તરફથી પ્રદાન થયલી ત્રણ ચાર હજાર રૂપીઆની જાગીર પણ હજી ચાલુ છે.

**સ્યાલ**કોટથી પૂર્વના દેશો તરફ પ્રયાણ કરવાનો **નાનકનો** વિચાર હતો પણ **તલવંડીનો** હાકેમ **રાયબુલાર** જે એમનાપર બચપણથીજ ઘણો પ્રેમ રાખતો હતો તેના અત્યાગ્રહથી તેઓ પોતાને વતન-**તલવંડી**-ગયા.

નાનપણનો ગાંડો અને બેકાર **નાનક** હવે તો એક સિદ્ધ તરીકે જાહેર થઇ ચૂકયો હતો, એટલે ગામના લોકોએ તેને સહર્ષ વધાવી લીધો.

ખરેખર મહાન પુરુષોની કિમ્મત પોતાના વતનમાં થોડીજ

થાય છે. સ્વદેશ કરતાં પરદેશમાંજ તેઓ વધુ પૂજાય છે; દુનીઆ ભરના મહાન નરોનાં ચરિત્રો જોઈ વળો ! તે સઘળાં આ વાતની સાખ પૂરે છે કે નહિ ? આપણાજ દેશનાં નરસિંહ મહેતો, મીરાં, જ્ઞાનદેવ, રાજા રામમોહનરાય, સ્વામી દયાનંદ સરસ્વતી, વિવેકાનંદ અને રામતીર્થનાં ચરિત્રો આ વાતની સાક્ષી નથી પૂરતાં ? મનુષ્યનાં મનજ એ બાબતમાં એવાં છે તો બિચારા તલબંદીના લોકોનો શો દોષ ? પણ થોડાંજ વર્ષ પછી તેઓ ગુરુજીની કિમ્મત આંકી શક્યા અને તેમને ચરણે મસ્તક નમાવી ઋણમુક્ત થઈ શક્યા એ ઓછું સંતોષજનક છે ? પણ વાંચક, આ સઘળા કરતાં તે વખતનું એક દૃશ્ય કાગળ ઉપર કોણ ચિતરી શકવા સમર્થ છે ? નાનક ઘેર આવવાથી તેમનાં માબાપ અને સ્ત્રી છોકરાંમાં કેટલો આનંદ વ્યાપી રહ્યો હશે ? પણ વળી તેનો સંન્યાસીનો વેષ જોઇ તેમને કેટલું લાગી આવ્યુ હશે ? તેમની આ હર્ષ–શોકમિશ્રિત લાગણીઓનુ ચિત્ર કોણ આલેખી શકે ? જાણે લગભગ બે હજાર વર્ષ પછી ગૌતમબુદ્ધના કપિલવસ્તુમાં થએલા આગમનનું દૃશ્યજ ભારતવર્ષમાં પુનઃ ખડુ થયું !

તલવડીમા કેટલાક દિવસ ગુજાર્યા પછી એક દિવસ તેઓ ભાઇ બાલા—જે એમની સાથે પૂર્વાશ્રમમાં સોદો લેવા ગયો હતો તે· સાથે ગુપચૂપ જંગલમાં ચાલી નીકળ્યા. ત્યાં તેઓ જે સ્થળે રહ્યા હતા તે સ્થાને હમણાં ‘ છોટા નાનકાના સાહેબ ’ નામનો એક ઉત્તમ ગુરુ–આશ્રમ સુપ્રસિદ્ધ છે.

ત્યાંથી નીકળી તેઓ ચુહનીયા શહેરના સુપ્રસિદ્ધ ફકીરો શેખ દાઉદ કરામતી અને સૈયદ હામદગંજબક્ષને આવી મળ્યા. અને તેમને સંતુષ્ટ કરી સતલજ પારની મરુભૂમિના નિરીક્ષણાર્થે વિચરવા લાગ્યા. તે પછી તેઓ ફરતા ફરતા હરદ્વારમાં આવી પહોંચ્યા.

અહીં પ્રાતઃકાળમાં અનેક યાત્રાળુઓની ઠઠ મચી હતી. હજારો

લોકો ગંગામાં સ્નાન કરતા હતા અને સેંકડો માણસ સૂર્યના સામુ જોઇને તેને જલાંજલિ અર્પતા હતા. પાસે ઉભેલા પંડયાઓ મંત્રોચ્ચાર કરતા હતા, દક્ષિણા માટે રકઝક કરી માથું પકવી નાખતા હતા અને નવા આવનારાની આસપાસ તે તીર્થધ્વંસાઓના ટોળેટોળાં ફરીવળી ખેંચાખેંચ કરી બિચારા યાત્રાળુને અધમુઓ કરી નાખતા હતા.

**નાનકે** ધીમે રહીને ગંગાના ઠંડા જલમાં પ્રવેશ કર્યો અને બધા કરતા હતા તેથી ઉલટીજ રીતે પશ્ચિમ તરફ ખોબા ભરી ભરીને પાણી ફેંકવા માડયું.

પાસે ઉભેલા એક પંડ્યાના જોવામાં આવતાં તેણે **નાનક** તરફ ફરીને પૃછ્યુ :—"તુ કોણ્ છે ? કયાથી આવે છે, અને તું શી નાતનો છે?"

**નાનકે** જવાબ દીધો:—"મારી કોઈ પણ્ નાત નથી અને જ્યાં દિવસ કે રાત્રિ કશુ પણ્ નથી તેવા વિચિત્ર શહેરમાંથી હુ આવું છું."

પડ્યાજી બોલી ઉઠયા:—"આ તુ શુ કરે છે ? ચાલ તને હુ રસ્તો બતાવું."

**નાનકે** કહ્યું:—"હું એક પરદેશી મુસાફર છુ, અને તમે મને કહેશો કે આ બધા લોકો પૂર્વ તરફ જળ શા માટે ફેંકતા હશે ?"

**નાનકના** અજ્ઞાનપર હસીને પંડયાજીએ જવાબ આપ્યો:— "તુ કેવો મૂર્ખ છે, એટલુ પણ્ સમજતો નથી ? આ સઘળા લોકો તર્પણ્ કરે છે અને પોતાના પિતૃઓને જળ પહોંચાડે છે."

**નાનકે** શાંતિપૂર્વક કહ્યુ:—"ત્યારે તો હું જે કરૂં છું તે ઠીકજ કરૂ છું. મારા ગામમાં એક ખેતર છે અને હું તેમા આ રીતે પાણી સિંચુ છું."

પંડયા:—"તારૂં ગામ અહીંથી કેટલું દૂર

**નાનક**:—“ સો કોશ કરતાં વધારે દૂર હશે. ”

પંડયાઃ—“ ત્યારે કેવો મૂર્ખ, તેટલે દૂરના ખેતરમાં આ પાણી કેવી રીતે પહોંચી શકશે ? ”

**નાનકે** ઠંડે પેટે જવાબ વાળ્યો.—‘ જેવી રીતે આ લોકોનું પાણી તેમના પિતૃઓને પહોચી શકશે તેવીજ રીતે મારૂં પાણી પણ મારા ખેતરમાં પહોંચશે. ”

પંડયાજી માત્ર દક્ષિણા પકાવવા જેટલાજ બે ચાર શ્લોક ભણ્યા હતા એટલે શ્રાદ્ધ–માહાત્મ્ય વિષે વિશેષ શું બોલી શકે ? એટલે ચર્ચાનો અંત ટુંકમાજ આવી ગયો.

**હરદ્વાર** કનખલમાં જે સ્થળે ગુરુજી ઉતર્યા હતા તે સ્થળ હમણા પણ **નાનક**વાડાના નામથી જાણીતું છે.

## ૧૫–કારાગૃહમાં કરામત !

હરદ્વારથી નીકળીને ગુરુજી સંવત્ ૧૫૬૧ માં દિલ્હી શહેરમા આવી પહોચ્યા. એ વખતે ત્યા **સિકંદર** લોદીનુ શાસન પ્રવર્તતું હતું. કેટલાક કારણોથી તે એવી દૃઢ માન્યતાવાળો થઈ ગયો હતો કે જે સાધુ કંઇ પણ કરામત બતાવી શકતો નથી તે ખરો સાધુ કે ફકીર નથી પરન્તુ દાંભિક છે, અને એવા માણસોને દેશમા ફરવા દેવાથી પ્રજાનુ ઘણું અહિત થાય છે. આથી જે કોઇ સાધુ–ફકીર જોવામાં કે સાંભળવામાં આવતા તેની વગર ભાડાની કોટડીમાં પધરામણી કરાવી દેતો. ત્યાં તેઓને ઘંટીએ બેસાડી દેવામા આવતા.

**નાનક** નામનો એક સાધુ દિલ્હીમા આવ્યો છે અને તેનો ઉપદેશ સાંભળીને ઘણા હિન્દુ–મુસલમાનો તેના મુરીદ–શિષ્ય–બની જાય છે એવી

હકીકત બાદશાહને કાને પહોંચતાંજ ગુરુજીને પકડીને તરતજ કેદમાં પૂરી દેવાનો હુકમ અપાયો. અને તે પ્રમાણે અધિકારીઓએ તેમને તેમના બન્ને માણસ સાથે કેદ કર્યા અને ત્રણેને એક એક ઘંટી તથા મણ મણ દાણા વહેંચી આપવામાં આવ્યો. બીજા પણ અનેક સાધુ ફકીરો ત્યાં એ પ્રમાણે ઘંટી ફેરવી રહ્યા હતા.

આવી સ્થિતિ થતાં મર્દાના જે મૂળે ભાટ ભાઇ હતા તે બોલી ઉઠયા:—ગુરુજી, અમારો તો "આવી મળવા ને બેસાડી દળવા" એવોજ ઘાટ બરાબર થયો. અમે તો જાણ્યુ હતું કે આપની સાથે ફરવાથી કંઈ સારા લાભ થશે પણ અહીં તો આ મણ ભારનો પથરો ખેંચવાનો મોટો લાભ પ્રાપ્ત થયો!

ગુરુજીએ શાંતિથી કહ્યું:—"ભાઇ, તને પરમેશ્વરની શક્તિનો અને મહિમાનો હજી પરિચય થયો નથી, અને તેથીજ તું ગભરાઇ ઉઠયો છે. સર્વશક્તિમાન ભક્તવત્સલ શું નથી કરી શકતો? જા, તું સઘળા ફકીરોને કહી વળ કે ઘંટી ફેરવશો ના."

મર્દાનાએ તે પ્રમાણે બધા માણસો પાસે ઘંટી છોડાવી દીધી ને છતાં સૌની અજાયબી વચ્ચે ઘંટીઓ જેમની તેમ ફરતી રહી અને દાણા પણ તેમાં રીતસર એની મેળેજ પડવા લાગ્યા! સાધુઓની અજાયબીની સાથે આનંદનો પણ પાર રહ્યો નહિ. જેલરના જોવામાં પણ આ ચમત્કાર આવ્યો અને તેણે આશ્ચર્યચકિત થઈ બાદશાહને એ વાતની ખબર પહોંચાડી દીધી. બાદશાહ મહેલમાં આરામ લેતો પડયો હતો ત્યાંથી એકદમ આ વાત સાંભળીને કેદખાનામાં આવ્યો અને જુએ છે તો બધા ફકીરો પગ લાંબા કરીને નિરાંતે પડયા છે અને ઘંટીઓ ઝપાટાબંધ ફરી રહી છે! આ વિચિત્ર ચમત્કાર જોઇને તે ગુરુના ચરણમાં લોટી પડયો અને પોતાની ભૂલ બદલ ગુરુજીની માફી માગી.

ગુરુજીએ જણાવ્યું, કે " જે માણુસ પોતાની ભૂલનો સ્વીકાર કરીને પશ્ચાત્તાપ કરે છે તેને માટે સારીજ આશા રહે છે."

**બાદશાહ.**—હું આપનો સેવક છું તો મને કોઈ એવો ઉપદેશ આપો કે જેને હું હરહંમેશ યાદ રાખી શકું." આથી ગુરુ સાહેબે તૈલંગરાગમાં કહી સંભળાવ્યું, કેઃ—

**" यक अरज गुफतम पेश तो दरगोश कुन करतार,**
**हकका कबीर करीम तु वअयब परवरदिगार. "**

અર્થાત્ હે પરમેશ્વર, હુ આપની પાસે દીન થઇને એક વિનતિ કરૂં છું, આપ તેને કાન દઇને સાંભળો. આપ સદા ગરીબના બેલી, કૃપાળુ અને નિર્દોષનું પાલન કરનાર છો અને હું સદાનો પતિત, કૃતઘ્ન, તથા બૂરાં કર્મોમાં પ્રીતિવાળો છું તો મારો ઉદ્ધાર કરવો એ કેવળ આપની કૃપાદૃષ્ટિનેજ અધીન છે."

ગુરુજીનાં આવા ભાવપૂર્ણ વચન સાંભળીને બાદશાહ ઘણો ગદ્ગદ્ થયો અને કઇ કામ સેવા ફરમાવવા વિનતિ કરવા લાગ્યો.

આથી ગુરુજીએ કહ્યું, કે "આ સઘળા ફકીર લોકોને મુક્ત કરી દો."

બાદશાહે તરતજ તે પ્રમાણે કરીને બીજી કંઈ આજ્ઞા માગી. ત્યારે ગુરુજીએ જણાવ્યુ કેઃ—" સાધુ ફકીરોને હવેથી કદી પણ સતાવશો નહિ.

કોઈ ફકીરની હાય તમારૂ આખું રાજ્ય નષ્ટ–ભ્રષ્ટ કરી નાખે નહિ તે માટે તમારે સાવચેત રહેવું જોઇએ. કારણુ કે પરમેશ્વરે તમને પ્રજાના સંરક્ષણુ માટે બાદશાહ બનાવ્યા છે; નહિ કે પીડન માટે. તમને ખબર નથી કે જીવ જીવમાં પરમેશ્વરનો વાસ છે, અને તે પરમેશ્વરનુ એક સ્વરૂપ તે આ જીવો છે ? "

આવો ઉપદેશ સાંભળીને બાદશાહ ગુરુજીના પગપર લોટી પડ્યો અને બહુ બહુ પ્રકારે ભેટ ધરવા માંડી, પરન્તુ ગુરુજીએ તે કશાનો

સ્વીકાર કર્યો નહિ અને જણાવ્યું કે "આવી દુનીઆની દોલતથી અમારૂં કામ જરા પણ સરતું નથી." એમ કહી તેઓ પોતાના સ્થાન તરફ ચાલી નીકળ્યા, તથા સાધુ-સંતોને મુક્તિ અપાવી દેવાથી ગુરુજીની ખ્યાતિમાં ઑર વધારો થઈ ગયો. કેટલાક દિવસ ત્યા રહ્યા પછી તેઓ **કાશી** તરફ જવા માટે નીકળ્યા.

## ૧૬–કાશીમાં

ગુરુજી **દિલ્લીથી** નીકળીને **અલિગઢ, મથુરાં, વૃંદાવન, આગ્રા, કાનપુર, લખનૌ,** અને **અયોધ્યાની** યાત્રા કરતા કરતા સવત્ ૧૫૬૩ મા **કાશી** ક્ષેત્રમાં આવી પહોંચ્યા, અને પશ્ચિમ ઘાટ ઉપર સ્થાન લીધુ. જે **સ્થળે તેઓ** ઉતર્યા હતા તે સ્થળ **હજી** પણ "ગુરુના બાગ"ના નામથી ઓળખાય છે.

ગુરુજીના આગમનની વાત સાંભળીને સેંકડો લોકો તે સ્થાન પર આવવા લાગ્યા અને તે સર્વને તેઓ ધર્મ, જાતિ અને જ્ઞાનનો સપ્રમાણ અને દૃષ્ટાન્તપૂર્ણ ઉપદેશ આપતા હતા. તેઓ એવા મધ્ય-સ્થપણે બોલતા હતા કે વિચારશીલ પુરુષો પણ સમજી શક્યા ન હતા કે **નાનક** કયા સિદ્ધાંત અને મત-પંથને માનનારા છે. તાત્પર્ય કે હિન્દુ અને મુસલમાન, એમ સઘળા **કાશી**નિવાસીઓ પ્રતિદિન તેમનો ઉપદેશ શ્રવણ કરતા હતા છતાં તે દરેકના મનમા એમજ લાગતું કે **બાબા નાનક** અમારાજ સિદ્ધાન્તની પુષ્ટિનો ઉપદેશ કરી રહ્યા છે. આથી તેઓમા વાદવિવાદ ચાલવા માડયો. હિન્દુઓ કહેવા લાગ્યા કે બાબાજી અમારા મતને અનુમોદન આપે છે, મુસલમાનો કહેવા લાગ્યા કે અરે એ તો અમારા પાક મજહબનોજ પ્રચાર કરે

છે. વૈષ્ણવો માનવા લાગ્યા કે આ સાધુ તો વૈષ્ણવ છે, જ્યારે શૈવ-મતાવલંબીઓ કહેતા કે જો એ મહાત્મા શૈવમતના ન હોય તો પછી આ શિવપુરીમાં એમનું આટલા પ્રેમપૂર્વક આવવુંજ શા માટે થાય ?

• એક વખત આવી પચરંગી શ્રોતૃ-મંડળી જામી રહી હતી. કેટલીક શંકાઓનુ સમાધાન થવાનું હતુ તેથી સભામાં શાંતિ વ્યાપી રહી હતી. સુપ્રસિદ્ધ શાસ્ત્રી વાસુદેવ અગ્રણી થઈ પૂછવા લાગ્યા.

શાસ્ત્રીઃ—" હે સાધુપુરુષ ! આપ કયા વર્ણ અને આશ્રમને શોભાવો છો ? "

ગુરુજીઃ—" એની મને બરાબર ખબર નથી પરન્તુ પરમેશ્વર સાથે મારો સૌ કરતાં અધિક સંબંધ છે, માટે જે વર્ણાશ્રમના તેઓ છે તેજ મારાં પણ જાણવાં. "

શાસ્ત્રી.—" ચિદાત્મા પરમેશ્વરની સાથે ચેતનનો અધિક સંબંધ હોય તે સંબંધી મારો પ્રશ્ન નથી, પણ અમે તો વેદાદિ સત્ શાસ્ત્ર-પ્રતિપાદિત તથા સ્થૂલ દેહની સાથે સંબંધ ધરાવતા વર્ણાશ્રમ વિષે પૂછીએ છીએ. "

ગુરુજીઃ—" જો એમ હોય તો ધર્મીના સાક્ષાત્કાર પછી ધર્મની જિજ્ઞાસાજ અવિચારપૂર્વક છે. "

શાસ્ત્રીઃ—" આપના આ કથનનો ભાવાર્થ શો છે ? "

ગુરુજીઃ—એનો ભાવાર્થ એ છે કે વર્ણાશ્રમ ધર્મનો સંબંધ આપણા સ્થૂલ શરીર સાથે કહ્યો છે અને મારૂં ધર્મીરૂપ સ્થૂલ શરીર તો આપની નજર સામેજ છે.

થોડીવાર વિચારમાં પડ્યા પછી શાસ્ત્રીએ વળી પ્રશ્ન કર્યોઃ—" ત્યારે આપના સિદ્ધાંત કયા છે ? "

ગુરુજીઃ—" કયા વિષયમાં ? "

શાસ્ત્રી:—" ઉપાસના સંબંધી."

ગુરુજી:—" ઉપાસના તો હું એક સર્વાન્તરયામી પરમેશ્વરનીજ કરૂં છું."

શાસ્ત્રી:—" શું ત્યારે આપ કોઈ દેવ–દેવીને માનતા નથી?"

ગુરુજી:—" દેવી–દેવતા જે હશે તે શરીરધારી હશે અને તેને જન્મ–મરણનું ચક્ર પણ અવશ્ય વળગેલુંજ હશે. માટે—

" દૂજા કાહે સુમિરીયે, જન્મે તો મરજાય,
એકો સુમિરો નાનકા, જો જલથલ રહા સમાય."

આ પ્રમાણે અહીં અનેક પ્રસંગો ઉપસ્થિત થતા અને તેદ્વાર ગુરુજી નવોજ પ્રકાશ પાડતા. કેટલાક દિવસ પછી એમણે કાશી છોડયું.

## ૧૭–રત્નપરીક્ષા અને શ્રાદ્ધક્રિયા

કાશીથી નીકળીને ગુરુજી ગંગાકિનારાનાં શહેરોમાં ફરતા ફરતા પટનામાં આવી પહોંચ્યા. ત્યાંની મુમુક્ષુમંડળીમાં એક દિવસ ગુરુજી " મનુષ્યદેહની ઉત્તમતા " વિષે અનેક પ્રકારની યુક્તિ અને ધર્મશાસ્ત્રોનાં પ્રમાણો સાથે ઉપદેશ આપી રહ્યા હતા. તે વખતે મર્દાનાએ શંકા કરી, " ગુરુજી, આપે હમણાં કહ્યું કે પરમાત્માએ પોતાના તેજોમય સ્વરૂપમાંથી મનુષ્યને બનાવ્યો છે અર્થાત્ તે પરમાત્માનો અંશ છે અને મનુષ્યજન્મ એક અમૂલ્ય રત્ન સમાન છે, તો મનુષ્યો તેની કિમ્મત કેમ સમજી શકતાં નથી?"

ગુરુજીએ આ પ્રશ્નનો ઉત્તર તે વખતે કશો પણ આપ્યો નહિ. પણ થોડીવાર પછી મર્દાનાએ કહ્યું કે " ગુરુજી, હવે તો ભૂખ લાગી છે, ભોજનની કંઇક વ્યવસ્થા થાય તો ઠીક."

ગુરુજીએ પોતાની પાસેથી એક અમૂલ્ય રત્ન કાઢીને તેને આપ્યું, અને કહ્યું, કે આને બજારમાં વેચીને ઇચ્છા પ્રમાણે ભોજન કરી આવ અને બાકીના પૈસા પાછા લઇ આવજે.

મર્દાના તે લઇને બજારમાં ગયો અને દુકાનદારોને તે રત્ન બતાવતો બતાવતો ઝવેરીબજારમાં આવી પહોંચ્યો. આ રત્ન જોઇને ઝવેરીઓ ચકિત થઈ ગયા અને તેઓ એની કિમ્મત આંકી શક્યા નહિ. અંતે સાલસરાય નામના એક વૃદ્ધ નામીચા ઝવેરીના હાથમાં તે આવતાં તેણે કહ્યું, કે "આ રત્ન અમૂલ્ય છે, અમે એની કિમ્મતજ કહી શકતા નથી તો ખરીદી તો ક્યાંથીજ શકીએ? આવું રત્ન તો કોઈ ચક્રવર્તી રાજા કે યોગી મહાત્મા પાસેજ હોઈ શકે. તે કંઇ બજારમાં મળી શકતું નથી. માટે એનાં દર્શન થવાં એ પણ મોટા ભાગ્યની વાત છે." એમ કહીને તેણે સો રૂપીઆ કાઢીને તે રત્ન આગળ ભેટ તરીકે મૂક્યા અને તે રૂપીઆ તથા રત્ન બન્ને ચીજ મર્દાનાને લઈ જવા કહ્યું.

મર્દાનાએ આવીને ગુરુજીને બજારનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. ગુરુજીએ કહ્યું, ભાઈ! હવે તમારા પ્રશ્નનો ઉત્તર મળી ગયો કે નહિ? જેમ આ રત્ન અનેક માણસના હાથમાં ગયું હતું પરન્તુ કંઇ તે બધાજ એની કિમ્મત ન કરી શકતાં જેમણે તેની પરીક્ષાનું જ્ઞાન મેળવ્યું હતું તે હીરાપારેખજ એને ઓળખી શક્યો હતો; તેજ પ્રમાણે મનુષ્યદેહરૂપી રત્નની પરીક્ષા પણ દરેક માણસ કરી શકતો નથી, પરન્તુ જેણે લાંબા વખત સુધી સત્સંગ સેવ્યો હોય અને સતશાસ્રોનું જ્ઞાન સંપાદન કર્યું હોય તેજ તેની કિમ્મત આંકી શકે છે.

એ પછી ગુરુજીએ મર્દાનાને તે રૂપીઆ તેના માલિકને પાછા આપી આવવા કહ્યું, કારણ કે રત્ન આપ્યા સિવાય તેના રૂપીઆ

રાખવા એ અન્યાય કહેવાય. પણ પેલા ઝવેરીએ કહ્યું, "આ રૂપીઆ કંઈ રત્નનું મૂલ્ય નથી કે હું તે પાછા લઇ શકું. એતો રત્નને ભેટ ધરીને તેના માલીકને અર્પણ કરવામાં આવ્યા છે."

આ પ્રમાણે ઘણી રકઝક થતાં અંતે સાલસરાય ઝવેરીએ ગુરુજીની પાસે આવીને રૂપીઆનો સ્વીકાર કરવાની વિનતિ કરી. તેનો આવો સાચો પ્રેમ જોવામાં આવતાં ગુરુજીએ તે રકમ લઈ સાધુ-સંતોના ઉપયોગમાં વાપરી નાખી, અને ઝવેરીને સદુપદેશ સંભળાવ્યો. એ પછી ત્યાંના લોકોએ આગ્રહ કર્યો, કે અહીં સત્સંગને માટે કોઇ પણ એકાદ સ્થાન આપના નામથી નિયત થવું જોઇએ. આથી ગુરુજીએ ત્યાં એક ધર્મશાળા બંધાવી અને અબરકા નામના પોતાના ભક્તશિષ્યને તેના પૂજારી તરીકે નીમ્યો, જેના વંશજો હજી વિદ્યમાન છે.

કેટલાક દિવસ પછી ગુરુજી અહીંથી નીકળીને પિતૃશ્રાદ્ધનેમાટે સુપ્રસિદ્ધ થયેલા ગયાજી તરફ રવાના થયા; ત્યાં અનેક હિન્દુલોકો પિંડદાન આપતા તેમના જોવામાં આવ્યા.

એક બ્રાહ્મણ પિંડ તૈયાર કરી રહ્યો હતો અને તેની પાસે ઘીનો દીવો સળગી રહ્યો હતો, ગુરુજીએ તેની પાસે જઇને પુછ્યું-"તમે આ શુ કરો છો?"

બ્રાહ્મણે જવાબ દીધોઃ-"હું મારા પૂર્વજો માટે પિંડ તૈયાર કરૂ છું."

ગુરુજીઃ—"આ દીવો શા માટે બળે છે?"

બ્રાહ્મણઃ—"જે અંધારી ગલીમાં થઇને તેમને સ્વર્ગમાં જવાનું છે તે ગલીમાં તેમને માર્ગ દર્શાવવાને આ દીવો કરવામાં આવ્યો છે."

ગુરુજીએ પૂછ્યુંઃ—"ભાઇ, તમે જ્યારે ઉંઘી જાઓ છો અને સ્વપ્નમાં જૂદાં જૂદાં વિકટ સ્થળોમાં ફરવાનો અનુભવ કરો છો ત્યારે શું તમને માર્ગ બતાવવાને માટે દીવાની જરૂર પડે છે?"

બ્રાહ્મણે જવાબ દીધો:—"ના, નથી પડતી."

ગુરુજીએ કહ્યું:—"ત્યારે તમે ખાત્રીપૂર્વક માનજો કે આ દીવો તમારા પૂર્વજોને જરા પણ ઉપયોગમાં આવનાર નથી."

બ્રાહ્મણ:—"ત્યારે માણસે શું કરવું જોઇએ તે વિષે મને આપ સમજાવી શકશો?"

ગુરુજીએ જણાવ્યું,—"આ શરીર એ દીપક છે, અને ઇચ્છાઓથી ઉત્પન્ન થતું દુઃખ એ તેમાં તેલરૂપ છે. ઈશ્વરના નામથી તે દીવાને પ્રકટાવો એટલે તેલ એની મેળે બળી જશે અને તમે દિવ્ય પ્રકાશની સાથે એકતા અનુભવશો."

ગુરુજી પણ પિતૃ–શ્રાદ્ધ કરાવશે અને તેથી પોતાને દક્ષિણા મળી શકશે એવી આશાથી ઘણાક પંડયાઓ તેમની આસપાસ વિંટાઇને ઉભા હતા તેઓ તો ગુરુજીનો આવો ઉપદેશ સાંભળીને સ્તબ્ધજ થઈ ગયા અને તેમને શ્રાદ્ધ કરાવવાની વાત પૂછ્યા સિવાયજ અગિઆરા ગણી ગયા'

ગયાજીથી નીકળ્યા પછી તેઓ બુદ્ધગયામાં આવી પહોચ્યા. ત્યાના એક ગોસ્વામી દેવગિરિ નામના મહંત–જે મોટા જાગીરદાર હતા, તેઓ–ગુરુજીના સારગર્ભિત ઉપદેશથી મુગ્ધ થઇ ગયા. ઉપદેશની તેમનાપર એટલી બધી અસર થઈ હતી કે પાછળથી તેમની ગાદીએ આવનાર તેમનો ભક્તગિરિ નામનો પ્રધાન શિષ્ય પોતાની સર્વ સંપત્તિ છોડીને શિષ્યમંડળ સાથે પંજાબમા આવી ગુરુ હરરાયના વખતમા તેમનો શિષ્ય બનીને રહ્યો હતો.

## ૧૮–જાદુઇ મહામંત્ર

બુદ્ધગયામાંથી નીકળીને ગુરુનાનક મુંગેર, ભાગલપુર, સાહેબગંજ અને રાજમહેલ થઇને, સંવત્ ૧૫૬૪ ના આષાઢમાં માલદેવમા

આવી પહોંચ્યા. ત્યાં એક આંબાવાડીમાં તેમણે આસન કીધું હતું, તે જગ્યા હમણા પણ 'ગુરુના બાગ'ના નામથી જાણીતી છે. કેટલાક દિવસ ત્યાં ઉપદેશપ્રચાર કીધા પછી તેઓ મુર્શિદાબાદ, બરદ્વાન, હુગલી, કૃષ્ણનગર, શાહજાદપુર, અને શિરાજપુર ઇત્યાદિ શહેરના લોકોને પોતાના ઉપદેશથી કૃતાર્થ કરતા કરતા ઢાકામાં આવી પહોંચ્યા.

ઢાકા પ્રાંત તે કાળમાં જાદુવિદ્યામાં ઘણો પ્રખ્યાત હતો; ત્યાંના અનેક જાદુગરો ગુરુજી પાસે પોતપોતાની વિદ્યા અજમાવવા આવ્યા હતા, પણ ગુરુજી આગળ તેમનું કશું પણ ચાલી શક્યું નહિ. આથી તેઓનું અભિમાન ગળી ગયું, તેઓ પૂછવા લાગ્યા, "આપની પાસે એવી તે કઈ વિદ્યા છે કે જેની આગળ અમારા મંત્ર—જંત્રનું કશુંજ ચાલતું નથી ?"

ગુરુજીએ સહાસ્ય ઉત્તર દીધો "જાદુ અને મંત્રતંત્ર એ સઘળું દેવતાને અધીન છે. જેવો જેનો દેવતા અને જેવો જેનો મંત્ર તેવો તેનો પ્રતાપ. પરન્તુ મારી પાસે જે મંત્ર છે તે મહામંત્ર છે અને તેનો દેવતા પણ કોઈ સાધારણ દેવ નથી. એટલામાટે તે મંત્રદ્વારા સંસાર માત્રને મોહન, મારણ, ઉચ્ચાટન આદિથી વશ કરી શકાય છે."

આ સાંભળીને જાદુગરો તાજુબ થયા અને એવો સર્વશ્રેષ્ઠ મંત્ર અને તેનો અધિદેવતા કોણ હશે તે જાણવાને ઉત્સુક થયા.

ગુરુજી તેમની ઇચ્છા સમજી ગયા અને બોલ્યા, "તે મંત્ર '**ૐ સત્યનામ**' એવો છે અને તેનો અધિદેવ સર્વાન્તર્યામી પરમાત્મા છે. એટલામાટે એ મંત્રની સામે તમારા લોકોના બીજા સામાન્ય દેવતાઓના મંત્ર બીલકુલ પાછા પડે છે."

આ પ્રમાણે અનેક તરેહના સદુપદેશશ્રવણથી ઢાકાના જાદુગરો પોતપોતાની કુત્સિત ક્રિયાઓનો પરિત્યાગ કરી ગુરુજીને શરણ આવ્યા અને સાચા ભક્ત બની પ્રભુભક્તિમાં તલ્લીન થયા.

ઢાકાથી નીકળીને આગળ ચાલતાં ત્રણેક કોશપર એક ગામમાં તેઓ ઠર્યા. અહીંની સ્ત્રીઓ જાદુમાં ઘણી કુશળ હતી અને તેદ્વારા પોતાના દુરાચારમાં પ્રવૃત્ત રહેતી. એ સૌની સરદારી એક નૂરશાહ-જવાન નામની સ્ત્રીના હાથમાં હતી. અકસ્માત્ મર્દાના તેની નજરે પડયો અને તે મોહિત થઇ. તેણે યુક્તિથી મર્દાનાને કેદ કરી લીધો પણ આ વાતની ગુરુજીને ખબર પડતાંજ તેઓ તે સ્ત્રીના ઘેર પહોંચી ગયા. આવા પવિત્ર પુરુષના ઓજસ્‌થી અને તેમના અમૃત જેવા ઉપદેશથી તે સ્ત્રી ઘણી શરમિંદી થઇ ગઈ. ગુરુજીનો પ્રભાવ તે વિપથગામી સ્ત્રીઓપર એટલો બધો પડી ગયો, કે તે સઘળી સ્ત્રીઓ પોતાનાં કૃત્યોનો પશ્ચાત્તાપ કરી નીતિને માર્ગે જીવન ગુજારવા લાગી.

કહેવાય છે, કે એ ગામમાં પ્રત્યેક જગ્યાનું પાણી ખારૂં હતું; આથી લોકોની પ્રાર્થના ઉપરથી ગુરુજીએ પોતાના હાથે એક સ્થળે બરછી મારીને ત્યાં કૂવો ખોદવાનું કહ્યું. લોકોએ તે જગ્યાએ કૂવો ખોદી કાઢયો અને સર્વની તાજુબી વચ્ચે તેમાથી ઘણુંજ મીઠું પાણી નીકળ્યું !

ગુરુજીએ જે બરછી મારી હતી તે હજી સુધી ત્યાંના ગુરુસ્થા-નમાં જાળવી રાખવામાં આવી છે અને યાત્રાળુઓને તેનાં દર્શન કરા-વવામાં આવે છે. એ સ્થળ ગુરુજીએ બરછી મારવાથી "બરછા સાહેબ"ના નામથી મશહૂર થયું.

ત્યાંથી તેઓ કામરૂપ દેશમાં ગયા. એ દેશ બહુધા વામમાર્ગી હતો. ત્યાંની સ્ત્રીઓ અતિ સુંદર હતી અને પુરુષો નિર્બળ હોવાથી દુરાચાર જ્યાં ત્યાં ફેલાઈ રહ્યો હતો. તે દેશમાં કામાક્ષી નામની દેવીનું મંદિર હતું. તેમાં કોઈ મૂર્તિ ન હતી પણ તેને ઠેકાણે યોનિચિહ્‌ન યોજવામાં આવ્યું હતું. તેપર મહિનાઓના મહિના સુધી પાણીમાં રાતો રંગ ઘોળીને અભિષેક કરાતો અને તેને તે દેવીની રજ માનીને લોકો કપાળે લગાવતા. ગુરુજી તે મંદિર પાસે જઈને ઉતર્યા. ત્યાંના લોકો

તે દેવીને જગજ્જનનની માની પૂજતા હતા. ગુરુજીએ તેમને સત્યધર્મનું દર્શન કરાવ્યું અને સત્યસ્વરૂપ અવિનાશી પુરુષની ભક્તિ તરફ પ્રેર્યા.

એ પછી ગુરુજીએ આગળ પ્રયાણ કર્યું અને ગૌરીપુર બંદરે આવી પહોંચ્યા. ત્યાંનું ગુરુસ્થાન દમદમા સાહેબના નામથી વિદ્યમાન છે. નવમા ગુરુ તેગબહાદુરજીએ સંવત ૧૭૧૩ માં એ સ્થળે એક ઉંચી ટેકરી બનાવી છે જે બહુ દૂરથી પણ નજરે પડે છે. હમણા એ સ્થાનના પૂજારી ઉદાસીન સાધુઓ છે. ત્યાંથી નીકળીને આસામ માહેલા અજમેરીગંજ, કરીમગંજ, સિલહટ વગેરે શહેરોનું અવલોકન કરતા કરતા તેઓ મણિપુર થઇને લોશાઇ દેશમાં જઇ પહોંચ્યા.

એ વખતે ત્યાં દેવલોત નામનો રાજા રાજ્ય કરતો હતો. કેટલાક કારણોથી તેણે પોતાના રાજ્યમાં એવો નિયમ કર્યો હતો કે કોઇ પણ પરદેશી મનુષ્ય દેશમાં દાખલ થાય તો તેને મારી નાખવો. ગુરુજી પણ એક પરદેશીજ હતા અને તેથી કાયદા પ્રમાણે એમને પણ મારી નાખવાનો ઠરાવ થયો. પણ ગુરુજીના અનુપમ તેજ આગળ તે રાજા ઝંખવાણો પડી ગયો અને શરણાગત થયો.

ગુરુજીએ તેને ઉપદેશ આપ્યો, કેઃ—

**चक्षुषा मनसा वाचा कर्मणा च चतुर्विधम् ।**
**प्रसादयति यो लोकं तं लोकाऽनुप्रसीदति ॥**
**यस्मात् त्रस्यन्ति भूतानि मृगव्याधान्मृगा इव ।**
**सागरान्तामपि महीं लब्ध्वा स परिहीयते ॥**

અર્થાત્—જે અધિકારી નેત્ર, મન, વાચા અને કર્મથી લોકોને પ્રસન્ન રાખે છે તેની પ્રસન્નતા મેળવવા માટે લોકો પણ પ્રયત્ન કરે છે, પણ જેનાથી શિકારીને જોતાં જેમ મૃગો ભયભીત થઈ જાય છે તેમ સર્વ પ્રાણી બ્હીતાં હોય છે તે પુરુષ ચાહે તો ચક્રવર્તી રાજ્ય પ્રાપ્ત

કરે તો પણ અંતે અવશ્ય ગુમાવી બેસે છે.*

આ અને એવાં બીજાં અનેક વચનો સાંભળી એ રાજા ગુરુજીનો શિષ્ય થઈ નીતિપૂર્વક પ્રજાપાલનમાં પ્રવૃત્ત થયો. ત્યાંથી અનેક ગામો અને શહેરોમાં ઉપદેશામૃત વરસાવી ગુરુજી કલકત્તામાં આવી પહોંચ્યા. એ શહેર તે વખતે એક નાનું ગામડું હતું અને કાલિઘાટના નામથી ઓળખાતું હતું. ત્યાંથી હુગલી ઉતરીને બાલેશ્વર, મેદિનીપુર ઈત્યાદિ શહેરોમાં ભ્રમણ કરતા કરતા કામઠી, વૈતરણી, બ્રાહ્મણી, અને મહાદેવી વગેરે નદીઓ ઉતરીને કટકમાં આવી પહોંચ્યા.

યાત્રા દરમિયાન ગુરુનાનકે જે જે સ્થળે નિવાસ કર્યાં હતો ત્યા ત્યાં તેમના સ્મરણાર્થે ગુરુસ્થાન અને ધર્મશાળાઓ બંધાયાં હતા જેમાંના ઘણાંખરાં હજી સુધી વિદ્યમાન છે.

## ૧૯—જગન્નાથજીના મંદિરમાં

વિક્રમ સંવત્ ૧૫૬૬ નો ચૈત્ર માસ ચાલતો હતો એ અરસામા ગુરુજી ફરતા ફરતા જગન્નાથપુરીમાં આવી પહોચ્યા, અને હાલ જે સ્થળ મંગુમઠના નામથી ઓળખાય છે ત્યાં વિરાજ્યા. તેઓ એ દેશની જ ભાષામા ભજન ગાવા મડયા અને તે સાંભળીને ત્યાંના લોકો ઘણા રાજી થયા.

સાયંકાળે આરતિના વખતે તેઓ મંદિરમા ગયા અને જગન્નાથજીનાં દર્શન કરીને પૂજારીઓથી જૂદા પડી પોતે એકલાજ સ્તુતિ કરવા મંડયા. આથી પૂજારીઓએ કહ્યું, કે "બાબા, જેવી રીતે અમે

---

* આવાજ ભાવનું એક મહાત્માએ કહ્યું છે કેઃ—

ઘર, બાહિર કે જીવસબ જાકો દેખી ડરાય,
સોનર સુકૃત ના કરે, કરે સો નિષ્ફળ જાય. મંત્રી સ. સા.

આરતિ ગાઇએ છીએ તેવી રીતે તમે પણુ અમારી સાથેજ ગાવા માંડો."

ગુરુજીએ જવાબ દીધો, " તમારી અને મારી આરતિમાં ઘણો ભેદ છે, અને તેથી હું તમારી સાથે ભળી શકતો નથી. " આરતિ પૂર્ણ થતાં બધા પૂજારીઓએ ભેગા મળીને પૂછ્યું, કે " બાબા, આપની અને અમારી આરતિમાં શું અંતર છે ? "

આ પૂજારીઓ અજ્ઞાનને લીધે મૂર્તિદ્વારા પૂજવાના પરમાત્મદેવને ભૂલી ગયેલા હોઇને માત્ર મૂર્તિનેજ ભગવાન અથવા મૂર્તિ જેટલાજ ભગવાનને માનતા હોય; એમ ગુરુજીને લાગવાથી તેમણે કહ્યું, કેઃ—

" તમારી આરતિ અને તમારા જગન્નાથ એ બન્ને કૃત્રિમ છે, અને મારી આરતિ તથા મારા જગન્નાથ સ્વતઃસિદ્ધ છે."

પૂજારીઃ—" અમારા જગન્નાથથી ભિન્ન એવા આપના કયા જગન્નાથ છે ? જગન્નાથ તો સંસાર માત્રમાં આ એકજ છે. "

ગુરુજીઃ—" જગન્નાથ નામ સર્વ જગતના સ્વામીનું છે, અને તે કદી પણુ એક દેશમાં રહી શકતા નથી, કિન્તુ સર્વવ્યાપીજ હોય છે. જે એકદેશીય હોય તે કૃત્રિમ અને નાશવંત હોવાથી તે સર્વ જગતનો સ્વામી થઇ શકતો નથી. હું ઈશ્વરને જે સ્વરૂપે ભજું છું તે કલ્પનારૂપ નથી પણુ સ્વતઃસિદ્ધજ છે."

પછી પૂજારીઓએ સ્વતઃસિદ્ધ જગન્નાથ અને તેની આરતિ વિષે વિશેષ સ્પષ્ટીકરણુ કરવાનું કહેતાં ગુરુજીએ જણાવ્યું, કેઃ—

" સર્વાન્તર્યામી પરમેશ્વર અમારો જગન્નાથ છે અને તેની આરતિ પણુ હંમેશાં આપોઆપજ થયા કરે છે. એ સ્વયંભૂ આરતિમાં થાળીરૂપે આ સમગ્ર આકાશમંડળ છે અને સૂર્ય તથા ચંદ્ર તેમાં પ્રજ્વલિત દીપક છે. આ તારામંડળ એ મહાથાળમાં મોતીરૂપે ગોઠવાયલાં છે અને મલયગિરિપરનાં ચંદન આદિ સુગંધિત વૃક્ષો એમાં

ધૂપને સ્થાને છે. ચમરને સ્થાને વાયુ અને પૃથ્વીપરની વનસ્પતિ માત્ર પ્રફુલ્લિત પુષ્પનું સ્થાન શોભાવે છે. પાંચ પ્રકારના અનહદ નાદ, તમારા ઘંટ, ઘડિઆળ, મૃદંગ, ભેરી ઇત્યાદિને સ્થાને છે અને આ પ્રમાણે આ કુદરતી સાધનોથી સર્વવ્યાપી જગન્નાથની આરતિ આપોઆપ થયાંજ કરે છે. એ મહાપ્રભુની આરતિ કરવાનું મનુષ્ય પ્રાણીમાં સામર્થ્ય નથી, પણ આપણે તો એ કુદરતી રીતે થતી ભવ્ય આરતિને જોઇ વિચારીને પ્રભુના અગાધ સામર્થ્યનું સ્મરણ કરીનેજ કૃતકૃત્ય થવાનું છે." પૂજારીઓ આ ઉપદેશથી સંતોષ પામ્યા અને તે પછી વારંવાર તેઓ ગુરુજી પાસેથી ઉપદેશ મેળવવા લાગ્યા.

એક વખત "પુરુષાર્થ અને પ્રારબ્ધ" વિષે ચર્ચા થતાં ગુરુજીએ જણાવ્યું, કેઃ-જગતના પદાર્થોની તૃષ્ણાઓથી પ્રેરાઈને જ્યાં સુધી તમે શ્રેયનો ત્યાગ કરીને પ્રેયને શોધો છો ત્યાં સુધી તમો પૂર્વે કરેલાં કાર્યોના પરિણામરૂપ છો. હવે તે ભૂતકાળનાં કાર્યો તમારા હાથમાં નથી, તે છતા તમારૂં વર્તમાન કાળનું વર્તન મોટે ભાગે તેમનાપરજ આધાર રાખે છે. જો તમે તમારી તૃષ્ણાઓનો નાશ કરવામાં ફતેહમંદ થાઓ તોજ તમે હાલ જે કર્મજાળમાં પરાધીનપણે ફાંફાં મારો છો તે જાળ તોડવાને સમર્થ થઈ શકો. તૃષ્ણાઓનો નિરોધ કરવાથી તમે સ્વતંત્રતાની પાંખો મેળવી શકો, કે જેની મારફતે તમે સ્વર્ગ સુધી ઉંચે ઉડી શકો એમ છો. આ શરીર તે એરણ છે; મન તેના ઉપર મૂકેલુ લોઢુ છે; અને પાંચ પ્રકારના અગ્નિઓ તેની આસપાસ નિશદિન બળ્યા કરે છે. શારીરિક પાપાચરણથી તે અગ્નિ પ્રદીપ્ત રહે છે, કોયલાની માફક તેમાંથી પ્રકાશ ચાલ્યો ગયો હોય છે પણ જ્યારે ગુરુદેવ પ્રણવમંત્રનો ઉચ્ચાર કરશે ત્યારે તે ફરીથી પ્રકાશિત થશે.

**તમારી જાતને તમે જેટલી ચાહો છો તેના કરતાં પણ**

**તમારા શત્રુ તરફ વિશેષ ચાહ રાખો. ઉંચ જ્ઞાતિનું અભિમાન છોડી દો** અને સઘળાપ્રતિ ભાઇની માફકજ વર્તન રાખો; કારણ કે જીવમાત્ર વસ્તુતઃ એકજ સમર્થ પિતાના અંશ હોવાથી ભાઇઓજ છે. આ સિવાય બીજી કોઇ નાત–જાત નથી. જો તમને કોઇ ઘા કરે તો તમે સામો ઘા કરશો નહિ. પણ તેની પાસે જજો અને તેના પગનું ચુંબન કરજો; આ રીતે તમે મોક્ષ મેળવી શકશો. એથી જ પુરુષાર્થ અને પ્રારબ્ધ સાધી શકશો." આ પ્રમાણે પ્રેમપૂર્વક ઉપદેશ કરતાં કેટલાક દિવસ જગન્નાથજીમા આનંદમાં વ્યતીત થયા, અને તે પછી વળી પ્રયાણ આરંભાયું.

થોડે જતાં **શોર** નદીના કિનારાપરની એક જગ્યા રમણીય લાગતાં ગુરુજીએ ત્યાં મુકામ કર્યો. એ અરસામાં જગદીશ ક્ષેત્રનો પૂજારી જે ઘણો સમૃદ્ધિમાન છતાં સંતાનરહિત હતો તે ગુરુજી પાસ આવ્યો અને પ્રાર્થના કરી, કે "આપ કેટલોક કાળ સુધી અહીંજ સ્થિતિ કરીને અમને ઉપદેશામૃત આપી કૃતાર્થ કરશો તો મોટો ઉપકાર થશે. આપને માટે મુકામ વગેરેની સઘળી સગવડ આપની ઇચ્છા પ્રમાણે તરતજ કરી આપવા આ સેવક તૈયાર છેઃ"

ગુરુજીએ જવાબ આપ્યો, કે "અમારે માટે કદાચ રત્નજડિત સુંદર મંદિર બની જાય, ને તેમાં સુગંધી તેલ અને અત્તરના ફુવારા ઉડી રહે, મખમલ મશરૂના ગાદીતકીઆ તથા અનેક જાતના ફરનીચરથી તે મકાન શણગારાઇ રહે અને સેવાને માટે ઇન્દ્રની અપ્સરાઓ કદાચ હાજર કરવામાં આવે તથા આખો દેશ અધીન થઇ શિર ઝુકાવે તોપણ કેવળ એક **પરમાત્માના** સ્મરણ સિવાય અમારે એમાંનું કશુંજ ઉપયોગમાં આવે એમ નથી. જે પદાર્થોને જોવાથી **પરમેશ્વરનું** વિસ્મરણ નહિ થતાં તેની યાદ તાજીજ રહ્યા કરે એવા પદાર્થોના અમે ભોક્તા છીએ."

ગુરુજીનાં આવાં નિઃસ્પૃહ વચન સાંભળીને પંડ્યાજીનો સંપત્તિમદ ગગડી ગયો અને તે ગુરુજીના ચરણમાં લોટી પડયો. ગુરુજીએ હવે તેને સાચો ભક્ત જાણી પોતાને હાથે ઉઠાડયો અને આશીર્વાદ દીધો. એ પછી તેને ત્યાં પુત્રપ્રાપ્તિ થઇ અને તેના વંશજો આખા પંજાબ દેશના પંડ્યા તરીકે હજી પણ ઓળખાય છે.

## ૨૦–પ્રથમ પરિભ્રમણની સમાપ્તિ

આગળ ચાલતાં ચીલકા સરોવરને કિનારે થઇ અનેક ગામો અને શહેરોમાં સદ્દુપદેશ કરતા કરતા ગુરુજી મહા નદી ઉતરીને સુહાગપુરમાં આવી પહોંચ્યા. ત્યાંના લોકોને શનિશ્વરનેજ પરમાત્મા માની તેની ભક્તિ કરતા અને આગળ ચાલતાં વિન્ધ્યપર્વતની એક શાખા કોહકંટક પર્વતમા અનેક સાધુ–સંતો અને ફકીરોને જળ-નીજ ઉપાસનામાં લીન થએલા જોયા. તેઓને ગુરુજીએ સત્ય–ધર્મનું દર્શન કરાવ્યું.

શિખરો અને ખીણો તથા ઝાડી–જંગલથી છવાયલો વિન્ધ્ય–પ્રદેશ હવે ગુરુજીની યાત્રાનું સ્થાન થઇ પડયો. અનેક દિવસો સુધી તેઓ એ પર્વતપર ફર્યા અને કુદરતની લીલા જોઈ આનંદ પામ્યા. રસ્તામાં એક દિવસ મર્દાનાની જીંદગી જોખમમાં આવી પડી. એ પ્રદેશમાં એક કૌડા નામનો ભીલ રાજા હતો. એ પ્રજા હજી પણ ઘણી જંગલી છે અને તે કાળમાં તો તેઓમાં અને હિંસક વન્ય પશુઓમાં ભાગ્યેજ ફેર હશે.

તેઓ મનુષ્યાહારી હતા અને જે કોઈ અજાણ્યું માણુસ નજરે પડતું તેનો નૈવેદ્ય ધરાવી દેવામાં જરા પણ વિલંબ કરતા ન હતા. કમનસીબે આપણા મર્દાનાભાઈ તેમની જાળમાં ફસી પડયા, અને

ગુરુસાહેબનો પ્રતાપ જો થોડીજ ક્ષણ પછી ઉપયોગમાં આવ્યો ન હોત તો મર્દાનાનો દેહ તે રાક્ષસોનો ભક્ષ બની જાત; પણ પ્રારબ્ધની ગતિ બળવાન છે. ગુરુજી તેને મુક્ત કરાવી શક્યા એટલુંજ નહિ પણ તે ભીલ્લ લોકોને ભક્ત બનાવી દઇ અનેક લોકોને પ્રાણદાન દઇ શક્યા.

આગળ ચાલતાં તેમણે એક એવા ગાઢ જંગલમાં પ્રવેશ કર્યો, કે જ્યાં ઉનાળાનાં પ્રખર સૂર્યકિરણો પણ દર્શન દઇ શકે નહિ અને વાઘ, વરૂ વગેરે હિંસક પ્રાણીઓની ગર્જના પ્રતિપળે સંભળાયાજ કરે. આથી મર્દાનાના તો હોશકોશજ ઉડી ગયા. ખરેખર સાધુ—સંતોને જંગલમાં મંગલ ભાસે છે પણ તેનું તેજ સ્થળ બીજાઓને તો ભયનોજ ભાસ કરાવે છે! દૃષ્ટિ તેવી સૃષ્ટિ! આથી મર્દાનાએ ગભરાઈ ઉઠીને કહ્યું:—"ગુરુજી હુ કંઇ આપના જેવો ફકીર નથી કે આવી ભયાનક જગ્યામાં આવી શકું. જો મને પહેલેથીજ આવી ખબર હોત તો હૂં આપની સાથે પગલુંજ ભરત નહિ. ખાવાપીવાનું તો બાજુએ રહ્યું પણ અહીં તો જાન બચાવવો પણ ભારી થઈ પડે એમ છે."

ગુરુજીએ જવાબ દીધો:—"જરા ધીરજ ધર, તારી ખાવા પીવાની ઇચ્છા થોડાજ વખતમાં સફળ થશે."

એ પછી તેઓ થોડીજ ક્ષણમાં એક સુંદર વનમાં આવી પહોંચ્યા. અહીં અનેક સાધુ—સંતો, યોગીઓ અને ફકીર-દરવેશો પ્રભુ—ભક્તિમાં મસ્ત રહેતા હતા. તે સ્થળ અનેક પ્રકારનાં સુગંધિત પુષ્પોથી સુવાસિત થઇ રહ્યું હતું અને સ્વાદિષ્ટ ફળોથી ત્યાંનાં વૃક્ષો અને વેલીઓ લચી ગયાં હતાં. રંગબેરંગી રમણીય પંખીઓના કલ્લોલથી અને કુદરતની શોભાથી એ સ્થળ સ્વર્ગસમ સુંદર બની રહ્યું હતું.

ગુરુજીની આજ્ઞાથી મર્દાના અને બાલાએ ઇચ્છાપૂર્વક ફળ પ્રાશન

કર્યા અને સંતોષ પામ્યા એટલે મર્દાનાએ સારંગી છેડી અને ભજન આરંભ્યું. તે ગાન એટલું તો હૃદયગંમ અને આકર્ષક હતું કે તે સાંભળવાને માટે જંગલનાં પશુપક્ષીઓ પણ આકર્ષાયાં. સંગીતની અસર એવીજ અદ્‌ભુત છે. જડ અને ચેતન સઘળાંને ડોલાયમાન કરી નાખવાનું પ્રાબલ્ય સંગીત ધરાવી શકે છે. સભ્યમાં સભ્ય ગણાતી જાતિથી માંડીને ફિલિપ્પાઇનટાપુની દુનીઆના આરંભકાળનું દર્શન આપતી જંગલી જાતિ પણ સંગીતથી મુગ્ધ થાય છે અને આનંદ અનુભવે છે.

એ સુંદર પ્રદેશમાં ૧૫–૨૦ દિવસ અનેક સાધુ–સંતો સાથે જ્ઞાનચર્ચા કરી ગુરુજી નર્મદાકિનારાના જબલપુર શહેરમાં ગયા અને ત્યાંના ફૂલ નામના કરામતી ફકીરનું અભિમાન તોડી ચિત્રકુટ ઇત્યાદિ સ્થળોએ થઇને ફરીદવાડામાં આવી પહોંચ્યા. એ સ્થળ બાબા ફરીદ નામના પવિત્ર પુરુષને લીધે પ્રસિદ્ધમાં આવ્યું હતું. ત્યાં એક કુવો છે જેમાં બાબા ફરીદ ઉંધે મસ્તકે ટંગાઈને તપ કરતા હતા; તેમને મુડદું સમજીને ગીધ અને કાગડાઓ ચાંચો મારી જતા ત્યારે બાબા તેમને કહેતા કે:—

" કાગા સબ તન ખાઇઓ, ચુન ચુન ખાઇઓ માંસ;
દો નયના મત ખાઇઓ, પિય દેખનકી આસ. "

એ સ્થળનાં દર્શન કરી ગુરુજી ચંદેરી, કાલરાબાટન, ઝાંસી, ગ્વાલિયર, ભરતપુર, ધોળપુર, રેવારી અને કરોલી ઇત્યાદિ અનેક સ્થળોમાં ફરીને કરનાલમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ પ્રસિદ્ધ શેખ શરફુદ્દીનો શિષ્ય શેખ શમલ્દીન અનેક ફકીર અને અમીરો સાથે આવીને ગુરુજીની સેવામાં ઉપસ્થિત થયો. તે સઘળા તેમના પવિત્ર આદેશથી શીખ (શિષ્ય) બની ગયા. આ પ્રમાણે અનેક મહાન પુરુષોને પોતાના શિષ્ય બનાવ્યા એ ગુરુસાહેબની અસાધારણ પ્રતિભાનુંજ દર્શન કરાવે છે.

કુરુક્ષેત્રમાં સૂર્યગ્રહણને દિવસે મોટો મેળો ભરાય છે અને લાખો માણસો ત્યાં એકત્ર થાય છે. ઉપદેશપ્રચારને માટે આવી સુન્દર તકો ઘણીજ ઓછી હોય છે. આથી ગુરુજી કરનાલથી નીકળીને સૂર્યગ્રહણ વખતે કુરુક્ષેત્રમાં આવી પહોંચ્યા. ત્યાં એક રાજપુત્ર એક હરિણનો શિકાર કરી લાવ્યો અને ભોજન માટે તેને પકાવવા લાગ્યો; તેનો આવો અનુચિત વ્યવહાર જોઈ લોકો ઘણા ત્રાસ પામ્યા અને ગુરુજી પાસે આવીને કહેવા લાગ્યા કે આપના આસનની પાસેજ આવું ઘૃણીત કાર્ય થાય છતાં આપ એને કેમ કંઇ ઉપદેશ દેતા નથી

ગુરુજીએ જણાવ્યું, કે આખા સંસારનો નિયંતા તો સર્વાન્તર્યામી પરમાત્મા છે. આ જીવ કોને કોને સમજાવી શકે એમ છે?

કુરુક્ષેત્રમાંથી નીકળીને કેટલાંક સ્થળોમાં ફર્યા પછી પોતાનાં બ્હેન નાનકીના સ્મરણથી આકર્ષિત થઇ ગુરુજી સંવત્ ૧૫૬૬ના પોષ સુદી ૧૧ ને દિવસે સુલતાનપુરમાં જઈ પહોંચ્યા, અને પોતાની યાત્રાનો વૃત્તાંત બંધુવર્ગમાં પ્રકાશિત કર્યો. આ પ્રમાણે ગુરુનાનકનું પ્રથમ પરિભ્રમણ સમાપ્ત થાય છે.

## ૨૧–દ્વિતીય પ્રયાણ અને જૈનો સાથે વાદવિવાદ

સુલતાનપુરના લોકો જેઓએ પહેલાં બાબા નાનકે સદાવ્રત શરૂ કર્યું હતું ત્યારે તેમની વિરુદ્ધ અનેક અફવાઓ ફેલાવી સરકારી પૈસાના દુરુપયોગનું આળ ચઢાવ્યું હતું; તેઓ હવે ગુરુજીનો પ્રતાપ સાંભળીને એવા મહાત્માનો અનાદર કરવા બદલ પશ્ચાત્તાપ કરી રહ્યા હતા, તેમને ગુરુજીનાં દર્શન કરી સેવા ઉઠાવી પોતાનાં પૂર્વપાપ ધોવાનો પ્રસંગ મળવાથી તેઓ બહુ આનંદ પામ્યા.

ગુરુજી મુલતાનપુરમાંજ હવે રહે અને પોતાના સદુપદેશથી તેમના કર્ણ પવિત્ર કરતા રહે એવી ત્યાંના લોકોની ઇચ્છા હતી. પણ જે કામ બાબા નાનકને ઉઠાવવાનું હતું તે હજી પૂર્ણ થયું ન હતું. આથી તેઓ મુલતાનપુરના સંકુચિત પ્રદેશમાં કાયમને માટે રહેવાનું કેમ કબૂલ કરી શકે?

તેમણે સંવત્ ૧૫૬૭ ના વૈશાખ માસમાં દક્ષિણ દેશ તરફની મુસાફરી માટે મર્દાના અને બાલા સાથે દ્વિતીય પ્રયાણનો આરંભ કર્યો.

માર્ગમાં કસૂર નગરમાં ત્યાંના પ્રસિદ્ધ ફકીરો શેખ અલહુક્ષ કદોસ, શેખ મુહંમદ સાદક અને શેખ અબુશિયાની મુલાકાત લીધી. તેમની સાથે પ્રેમપૂર્વક જ્ઞાનગોષ્ઠિ કરીને તેમનાં સરળ પવિત્ર ચિત્તને પોતા-તરફ આકર્ષી ગુરુજી આગળ ચાલ્યા.

સંવત્ ૧૫૬૭ ના આષાઢમાં સરસા શહેરમાં પહોંચ્યા અને ત્યાંના ખ્વાજા સાહેબ નામના પ્રસિદ્ધ સ્થળમાં ઉતરી શેખ ફરીદજી આદિ મહાત્માઓ સાથે સમાધિમાં લીન થયા. તે પછી આગળ ચાલતાં બિકાનેરમાં મુકામ કર્યો.

બિકાનેરમાં રહેતા વણિક લોકો જૈનધર્મને માનનારા હતા. ગુરુજીએ તેમને ઉપદેશ કર્યો પણ તેઓ પોતાના ધર્મનેજ ચુસ્તપણે વળગી રહેનારા હોવાથી તેમનાપર કંઇ પણ અસર થઇ નહિ.

ગુરુજીનો પોતાને પ્રતિકૂળ ઉપદેશ સાંભળીને મોંપર મુમતી રાખ-નારા જૈનધર્મના ઢુંઢીઆ પંથના સાધુઓ ગુરુજીની પાસે વાદવિ-વાદ કરવાને આવ્યા, અને તેમણે ગુરુજીને પૂછ્યું કેઃ—" આપ કયા ધર્મને માનનારા છો ? "

ગુરુજીઃ—" પોતે સન્માર્ગે ચાલવું અને બીજાઓને તેવો માર્ગ બતાવવો એજ મારો ધર્મ છે. "

સાધુઓઃ—" એવો અલૌકિક સન્માર્ગ કયો છે ? "

ગુરુજીઃ—" પરમેશ્વરનુ યથાર્થ સ્વરૂપ સમજવાનો અને તેનું અસ્તિત્વ સ્વીકારવાનો."

સાધુઓઃ—" પરમેશ્વરનું વાસ્તવ સ્વરૂપ કેવું છે અને તેને જાણુ-વાથી તથા માનવાથી શો લાભ છે?"

ગુરુજીઃ—" સત્ય એ પરમેશ્વરનું વાસ્તવ સ્વરૂપ છે. તે સત્ય શ્રીઅકાલ પુરુષજ સંસારનો કર્તાહર્તા છે. તે નિર્ભય, કૃપાળુ, અકાલ મૂર્તિ, અજન્મા અને પ્રકાશ સ્વરૂપ છે. એવા પરમેશ્વરને જાણુવાથી અને માનવાથી આત્માનું કલ્યાણુ થાય છે.

સાધુઃ—" અમારા મત પ્રમાણે આ સંસારજ અનાદિ, અન્ત, શાશ્વત અને સત્ય સ્વરૂપ છે; માટે તેનો કોઇ કર્તા માનવાની આવ-શ્યકતા નથી. અણુઓથી બનેલા પદાર્થો સિવાય બાકીનાં બધા વિશે-ષણો વ્યર્થજ છે, અને જીવનું કલ્યાણુ તો શુભ કર્મો કરવાથીજ થઈ શકે છે."

ગુરુજીઃ—" કર્મોનો ફળપ્રદાતા તો કોઈ માનવો જોઇએને?"

સાધુઃ—" કર્મો પોતેજ પોતાનાં ફળ જીવને આપી શકે છે."

ગુરુજીઃ—" ભાઈ, કર્મો તો ક્રિયાવિશેષણુ જેવા છે, તે જડ અને ક્ષણુભંગુર છે. તો તેનામાં ફળ આપવાનું સામર્થ્ય કયાંથી આવી શકે? ક્રિયાવિશેષણુ શુ ક્રિયાનું કામ સારી શકશે?"

સાધુઃ—" વિષ એ જડ તથા નાશ પામે એવું છે છતા તે પોતાના સંસર્ગમાં આવનારને મરણુરૂપ ફળ આપી શકે છે."

ગુરુજીઃ—" મરણુ નામ પ્રાણુના વિયોગનું છે. સાવયવ જડરૂપ વિષ સાવયવ જડ દેહને અસર કરી શકે છે, પરન્તુ નિરવયવ જડ-રૂપ કર્મ નિરવયવ ચેતન જીવને તેના કર્મનું ફળ કદાપિ આપી શકતું નથી. માટે ફલપ્રદાતા તરીકે તો ઈશ્વરનેજ અવશ્ય માનવો જોઇએ."

# ૨૨–સેતુબંધ રામેશ્વરમાં

બિકાનેરથી નીકળીને તેઓ જેસલમીર, જોધપુર થઇને અજમેરમાં આવી પહોંચ્યા. ત્યાં ખ્વાજા કુતબ્બુદીનનું મકાન જેને તેઓ અઢી દિવસની ઝુંપડી તરીકે ઓળખતા હતા તેનાં દર્શન કર્યાં. તે પછી તીર્થક્ષેત્ર પુષ્કરજીના મેળાપર હજારો સ્રીપુરુષોને સદુપદેશ કરી આબુ પહાડપર ગયા. એ સ્થળ જૈનોનું તીર્થક્ષેત્ર હોવાથી અનેક યતિઓ અને જૈનો યાત્રા કરવા આવ્યા હતા. તેમની સાથે અહીં પણ જ્ઞાનચર્ચા ચાલી હતી અને તેમનામાંના કેટલાક ઈશ્વરનું અસ્તિત્વ સ્વીકારનારા થયા હતા.

ત્યાથી પાટણ, ઈડર, અહમદનગર, ડુંગરપુર, વાંસવાડા વગેરે સ્થળોમાં થઇ માળવામાં ઉજ્જન તરફ પ્રયાણ કર્યું. ગુરુના ઉપદેશથી ત્યાંના અનેક સાધુ લોકો મૂર્તિપૂજામાંથી આગળ વધીને નિરાકાર પરમાત્માની ઉપાસના કરતા થયા હતા. એ પછી તેઓ કામટી, નાગપુર અને હુગલીમાં થઇને ભક્તાત્મા નામદેવના જન્મસ્થાન અવંડામાં ગયા. ત્યાં નામદેવ સાથે જ્ઞાનચર્ચા થતાં ગુરુજી તેમનાથી બહુજ પ્રસન્ન થયા. તે પછી ગોદાવરી ઓળંગીને ગોવલકોંડા, હૈદ્રાબાદ ઇત્યાદિ સ્થળોની મુલાકાત લઈ જંગલમાં એક પહાડના શિખરપર જઈ પહોંચ્યા.

ત્યા કાનફટા નાથલોકો ઘણા રહેતા હતા. તેમના સાંભળવામા આવ્યુ કે બાબા નાનક પાસે જે કંઇ ભેટ લઈ જવામાં આવે છે તેને તેઓ તત્કાળજ બધા વચ્ચે વહેંચી દે છે. આથી તેમની પરીક્ષા માટે એક જણે તલનો એક દાણો ગુરુજીને ભેટ ધર્યો, અને હવે ગુરુજી એને કેવી રીતે વહેંચી શકશે તે જોવાને ત્યાં બેઠો.

ગુરુજીએ તરતજ બાલાને બોલાવ્યો અને પેલા તલને પ્રસાદના જળમાં વાટી નાખીને સઘળાને વહેંચી દેવા જણાવ્યું! બિચારા નાથ-

લોકોને એટલી પણ ખબર નહોતી. અજ્ઞાન બાળકને બેને બે મળીને ચાર થાય એ હિસાબ મહાભારત જેવો લાગે છે; પણ મહેતાજીને મન તો તે બીલકુલ રમત છે. એ સ્થળ તિલગંજ સાહેબના નામથી હજી પણ પ્રસિદ્ધ છે.

એ પછી ગુરુજી પ્રસિદ્ધ વિઠોબાના પંઢરપુરમાં થઇને તાંજોર, ત્રિચિનાપલ્લી, નેગાપટ્ટમ અને પાલમકોટની મુલાકાત લઇને શિઆળાની આખરે પ્રસિદ્ધ ધામ સેતુબંધ રામેશ્વરમાં જઈ પહોંચ્યા.

ત્યાં તેમણે દરીઆ કિનારાપર અનેક સાધુ, બ્રહ્મચારી અને યાત્રાળુઓને એકઠા થયલા જોયા. તેમાંના કેટલાક માથાપર વસ્ત્ર નાખીને ગૌમુખીમાં હાથ નાખીને માળાના મણકા ફેરવતા હતા અને બીજા કેટલાક ઘંટ વગાડતા તથા શંખ ફૂંકતા ફૂંકતા શાલિગ્રામને પુષ્પ અને નૈવેદ્ય ધરાવતા હતા.

ગુરુજી તેમાંના એક ટોળા તરફ વળ્યા પણ થોડે દૂર જતાંમાં તો એક સાધુ પોકારી ઉઠયોઃ—"થોભ ! થોભ ! જોજે મારા ભોજનને અભડાવીશ નહિ."

ગુરુજી બોલ્યાઃ—"અનાજ એ દેવ છે, જળ એ દેવ છે અને અગ્નિ પણ દેવ છે તો પછી તારૂં ભોજન શી રીતે અભડાવાનુ હતું ?"

સાધુઃ—"હું એ બધુ કંઈ સમજતો નથી, પણ જો તું મારા 'ચોકા'માં પગ મૂકીશ તો આજે મારે ભૂખ્યા રહેવું પડશે."

ગુરુજીઃ—"શુ તમે જોઇ શકતા નથી કે આપણેજ આપણી અપવિત્રતાથી આ ખોરાકને અપવિત્ર બનાવીએ છીએ ? જ્યારે તમારી સાથે તમારા આ ચોકામાં અજ્ઞાન, વિકાર, ક્રોધ અને દ્વેષ વગેરે અપવિત્ર દુર્ગુણો બેઠેલા છે ત્યારે આ ચોકાના લીટાથી શો લાભ થનાર છે ? જ્યાં સુધી તમારી પાસે આવા અશુભ વિચારોનાં ભૂતડાં બેઠેલાં છે, ત્યાં સુધી તમે આવો અપવિત્ર ખોરાક શાલિગ્રામને

કેવી રીતે ધરાવી શકો છો ? ”

સાધુઃ—“ત્યારે પ્રભુને ધરાવવા યોગ્ય નૈવેદ્ય શી રીતે બનાવી શકાય ? હું ધારૂં છું, કે પુષ્પ ચઢાવવામાં તો આપને કંઇ વાંધા જેવું લાગતું ન હશે ? ”

ગુરુજીઃ—“ તમારી જાતને શુદ્ધ બનાવો, આત્મશ્લાઘાનો નાશ કરો અને અભિમાનનો ત્યાગ કરો. નિઃસ્વાર્થ ભક્તિપૂર્વક અર્પાયલો ગમે તેવો ખોરાક પણ પ્રભુ અંગીકાર કરે છે. અજ્ઞાનથી દોરવાશો નહિ કારણ કે તેમ થતાં છાયાનેજ સત્યરૂપ માની બેસશો. તમે જેવું વાવો છો તેવુંજ લણશો. પ્રભુ તો ક્ષમા પણ આપતો નથી અને ક્રોધે કરતો નથી. તેના નિષ્પક્ષપાત ઇન્સાફનો કાંટો તો તમને તમારા કાર્યોનો ઉચિત બદલો અવશ્ય આપવાનોજ. ચાહે તો તમે પાંદડું તોડો કે પુષ્પ તોડો, પણ યાદ રાખજો, કે દરેકમાં જીવન તો રહેલુંજ છે.”

સાધુઃ—“ તૃષ્ણા શી રીતે નાશ પામે ? માયાને કેવી રીતે જીતી શકાય ? ક્રોધને વશ કરવાની ચાવી શી ? અભિમાન કેવી રીતે ગળી જાય અને મૃત્યુ ઉપર જય કેમ કરીને મેળવી શકાય ? ”

ગુરુજીઃ—“ ગુરુદેવની કૃપાથી સદ્ અને અસદ્ વસ્તુ વચ્ચેના વિવેકજ્ઞાનથી તૃષ્ણાનો અંત લાવી શકાય, સત્ય ઉપર પ્રીતિ રાખવાથી માયાને જીતી શકાય, અહંતાનો નાશ હુંપણાનો વિચાર દૂર કરવાથી થાય અને ગુરુદેવને પોતાની જાત અર્પણ કરી દેવાથી ક્રોધને વશ કરી શકાય. અહંતાનો નાશ થતાં મનુષ્ય આત્મિક ઉચ્ચતાને પ્રાપ્ત કરી શકે છે. ”

તે સાધુ વચમાં બોલી ઉઠયોઃ—“ ના એમ નહિ. જ્યાં સુધી તમે સંન્યાસી થશો નહિ ત્યાં સુધી જન્મ—મરણના ચક્રમાંથી કદાપિ મુક્ત થઈ શકશો નહિ. ચાલો, હું તમને દીક્ષા આપું અને તમારા

કાનમાં દિવ્ય કુંડળ પહેરાવું."

ગુરુજીએ જવાબ આપ્યોઃ—"સંન્યાસી થવાને કંઇ ભગવાં પહેરવાની જરૂર નથી. જે માણુસ પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખી શકે છે અને સઘળા કાર્યો પોતાનું કર્ત્તવ્ય સમજીને પ્રભુપ્રીત્યર્થે બજાવ્યે જાય છે તેજ ખરો સંન્યાસી છે અને તેજ મુક્તિ પામી શકે છે. આવો માણુસ પવિત્ર ગંગાજળ કરતાં પણ વધારે નિર્મળ છે. જેઓ સ્વર્ગસુખની લાલસાથી કે નરકદુઃખના ભયથી અથવા તો ખોટા વહેમોથી દોરાઇને બીજાઓને નીતિને માર્ગે દોરવાનો પ્રયત્ન કરે છે તે મનુષ્ય દર્દીનો રોગ મટાડયા સિવાય તેને અફીણુના ઘેનથી શાંતિ આપવા ઇચ્છતા વૈદ્યના જેવોજ છે."

ગુરુસાહેબનાં આવાં જ્ઞાનવચન સાંભળીને તેમનો ગુરુ થવા ઇચ્છતો સાધુ અભિમાન તજીને તેમને ચરણે નમ્યો.

## ૨૩–લંકાગમન અને દ્વિતીય યાત્રાની સમાપ્તિ

રામેશ્વરથી ગુરુજી સમુદ્ર માર્ગે સિંહલદ્વીપ (લંકા)મા ગયા અને રાજા શિવનાભના શહેરમાં જઇ ઉતર્યા. ગુરુજીની પ્રશંસા સાભળીને રાજા તેમના દર્શને આવ્યો અને પોતે સંતાન રહિત હોવાની વાત જાહેર કરી. ગુરુજી ઉપર તેને એટલી બધી આસ્થા બેસી ગઈ હતી, કે તે પોતાને તેમના એક સેવક તરીકે ગણાવવામાં માન સમજવા લાગ્યો હતો. આ વાતની રાણીને ખબર પડતાં તે પણ આવીને ગુરુજીને ચરણે નમી અને સંતાનની પ્રાપ્તિ માટે પ્રાર્થના કરી. વળી રાણીએ બીજી એક એવી માગણી પણ કરી કે "મહારાજ કૃપા કરીને મને કોઈ એવો મંત્ર બતાવો કે જેથી મારા પતિ મને વશ થઈ રહે."

ગુરુજીએ તેને મંત્ર આપ્યો કેઃ—

"નિંવણુ સુઅક્ષર ક્ષિવણુ ગુણુ જિહ્વા મણિયાં મન્ત,
ઇતડે ભૈણે વેશ કર તો વશ આવી કન્ત."

અર્થાત્ વિનયપૂર્વક મધુર ભાષણુ કરવું, ક્ષમાનો ગુણુ ધારણુ કરવો અને પતિનાં વચન સહન કરવાં એજ વશીકરણુનો મહામત્ર છે. ગુરુજીનો આવો ઉત્તમ ઉપદેશ સાંભળીને રાણીને ઘણો સંતોષ થયો. તે ગુરુને ચરણે નમીને આશીર્વાદ લઈ ઘેર ગઇ અને પુત્રવતી થઇ. ત્યાંથી નીકળતી વખતે રાજાના અતિ આગ્રહથી ગુરુજીએ ઝંડાતક્ષક નામના પોતાના એક પ્રેમી ભક્તને પ્રતિનિધિ તરીકે નિયત કર્યો હતો, જે ગુરુ અંગદજીના વખતમાં તેમનાં દર્શન માટે સપરિવાર પંજાબમાં આવ્યો હતો.

લંકામાંથી પાછા ફરીને તેઓ મલબારમાં થઇને શૃંગેરીમઠના શ્રીમચ્છંકરાચાર્યની મુલાકાતે ગયા. તેમણે ગુરુજીનું સારૂં આતિથ્ય કર્યું અને બન્ને મહાત્માઓએ પરસ્પર જ્ઞાનાનંદ અનુભવ્યો. નજીવી બાબતોને માટે લઢી મરનારા ભિન્ન ભિન્ન મતપંથના આચાર્યો અને ઉપાસકોએ આ બે મહાન્ પુરુષોના ઉચિત વ્યવહારનું અનુકરણુ અવશ્ય કરવુ જોઇએ.

ત્યાંથી નીકળીને ગુરુસાહેબે કોચીન, પુલીકટ, કોઇમ્બટુર, કાલિકટ, બેંગલુર, ગોવા, રત્નાગિરિ ઇત્યાદિ અનેક સ્થળોમાં ભ્રમણુ કરી, નાશિકમાં ભગવાન્ રામચંદ્રના નિવાસથી પવિત્ર મનાયલી પંચવટીનાં દર્શન કર્યાં. તે પછી તાપી અને નર્મદા ઓળંગીને તેમણે ભરૂચ, વડોદરા, અમદાવાદ, વગેરે ગુજરાતનાં મોટાં મોટાં શહેરોમાં થઇને કાઠિયાવાડ તરફ પ્રયાણુ કર્યું. ભાવનગર અને જૈનોનુ પ્રસિદ્ધ તીર્થક્ષેત્ર પાલિતાણા જોઇને ભક્ત વીર નરસૈયાનાં દર્શન માટે જુનાગઢમાં ગયા. આ બે ભક્તાત્માઓને પરસ્પરના મેળાપથી

જે આનંદ થયો હશે તે વર્ણવી શકાય એમ નથી.

જુનાગઢનો નવાબ ફેજબક્ષ સાધુ ફકીરો તરફ ઘણી માનની લાગણી ધરાવતો હતો તે ગુરુજીનાં દર્શને આવ્યો, તેણે ગુરુજી પાસે જુનાગઢ છોડતી વખતે તેમની પાદુકા માગી લીધી હતી જે કિલ્લા પાસેની એક ધર્મશાળામાં હજી પણ વિદ્યમાન છે.

ત્યાંથી ગુરુજી ગિરનારની યાત્રા માટે પર્વત ઉપર ચઢયા અને ત્યાં ગિરનારી બાવા નામના એક પ્રસિદ્ધ સાધુ હતા તેમની મુલાકાત કરી પરસ્પર જ્ઞાનચર્ચાનો આનંદ લીધો.

એ પછી વેરાવળ, પ્રભાસપાટણ અને સોમનાથપાટણનાં દર્શન કરીને તેઓ પોરબંદર થઇને દ્વારકામાં જઇ પહોંચ્યા. ત્યાંથી કચ્છ તરફ પ્રયાણ કરીને ત્યાંના વામમાર્ગીઓને સત્ય ધર્મ દર્શાવી અંજાર, ભુજ ઇત્યાદિ સ્થળોમાં થઇને ઉમ્મરકોટ આદિ સિંધપ્રાંતનાં શહેરોની મુલાકાત લઇ મુલતાનમાં આવી પહોંચ્યા.

એ શહેરમાં ઘણાક પ્રભુભક્ત ફકીરો રહેતા હતા તેમણે ગુરુજીના આગમનની વાત સાંભળતાંજ પોતાના એક શિષ્ય સાથે એક કટોરામાં છલાછલ દૂધ ભરીને ગુરુજી તરફ મોકલી દીધો. તેમનો આશય એવો હતો કે આ શહેર તો પહેલેથીજ આ કટોરાની પેઠે સાધુ–ફકીરોથી બરાબર ભરાયલું છે. આપનું આગમન તેમાં વધારા પડતું થઇ પડશે.

ગુરુજી તેમનો ભાવ તત્કાળજ કળી ગયા. આથી તેમણે તે કટોરામાં બેચાર પતાસાં ભાગી નાખ્યાં અને એક ચમેલીનું ફૂલ મૂકી દીધું. એનુ તાત્પર્ય એવું હતું, કે જેવી રીતે ગળપણ દૂધનું વિરોધી નહિ પણ સહકારી હોવાથી તેનામાં ભળી જઈ સ્થાન મેળવી શકે છે અને ચમેલીનું ફૂલ દૂધ ઉપર તર્યા કરે છે છતાં તેમાં વિકૃતિ નહિ કરતાં ઉલટું પોતાની સુગંધથી દૂધને સુવાસિત બનાવે છે તેવીજ

રીતે તમે લોકો મને પણ સમજશો.

પ્યાલાના દૂધમાં મિઠાશ તથા પુષ્પ જોઇને ફકીરો ગુરુજીનો ભાવાર્થ સમજી ગયા અને હજરત મહાવલ, હુકશાહ શરીફ્સાની આદિ સમર્થ ફકીરો સાથે તેઓ ગુરુજીનાં દર્શને આવ્યા અને આનંદ પ્રદર્શિત કર્યો.

આગળ જતાં તલંબા નામનું ગામ આવ્યું. તેમાં એક સજ્જન નામનો ઠગ રહેતો, તેના જાણવામાં આવ્યું કે ગુરુજી અનેક દેશદેશાન્તરમાં ભ્રમણ કરતા કરતા અહીં આવ્યા છે અને લોકો તેમને ભેટ પૂજા પણ સારી રીતે ધરાવે છે માટે તેમની પાસે જરૂર મોટી રકમ એકત્ર થઇ હશે.

એમ ધારીને ગુરુજીના કારભારી મર્દાનાને ઘણાજ પ્રેમપૂર્વક પોતાને ત્યાં બોલાવ્યો, અને એક ઓરડામાં ગોંધીને હાથપગ બાંધી ખૂબ માર માર્યો, તથા કહ્યું કે ગુરુજીની પાસે જે ધન એકઠું થયુ છે તે મને આપી દઇશ નહિ ત્યાં સુધી તારો છુટકારો નથીજ. મર્દાનાએ ઘણુંએ કહ્યું, કે ગુરુજીને જે કઇ મળે છે તે તેઓ તરતજ ગરીબગુરબાંઓમાં વહેંચી નાખે છે; પાસે એક પાઇ પણ રાખતા નથી. પણ જે માણસ ધન લોભી હોય તે બીજાની ઉદારતા કેમ સ્વીકારી શકે ?

અંતે ગુરુજીને આ વાતની ખબર પડતા તેઓ બાલાને સાથે લઈ તે ઠગના મુકામપર પહોંચ્યા અને મર્દાનાને છોડાવ્યો. ગુરુજીએ તે ઠગને કહ્યું, કે ભાઇ, "જો અમને તમારી પહેલેથીજ ખબર મળી હોત તો અવશ્ય તમારે માટે થોડું ઘણું દ્રવ્ય સંગ્રહી રાખત, પણ શું કરીએ અમે તો એવા ભયથી તેને જ્યાંનું ત્યાંજ વહેંચી દીધું હતું કે જ્યારે અમુક માણસે ધનનો સંગ્રહ કીધો છે એવો ભ્રમ થતાંજ તે માણસની એવી દશા થાય છે કે જીવ બચાવવો પણ

કઠિન થઇ પડે, તો જેની પાસે ખરેખરૂં ધન હોય તેના તો કેવાજ હાલ થાય ?

આ સાંભળીને તે ઠગ ગુરુજીના ચરણે પડયો અને પોતાનાં પાપનો એકરાર કરી સાચો સજ્જન બનીને ધાર્મિક જીવન ગાળવા લાગ્યો.

ગુરુજી પોતાનાં બ્હેન સાથે પ્રતિજ્ઞાથી બંધાયા હતા કે હું વખતોવખત આવીને તમારાં દર્શન કરતો રહીશ. તે અનુસાર તેઓ પોતાના જન્મસ્થળ તલવંદીમાં જઇ માતપિતાનાં દર્શન કરી સંવત્ ૧૫૬૨ માં સુલતાનપુરમાં પોતાનાં બ્હેન નાનકી પાસે આવી પહોંચ્યા. ત્યાં કેટલાક દિવસ આનદપૂર્વક રહ્યા પછી તેઓએ લાહોર તરફ પ્રયાણ કર્યું.

લાહોરમાં મુસલમાનોને હાથે દરરોજ અનેક ગાયો, ઘેટા અને બકરા કત્લ થતાં જોવામા આવતાં, તેમણે કહ્યું કે " લાહોર શહર જહર કહર સવાપહર " અર્થાત્ આ શહેરમાં સવા પ્રહર દિવસ ચઢતામાં કેર ગુજરી રહે છે; આથી અફઘાનોના રાજ્યપર થોડાજ દિવસોમાં આઘાત થશે. એમ કહીને તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને ૨૫ કોશપર રાવી નદીને કિનારે એક રમણીય જગ્યા જોવામાં આવતાં જાટ લોકોની વિનતિ ઉપરથી સંવત્ ૧૫૬૯ માં ત્યાં કર્તારપુર નામનુ એક ગામ વસાવ્યુ. તેનું સ્વાધીનતાપત્ર દિવાન કરોડીમલ્લ ક્ષત્રિયે લાહોરનિવાસી બક્ષી ભક્તારામદ્વારા ઘણી પ્રસન્નતાપૂર્વક લખા આપ્યું. ગામ આબાદ થતાં શિષ્ય લોકોની વિનતિપરથી ગુરુજીએ પોતાના પરિવારને પણ પખો ગામમાંથી બોલાવીને ત્યાંજ રાખ્યો. અર્થાત્ પોતાનો વાસ પણ ત્યાંજ નિયત કર્યો. આ પ્રમાણે ગુરુજીની દ્વિતીય યાત્રા કર્તારપુરમાં સમાપ્ત થઇ.

# ૨૪–તૃતીય યાત્રા

કેટલાક મહીના કર્તારપુરમાં ગુજાર્યા પછી ગુરુજી સંવત્ ૧૫૭૦ માં ત્રીજી યાત્રા માટે નીકળી પડયા. તેમના આ વખતના સાથી પણ **બાલા** અને **મર્દાનાજ** હતા. **નૂરપુર** અને **કોટકાંગરા** ( કાંગડા ) થઇને જ્વાલાદેવીના પર્વત પાસે તેઓ આવી પહોંચ્યા. તેના શિખરમાંથી બળતું અને ધૂમાડો નીકળતો જોઇ **મર્દાનાએ** પૂછયું કે આ શું હશે? ગુરુજીએ જવાબ દીધો કે લોકમાન્યતા એવી છે કે દેવો અને દાનવોને યુદ્ધ થયું હતું ત્યારે **પ્રભુએ** દાનવોના સંહાર માટે આ અગ્નિ પ્રકટાવ્યો હતો. પણ ખરી વાત એમ છે કે ભૂગર્ભમાં એવો અપાર અગ્નિ રહેલોજ છે અને તે કોઈ કોઇ સ્થળે જમીન ફોડીને બહાર નીકળી આવે છે. **પ્રભુની** અનેક વિચિત્ર ઘટનાઓ માંહેલીજ આ એક ઘટના છે અને તે કેવળ આજ સ્થળે છે એમ નથી પણ પૃથ્વીપરનાં અનેક સ્થળોમાં આવા જ્વાળામુખી જોવામાં આવે છે.

ત્યાંથી આગળ જતાં **રાવલસરમાં** પહોચ્યા. ત્યા પણ એક અદ્દભુત દેખાવ જોવામા આવ્યો. ત્યાંના સરોવરમા પાંચ છ નાના નાના ડુંગરા તરતા હતા અને તેનાપર વૃક્ષ અને વેલીઓ છવાઇ રહી હતી. વળી ત્યાંના ગરમ પાણીના કુંડમાં એટલી બધી ગરમી હતી કે તેમાં ચોખા પણ રંધાઇ જાય અને રોટલી પણ પાકી જાય. એમાં પણ **ભૂમિશક્તિનોજ** પ્રતાપ રહેલો છે એમ ગુરુજીએ જણાવ્યું. હવે તો વિજ્ઞાન અને પદાર્થવિદ્યાની સાહાય્યથી પણ આપણે સહેલાઇથી સમજી શકીએ છીએ કે એમાં કંઇ પણ દૈવી અંશ રહેલો નથી.

**એ પછી વિલાસપુર અને કહલૂરમાં થઇને કીર્તિપુરમાં** દુધાધારી ફકીર **બુદ્ધનશાહની** મુલાકાત લઇ **વૈશાખ સુદી ૨** ના **પંજેરના** મેળામાં હાજર થયા અને ત્યાં અનેક લોકોને સદુપદેશ આપી

નજીકના એક પર્વતના શિખરપર જઇ પહોંચ્યા.

ત્યાંના લોકોને પાણીની ઘણી મુસ્કેલી હોવાથી માહી નામના પોતાના એક ભક્તની પ્રાર્થના ઉપરથી ગુરુજીએ પોતાની પરીક્ષણ શક્તિનો ઉપયોગ કરીને પોતાને હાથે એક પત્થર ભાગીને ખસેડતાં ત્યાંથી નિર્મળ મીઠા પાણીનો ઝરો નીકળ્યો. એ સ્થળે પાછળથી આજુબાજુ પત્થર નાખીને તળાવ બનાવવામાં આવ્યું અને માહી ભક્તના નામ ઉપરથી તેનું નામ માહીસર પડયુ. ત્યાંના પહાડી લોકો આ બનાવથી ગુરુસાહેબમાં અપ્રતિમ શ્રદ્ધા રાખવા લાગ્યા અને હજી પણ તે સ્થળના લોકો ગુરુસાહેબના ઉપદેશનેજ માનનારા છે.

ત્યાંથી ગઢવાલ—દહેરાદુન—માં પહોંચ્યા અને અનેક સ્થળોનું નિરીક્ષણ કરતા કરતા સાધુ—સંતોના સુપ્રસિદ્ધ નિવાસસ્થાન ઉત્તરકાશીમાં થઇને ગંગોત્રી યમનોત્રી ઇત્યાદિ સ્થળની મુલાકાત લઇ બદરીનારાયણમાં જઇ પહોંચ્યા.

એ પછી પ્રસિદ્ધ ભીમકોટ પર્વતનું નિરીક્ષણ કરી રાણીખેત અને અલ્મોરા થઇને નૈનીતાલમાં આવ્યા. એની પાસેના એક જંગલમાં અનેક કાનફૂટા યોગી લોકો રહેતા હતા તે સ્થળની મુલાકાત લીધી. ત્યાં યોગીઓ પોતાની વિદ્યાનું ઘણું અભિમાન ધરાવતા હતા તેમને તેમની જ્ઞાનભક્તિની યોગ્યતાની પ્રતીતિ થઈ.

ત્યાંથી ૩૦ કોશ આગળ જતાં એક અરીઠાના વૃક્ષ નીચે ગુરુજીએ મુકામ કર્યો, અહીં પણ ગુરુ ગોરખનાથના પંથના કેટલાક શિષ્યો રહેતા હતા. તેઓએ ગુરુજીને પોતાની હઠયોગની ક્રિયાઓ દર્શાવી યોગથી મળતી સિદ્ધિઓ વિષે મોટી મોટી વાતો કરવા લાગ્યા, પણ ગુરુજી આગળ તેઓ ફાવી શકયા નહિ. ગુરુજીએ તેમને કહ્યું, કે ખરી રિદ્ધિસિદ્ધિ તો કેવળ પરમેશ્વરની ઉપાસનામાંજ રહેલી છે. તેનાથી વિમુખ થઇને તમે ગમે ત્યાં શોધી વળશો તોપણ કયાંએ ખરી સિદ્ધિ પામી શકશો નહિ.

કાનફટાઃ—"પરમેશ્વરનું નામ તો ઘણા લોકો જપ્યા કરે છે પણ તે બધા કંઇ સિદ્ધ થઇ જતા નથી."

ગુરુજીઃ—"તે માટે ગુરુની સાહાય્ય લેવી જોઇએ."

કાનફટાઃ—"આપને તો અવશ્ય તેવી સહાયતા મળીજ હશે?"

ગુરુજીઃ—"અલબત."

કાનફટાઃ—"તો પછી આપ કંઈ સિદ્ધિ બતાવી શકશો?"

ગુરુજીઃ—"તમે શું જોવા માગો છો?"

કાનફટાઃ—"આ વૃક્ષનાં અરીઠાં મીઠાં બનાવી દો એટલે બસ. લોકો પણ તેનો ખાવાના કામમાં ઉપયોગ કરી શકશે અને આપની યાદગીરી રહી જશે."

ગુરુજીએ તે વૃક્ષ તરફ દૃષ્ટિ ફેરવી અને કહ્યું, કે "એનાં ફળ તો મીઠાજ છે."

કાનફટાઃ—"મીઠાં તો નથી પણ આપ બનાવશો ત્યારે થશે ખરા."

ગુરુજીઃ—"પણ જુઓ તો ખરા."

આથી મર્દાનાએ ઝાડપરથી કેટલાંક ફળ તોડી આણ્યાં અને બધા સાધુઓને વહેંચી આપ્યાં. ખાઈ જોતાં તે અરીઠાં મીઠાંજ જણાયાં અને સૌની અજાયબીનો પાર રહ્યો નહિ.

આ વૃક્ષનાં ફળ હજી સુધી મીઠાંજ છે અને તે સંબંધમાં પ્રસિદ્ધ હિંદી માસિક "સરસ્વતી"ના ગયા એક બે વરસના કોઇક અંકમા એક લેખ પણ પ્રસિદ્ધ થયો છે.

એ પછી ગુરુ સાહેબે ગોરખપુર તરફ પ્રયાણ કર્યું અને ત્યાંના લોકો ભૂત-પ્રેત આદિની પૂજા કરતા હતા તેમને પરમેશ્વરનું ભાન કરાવી માનસરોવરનાં દર્શન કરી સંવત્ ૧૫૭૧ માં ધોલાગઢને રસ્તે નેપાળમાં પ્રવેશ કર્યો અને ત્યાંની રાજધાનીમાં જઇ પશુપતિ મહાદેવના સ્થાનપર મુકામ કર્યો. ગુરુ સાહેબના સ્મારક તરીકે હજી ત્યા

એક મકાન વિદ્યમાન છે અને ઉદાસીન સાધુઓ તેમાં રહે છે.

નેપાળ છોડીને ગુરુજી સિક્કીમમાં ગયા અને ત્યાંથી કંચનગંગા, દાર્જિલિંગ ઇત્યાદિ શહેરોમાં થઇને ભૂતાનની રાજધાની ઢાશીસ્યુડનમાં જઇ પહોંચ્યા. ત્યાંનો ધર્મગુરુ લામા ગુરુ સાહેબથી એટલો બધો પ્રસન્ન થયો હતો, કે એમની વાણીનું ભૂતાની ભાષામાં ભાષાંતર કરાવી તે પુસ્તક તેણે પોતાની પાસે રાખી લીધું. એ પ્રદેશનાં ઘણાક સ્થળોમાં ' નાનક પીરકા મકાન ' એ નામથી ઓળખાતાં ગુરુસ્થાન વિદ્યમાન છે.

ભૂતાનમાંથી નીકળીને મિથિલાનગરી, સીતાપુર ઇત્યાદિ અનેક શહેરોમાં સદુપદેશનો પ્રચાર કરીને તેઓ પોતાની ભગિનીને આપેલા વચનનું પાલન કરવા સુલતાનપુરમા આવી પહોંચ્યા અને ત્યાંથી સ. ૧૫૭૩ ના માર્ગશીર્ષ માસમાં કર્ત્તારપુરમાં જઇ ઠર્યા.

ગુરુજીનુ આગમન થતાંજ નાનકડું કર્ત્તારપુર એક યાત્રાનું ધામ થઇ પડયું. દશે દિશામાંથી અનેક લોકો વિવિધ પ્રકારની ભેટ–પૂજા લઇને ગુરુજીના દર્શને આવવા લાગ્યા અને સદુપદેશશ્રવણથી કૃતકૃત્ય થવા લાગ્યા.

ગુરુજી ઉપદેશ સિવાય બીજું કશુ લોકોને આપતા ન હતા છતા મહાત્માઓના વાણીપ્રસાદમાં એવો અપૂર્વ પ્રભાવ રહેલો હોય છે કે તેની આગળ દુનીઆનાં કીમતીમાં કીમતી ગણાતાં દ્રવ્યો પણ હેઠાં પડે છે.

લોકોની બુદ્ધિમાં કંઈ એવો અજબ ફેરફાર થઈ ગયો હતો કે તેઓ હિન્દુમુસલમાનનો ભેદ ભૂલીને વગર બોલાવ્યા ગુરુજીની તરફ ચારે તરફથી આકર્ષાઇ આવતા હતા. ગુરુજીમાં કંઇ એવો અદ્ભુત પ્રભાવ રહેલો હતો કે તેમની આગળ આવનારા ભલભલા નાસ્તિકોની નાસ્તિકતા, કુતર્કીઓના કુતર્કો, ચતુર પુરુષોની ચતુરાઇ અને ધૂર્તોની ધૂર્તતા કેવળ શાંત થઇ જતી.

હિન્દુ કે મુસલમાન, નિર્ધન કે ધનવાન, પંડિત કે મૂર્ખ, સદાચારી કે દુરાચારી, સ્ત્રી કે પુરુષ જે કોઇ એક વખત ગુરુજીના સંસર્ગમાં આવતું તે અવશ્ય મંત્રમુગ્ધ થઇ જતું.

ગુરુજી અહોરાત્ર સર્વાન્તર્યામી પરમાત્માના ભજન—સ્મરણમાંજ લીન રહેતા હતા. ભક્તજનોને તેઓ પ્રભુનું સામર્થ્ય અને પ્રાણીપરના તેમના અમોઘ ઉપકારોનું સ્મરણ કરાવતા હતા.

પોતાની પાસે જે કંઈ દ્રવ્યાદિ ભેટમાં આવતું તેને તેઓ તરતજ ગરીબોમાં વહેંચી દેતા.

આ પ્રમાણે મુસલમાનોના અત્યાચારથી સંતપ્ત થયલા અને દાંભિક ગુરુઓની જાળમાં ગુંગળાઇ રહેલા અનેક લોકો ગુરુજીના સદુપદેશ શ્રવણથી તૃપ્ત થવા લાગ્યા, શાંતિ મેળવવા લાગ્યા અને અવિદ્યાની જાળ તોડીને સત્યસ્વરૂપ પરમાત્માના ઉપાસક બનવા લાગ્યા.

## ૨૫—ચતુર્થ પ્રયાણ—મક્કાની હજ

એક સમયે ગુરુજી ધ્યાનમાં બેઠા હતા અને મર્દાના સિતાર વગાડતો હતો. એકાએક તેણે સિતાર બંધ કરવાથી ગુરુજીએ તેના તરફ જોતાં તેણે પ્રાર્થના કરી, કે “ મારૂં હૃદય કાબાનાં દર્શન કરવાને આતુર છે, કારણ કે અમારા મજહબ પ્રમાણે મક્કાની હજ કરી કાબાનાં દર્શન કરનારને સ્વર્ગ—પ્રાપ્તિ થાય છે.

ગુરુજીએ જણાવ્યું, “ મારી પણ ત્યાં જવાની ઇચ્છા હતીજ. ચાલો, ત્યારે હવે તૈયારી કરો.”

એ પછી ગુરુજી, મર્દાના અને બાલુ ત્રણે જણ હજ માટે નીકળી પડયા. માર્ગમાં એમનાબાદ થઇને વજીરાબાદમાં તેમણે મુકામ

કર્યો. ત્યાં એક સુંદર અને સુશીલ ક્ષત્રિય બાળકે આવીને ગુરુજીના ચરણમાં શિર ઝુકાવ્યું. ગુરુજીએ આશીર્વાદ દઇને તે બાળકને પૂછ્યું, "ભાઇ તું કોણ છે ?"

બાળકઃ—"હું એક ક્ષત્રિય કુમાર છું, મારૂં નામ તારુપોપટ છે અને મરણભયને લીધે હું આપની પાસે આવ્યો છું."

ગુરુજીઃ—"હજી તો તું છેકજ બાળક છે, આટલી ઉમ્મરમાં તને મરણભયનો ખ્યાલ ક્યાંથી આવ્યો ?"

ક્ષત્રિય કુમારઃ—"ગુરુજી ! હું એક વખત ઘરમાં બેઠો હતો અને મારી માતા અગ્નિ પ્રજવલિત કરવા લાગી. તેણે સૌથી પહેલાં નાની નાની લાકડી સળગાવી અને તે બરાબર સળગી ઉઠી ત્યારે તેની મદદથી મોટાં કાષ્ઠ સળગાવ્યાં. આ જોઇને મને ભય ઉત્પન્ન થયો, કે મરણ પણ નાના બાળકોને તો પહેલા નહિ સળગાવતું હોય ?"

ગુરુજી તે બાળકની આ વાત સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તેને પૂર્વજન્મનો સંસ્કારી જાણી ઉત્તમ ઉપદેશ આપ્યો.

ત્યાંથી પ્રયાણ કરીને ગુજરાત શહેરમાં જહાંગીરશાહ ફકીરની મુલાકાત લઇને ડેરા ઇસ્માલખાન, ડેરા ગાજીખાન, ઇત્યાદિ સ્થળોમા સદુપદેશ પ્રચાર કરતા કરતા શિકારપુર, લારખાના અને હૈદ્રાબાદની મુલાકાત લઇ કરાંચી બંદરે આવી પહોંચ્યા. ગુરુજીની આ મુસાફરીથી આખો સિન્ધ પ્રાન્ત શીખધર્મનો ઉપાસક થયો. હમણાં પણ તે પ્રાતમાં એવું એક પણ ગામ નહિ હશે કે જ્યાં પ્રાતઃકાળમા ગુરુગ્રંથ-સાહેબનું વાચન નહિ થતું હોય.

કરાચીથી નીકળીને બલુચિસ્તાનને માર્ગે ખિલાત આદિ શહેરોનાં દર્શન કરતા કરતા સંવત્ ૧૫૭૫માં તેઓ મક્કા શરીફમાં જઇ પહોંચ્યા.

તેઓ રાત્રે મસ્જિદના ચોગાનમાં સૂતા. બનાવ એવો બન્યો કે ઉંઘમાં ગુરુજીના પગ અજાણતાં કાબા તરફ થઈ ગયા.

સવારમાં ઝાડુ કાઢનાર માણુસ આવ્યો અને તે ગુરુજીના પગ કાબા તરફના જોઇને બરાડા પાડી ઉઠ્યો, "અરે તું કોણુ છે? ખુદાના ઘર (કાબા) તરફ પગ રાખીને કેમ સૂતો છે?"

ગુરુજીએ મધુર વાણીથી જવાબ આપ્યો:—"ભાઇ અમે થાક્યા-પાક્યા અજાણ્યા મુસાફર છીએ; તેથી આમ પડયા છીએ પણુ હવે તમે જે તરફ ખુદાનું ઘર ન હોય તે તરફ મારા પગ જરા ફેરવી મૂકો."

અત્યાર સુધીમાં બીજાં પણુ ઘણુાંક માણુસો ત્યાં એકત્ર થઈ ગયાં હતાં. તેમાંના એક ધર્મચુસ્ત મુસલમાનને ગુરુજીના આવા શબ્દોથી ઝાંઝ ચઢી અને તેણે તેમના પગ ફેરવીને ચારે તરફ ચકરડી મારી. પણુ જે તરફ નાનકના પગ ફેરવવામાં આવતા તે તરફ તેની સામેજ કાબાનો પવિત્ર પત્થર જોવામાં આવતો. આથી તે લોકો ઘણું આશ્ચર્ય પામ્યા.

ઉપલો બનાવ એ પ્રમાણેજ બન્યો હશે, કે ગુરુજીએ સર્વ દિશાઓ અને આખું જગતજ પ્રભુના ધામરૂપ છે એમ લોકોને પોતાના બુદ્ધિસામર્થ્યવડે દર્શાવી આપી તેમના મનનું સમાધાન કર્યું હોય અને પાછળથી તેને આ પ્રકારનું રૂપક અપાયું હશે, તે અમે કહી શકતા નથી.

આ વાત આખા મક્કા શહેરમાં વાયુવેગે પ્રસરી ગઈ અને આ કૌતુક જોવાને થોડીજ વારમાં કાજીઓ, મૌલવીઓ અને લોકોનાં ટોળેટોળાંથી તે મકાન ઉભરાઈ ગયું. તેઓમાંથી કાજી રૂકનુદ્દીન અને મૌલવી અબ્દુલ્લ રહેમાન ગુરુજીને પ્રશ્ન કરવા લાગ્યા.

કાજી:—"સાંઇ બાવા, આપ કોણુ છો?"

ગુરુજી:—"હું માણુસ છું."

આથી બધા હસી પડયા અને કાજીએ પુનઃ પૂછ્યું:—"માણુસ

છો એ તો અમે જાણીએ છીએજ; પણ મારો પ્રશ્ન એવો છે, કે આપ હિન્દુ છો કે મુસલમાન ?"

ગુરુજીઃ—"જો હું હિન્દુ છું એમ કહીશ તો તમે મારે માટે હલકો અભિપ્રાય બાંધશો; પણ હું મુસલમાને નથી. આ પંચતત્ત્વોના પૂતળામાં હિન્દુપણાનું કે મુસલમાનપણાનું અભિમાન એ કૃત્રિમતા છે. કેટલાક યજ્ઞોપવીત અને શિખા ધારણ કરીને પોતાને હિન્દુ માની લે છે, જ્યારે કેટલાક દાઢી રખાવીને કે સુન્નત કરાવીને પોતાને મુસલમાન તરીકે ઓળખાવે છે. બાકી પરમેશ્વર તરફથી તો તેવો કશો ભેદ પાડવામાં આવ્યો નથી."

કાજી અને મૌલવી બોલી ઉઠયા, એ બધી ફિલ્સુફી રહેવા દો અને તમે કયી જ્ઞાતિના છો તે ખુલ્લે ખુલ્લું કહી દો.

ગુરુજીઃ—"હું તો ઈશ્વરનો એક નમ્ર સેવક છું. હિંદુઓ પોતાની જાતને છેતરે છે, જ્યારે મુસલમાનો હદપારના ધર્મચુસ્ત છે. હું આ બન્નેમાંથી બચી શકું તે માટે પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું. હિંદુઓ જ્યારે પૂજા કરવા બેસે છે, ત્યારે સ્નાન કરીને શરીરને સ્વચ્છ કરે છે અને તરભાણું માંજીને ચકચકિત કરે છે પણ અંતરમાં તો તે વખતે પણ કામ, ક્રોધ અને લોભ આદિ મલિન વાસનાઓ રમી રહેલી હોય છે. મુસલમાનો મોટેથી બાંગ પોકારીને ધારે છે કે અમેજ ખરા આસ્તિક છીએ, બાકીના સઘળા લોકો નાસ્તિકજ છે."

કાજી બોલી ઉઠયા, ખરી વાત છે! હિંદુઓ અનેક દેવને માને છે. જ્યારે અમે એકજ પરમાત્માના ઉપાસક છીએ. ખરેખર હિન્દુઓને નરકયાતના ભોગવવીજ પડશે.

ગુરુજીઃ—કાજી સાહેબ! તમે ધર્મનું મૂળ તત્ત્વજ ભૂલી જાઓ છો. આપણે નમ્ર થતાં શીખવું જોઇએ. આપણું કોડીઆ જેવડું મગજ ઈશ્વરની અમર્યાદિત શક્તિનો પાર પામી શકે એમ નથી. તમારૂં

હૃદય લાંબા કાળથી પત્થર જેવું સખત બનેલું છે. તેનો ભૂકો કરીને માટી જેવું નરમ બનાવો કે જેથી તેમાં ખુદાની ખરી ભક્તિરૂપી પુષ્પો ઉગી શકે. પ્રભુનાં બાળકોનું લોહી વહેવરાવવાથી તે પરમ કૃપાળુ પરમાત્માને તમે કેવી રીતે પ્રસન્ન કરી શકશો ? ”

કાજીઃ—“અમારા ધર્મમાં તો માત્ર ડુક્કરનેજ અડવાની મના કરી છે. ”

ગુરુજીઃ—“ તમે ધર્મનું ઉંડું રહસ્ય સમજતા નથી. કપડા ઉપર લોહીનું એક ટીપું પણ પડયું હોય તો તે અપવિત્ર બને છે અને પ્રાર્થના વખતે તે વાપરી શકાતું નથી. તો પછી જેઓ બીજાઓનાં રુધિર વહેવડાવે છે તેમનાં મન પવિત્ર અને પ્રાર્થના કરવા યોગ્ય ક્યાંથી હોઈ શકે ? ”

કાજીઃ—“ તમે તો કહો છો કે પ્રાણીઓને મારવામાં પણ પાપ છે, પણ અમારા પવિત્ર ગ્રંથમાં તો એવું લખ્યું છે કે જેઓ નાસ્તિકોને મારશે તેઓ સીધા સ્વર્ગે જશે. ”

આ સાંભળીને ગુરુજીએ જણાવ્યુંઃ—શું મહંમદ પેગમ્બર સાહેબે એમ નથી કહ્યું, કે સૌનો ઈશ્વર એકજ છે અને તેણેજ આ સમગ્ર દુનીઆ અને સઘળાં પ્રાણીઓ ઉત્પન્ન કર્યાં છે ? જ્યારે હજરત મહંમદ સાહેબ ધર્મશાસ્ત્રો વિષે બોલ્યા છે, ત્યારે તેમણે કોઈ એકજ ધર્મશાસ્ત્ર કહ્યું નથી પણ ધર્મશાસ્ત્રો એમ કહ્યું છે. કોઈ એકજ પેગંબર વિષે કહ્યું નથી પણ પેગંબરો વિષે કહ્યું છે. જે ઈશ્વરનાં ધર્મશાસ્ત્રો અને પ્રભુના પેગંબરોને માનતો નથી તે નાસ્તિક છે. પણ જેઓ આમાંના એકને પણ અડગશ્રદ્ધાથી માને છે તેઓ આસ્તિક છે. તમે એવો આક્ષેપ મૂકો છો કે હિન્દુઓ અનેક દેવને માનનારા છે, પણ તમે લોકો પણ તેમને માનનારા છો. કારણ કે હિન્દુઓના દેવો તે દિવ્યશક્તિધારક મહાન્ આત્માઓ છે. જ્યારે તમે તેને ફિરસ્તા

તરીકે ઓળખો છો અને હિન્દુઓ દેવ તરીકે માને છે. આમ નામે જૂદાં છે પણ વસ્તુ એકજ છે. તમે એક પુરુષરૂપ ઈશ્વરને માનો છો ત્યારે હિન્દુઓ તો તેથી પણ આગળ વધીને કહે છે, કે ઈશ્વર સર્વ-વ્યાપક છે, અનંત છે, અજ્ઞેય છે. **એકજ સર્વવ્યાપી અને સર્વદેશીય સત્યરૂપી ખડકમાંથી સઘળા ધર્મો ખણી કાઢવામાં આવેલા છે,** માટે જૂદા જૂદા મહાન્ પેગંબરોએ—ધર્મ સંસ્થાપકોએ જે કંઇ જણાવ્યું છે તેમાં વસ્તુતઃ તો એકતાજ છે. **સર્વ ધર્મોનાં મૂળતત્ત્વો સમાનજ છે.** પણ દેશકાળ પરત્વે અને પ્રચલિત રીત-રિવાજોને લીધે તેના બાહ્ય આકાર અને રંગમાજ ભેદ પડે છે."

કાજી અને મૌલવી વગેરે ગુરુજીનાં આવાં વચન સાંભળીને ઘણા પ્રસન્ન થયા અને તેમને માન આપ્યું.

## ૨૬—સ્વદેશાગમન અને બાબર બાદશાહ સાથે મુલાકાત.

મક્કા શરીફમાં કેટલાક દિવસ રહ્યા પછી ગુરુજી મદીના તરફ ચાલી નીકળ્યા. ત્યાં કોઈ એકાંતસ્થળમાં બેસીને ભજન ગાવા લાગ્યા. કેટલાક લોકોએ આવીને ગુરુજીને કહ્યું કે ગાયન ગાવાં એ અમારા ધર્મથી વિરુદ્ધ છે માટે આ પવિત્ર સ્થળમાં એવું પાપકર્મ કરશો નહિ ! પણ ગુરુજીએ તો ભજન જારીજ રાખ્યું. આથી તેઓએ શહેરના હાકેમ ઈમામ જાફરને એ વાત વિદિત કરી. તેણે આવીને ગુરુજીને કહ્યું, કે હઝરત ! "ગાવાની અમારી શરેહમાં મના કરી છે."

ગુરુજીએ જવાબ દીધો: " જે ગાયનની પવિત્ર ગ્રંથમાં મના કરવામાં આવી છે તે આવાં ગાયનોની નહિ."

ઇમામે પુછ્યું, "ત્યારે તે કેવાં ?"

ગુરુજી:—જે બિભત્સ ગાયનથી મન ચંચળ થઇને પાપમાર્ગે વળે તેવા ગાનનીજ શરેહમાં મના કરી છે. પણ આ તો પરમેશ્વરનાંજ ગુણગાન છે. એ તો હઝરત પોતે પણ ગાતા અને સાંભળતા હતા."

આ પ્રમાણે તેમનું સમાધાન કરી ગુરુજી ત્યાંથી નીકળ્યા અને કેટલાક દિવસ પછી બગદાદ શહેરમાં જઇ પહોંચ્યા. બગદાદ એ ખલીફાની રાજધાનીનું શહેર હતું. તે વખતનો ખલીફ ઘણો અત્યાચારી હતો અને જુલમથી તેણે પુષ્કળ દ્રવ્યનો સંચય કર્યો હતો, એવી ખબર ગુરુજીને મળી ચૂકી હતી. આથી જ્યારે ખલીફ તેમનાં દર્શને આવ્યો ત્યારે તેને આવતો જોઇને ગુરુજીએ પચાસ સો કાંકરાઓ એકઠા કરી રાખ્યા. તેણે આવીને નમન કરીને પૂછ્યું, હઝરત ! આ કાંકરા શા માટે ભેગા કરી રાખ્યા છે ?

ગુરુજી:—"આપની પાસે અનામત મૂકવા માટે."

ખલીફે હસીને પુછ્યું:—"એ થાપણ પાછી કયારે લઇ જશો ?"

ગુરુજી:—"પાછા લેવાની ઇચ્છા બહુ વહેલી થાય એમ તો નથી."

ખલીફ:—"તોપણ ?"

ગુરુજી:—"કયામતને દિવસે હું ત્યાંજ હોઇશ. આપ તે વખતે એને ત્યાં લઇ આવજો."

ખલીફ:—"અરે બાબા ! શું કયામતને દિવસે તે કંઇ એને સાથે લઇ જવાય છે ?"

ગુરુજી:—"પહેલા કોઈ લઇ ગયું હોય એવું તો મારી જાણમા એ નથીજ. પરન્તુ આપે આટલી મહેનતથી જે પૈસો એકત્ર કર્યો છે તે કંઈ અહીંજ છોડી જવા માટે ન હશે. માટે એટલું બધું સાથે લાવો તેની સાથે મારા આટલા થોડાક કાંકરા પણ લેતા આવવવાની તસ્દી લેશો."

ગુરુજીનાં આ માર્મિક વચન ખલીફ઼ ફળી ગયો અને તેના ઉપર ગુરુજીના કટાક્ષની એવી તો અદ્ભુત અસર થઇ કે તેણે અન્યાયી કરો તરતજ માફ઼ કરી દીધા અને આજ સુધી જે દ્રવ્ય એકઠું કરી રાખ્યું હતું તે બગદાદના દરવાજા બહાર ગરીબોને વહેંચી દીધું. જ્યારે આવો અત્યાચારી ખલીફ઼ ગુરુજીના ઉપદેશથી તેનો શિષ્ય બની જાય ત્યારે બીજા સામાન્ય લોકોનું તો પૂછવુંજ શું? બગદાદમાં પીરાનપીરબાગ નામના એક મોટા બાગની વચમાં બાબા નાનકનું સ્મરણ કરાવતું મકાન હજી પણ વિદ્યમાન છે. તેમાં મુસલમાન ફ઼કીરો રહે છે. ગુરુગ્રંથસાહેબની અરબી અક્ષરોમાં લખેલી એક નકલ પણ ત્યાં મોજૂદ છે, ત્યાંના મુસલમાનો ગુરુજીનું નાનકપીરના નામથી હજી પણ હર્ષપૂર્વક સ્મરણ કર્યા કરે છે.

ત્યાંથી નીકળીને ગુરુજી દીઅરબકર થઇને ઇરાન અફ઼ઘાનિસ્તાનનાં તેહરાન, હેરાત, કાબૂલ, કંદહાર, ઇત્યાદિ શહેરોની મુલાકાત લઇ જલાલાબાદ, પેશાવર થઇને કાશ્મિરના સ્વર્ગીય પ્રદેશમાં આવી પહોંચ્યા. પણ આ વખતે ગુરુજીનો હંમેશનો સાથી ભાઇ મર્દાના તેમની સાથે ન હતો. બોખારા પ્રાંતના એક શહેરમાં તે ગુરુજીના ખોળામાં પ્રભુનું નામ સ્મરતો સ્મરતો દેહમુક્ત થયો હતો

કાશ્મિરથી નીકળીને ગુરુજી પોતાના પરમ ભક્ત લાલુ સુથારના ગામ અમીનાબાદમાં જઇ પહોંચ્યા. ગુરુજીએ નગરજનોને હાકેમની ખબર પૂછી તો જણાયું કે જેવો જુલમ પહેલા તેઓ જોઈ ગયા હતા તેવોજ હજી પણ પ્રવર્તી રહ્યો છે. ગુરુજીએ લોકોને આશ્વાસન આપ્યું અને કહ્યું, કે સમરકંદનિવાસી બાબર બાદશાહ કાશ્મિર સર કરીને આ તરફ઼ ચાલ્યો આવે છે, ને એને એનાં કર્મોનો બરાબર બદલો આપશે.

ગુરુજી હજી ત્યાંજ હતા એટલામાં સંવત્ ૧૫૭૮ માં બાબર

બહાદુર પોતાના સૈનિકો સાથે આવી પહોંચ્યો. ત્યાંનો પઠાણ હાકેમ તેની સામો થયો પણ આખરે પરાજય પામ્યો અને કત્લ થઇ ગયો.

બાદશાહી લશ્કરને હેરાન કરવાના આરોપ માટે કેટલાક નગરજનોને પકડવામાં આવ્યા હતા. ગુરુસાહેબ પણ તેમાં સપડાયા હતા. પરન્તુ જ્યારે તેઓ બાબર બાદશાહની નજરે પડયા ત્યારે તે ઉંડા વિચારમાં પડી ગયો અને થોડી વાર પછી જાણે કંઇ એકદમ યાદ આવી ગયું હોય તેમ બોલી ઉઠયો, "હા! હવે સ્મરણમાં આવે છે, જે બુજર્ગ ફકીરને મેં ગીજનીમાં સ્વપ્નમાં જોયા હતા અને જેણે મને હિન્દુસ્તાનપર ચઢાઇ કરવા સૂચન કરી વિજયલાભની આશા આપી હતી તેજ પુરુષ આ જણાય છે."

બાદશાહે હાથ જોડીને ગુરુ સાહેબની માફી માગી અને આશીર્વાદ ચાહ્યો. ગુરુજીએ જણાવ્યુ કે "પ્રભુની એવીજ ઇચ્છા છે કે દિલ્હીના સિંહાસનપર તું સ્થાપિત થાય અને પ્રજામાં શાંતિ પ્રસરાવે."

બાદશાહે કૃતજ્ઞતાપૂર્વક ગુરુજી આગળ કેટલાંક કીમતી રત્નો ભેટ ધર્યા પણ તેમણે જણાવ્યું કે અમારે ફકીર લોકોને આ પાષાણ કંકરનું શું પ્રયોજન ?

આથી બાદશાહે વિનયપૂર્વક જણાવ્યું, ત્યારે હું ઠેઠ સમરકંદથી કેટલીક ઉમદા ભાંગ લાવ્યો છું તેનો આપ સ્વીકાર કરી સેવકને આભારી કરશો.

ગુરુજીએ જણાવ્યું, "તમારી એ ભાંગનો નીશો તો થોડીજ વારમાં ઉતરી જવાનો, પણ હું તો એવા નીશામાં મસ્ત રહું છું કે જેમાં ખુમારી ચઢવાનો કે ઉતરી જવાનો જરા પણ ભય રહેતો નથી. એ નીશો તે પરમ પવિત્ર પ્રભુના પ્રેમનો છે. **એની આગળ તમારા બધાજ નીશાઓ વ્યર્થ છે.**

આખરે બાદશાહના અતિ આગ્રહથી ગુરુજીએ થોડી ભાંગ લીધી અને દુવા દીધી.

એ પછી ગુરુજી સંવત્ ૧૫૭૯ માં કર્તારપુરમાં આવી રહ્યા અને અંતકાળ પર્યંત પરિવાર તથા શિષ્યવર્ગ સાથે ત્યાંજ રહ્યા.

સંવત્ ૧૫૮૦ ના કાર્તિક સુદી ૧૩ ને દિવસે ગુરુજીનાં માતા તથા તે પછી ૨૦ દિવસે તેમના પિતા કાલુવેદી સ્વર્ગવાસી થયા.

## ૨૭–ઉત્તરાધિકારીની પસંદગી–મહાન ચારિત્ર્યબળ.

ગુરુજી હવે વૃદ્ધાવસ્થાના દિવસો કર્તારપુરમાં શાંતિપૂર્વક પ્રભુ–ભજનમાં ગુજારવા લાગ્યા. અનેક લોકો તેમના દર્શને આવીને સેવા ઉઠાવી જ્ઞાનવાર્તા સાંભળી કૃતાર્થ થવા લાગ્યા. એ અરસામાં લહના નામે એક વૈષ્ણવ ક્ષત્રિય પોતાના અનેક સાથીઓ સાથે યાત્રાએ જતો હતો. રસ્તામાં તેઓ ગુરુજીનાં દર્શન કરવા કર્તારપુરમા રોકાયા. સંઘનાં બીજાં બધાં માણસો દર્શન કરીને આગળ ચાલ્યાં પણ લહનાને ગુરુજીમાં એવી અટળશ્રદ્ધા બેસી ગઈ હતી કે તે તેમનો સત્સંગ છોડી શક્યો નહિ. યાત્રા યાત્રાને ઠેકાણે રહી અને તે કર્તારપુરમાં ગુરુજીની સેવામા રહી ગયો અને શિષ્યમંડળીમાં દાખલ થયો.

ગુરુજીનું શરીર હવે જર્જરિત થવા લાગ્યું હતું એટલે કોઇ લાયક પુરુષને પોતાનુ બાકી રહેલું પવિત્ર કામ આગળ વધારવા ઉત્તરાધિકારી ઠરાવવાનું તેમણે ઉચિત ધાર્યું. આપણે જાણીએ છીએ કે ગુરુજીને શ્રીચન્દ્ર ને લક્ષ્મીચંદ્ર નામના બે પુત્રો હતા તેઓ ઘણા લાયક અને વિદ્વાન્ હતા. સઘળા લોકોની અને ગુરુ-પત્નીની એવી ઇચ્છા હતી કે આ બેમાંથી એકાદ પુત્રને ગુરુજી પોતાના ઉત્તરાધિકારી ઠરાવે અને ગાદીની સોંપણુ કરે.

પરન્તુ ગુરુજીનો આદર્શ જૂદોજ હતો. ગુરુપદ કેટલું મહાન્ છે, એ પદ પ્રાપ્ત કરનારામાં કેટલી યોગ્યતા અને કર્તવ્યપરાયણતા હોવી જોઇએ તે તેઓ સારી પેઠે જાણતા હતા, પોતાના હજારોજ નહિ પણ લાખો શિષ્યો—શીખો—નું ભવિષ્ય જેના ઉપર અવલંબી રહેવાનું હોય તેની પસંદગીમાં ગુરુજી જેવા ન્યાયપ્રિય, કર્તવ્યનિષ્ઠ અને વિશ્વ-વ્યાપી પ્રેમવાળા આદર્શપુરુષ માત્ર શરીર સંબંધને લીધેજ પક્ષપા-તમાં ઢળી પડે, એ તો **न भूतो न भविष्यति** જેવુંજ હતું.

ગુરુગાદી વંશપરંપરાની કરવાથી ભકતોની અંધશ્રદ્ધાથી અને પૈસાના મદથી ગાદીપતિઓ ઉત્તરોત્તર પ્રમાદી થતા જાય છે. જ્યાં જ્યાં ધન અને સત્તા અબાધિત હોય છે ત્યાં ત્યાં દુર્ગુણોનો પ્રવેશ થવાનોજ—કંચનમાં કળિયુગ વસેલોજ છે.

આથી પરિણામ એ આવે છે, કે એનું અર્ધ એક જેટલું પણ નહિ જાણનારાઓ ગુરુ થઈ બેસે છે અને પોતાને પરમાત્માનો અવ-તાર મનાવી કામિની અને કાચનના ઉપભોગમાંજ રે ! દુરાચારમાંજ ઇતિકર્તવ્ય સમજવા લાગે છે. ખરે ગુરુના પદને તો શું પણ ગુરુની-ગાદીને પણ સ્પર્શ કરવાને નાલાયક આવા ગુરુ બાપલીઆઓએ હિન્દુસ્તાનના સત્યાનાશમાં કંઈ ઓછો ભાગ ભજવ્યો નથી ! ગુરુ નાનક વંશપરપરાની ગાદીનાં આ પરિણામો જોઇ જોઇને ધરાઇ ગયા હતા, અને તેની સામેજ તેમનો પ્રબળ વિરોધ હતો. એટલે તેઓ વાત્સલ્યથી દોરાઈ જઈ ધર્મનું અને દેશનું અધઃપતન કરાવવા કેમ તત્પર થાય ?

સરકાર પણ સાત રૂપીઆની હલકામાં હલકી નોકરી આપતાં અમુક પરીક્ષાદ્વારા લાયકાત જોવાનું ધોરણ સ્વીકારે છે તો પછી મ હાન્ આચાર્યપદને માટે કસોટી કર્યા વિના ગુરુ નાનક કોઇને પણ અધિકારી કેમ ઠરાવી શકે ? તેમણે લાયકાતની પરીક્ષા કરવાનો મનમાં

શ્ચય કર્યો અને તેમાં ઉત્તીર્ણ થનારનેજ પોતાનો ઉત્તરાધિકારી નાવવો—પછી તે પોતાના પુત્રોમાંનો એકાદ હોય કે ગમે તો સાધા- ણ શીખ હોય—એવો દૃઢ સંકલ્પ કીધો.

કસોટીના એવા અનેક પ્રસંગો વીત્યા કે જેમાં લહનાજ ઉત્તમ તે પસાર થયો. નાની નાની બાબતો પણ માણસનું ભવિષ્ય ઘડ- માં કેટલી સહાયભૂત થઇ પડે છે તેનુ આ એક ઉત્તમ દૃષ્ટાન્ત છે. રેખર ગુરુ નાનકે શિષ્યોની કોઈ મહાન પરીક્ષા જાહેરરીતે લીધી ની છતાં નાની નાની બાબતો ઉપરથી ચારિત્ર્ય ઘડાય છે એજ સૂત્રને મણે ધ્યાનમાં રાખ્યુ હતું. એવા બે ચાર પ્રસંગો અહીં ટાંકવાથી વિષય અધિક સ્પષ્ટ થશે.

એક વખત બિછાનાપર અકસ્માત્ મરેલો એક ઉંદર જોવામાં ાવતાં ગુરુજીએ પોતાના પુત્રોને તે ઉઠાવી લેવા કહ્યું. તેમણે તરતજ ાકરને બૂમ પાડવા માંડી પણ તે વખતે લહના પાસેજ હતો, તેણે રતજ તે ઉંદરને ઉઠાવીને બહાર ફેંકી દીધો.

એક વખત ગુરુજીનો પત્થરનો પ્યાલો એક કાદવવાળા ખાડામાં ી ગયો, તે વખતે પણ તેમના પુત્રો નોકરને તેડવા દોડી ગયા ણ તે આવે તે પહેલાંજ લહનાએ કપડાં ઉતારવા પણ ન રહેતાં ાડામાં ભૂસકો માર્યો અને પ્યાલો બહાર કાઢ્યો.

આમ બે ત્રણ પ્રસગે શિષ્ય લહનાની ગુરુભક્તિ જોવામા આ- ાં ગુરુજીને તેને માટે સદ્ભાવ બંધાયો હતો; પણ આ તો હજી ેશક પરીક્ષાઓજ હતી.

હવે એક દિવસ જરા વધારે મુશ્કેલ પ્રસંગ ઉપસ્થિત કરી ોટી કરવાનો ગુરુજીએ ઠરાવ કર્યો. તેઓ પોતાના શિષ્યો સાથે ો તરફ જવા નીકળ્યા. રસ્તામાં એક મરેલું પ્રાણી જોવામાં આવતાં રુજીએ કહ્યું, “કોઈ આને ખાઇ શકે એમ છે?”

ગુરુજીના આ પ્રશ્નથી કેટલાક તો સ્તબ્ધજ થઈ ગયા અને કેટલાક માંહોમાંહે કહેવા લાગ્યા કે ખરે હવે 'સાઠી બુદ્ધિ નાઠી' હોય એમ જણાય છે. નહિ તો ગુરુજી જેવા પવિત્ર માણસના મોમાંથી આવા શબ્દો નીકળેજ કેમ ?

બધાને શાંત જોઇ ગુરુજીએ વળી પાછો એનો એજ પ્રશ્ન કર્યો ત્યારે એક શિષ્યે જવાબ દીધો, " ગુરુજી, મનુષ્યને ખાવા યોગ્ય એ ચીજ નથી. "

ગુરુજીએ લહના તરફ દૃષ્ટિ કરી અને તરતજ તેણે ગુરુઆજ્ઞાનુ પાલન કરવા તત્પરતા બતાવી. જણાવવામાં આવે છે કે જેવો તે તેને ખાવામાટે હાથમાં લેવા જાય છે તેટલામાં તો તે મૃતપ્રાણીના શરીરને ઠેકાણે કોઇ દિવ્ય ભોજન પડેલું સૌના જોવામાં આવ્યું. સઘળાને તે વહેંચી આપવામા આવ્યું અને ખાઇ જોતાં આખા જન્મારામાં કદી પણ નહિ અનુભવેલો રસાસ્વાદ તેઓ મેળવી શક્યા ! આ બનાવ આમજ બન્યો હોય કે પછી શિષ્યની બરાબર આજ્ઞાપાળક હોવાની ખાત્રી થવાથી તે મુડદાલ ખોરાકને ખાવાનું શરૂ કરે તેટલામાજ તેનો હાથ રોકી લઇને ગુરુજીએ તેને સહર્ષ ધન્યવાદ આપ્યો હોય. ગમે તેમ હોય પરંતુ કસોટીમાં તે શિષ્ય આ બનાવમા પાસ થયો એ તો સ્પષ્ટજ છે. આ બનાવથી—લહના તરફ ગુરુજીનો પ્રેમ ઘણો વધ્યો પણ હજી એટલાથીજ કાંઈ તેની કસોટી સંપૂર્ણ થઇ નહોતી. સુવર્ણની પરીક્ષા તેને ભઠ્ઠીમાં ગાળવાથી, હથોડાના પ્રહારથી ટીપવાથી અને તાર ખેંચવાથી થાય છે.

ગુરુજીએ એક વખત એવી વૃત્તિ ધારણ કરી કે લોકો તેમને ઉન્માદ ચઢી ગયો છે એમ ધારવા લાગ્યા. જે કોઇ પાસે આવે તેને ગમે તેવા કડવા શબ્દો સંભળાવી દેવા કે એકાદ બે તમાચા ચોઢી કાઢવા લાગ્યા. આથી દરેક માણસે તેમની પાસે જવાનુંજ મૂકી

દીધું ! પણ ગુરુપ્રેમી લહના આવી વિષમ અવસ્થામાં ગુરુજીથી દૂર કેમ રહી શકે ? કદાચ તેઓ ઉન્માદમાં ને ઉન્માદમાં પોતાના દેહને કંઇ નુકસાન કરી બેસે એવી બીકથી તે તેમની પાસેજ સદા બેસી રહેવા લાગ્યો. ગુરુજી વારંવાર તેને ગુસ્સાભેર કડવા શબ્દો કહેવા લાગ્યા અને ચૌદમુ રત્ન પણ આપવામાં બાકી રાખ્યું નહિ. છતાં તે સાચો ગુરુભક્ત ત્યાંથી ખસ્યો નહિ અને ગુરુજીની સેવામાંજ તત્પર રહ્યો.

થોડા વખત પછી ગુરુ સાહેબનો ઉન્માદ ઉતરી ગયેલો જણાયો ! અને પાછા તેઓ પૂર્વવત્ વર્તવા લાગ્યા. તેમણે પોતાના મોટા પુત્ર **શ્રીચંદ્ર**ને એકાન્તમાં બોલાવીને પૂછયું, કે “ તારે શું જોઇએ છે ? ”

**શ્રીચંદ્રઃ**—“ પરમેશ્વરના અનુરાગ સિવાય હુ બીજા કશાની અપેક્ષા રાખતો નથી. ”

ગુરુજીના આ પુત્ર ઘણા જ્ઞાની અને બચપણથીજ વૈરાગ્યવૃત્તિ-વાળા હતા. કેવળ તેવા પુરુષથી પણ ગુરુજીનું મિશન પાર ઉતરે તેમ ન હતું તેથી ગુરુજીએ તેમને આશીર્વાદ દીધો. આગળ ઉદાસીન પંથના સ્થાપક મહાત્મા તરીકે તેઓ પ્રસિદ્ધ થયા.

થોડીવાર પછી ગુરુજીએ **લક્ષ્મીચંદ્ર**ને બોલાવીને પૂછતાં તેણે જવાબ દીધો કે “ આ દુનીઆમાં રિદ્ધિસિદ્ધિવિના જીવવુજ નકામુ છે. ’

તેમને પણ તેમની ઇચ્છા પ્રમાણે “ તારા વંશમા ચિરકાળ સમૃદ્ધિ રહેશે ” એવો આશીર્વાદ આપી વિદાય કર્યા. એમના વંશજો **વેદી** સાહેબજાદા તરીકે પ્રસિદ્ધ છે.

હવે શિષ્ય **લહના**નો વારો આવ્યો. તેને પૂછતાં ઉત્તર મળ્યો, કે “ મને જન્મોજન્મ આપના ચરણકમળની સેવા અને આપની આજ્ઞા ઉઠાવવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય એવી મારી અભિલાષા છે.

બસ, પરીક્ષા સંપૂર્ણ થઈ ! રત્ન હતું તે તરવાઇ નીકળ્યું ! **ગુરુ નાનકે શિષ્ય લહનાનેજ** પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો અને તેને પોતાને હાથેજ ગાદીપર બેસાડયો. ત્યારથી તેઓ ગુરુ **અંગદ**

સાહેબના નામથી ઓળખાવા લાગ્યા.

વાચક ! અમેરિકાના સંયુક્તરાજ્યના સ્થાપક પહેલા પ્રેસિડેન્ટ જ્યૉર્જ વૉશિંગ્ટને પોતાના સેક્રેટરી તરીકે પોતાના એક સગાને પડતો મૂકીને વિરોધી પક્ષના એક લાયક માણસનેજ નીમ્યો હતો. તેના આ ચારિત્ર્યબળથી આપણે મુગ્ધ થઇએ છીએ. પણ આપણા આ ચરિત્ર નાયકે તો સેક્રેટરીનું પદ નહિ પણ એક રાજાના સિંહાસન કરતાં પણ મોટી ગાદીનો વારસો પોતાના પુત્રને નહિ આપતાં ગુરુ અંગદજી જેવા ત્રાહિત પણ લાયક માણસનેજ આપ્યો હતો ! કેટલું મહાન્ ચારિત્ર્યબળ ! કેવો ઉંચો આદર્શ ! આપણને પણ આપણાં સામાજિક અને દેશહિતનાં કાર્યોમાં અંગત સંબંધને બાજુએ મૂકવાનો ઉમદા પાઠ આથી નથી મળતો ?

નાત-જાત, ચામડીનો રંગ, કે સગાઇ સંબંધના પક્ષપાતમાં ડુબેલા પ્રાણીઓને માટે યોગ્યતા આગળ ખુદ પોતાના પુત્રનો પણ પક્ષપાત નહિ કરનાર મહાત્મા ગુરુ નાનકનું દષ્ટાંત અત્યંત શિક્ષાસ્પદ છે. મહાન આત્માઓ અને સામાન્યજનો વચ્ચે દેખીતો ફરક જોવો હોય તો તે આવી આવી બાબતોમાંજ હોય છે! પ્રભુ અમોને જાહેર હીલચાલોમા પક્ષપાતના આ ભયંકર પાપથી, આ મહાન વિશ્વાસઘાતથી બચાવે અને ચારિત્ર્ય બળ સમર્પે !

## ૨૮–ચિરસમાધિ

ચતુર્થ પ્રયાણની સમાપ્તિ પછી ગુરુ નાનક અવસાન પર્યંત શાંતિપૂર્વક પ્રભુભજન કરતા કર્તારપુરમાંજ રહ્યા. પોતાનાં પત્ની અને સગાંવહાલાંનો આગ્રહ હોવા છતાં તેમણે પોતાના પુત્રોને નહિ પણ લહના નામક લાયક શિષ્યનેજ અંગદ ( પોતાના અંગભૂત )

નામ ધારણ કરાવી પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો એ વાત પાછલા પ્રકરણમાં આપણે વાંચી ગયા છીએ. પોતાની પાછળ ગાદીપતિ થનારનો શિષ્યવર્ગમાં પ્રભાવ પડે અને તેની મહત્તા પોતાના જેવીજ જળવાઇ રહે એટલા માટે ગુરુજીએ પોતાની હયાતીમાંજ તેને ગાદીનો અધિકારી ઠરાવી દીધો તથા તેની યોગ્યતા અને મહત્તા વારંવાર શિષ્યમંડળમાં તેઓ વધારતા રહ્યા.

વિક્રમ સંવત્ ૧૫૪૫ નો આશ્વિન માસ ચાલતો હતો, અનેક શીખો ગુરુસાહેબનાં દર્શન કરવા અને અમૃતવચન સાંભળવા કર્ત્તારપુરમાં એકત્ર થઇ રહ્યા હતા; તે અરસામાં એક દિવસ ગુરુસાહેબે જણાવ્યું, કે મારો પ્રભુ પાસે જવાનો સમય હવે નજીક આવી પહોંચ્યો છે. પ્રભુપ્રેરણાથી મને જે સત્યમાર્ગ સુઝ્યો હતો તેનું તમને યથાશક્તિ દર્શન કરાવ્યું છે તે સ્મરણમાં રાખશો. સત્ય એજ શ્રેષ્ઠ ધર્મ છે તેનું અવલંબન કરશો અને પાખંડ કે જેના પંઝામાં દેશના દરેકે દરેક મતપંથવાળાઓ મોડા વહેલા ફસી પડયા છે તેનાથી શીખસંપ્રદાય બચે એવી મારી અભિલાષા છે. વંશપરંપરાની ગુરુગાદી એ પાખંડ અને અનાચારનું મોટામાં મોટું મૂળ છે, માટે મેં શીખ સંપ્રદાયમાંથી તે પદ્ધતિનો બહિષ્કાર કર્યો છે અને મારી પાછળના ગુરુઓ પણ તેજ ધોરણપર ચાલી લાયકાતને પ્રથમસ્થાન આપશે એવી મારી ખાયશ છે.

મુક્તિનો માર્ગ જ્ઞાન છે અને તે ગુરુ વિના મળી શકતું નથી એ વાત સઘળા શીખોએ હૃદયપ્રદેશમાં હંમેશને માટે મુદ્રાંકિત કરી રાખવી જોઇએ. ૐ સત્ય શ્રીઅકાલ* ! ૐ સત્ય શ્રીઅકાલ ! ૐ સત્ય શ્રીઅકાલ ! નું ઉચ્ચારણ કરતાં કરતાં ગુરુ નાનકનો પવિત્ર આત્મા પરમધામમાં જઇ વિરાજ્યો.

(*અકાલ એટલે જેનો કદી પણ કાળ નથી એવા અર્થાત્ અવિનાશી પરમાત્મા.

ગુરુ નાનકના શિષ્યમંડળમાં હિન્દુ અને મુસલમાન બન્ને હતા. તેઓ વચ્ચે ગુરુજીના મૃતદેહની વ્યવસ્થા સંબંધી મોટો ઝઘડો ઉઠયો. હિંદુઓએ તેમના શબને બાળવા માગ્યું અને મુસલમાનોએ દાટવા માગ્યું. તકરાર વધી પડી અને તેઓ તલવાર ઉપર હાથ નાખવાને તૈયાર થયા. હિન્દુ અને મુસલમાનોને પરસ્પર લઢતા અટકાવી તેમને ઐક્યની ગાંઠથી બાંધવાનો જીવનપર્યંત પ્રયત્ન કરનાર અને બાહ્ય વિધિ-કરતાં અંતરની ભક્તિને માન આપનાર ગુરુ નાનકના આત્માને પોતાના શિષ્યોના આવા વર્તનથી કેવું લાગ્યું હશે ? " શેઠની શિખામણ ઝાંપા સુધી ! " પણ અહીં તો તે કરતાં પણ વધારે વિચિત્ર પ્રસંગ હતો. જે ગુરુસાહેબ આંતરિક પ્રેમભક્તિના ઉપાસક અને પ્રચારક હતા તેમનાજ મૃતદેહની વ્યવસ્થા માટે તેમનાજ પ્રિયભક્તો તેમનાજ ઉપ-દેશનો આટલો અનાદર કરે એ કેવું ?

થોડો વિલંબ થયો હોત તો તેઓ લોહીની નીક વહેવડાવત પણ એટલામાં એક વૃદ્ધ પુરુષે સૂચના કરી કે તમે ગુરુસાહેબના દેહ ઉપરનું કફન જરા ઉઘાડીને તેમનાં છેલ્લાં દર્શન તો કરી લ્યો. આ વાત સૌને રૂચી અને કફન ખસેડવામાં આવતાં સૌ તાજુબી પામી ગયા. જણાવવામાં આવે છે કે ગુરુજીના દેહને સ્થળે સુંદર ગુલાબનાં ફૂલોનો ઢગલો તેમની નજરે પડયો. ગુરુ સાહેબના ઉપદેશોનું, તેમની મહત્તાનું અને તેમના ઐક્યના આદર્શનું હવે તેમને સ્મરણ થઇ આવ્યું. તેઓ પોતાની મૂર્ખાઇને માટે ઘણો પશ્ચાત્તાપ કરવા લાગ્યા. સઘળા શીખો તે પુષ્પપૂંજ આગળ ભક્તિભર્યા હૃદયે ઘૂંટણીએ પડયા અને પ્રાર્થના કર્યા પછી ચાદર અને પુષ્પોના અર્ધોઅર્ધ બે ભાગ પાડવામાં આવ્યા. હિંદુઓએ તે અર્ધા ભાગને અગ્નિસંસ્કાર કર્યો અને મુસલમાનોએ ભૂમિદાહ કર્યો.

આ પ્રમાણે ગુરુજી ૬૯ વર્ષ, ૧૦ માસ અને ૧૦ દિવસનુ

આયુષ્ય ભોગવી ઈ. સ. ૧૫૩૯ માં સમાધિસ્થ થયા.

જે સ્થાને તેમના દેહભાગનો અગ્નિસંસ્કાર થયો હતો તે સ્થળે પાછળથી એક સુંદર મંદિર સ્થાપન કરવામાં આવ્યું છે. હજી ત્યાં દરવર્ષે મોટો મેળો ભરાય છે અને હજારો શીખલોકો ગુરુજીનાં સમાધિમંદિરનાં દર્શન કરી કૃતાર્થતા માને છે.

ગુરુજીના પરલોકગમન પછી તેમના નાના પુત્ર લક્ષ્મીચંદ્રે પખો ગામમાં કેટલીક જમીન ખરીદ કરીને ત્યાંજ નિવાસ કર્યો. તે સ્થળે તેમણે એક **નાનકમંદિર** (**'નાનકડેરા'**) બનાવ્યું. જેને મહારાજા રણુજીતસિંહે સંગેમરમર અને સુવર્ણ ચાંદી આદિથી સુશોભિત કરાવ્યુ હતું. ગુરુજીના વંશના વેદી સાહેબજાદાઓ એ મંદિરની વ્યવસ્થા કરે છે અને તે બદલ સરકાર તરફથી તેમને કેટલીક જાગીર મળેલી છે.

## ૨૯–કેટલાક પ્રસંગો

આગળ આવી ગયા તે સિવાય બીજા કેટલાક જાણવા જેવા પ્રસંગો આ પ્રકરણમાં આપવામાં આવે છે.

**૧. સૂતક વિષે:—**

એક વખત ગુરુજીના એક શ્રીમંત શિષ્યે પોતાને ત્યાં બ્રહ્મભોજન માટે ૫૦૦ બ્રાહ્મણોને નિમંત્ર્યા હતા. ગુરુજી પણ તે પ્રસંગે હાજર હતા. પંક્તિ બેસી ગઈ અને બાજ પીરસાઇ રહી, પણ જમવાની શરૂઆત થાય તે પહેલાં પેલા ભક્તના ઘરમાં તેના પુત્રની વહુએ એક બાળકને જન્મ આપ્યો. હિન્દુશાસ્ત્ર પ્રમાણે જ્યારે કોઇ ઘરમાં જન્મ–મરણ થાય છે ત્યારે તે ઘર સૂતકી ઠરી અપવિત્ર ગણાય છે. વૈજ્ઞાનિક રીતે પણ હવે તો આ બાબતની સત્યતા આપણા ધ્યાનમાં સહજજ આવી શકે એમ છે. જન્મ–મરણ પ્રસંગે પ્રસૂતા કે

મરનારના સંસર્ગથી હવામાં અને તેદ્વારા ઘરની તમામ વસ્તુઓમાં ચોક્કસ જાતનાં નુકસાન કરનારાં તત્ત્વો ભળે છે અને તેવી સ્થિતિમાં અમુક દિવસો સુધી તે ઘરનાં ખોરાકપાણી અન્ય માણસો ન લે એ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિથી ઇચ્છવાયોગ્ય છે.

અહીં પેલા યજમાનનું ઘર સૂતકી ગણાયું અને સઘળા બ્રાહ્મણો ભર્યેભાણે એકદમ ઉઠીને ચાલતા થયા. પાંચસો માણસોની પંગત બેઠી હતી એટલે ઘરમાં તો તે સમાઇ શકી નજ હોય એ તો ખુલ્લુંજ છે, અને રસોઇ વગેરે પણ અલગ સ્થળમાં અને તે પણ બ્રાહ્મણોના હાથથી બની હતી. યજમાનના ઘરનાં માણસોને તેનો સ્પર્શ પણ થવા પામ્યો ન હતો એટલે જો વિવેકબુદ્ધિનો ઉપયોગ કર્યો હોત તો આ પ્રસંગે તેઓ પેલા યજમાનને નારાજ ન કરતાં ભોજન લઇ શકત. પણ એવી બાબતોમાં વારંવાર વિવેકબુદ્ધિને આંધળી કરી નાખવામાં આવે છે તેમ આ વખતે પણ બન્યું.

બિચારો યજમાન ઘણી મુઝવણમાં આવી પડયો અને પોતાને ત્યાંથી બ્રાહ્મણો પીરસેલા ભાણાપરથી ભૂખ્યા ઉઠીને ગયા તેથી અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યો. આથી ગુરુજીએ અને બાલાએ તેને ત્યાં ભોજન લીધુ અને તેને જણાવ્યું કે તમારે આમ ખરખરો કરવાની જરૂર નથી. અન્નના અધિકારી તો પ્રાણીમાત્ર છે. જેને તમે આદર સાથે જમવા વિનતિ કરીને બોલાવો છો તેઓ જ્યારે આમ અન્નદેવનો તિરસ્કાર કરીને ચાલ્યા જાય છે તેમા તમારે પશ્ચાત્તાપ કરવાનુ કારણ નથી. ગામના ગરીબ માણસોને બોલાવીને તેમને જમાડી દો એટલે તમને તે બિચારા પોતાની આંતરડી ઠરવાથી અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપશે અને પહેલા કરતાં દશ ગણું પુણ્ય થશે. ખરી રીત તો એવી છે કે ધરાયલાને આગ્રહ કરી કરીને પરાણે ખવડાવી અજીર્ણ કરાવવું અને રોગી બનાવવા તેના કરતાં

જેને અન્નની ખરેખરી જરૂર છે તેને કડકો સૂકો રોટલો આપવો એ વધારે મહત્ત્વનું પુણ્યકાર્ય છે.

આ લોકો 'સૂતક' 'સૂતક' કરીને આચાર પાળવાનો દાવો કરે છે, પણ સૂતકનો વાસ્તવિક અર્થજ તેઓ સમજી શક્યા નથી અને ખરી રીતે તેઓ એક ક્ષણ પણ સૂતક પાળી શકતા નથી. કારણકેઃ—

"જેકર સૂતક મન્નીએ, સબતેં સૂતક હોય;
ગોહે અત્તે લક્કડી, અંદર કીડા હોય.
જૈસે દાસો અન્ન કે જીયઁા વૌઝ ન કોય,
પહલા પાની જીવ હૈ જિત હર યા સબ કોય.
સૂતક ક્યોં કર રખ્ખીએં સૂતક પવે રસોય,
સૂતક ઇયું ન ઉતરે, જ્ઞાન ઉતારે ધોય.
મનકા સૂતક લોભ હૈ, જિહ્વા સૂતક કૂડ,
અખ્ખી સૂતક દેખના, પરતિય પરધન રૂપ.
કન્ની સૂતક કૈંનપૈ લાય તવારી ખાય,
નાનક હંસા આદમી, બંધ્યા યમપુર જાય."

તાત્પર્ય કે જો માનવામાં આવે તો આ દુનીઆની કોઇ પણ વસ્તુ સૂતકપાતક રહિત છેજ નહિ. છીપ અને લાકડામાં સુદ્ધાં કીડા ઉત્પન્ન થાય છે અને મરે છે. અન્નના દાણા પણ જીવયુક્તજ છે અને પાણીના એક એક બૂંદમાં અસંખ્ય જંતુઓ રહેલાં હોય છે. સૂતક-પાતકનું નિવારણ આપણે કેમ કરી શકીશું? ભોજનની દરેક ચીજમાં સૂતકતો રહેલુંજ છે, અને એ સર્વ પ્રકારના સૂતકને જ્ઞાનવડેજ ધોઇ શકાય છે. વાસ્તવિક રીતે તો માણસે એમ સમજવું જોઇએ કે, **મનનું સૂતક લોભ છે, જીભનું સૂતક મિથ્યા ભાષણ છે, આંખનું સૂતક પરસ્ત્રી અને પરધન તરફ કુદૃષ્ટિ કરવી એ છે અને કાન પરનિંદાના શ્રવણથી સૂતકી થઈ અપવિત્ર**

**આવે છે.** આ સૂતકો એવાં છે કે તે જેને લાગેલાં હોય છે તે માણસ બહારથી ગમે તેટલો હંસ જેવો પવિત્ર રહેતો હોય તો પણ તેને નરકગામીજ બનાવે છે.

૨. **યોગ વિષે:**—એક પ્રસંગે એક વેશધારી સાધુ યોગવિદ્યાની મોટી મોટી વાતો કરતો ગુરુજી પાસે આવ્યો. ગુરુજી તો તેને જોતાંજ કળી ગયા કે સિંહના વેષમાં આવેલું આ કોઈ પામર શિઆળવુંજ છે, પણ લોકો તેના બાહ્યાડંબરથી અંજાઈ ગયા હતા અને તેને મોટો સિદ્ધ માની બેઠા હતા. આથી ગુરુજીએ તે સાધુને ઉદ્દેશીને કહ્યું કેઃ—

" યોગ ન કંથા યોગ ન ડંડે, યોગ ન ભસ્મ ચઢાઇયે,
યોગ ન મુંડી મુડ મુડાઇયે, યોગ ન સિંગી વાઈયે;
અંજનમાંહ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઈમ પાઇયે,
ગલી યોગ ન હોઇ એક દ્દષ્ટિકર, સમસર જાને યોગી કહિયે સોઇ.
યોગ ન બાહર મડી મસાણી, યોગ ન તાડી લાઇએ,
યોગ ન દેશ દેશાન્તર ભવીંએ, યોગ ન તીર્થ ન્હાઇએ;
અંજનમાંહ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે.
સદ્દગુરુ ભેટે તાં સહસા ટૂટે, ધાવત વરજ રહાઇએ,
નિઝર ઝરે સહજ ધૂન લાગે, ઘરહીં પરચા પાઇયે;
અંજનમાંહ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઈમ પાઇયે.
**નાનક** જીવ દયા પર રહિયે, ઐસા યોગ કમાઇયે,
બાજે બાઝોં સિંગી બાજે, તો નિર્ભય પદ પાઇયે;
અંજનમાંહ નિરંજન રહિયે, યોગ યુક્તિ ઇમ પાઇયે. "

સારાંશ કે કેવળ કંથા ધારણ કરવામાં, દંડ પકડવામાં, ભસ્મ ચોળવામાં, શિર મુંડન કરાવવામાં, શંખ ફૂંકવામાં, સ્મશાનભૂમિમાં આસન લગાવવામાં, દેશદેશાંતરમાં પરિભ્રમણ કરવામાં કે તીર્થોમાં

સ્નાન કરવામાં યોગસિદ્ધિ રહેલી નથી; પણ સદ્દગુરુની કૃપા મેળવનાર અને "સંસારમાં સરસો રહે ને મંન મારી પાસ" એમ જળકમળવત્ રહેનારને તો ઘેર બેઠાંજ યોગ પ્રાપ્ત થાય છે.

૩. **કર્મકાંડ:**—એક દિવસ એક બ્રાહ્મણે આવીને ગુરુજીને પૂછ્યું કે હું બ્રાહ્મણને યોગ્ય સર્વ કર્મકાંડ કરૂં છું છતાં મને શાંતિ પ્રાપ્ત થતી નથી તેનું શુ કારણ હશે ? ગુરુજીએ જવાબ વાળ્યોઃ—

"પડ પુસ્તક સંધ્યા વાદમ્, શિલ પૂજસ બગુલ સમાધમ્,
મુખ ઝૂઠ વિભૂષણ સારમ્, ત્રૈપાલ તિહાલ વિચારમ્;
ગલમાલા તિલક લિલાટમ્, દુય ધોતી વસ્ત્ર કપાટમ્,
જે જાનસ બ્રહ્મં કર્મ્મમ્, સબ ફોકટ નિશ્ચયો ધર્મ્મમ્;
કહ નાનક નિશ્ચયો ધ્યાવે, બિન સતગુરુ વાટ ન પાવે."

અર્થાત્—ભાવ વિનાનાં પુસ્તકપાઠ, સન્ધ્યાવંદન, અને બગધ્યાનથી કરવામાં આવતી મૂર્તિપૂજા એ સઘળાં અફળ છે. કારણ કે અસત્ય ભાષણ એજ જેમના મુખનું ભૂષણ છે તેવાઓનાં અંતઃકરણની વાત ત્રૈલોક્યનાથથી અજાણી કેમ હોઈ શકે ?

ગળામાં માળા ધારણ કરવી, કપાળમાં તિલક કરવું અને નિયમ પ્રમાણે અંગવસ્ત્ર ઓઢવાં એજ ખરૂં બ્રાહ્મકર્મ નથી. તેમ માનનારાઓ ભૂલમાંજ ભમે છે. નાનક કહે છે કે નિશ્ચિત બુદ્ધિથી પ્રભુચિંતનનો માર્ગ સદ્દગુરુ વિના કદી પણ મળતો નથી.

૪. **નમાજ, હજ, રોજા ઇ૦:**—એજ પ્રમાણે એક વખત કેટલાક મુસલમાનોએ પૂછ્યું, કે કુરાન વાંચવું, નમાજ પઢવી, રોજા કરવા, મક્કા શરીફની હજ કરવા જવું ઇત્યાદિ સારાં સારાં કામોથી મુસલમાનોની નજાત (મુક્તિ) થાય કે નહિ ? ગુરુજીએ જવાબ આપ્યોઃ—

મિહિર મસીયત સિદક મુસલ્લે હક્ક હલાલ કુરાન,
શરમ સુંનત શીલ રોજા હોહ મુસલમાન;

કરની કાબા સચ્ચ પીર કલમા કર્મ નમાજ,
તસબી સાતિસ ભાવસી નાનક રખ્ખે લાજ."

અર્થાત્—દયાની મસ્જીદમાં સંતોષનું બિછાનું પાથરીને સચ્ચાઇ અને કૃતજ્ઞતારૂપી કુરાન પઢો, અને શરમની સુન્નત સમજીને વાણીની મિઠાશના રોજા પાળો તોજ સાચા મુસલમાન બની શકશો. પોતાનાં શુભાચરણને કાબા સમજો અને સરલ સ્વભાવને પોતાના પવિત્ર પીરના કલ્મા માનો. ગરીબોને દાન દેવું એજ નમાજ અને પરમેશ્વરની કૃતિપર પ્રસન્ન રહેવું એને માળા ફેરવવા બરાબર જાણો તો ગુરુ નાનક કહે છે કે પરમેશ્વર તમારી લાજ રાખશે અર્થાત્ તમારૂ કલ્યાણ થશે.

૫. **રાજ્યાધિકારીઓનો મેળાપઃ**—એક પ્રસંગે કેટલાક હિંદુ મુસલમાન અધિકારીઓ ગુરુજી પાસે આવીને તેમની પ્રશંસા કરવા લાગ્યા પણ ગુરુજી તેમના અત્યાચારોથી વાકેફ હોવાથી તેમણે નીચે પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

" માણુસ ખાણેં કરે નમાજ, છુરી લગાવે તિન ગલ તાગ;
તિન ધર બ્રાહ્મણ પૂરેં નાદ, ઓનાંભી આવે ઓહી સાદ.
કૂડી રાસ કૂડા વાપાર, કૂડ બોલ કરેં આહાર,
શરમ ધર્મકા ડેરા દૂર, નાનક કૂડ રહિયા ભરપૂર."

અર્થાત્ મુસલમાન લોકો નમાજ તો પઢે છે પરંતુ પંજામાં આવે તો માણુસને સમૂળો ખાઈ જાય છે—તેનો ઉચ્છેદ કરી નાખે છે. બ્રાહ્મણ ક્ષત્રિય રાજ્યાધિકારીઓ યજ્ઞોપવીત તો પહેરે છે, અને પોતાના ઘરમાં બ્રાહ્મણો પાસે પૂજા–પાઠ પણ કરાવે છે પરંતુ કલમરૂપી છરી ફેરવીને તેઓ સઘળા ગરીબ લોકોનાં લોહી ચૂસતા રહે છે. એમાંથી પેલા પૂજા–પાઠ કરનારાને પણ ભાગ મળે છે. આમ પેટપાલન માટે એમના આચાર અને વ્યાપાર સઘળાં અધર્મના પાયાપર રચા-

ચલાં છે. ગુરુ **નાનક** કહે છે કે હે અધિકારીઓ ! ધર્મપૂર્વક સુખ સંપાદન કરવાનો માર્ગ તો બહુ દૂર રહ્યો પણ હમણા તો જ્યાં જુઓ ત્યાં ચારે તરફ અસત્યાચરણુજ પ્રવર્તી રહેલું છે.

૬. **નસીહતનામા:**—એમ કહેવાય છે, કે ગુરુ **નાનક** જ્યારે બગદાદ ગયા હતા ત્યારે ત્યાંના ખલીફનો ધનલોભ અને અત્યાચાર સાંભળી જ્યારે તે મળવા આવ્યો ત્યારે તેને ઉદ્દેશીને એક સુંદર કાવ્ય ગુરુજીએ રચ્યુ હતું. કનિંગહામ સાહેબ પોતાના ઇતિહાસમાં એ કાવ્યનાં વખાણુ કરીને તે વાંચવાની ભલામણુ કરે છે.

**નસીહતનામા**

કીજે નેક નામી જો દેવે ખુદા, જો દીખ્ખે જિમીંપર વો હોસી ફના;
દાયમ વ દૌલત કિયે બેશુમાર, રહેંગે ન કોડી ન રહેંગે હજાર. ૧
દમડી ઉસીકા જો ખર્ચે વ ખાય, દેવે દિલાવે રજાવે[1] ખુદાય;
હોતા ન રાખે[2] અકેલા ન ખાય, તહકીક દિલદાની વહી [3]બહિસ્ત જાયંત. ૨
તોબા કરીજે ન કીજૈ ગુમાન, હમેશાં યે રહગી તુ એસી નજાન;
હાથી વ ઘોડે વ લશકર હજાર, કભી ગર્ક હોતે મેં લાગે ન બાર. ૩
દુનિયૉ દિવાના કહે મુલ્ક મેરા, આઇ મૌત શિરપર ન તેરા ન મેરા;
કેતી ગઇ દેખ બાજે બજા, રહેગા વહી એક સચ્ચા ખુદા. ૪
આયા અકેલા અકેલા ચલા, ઉસી વક્ત કુછ કામ નાયા ભલા;
લેખા મંગીજે કયા દીજે જવાબ, તોબા પુકારે ન પાવેં અજાબ. ૫
કિયા જુલ્મ દુનિયૉ પેં દમડી કમાય, ન ખાયા ખિલાયા અજાઇગૅવાય;
વહ હોંગે પશેમાં[4] કરેંગે હાય હાય, જાવે જુ દરગાહ[5] તો પાવે સજાય. ૬
લૌનત[6] હૈ ઉનકો વ ઉનકી કમાઇ, દગેબાજિ કરકે ખલક લૂટ ખાઇ;
પીયે પિયાલે વ ખાયે કવાબ, દેખોરે લોગો જો હોતે ખરાબ. ૭

---

૧ રાજી કરે. ૨ હોય તેને રાખી ન મૂકે. ૩ સ્વર્ગ. ૪ દુઃખી. ૫ દરગાહ. ૬ ધિક્કાર.

જિસકા તુ બન્દા વહી ન ચિતારા, દુનિયાંકિ લાલચ મેં સાહિબ વિસારા,
ન કીતી ઇબાદત[1] ન રખિયા ઇમાન, કરેં નિત્ય જુલમી પુકારે જહાંન. ૮
બસ્તી ઉજાડે વ ફિર ન બસાવે, કો કિ પુકારે કોઇ દાદ ન પાવે;
હાકિમ કહાવે હકૂમત ન હો, ખલકકા દિવાના ફિરે મસ્તલો. ૯
લુટે મુલ્ક અયેસો વ અશરત કમા, દોજખકી[2] આતિશમેં આખર જલા;
કહરસે ન દીખે ખલક કે દિવાને, હમેશઃ ન રહેગી તુ ઐસી ન જાને. ૧૦
શરમિન્દા હો કુચ્છ નેકી કમાય, લૌનતકા જામા તુ પહરે ન જાય;
ગફલત કરોગે તો ખાવોગે માર, બેટી ઔ બેટા કોઇ લેવે ન સાર. ૧૧
તોબા કરો બહુત કીજૈ ન જોર, દોજખકી આગી જલાએગિ ઘોર;
મશાઇખ પયગમ્બર કેતે શાહખાન, ન દીખ્ખે જિમીં પર[3] ઉનિકે નિશાન.૧૨
ચલને કબૂતર જનાવર કિછાંઉ[4], કેતીક હોઈ કોઇ પૂછે ન નાંઉ.
ચહિલગંજ જોડે ન રખ્યા ઇમાન, વહ કારૂ ભી આખર હુઆ પશેમાન. ૧૩
ન હરવક્ત બન્દા ઇબાદત બિસારે, મસ્તી વ ગફલતસે બાજી ન હારે;
કરો તોબા હરવક્ત કરમત ગુનાહ, નાનક ઇસિ આલમસે તેરી પનાહ.૧૪

## ૩૦–ઉપસંહાર

વાચક! ગુરુ **નાનક**ના જીવનનાં ૭૦ વર્ષ **ભારત**ના ઉદ્ધારના મહાન પ્રયત્નમાં વ્યતીત થયાં. એઓ શું શું કરી શક્યા અને આપણે એમના જીવનમાંથી શો બોધ ગ્રહણ કરવો તે સંબંધે પ્રસંગોપાત એમના ચરિત્રમાંજ ઇશારો કરવામાં આવ્યો છે, તે છતાં એમના સમગ્ર જીવનમાંથી સાર ખેંચી એકત્ર કરવામાં આવે તો વાચકને વધારે સરલતા થાય.

૧ ભક્તિ. ૨ નર્ક. ૩ જમીનપર. ૪ છાયા.

ગુરુ નાનક એક આદર્શ સમાજસુધારક અને ધર્મસુધારક તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે, એટલુંજ નહિ પણ ગુરુ ગોવિંદસિંહદ્વારા જે રાજકીય હીલચાલ જાહેરમાં આવી હતી તેનાં મૂળ પણ ગુરુ નાનકના વખતમાંજ નંખાયાં હતાં. આ સઘળાં મહત્કાર્યો કરવાની યોગ્યતા મેળવવા ગુરુજીએ કોઈ પાઠશાળા કે કૉલેજમાં અભ્યાસ કર્યો ન હતો; પરંતુ તેઓ જન્મથીજ મહમ્મદ પેગમ્બર સાહેબની પેઠે અત્યંત તીક્ષ્ણ બુદ્ધિવાળા તથા પ્રબળ વિવેકી હતા. જો કે એમણે કોઇ ખાસ નવીન સિદ્ધાંતો સ્થાપન કર્યા નથી, તોપણ એમનો ઉપદેશ અને કલ્પના શક્તિ એવાં અદ્‌ભુત હતાં કે તે ઉપરથી આપણને તેમની એક મહાન આચાર્ય તરીકેની વિલક્ષણ બુદ્ધિમત્તાનો પરિચય મળી શકે છે. પોતાના મતનું મંડન કરવા અને વિપક્ષીઓનું ખંડન કરવા એમણે લાંબાપહોળા લેખો લખ્યા નથી, મનુ અને વ્યાસના ગ્રંથોમાંથી કે કુરાનમાંથી પ્રમાણો આપ્યાં નથી, તોપણ જ્યારે તેઓ કોઇ પણ વિષય સંબંધી વાદવિવાદ કરતા ત્યારે તેમની ક્રિયાત્મક બુદ્ધિ તથા પ્રબળ વિવેક શક્તિ વિપક્ષીઓના તર્ક ઉપર અવશ્ય વિજય મેળવતી. સુલતાનપુરનો નવાબ, મક્કાના કાજીઓ, અને હરદ્વારના પંડિતો ગુરુ નાનકની પૌરુષી વીરતા અને તેમની નિર્ભય તથા ક્રિયાત્મક યુક્તિઓ આગળ શિર ઝુકાવતા હતા.

ગુરુ નાનક જો કે સ્વભાવથીજ વિચારક તથા બુદ્ધિમાન હતા. તોપણ જીવનપર્યંત દેશાટન કરવાથી તથા હિન્દુ મુસલમાન બન્ને જાતિના વિદ્વાનો અને સાધુસંતો સાથે વાદવિવાદ કરતા રહેવાથી તેમની શક્તિઓ ઘણી ખીલી નીકળી હતી.

ગુરુ નાનકનાં મુખ્ય મુખ્ય કાર્યો નીચે પ્રમાણે ગણાવી શકાય.

૧. ગુરુ નાનક અર્વાચીન સમયના પહેલા હિન્દુસમાજસંશોધક હતા, કે જેમણે લોકોમાં ઘૂસી ગયેલા ઉપર ઉપરના આચારોમાંજ બધું આવી

જતું હોવાના વિચારોમાંથી તેમને મુક્ત કરીને આંતરિક સદ્‌ગુણોની આવશ્યકતા સમજાવવાનો પ્રયત્ન આદર્યો હતો.

સેંકડો વરસની ભ્રાંતિ પછી પંજાબમાં ગુરુ નાનકે હિન્દુઓને સ્મૃતિ આપી હતી, કે પરમાત્મા કેવળ એકજ છે, તે જન્મ અને મરણનાં બંધન રહિત છે, બ્રહ્મા, વિષ્ણુ અને શિવ ત્રણે કરતાં શ્રેષ્ઠ છે અને કેવળ તે એકજ ઉપાસના કરવા યોગ્ય છે. તેની મહત્તાનું નિરંતર ધ્યાન ધરીને તથા પ્રત્યેક સ્થાનમાં અને પ્રત્યેક કાળમાં તેના અસ્તિત્વનો સ્વીકાર તથા અનુભવ કરીને તેના નિરાકારરૂપનીજ ઉપાસના કરવી ઉત્તમ છે.

એમણે દૃઢતાપૂર્વક એ વાતનો ઉદ્‌ઘોષ કર્યો, કે જે બ્રાહ્મણોએ અને મુલ્લાંઓએ ધર્મને પોતાની આજિવિકાનું સાધન બનાવી દીધેલ છે તેઓ સત્ય માર્ગના પ્રદર્શક થઇ શકતા નથી. જેમ એક આંધળો બીજા અંધને રસ્તો બતાવે છે તેવીજ એ લોકોની સ્થિતિ છે. મુક્તિનો માર્ગ અથવા પરમાત્માની ભક્તિમાં લીન થવાનો રસ્તો તો તેજ સદ્‌ગુરુ બતાવી શકે, કે જેઓ પોતે તે માર્ગ ઉપર ચાલી ચૂક્યા હોય.

શતાબ્દિઓની પરાધીનતા પછી ગુરુ નાનકજ પહેલા હિંદુ હતા, કે જેમણે નિષ્ઠુર શાસન તથા અન્યાય વિરુદ્ધ પોતાનો અવાજ ઉઠાવ્યો હતો. અમીનાબાદ( એમનાબાદ )માં એમણે એક વખત જણાવ્યું હતું કે “ સમય તલવારની ધાર જેવો છે, શાસક (રાજા) અત્યાચારી છે, ધર્મ ઉપર અંધકાર છવાઇ રહ્યો છે, અસત્યતાની અમાવાસ્યા સર્વે ઉપર રાજ્ય ચલાવી રહી છે, અને સત્યનો સૂર્ય કોઇને દર્શન દઇ શકતો નથી.” વાચકની જાણમાં હશે કે એક વખત સિકંદર લોદીએ ગુરુ સાહેબને ચમત્કાર નહિ બતાવવાના બ્હાનાથી કેદ કર્યા હતા, પણ ઉંડી રીતે જોતાં પ્રતીતિ થાય છે, કે ગુરુ સાહેબને તે એક રાજ્યવિદ્રોહી તરીકે માનતો હતો અને જર્મન કૈસરે એક વખત

કહ્યું છે તેમ "All religions movements are in reality Political movements" અર્થાત્ "સમગ્ર ધાર્મિક હીલચાલ વાસ્તવિક રીતે રાજનૈતિક હીલચાલજ છે" એવા મતનો તે હોવો જોઇએ અને તેથીજ ગુરુસાહેબને અને બીજા સાધુસંતોને અમુક બહાના હેઠળ તે કેદમાં નાખી દેતો હતો.

ગુરુ **નાનકે** સ્વાર્થ પરાયણતા, લોભ તથા વ્યવહારમાંજ રચ્યા-પચ્યા રહેવાનો નિષેધ કર્યો છે. ત્યારે બીજી તરફ સંસારના જીવન-સંગ્રામમા ભાગ લેવાની શક્તિથી રહિત માણસો આધ્યાત્મિક ઉન્નતિ કરવાને બહાને સંસારથી અલગ થઇ બેસે છે તેમનાં આચરણ ઉપર પણ સખત હથોડા લગાવ્યા છે.

ગુરુ **નાનકે** પોતે લગ્ન કર્યું હતું, તેમને છોકરાં છૈયાં થયા હતાં, તેમણે સંન્યાસ લીધો હતો, અને પાછા કર્ત્તારપુર વસાવીને કુટુંબ સાથે ત્યાં વસ્યા હતા.

એમના ઉપદેશે પંજાબના સમસ્ત હિંદુઓના વિચારોને કંપાયમાન કરી મૂક્યા અને સમસ્ત જાતિના સદાચાર અને આધ્યાત્મિક જ્ઞાનને ઉન્નતિ આપી. શતાબ્દિઓના વિરોધ અને વિવાદ પછી ગુરુ **નાનક** પહેલા વીર ઉત્પન્ન થયા, કે જેમને પ્રત્યેક હિંદુ પોતાના કહીને અભિમાન લઇ શકતા. ગુરુ **નાનકના** આગમને હિંદુઓમાં એક સામાન્ય રાષ્ટ્રીયતાનો બોધ ઉત્પન્ન થવામાં બહુજ મદદ કરી છે. એમણે પોતાની જાતને કોઈ અમુક સંપ્રદાયમાં ભેળવી દીધી ન હતી. જો કે ગુરુજીએ સમસ્ત દળો અથવા મતો ઉપર આક્રમણ કર્યાં હતાં અને તેમના પ્રિય વિશ્વાસોના કુરચેકુરચા ઉડાવી દીધા હતા, તોપણ તેઓ એક સર્વ જનપ્રિય બની શકતા હતા એ તેમની વિશેષતા છે.

તેમણે જેનો વિધ્વંસ કર્યો છે તે વાસ્તવિક રીતે સત્યધર્મ ન હતો પણ ધર્મના ઉપર નિરર્થક મળના બાઝી ગયેલા થરો હતા.

ગુરુ નાનક કેવળ બાહ્યાચાર કરતાં આંતરશુદ્ધિને પ્રાધાન્ય આપનાર હતા, પોતાના એ વિચારો તેમણે લોકો નિંદા કરશે કે સ્તુતિ કરશે તેની જરા પણ પરવા કર્યા સિવાય આદર્શ સુધારકની પેઠે પ્રબળ રીતે જ્યાં ને ત્યાં લોકો સમક્ષ રજુ કર્યા છે.

ઇ. સ. ૧૫૩૯ માં ગુરુનાનકે ચિરસમાધિ લીધી પણ તે પહેલાં તેમના સંસર્ગમાં આવનાર સહસ્ત્રો હિંદુઓના જીવનમાં તેઓ મહાન પરિવર્તન કરી શક્યા હતા. ગુરુનાનકે પોતાના ઉત્કૃષ્ટ જીવન અને પ્રભાવશાળી ઉપદેશોથી દેશમાં એક નવીન વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું, અને એવો કોઇ પણ માણુસ ન હતો કે જે આ વાતાવરણનો એકવાર શ્વાસ લેતાંજ પોતાના આત્માને અધિક નિરોગ અને અધિક બળવાન ન બનાવી શક્યો હોય. ગુરુનાનક પંજાબના હિંદુઓને જે અવસ્થામાં મેળવ્યા હતા તે કરતાં અધિક ઉત્તમ સ્થિતિમાં મૂકી ગયા હતા. લોકોના વિચારમાં સ્વતંત્રતાનો પ્રવાહ વહેવા લાગ્યો હતો અને તેથી તેઓ પહેલાં કરતાં રાષ્ટ્રીય ઉન્નતિના માર્ગમાં પ્રવેશવા માટે વધારે લાયક બની શક્યા હતા. આગળ ઉપર જે માર્ગનું ગુરુજીના ઉત્તરાધિકારીઓને અવલંબન કરવાનું હતું તેનાં બીજ ગુરુનાનક એવાં ઉત્તમ ક્ષેત્રનાં વાવી ચૂક્યા હતા કે જે આગળ ઉપર જળ સિંચન કરવાથી ઉત્તમ ફસલ આપનાર નીવડી શક્યાં.

તેમણે એક નવીન સંપ્રદાય સ્થાપન કરવાનો કદી પણ વિચાર કર્યો ન હતો, તે છતાં તેમની એવી ઉત્કંઠા હતી કે તેમના મૃત્યુ પછી પણ તેમનું કામ જેમનું તેમ જારી રહે અને એ ઉદ્દેશને સામે રાખીને તેમણે પોતાના લહના નામના એક શિષ્યને પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો. પોતાના બે વિદ્વાન પુત્રો હયાત છતાં તેમણે તેમના કરતાં પણ વધારે લાયકાતવાળા ત્રાહિત શિષ્યને પસંદ કરવામાં અપૂર્વ ચારિત્ર્યબળનું દર્શન કરાવ્યું છે.

ગુરુ નાનકની વ્યક્તિગત આકર્ષણશક્તિ એટલી બધી હતી, કે તેમના સંસર્ગમાં આવનારા હજારો માણુસો તેમના ભક્ત અને શિષ્યો બની ગયા હતા, અને એમાં અણુમાત્ર પણ સંદેહ નથી કે તેઓ ધારત તો ઘણીજ સહેલાઇથી પોતાનો એક પૃથક્ સંપ્રદાય સ્થાપન કરી શકત. જેમાં તેઓ પોતાનીજ સમાજસંહિતા અને પોતાનાંજ રચેલાં ધર્મશાસ્ત્રો પ્રચલિત કરી શકત, અને જાતિબંધન તથા હિન્દુ પુરોહિતોના દબાણુથી સ્વતંત્ર એવી પોતાની સમાજ સ્થાપન કરી શકત; પરન્તુ ગુરુનાનકનો ઉદ્દેશ તેવો નજ હતો. તેઓ પોતાને હિંદુસમાજથી અલગ કરવા માગતા ન હતા, પણ તેમની અંતરની ઇચ્છા હિન્દુઓની અંદર રહીને, અને તેમની સાથે કાર્ય કરીને, પોતાના ઉત્કૃષ્ટ આદર્શોથી અને ઉપદેશોથી તેમના સામાજિક અને ધાર્મિક જીવનની ઉન્નતિ કરવાની હતી. તેમણે પોતાને કદી પણ મહાન પુરુષ તરીકે કે મોટા ધર્માચાર્ય તરીકે ઓળખાવ્યા નથી; તેઓ પોતાને ઈશ્વરના એક ખરીદ કરેલા ગુલામ—સેવક તરીકેજ જણાવતા હતા.

આજકાલના જે તે વાતમાં સૂંઠને ફકડે ગાંધી થઇને ભગવાન બની બેસનારાઓ આ ઉપરથી નમ્રતાનો પાઠ શીખશે ખરા?

કાળની ગતિ વિચિત્ર છે. સમય કરે તે કોઈ કરી શકતું નથી. ગુરુ નાનકે સ્વપ્નમાં પણ ધારેલુ નહિ હોય કે મારા શિષ્ય લોકો આગળ જતાં એક સંપ્રદાય બાંધી બેસશે અને અમુક બાહ્યાચારોને પ્રાધાન્ય આપશે. વળી તેમણે હિન્દુ મુસલમાનમાં એકતા કરવા સતત પ્રયત્નો કર્યા હતા, છતાં એમના મરણ પછી એક પછી એક એવાજ પ્રસંગો બનતા ગયા કે તેમના ઉત્તરાધિકારીઓને બાજી બદલવી પડી. તેઓ મુસલમાનોના કટ્ટા દુશ્મન થઈ પડયા અને તેમની સામે પ્રબળતાથી વિરોધ કરવા એક નવીન શીખ સંપ્રદાયની તેમને સ્થાપના કરવી પડી. (શીખસંપ્રદાય એ 'શિષ્યસંપ્રદાય'નો અપભ્રંશ છે)

અને ઉપવીત વગેરે બાહ્ય સંસ્કારોની સામા પ્રબળ વિરોધ દર્શાવનાર આદિ ગુરુના શિષ્યોમાં પણ ગુરુ ગોવિંદસિંહના વખતમાં કેટલાક એવા સંસ્કારો દાખલ થઇ ગયા કે જે હજી સુધી વજ્રલેપ જેવા થઇ રહ્યા છે. દાખલા તરીકે કોઇ પણ શીખ માથું મુંડાવી શકે નહિ, જો તેમ કરવામાં આવે તો તેને માટે ઘણોજ હલકો અભિપ્રાય બાંધવામાં આવે છે. ગુરુ ગોવિંદસિંહના વખતમાં તે વાત જરૂરની હશે પણ હમણાએ તેમાં જરા પણ ફેરફાર ન કરવો એ એમના આદિ ગુરુના વિવેક બુદ્ધિનો ઉપયોગ કરવાના ઉપદેશથી વિરુદ્ધ જાય છે. અને ઉપવીત સંસ્કારનું સ્થાન પણ 'પાહુલ'—અમૃતસંસ્કારે પ્રબળપણે લીધું છે. દરેક ધર્મના સંબંધમાં આવુંજ બને છે. તેના પૂર્વ પ્રવર્તકોના ઉદ્દેશ કંઈ હોય છે અને પાછળથી ગાડું કેંક જૂદેજ રસ્તે ચઢી જાય છે.

ટુંકમાં ગુરુ નાનકના જીવનમાં નીચેનાં સુત્રો તરી આવે છે; ૧ સત્યનો પ્રકાશ કરવામાં જાહેર હિમ્મત રાખવી. ૨ અંધશ્રદ્ધા અને રુઢિના પ્રવાહમાં તણાઇ નહિ જતાં વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવો. ૩ જ્ઞાની છતાં નિરભિમાન રહેવું. ૪ વિશ્વવ્યાપી પ્રેમ રાખવો. ૫ પૈસાને ભંડારમાં ભરી નહિ રાખતાં તેનો સદુપયોગ કરવો. ૬ અતિથિ સત્કાર અને સર્વ કોઇને માટે રસોડાનાં દ્વાર ખુલ્લાં રાખવાં. ૭ કહેવા પ્રમાણે કરી બતાવવું. અને ૮ બાહ્યાચાર કરતાં આંતરિક પવિત્રતાને પ્રાધાન્ય આપવું.

આ સદ્‌ગુણો દેખાવમાં સાદા અને સરળ છતાં તે એટલા બધા મહત્ત્વના છે, કે તેનું પ્રતિપાલન કરવામાં આવે તો અવશ્ય દરેક માણસ પોતાની ઉન્નતિ કરી શકે, એટલુંજ નહિ પણ તે રીતે આખા દેશની ઉન્નતિમાં વેગ અર્પી શકે. આવા મહાત્માનાં જીવન ચરિત્રો આપણને સ્વાર્થપરતાના ગંધાતાં ખાબોચીઆમાંથી પારમાર્થિક જીવનના પવિત્ર મહાસાગર તરફ વાળે અને ભારતભૂમિમાં અનેક નાનક અને અનેક ગોવિંદસિંહ પાકે એવી ભાવના સાથે ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પારિશિષ્ટ અ.

## શીખગુરુઓનું વંશવૃક્ષ.



# गुरु गोविंदसिंह

## ભૂમિકા*

"स्वधर्मं प्रतिपद्यस्व जहि शत्रून् समागतान्" (મહાભારત.)

મુસલમાની રાજ્યકાળમાં ભારતીય હિન્દુ સમુદાયપર જે ભીષણ અત્યાચાર ગુજરતા હતા તેનો ખ્યાલ આજે આપણને સહેલાઈથી આવી શકે એમ નથી; કારણ કે બ્રિટિશશાસનકાળમાં તેવા ભીષણ અત્યાચાર દૃષ્ટિગોચર થતા નથી કે જે જોઈને હૂબેહૂબ તેવીજ હૃદયવિદારક અને ભયાવહ ઘટના ચિત્રિત થઈ શકે. આજે આપણાં બાળકો, સ્ત્રીઓ અને દેવમંદિરોનું અસ્તિત્વ અથવા વિનાશ અધિકારીઓની ઇચ્છા ઉપરજ આધાર રાખતાં નથી; પરન્તુ મુસલમાનોના સમયમાં તે સઘળી વાતો હતી. તત્કાલીન મુસલમાન રાજાઓના અત્યાચારો, સ્વચ્છંદતા અને વિષયલોલુપતાઓનું અત્યંત સંક્ષિપ્ત વૃત્તાંત લખવામાં આવે તોપણ તેમની નિર્દયતા, કુટિલતા અને વિશ્વાસઘાતનો સાધારણ ઉલ્લેખ માત્ર કરવા જતાંજ એક મોટો ગ્રંથ

---

* પંડિત બ્રજનંદનપ્રસાદ મિશ્ર તથા રઘુનંદનપ્રસાદ મિશ્ર, એમણે બંગાળીપરથી હિંદીમાં અનુવાદિત કરેલા "ગુરુ ગોવિંદસિંહકી જીવની" નામક ગ્રંથમાંની ભૂમિકા તથા અન્ય પ્રકરણોમાંના કેટલાક અંશોના અનુવાદરૂપજ આ ભૂમિકા છે. આ વિષય પછીથી શરૂ થતું ગુરુ ગોવિંદસિંહનું જીવનચરિત્ર અન્ય હિંદી ગ્રંથના સીધા અનુવાદરૂપજ હોવાથી તેમાં નહિ આવેલા એવા કેટલાક અંશો ઉપલા હિંદી ગ્રંથમાંથી આપવા યોગ્ય ધારીને તેનો સમાવેશ પણ આ ભૂમિકામાંજ કરવામાં આવ્યો છે.

મંત્રી. સ. સા.

થઇ જાય. તાત્પર્ય કે ધીમે ધીમે મુસલમાનોનું શાસન તેમની ઉગ્રતાને લીધે કેવળ અસહ્યજ થઇ ગયું હતું.

એમાં સંદેહ નથી કે ભારતવાસીઓ સ્વભાવથીજ શાંતિપ્રિય છે. તેઓ બીજાઓના કરતાં કંઇક અધિક સમય સુધી અત્યાચારો સહન કરી રહે છે, પરન્તુ સહનશીલતાની પણ સીમા હોય છે. અતિશય પદદલિત થવાથી ધૂળ પણ ઉડીને શિર ઉપર વળગે છે તો પછી એક વખતનાં વીરવર શત્રુવિજેતા પ્રતાપી આર્ય સંતાનોનું તો પૂછવુંજ શું? અતિશય ઉત્પીડનોનું સ્વાભાવિક પરિણામ એ આવે છે કે તે આત્માભિમાની પ્રજાવર્ગના હૃદયમાં દુર્દમનીય સ્વાધીનતા (સ્વતંત્રતા)ની ઇચ્છા પ્રકટાવી દે છે. મુગલરાજ્યના અત્યાચારોનું પણ એવુંજ પરિણામ આવ્યું. હિન્દુઓ મુસલમાનોના સ્વભાવશત્રુ બની ગયા અને ભારતવર્ષના એક છેડાથી બીજા છેડા સુધી સ્વાધીનતાસ્પૃહાની છાયા પ્રસરી ગઇ. આખો દેશ સ્વતંત્રતા દેવીની સપ્રતિમ પ્રતિમાની ઉપાસના હૃદયપૂર્વક કરવા લાગ્યો. સમસ્ત હિંદુઓ એકસ્વરે પ્રાર્થના કરવા લાગ્યા કે "હે દુઃખભંજન! શું અમને અને અમારા ધર્મને આ અત્યાચારીઓના હાથમાંથી મુક્તિ નહિ અપાવશો? શું હવે સનાતન આર્યધર્મનો નાશજ કરાવી દેશો? હે નાથ! શું તમે આ તમારૂંજ આપેલું ઉત્સાહવર્ધક અને મૃતસંજીવન રસાયનતુલ્ય વચન ભૂલી ગયા છો?

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे॥"

હે પ્રભો! શું તમે વેદો, બ્રાહ્મણો અને ગોમાતાઓ સાથેનો સ્નેહ બીલકુલજ તોડી નાખ્યો છે? પરમાત્મા! હવે સહન થઇ શકતું નથી, શીઘ્ર રક્ષા કરો!"

પરાધીનતાની બેડીમાં જકડાયલા અને કર્તવ્યથી પતિત થયેલા હિંદુઓ તો કેવળ આવી પ્રાર્થના કરીનેજ બેસી રહેતા, પરન્તુ જેઓ ખરા પુરુષાર્થી હતા અને ઇશ્વરકૃપાની સાથે મનુષ્યયત્નની પણ અનિવાર્ય અગત્ય સમજનારા હતા તથા "**अकर्माणो हि जीवन्ति स्थावरा नेतरे जनाः**" નો ઉચ્ચ સિદ્ધાંત હૃદયંગમ કરી ચૂક્યા હતા તેઓ તો દૃઢપ્રતિજ્ઞ થઇને મુસલમાન અત્યાચારોને નિર્મૂળ કરવા કટિબદ્ધ થઈ ગયા. તેઓ જાણતા હતા કે સ્વાધીનતા દેવીને પ્રાપ્ત કરવાને માટે માનવબલિદાન અનિવાર્ય છે એટલા માટે તેઓ પોતાની જાતનો દેશહિત માટે ઉત્સર્ગ કરવા તત્પર થઇ રહ્યા. સમસ્ત ભારતવર્ષમાં સ્વાધીનતા પ્રાપ્ત કરવા માટેની હીલચાલો થઈ રહી. એ જાગૃતિ સમગ્ર દેશવ્યાપી, સૂત્રબદ્ધ અને સુગઠિત હતી. પરન્તુ વિદેશી ઇતિહાસ લેખકોને હિન્દુ સમાજની આ આંતરિક જાગૃતિનો પત્તો મળ્યો હોય એમ જણાતું નથી. આથી ભારતવર્ષનો ગત હજાર બારસો વર્ષનો જે કઈ ભાગ્યો તૂટયો ઇતિહાસ લખાયો છે તેમાં વિદેશીઓનાજ વિજયવર્ણન અને ગૌરવગાથા જોવામાં આવે છે, અને જે ઇતિહાસ પૃષ્ઠપર દૃષ્ટિ નાંખીએ તેમાં ગોરી, ગજનવી, પઠાણ અને મુગલોની વિજયપતાકા ફરકાવવાનીજ હકીકત છે. પરન્તુ જે લોકોએ સૂક્ષ્મ દૃષ્ટિથી ઇતિહાસનું અવલોકન કર્યું છે અને જેઓ કાળને ફેરવનાર બંગીય પ્રતાપાદિત્ય, મહારાષ્ટ્રસંગઠનકર્ત્તા છત્રપતિ શિવાજી, સૂર્યકુલભાનુ પ્રતાપસિંહ અને શીખગુરુ ગોવિંદસિંહના આર્યોચિત વિક્રમપૂર્ણ સંઘર્ષોને જાણે છે અને જેમને બંગ દેશમાં યવનશક્તિ ક્રમશઃ અસ્ત થતી જતી હતી, મહારાષ્ટ્રસંગઠન થઇ રહ્યું હતું, પ્રભુત્વરક્ષાને માટે રજવાડાઓ પ્રાણપણથી યુદ્ધક્ષેત્રમાં ઉભા હતા, શીખ જાતિ નિર્મિત થઇ ચૂકી હતી અને વિજયનગરનું રાજ્ય સ્થાપન થઈ ચૂક્યુ હતું એ બાબતો વિદિત છે તેમને જણાવવાની

જરૂર નથી, કે એ અદમ્ય હીલચાલોમાં તેજ જાગૃતિ, તેજ પ્રાણાધિક-પ્રિય સ્વાધીનતાસ્પૃહા કાર્ય કરી રહી હતી. ભલા, આ સૂક્ષ્મ જાતીય ઉદ્બોધનનો ભાસ વિદેશી ઇતિહાસ લેખકોને કેવી રીતે થઇ શકે? એમાં સંદેહ નથી કે આ ઘટનાવલિ સામસામયિક નહતી, તોપણ એક એક ઘટનાના આશ્ચર્યપૂર્ણ ક્રમ ઉપર દષ્ટિપાત કરવાથી એ વાત સિદ્ધ થાય છે, કે એ સર્વે એકજ વ્યાપારનો અંશ હતો. એ સ્મરણમાં રાખવું જોઇએ કે આ જાતીય જાગૃતિ શાસકોના અત્યાચારથી પ્રજાના ઉદ્વિગ્ન થઈ ઉઠવાથીજ ઉત્પન્ન થઇ હતી અને તેનું કેવળ એકજ લક્ષ્ય સ્વાધીનતાપ્રાપ્તિજ હતું.

એ આંદોલિત પ્રાંતોમાંનો પંજાબ પણ એક પ્રધાન પ્રાંત હતો, અને તેને નિઃસંદેહપણે ભારતવર્ષના જીવનસંગ્રામનું પ્રથમ અને અંતિમ લીલા સ્થળ કહી શકાય પંજાબનો ઇતિહાસ રજપુતાના અને મહારાષ્ટ્ર આદિ પ્રાંતોની પેઠે એક ઘણો મહત્ત્વનો હિંદુ ઇતિહાસ છે. એ પ્રાંતના ઇતિહાસોમાં મિ. કનિંગહામનો ઇતિહાસ History of the Sikh war આજ સુધી ભારતવાસીઓની દષ્ટિએ સન્માન પાત્ર હતો. કારણ કે તે અન્ય વિદેશીઓના ઇતિહાસ કરતાં વધારે ન્યાયપૂર્વક લખાયો છે. તોપણ તેમાં કેટલાક દોષો–જે એક વિદેશી લેખકના ગ્રંથમાં સ્વાભાવિકપણેજ હોઇ શકે તે–રહેલા છે. પણ હવે સત્ય ઇતિહાસની ખામી બહુધા દૂર થઈ શકી છે. જે પ્રમાણે મહારાષ્ટ્રના ઇતિહાસમાં શ્રીયુત મહાદેવ ગોવિંદ રાનાડેનો હાથ પડયો હતો તેજ પ્રમાણે પંજાબના ઇતિહાસસાગરમાંથી અનેક બહુમૂલ્ય રત્નો તારવી કાઢીને શ્રીયુત ગોકુલચંદ નૈરંગ એમ. એ., પીએચ. ડી. એમણે પોતાના "Transformation of the Sikhism" નામક ગ્રંથમાં સંગ્રહ કરીને હિન્દુ પાઠકોને ભેટ કર્યાં છે. તેવડે વાચકો પવિત્ર પંચનદ પ્રદેશના ઇતિહાસનું સારૂં જ્ઞાન મેળવી શકશે.

પંજાબની જાગૃતિનાં બીજ મુસલમાનોના અન્યાય અને અત્યાચાર ભર્યા કુકર્મોજ હતાં, પ્રતિશોધાગ્નિ તેનું મૂળ હતું, શીખસમાજ-સગઠન તેની શાખા હતી, શીખ સમાજનો ઉપદેશ જેને સ્વાધીનતા નો મહામંત્ર કહી શકાય તે તેનો આત્મા હતો, અને સ્વાધીનતા એ તેનું સુસ્વાદ મધુર અને સર્વેપ્સિત ફળ હતું.

અમે આગળ જણાવી ચૂકયા છીએ, કે મુસલમાનોના અત્યાચારોથી ચિઢાઇને હિન્દુઓ મુસલમાનો પ્રતિ આંતરિક ઘૃણા રાખવા લાગ્યા; જેથી બન્ને જાતિમાં પરસ્પર વૈરાગ્નિ પ્રજવળી ઉઠયો. બસ અહીંથીજ ઉદ્‌બોધનનો સત્રપાત થાય છે. આ ક્ષેત્રમાં સૌથી પહેલા કાર્યકર્ત્તા ગુરુ **નાનક** હતા. તેમણે બન્ને સમાજોમાં ઐકય થાય એવી ભાવનાથી ઉપદેશ આપ્યો અને અનેક હિંદુ મુસલમાન તેમના શિષ્ય થયા. પરન્તુ " **विषस्य विषमौषधम्** " શાન્તિનો પ્રભાવ કલહપ્રિય લોકો ઉપર પડતો નથી. રાજકીય અત્યાચાર આથી પણ દૂર થયો નહિ, એનું ફળ એ થયું કે શીખસમાજ માત્ર ધર્મસંસ્થા નાહ રહેતાં ક્રમશઃ રાજનૈતિક સંસ્થા પણ થતી ચાલી, અને તેમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય એમ બન્નેની શક્તિનો સમન્વય થવા લાગ્યો. ઇ. સ. ૧૬૦૬ થી શીખ ગુરુઓ 'સાચા બાદશાહ' કહેવાવા લાગ્યા. આથી રાજ્યસત્તા અધિક કોપાયમાન થઈ ઉઠી અને શીખોપર અધિક અમાનુષી અત્યાચાર થવા લાગ્યા. વાસ્તવિક રીતે શીખ સમાજનું સંગઠન કરનાર ગુરુ **અર્જુન** હતા, અને તેમનેજ સ્વાધીનતાના મહાયજ્ઞના પ્રથમ બલિ બનવું પડયું. **હર**ગોવિંદ અને **તેગ**બહાદુરનાં ક્રમશઃ બીજાં અને ત્રીજાં બલિદાન અપાયાં. ત્રીજું બલિદાન અપાતાંજ સ્વાધીનતાનો યજ્ઞવહ્નિ પ્રતિહિંસાના રૂપમાં પ્રજ્વલિત થઈ ઉઠયો. **તેગબહાદુર**ના સુપુત્ર ગુરુ **ગોવિંદસિંહ**ને સ્વાધીનતા દેવી કંઈક વધારે પ્રસન્ન થઈ અને તેણે શીખ ગુરુઓના નિમંત્રણનો સ્વી-

કાર કરીને તેને કહી દીધું કે "તમે ઉચિત રીતે બલિપ્રદાન કરવાને તત્પર થશો તો હું પંચનદ પ્રદેશમાં સશરીર પ્રત્યક્ષ થઇશ." જો કે ગુરુ ગોવિંદસિંહ પંજાબને સ્વતંત્ર થયલો જોઈ શક્યા ન હતા; તોપણ એટલું તો માનવુંજ પડે છે, કે પંજાબને સ્વાધીન બનાવવામાં એમના અદમ્ય પ્રયત્નોજ સર્વમાં મુખ્ય હતા. * * *

અત્યંત નિર્બળ માણસોએ અજાણતાં કરેલા અપરાધોને ક્ષમા કરી દેવા એનું નામ દયા કહી શકાય છે, પરંતુ બળવાન શત્રુને શિક્ષા નહિ આપવી એ તો નિર્બળતા અને કાયરતાજ છે. "**यो नित्यं क्षमते तात बहून् दोषान् स विन्दति**" પ્રહ્‌લાદના એ શબ્દો સુવર્ણાંકિત કરી રાખવા જોઇએ. દેશના સર્વનાશનાં કારણોની શોધ કરતાં વિદિત થશે કે હિન્દુ રાજાઓની એવી અનર્થક ક્ષમાજ હિન્દુઓના સત્યાનાશનું કારણ થઈ હતી. દાખલા તરીકે ચોહાણરાજ પૃથ્વીરાજની દયા જોઇ લ્યો. દેશદ્રોહી અને શત્રુના તરફ "**पुनः प्रवर्द्धते यस्मात्तस्माच्छेषं तु कारयेत्**" એ નીતિનુંજ અવલંબન કરવું ધર્મ્ય અને કર્તવ્ય છે. ધાર્મિક ક્ષેત્રમાં મનુ ભગવાને ભલે ક્ષમાને બીજા નંબરનું સ્થાન આપ્યું હોય તોપણ રાજનૈતિક ક્ષેત્રમાં તે સર્વથા ત્યાજ્ય છે. * * * * ગુરુ ગોવિંદસિંહને નિરપરાધી પૂર્વજ ગુરુઓની હત્યા કરનારા અક્ષમણીય, નૃશંસ અત્યાચારીઓને ક્ષમા કરવાનું કોઈ કારણ નહતું. ગુરુના હૃદયમાં આંતરિક પ્રેરણા થઈ કેઃ—

**धार्तराष्ट्रेषु लुब्धेषु सततं चापकारिषु ।**
**न हि कश्चित् क्षमाकालो विद्यतेऽथ कुरून् प्रति ॥**

મનોવાંછિત ફળ પ્રાપ્ત કરવાની કામનાથી તેમણે ઘોર આત્મસંયમ અને સાધના કરી અને સમયાનુકૂળ એમણે શાસ્ત્રપૂજાને બદલે શસ્ત્રપૂજાનો સ્વીકાર કર્યો. તેઓ મુગલ સેના સાથે પ્રકટપણે લઢયા,

અને તેને પરાસ્ત કરીને તેમની શક્તિનો ઘણો નાશ કરી નાખ્યો. અંતે એમને યશ પ્રાપ્ત થયો.

મનુષ્યની બાળરમતો તેના ભવિષ્યનું સૂચન કરનારી થઇ પડે છે. ઉત્તર કાળમાં તેઓ જેવું જીવન ગુજારવાનાં હોય છે તેનું અજાણુ-પણે પણ બચપણમાં તેઓ દર્શન કરાવી દે છે. શ્રીબુદ્ધદેવે જગતનાં દુઃખ જોઇને સંસાર સુખનો ત્યાગ કરીને કઠોર સંન્યાસ અંગીકાર કર્યો હતો અને સનાતન હિંદુધર્મમાં પેસી ગયેલી કેટલીક વિકૃતિ-ઓને સંસ્કાર આપીને જગત સમક્ષ એક નવોજ આદર્શ સ્થાપિત કર્યો હતો, તે મહાન ભાવ તેમનામાં બચપણથીજ આવી ગયો હતો. જે મહાત્માનું નામ સાંભળતાંજ **ચી**નદેશવાસીઓ પોતાનાં મસ્તક નમાવે છે, જેમની અમાપ પ્રતિભાના પ્રભાવથી **ચી**નાઓના ધર્મસં-શય દૂર થઇ ગયા હતા તે મહાત્મા કોન્ફ્યુશીઅસ પોતાના સદ્ગુ-ણોનો પરિચય અતિ બાલ્યકાળથીજ આપી રહ્યા હતા. પિતાના ચર-ણકમળમાં રહીને મનુષ્ય શુ કરવાથી મનુષ્ય બની શકે તેનો એમણે ઘણા સંયમ અને શ્રદ્ધાપૂર્વક પાઠ શીખવ્યો હતો. જેના પ્રતાપ અને સ્વાધીનતાસ્પૃહા સામે દુર્ધર્ષ મુગલ સમ્રાટને પણ મસ્તક નમાવવું પડ્યું હતું, અને પશ્ચિમ **ભા**રતના અધઃપતનયુગમાં જેમણે આત્મત્યાગનો મહાન આદર્શ બતાવ્યો હતો તે સંન્યાસીપ્રવર મહારાણા પ્રતાપ-સિંહે પણ સ્વદેશપ્રેમ, સયમ અને દઢતાનો પરિચય શૈશવકાળ-થીજ આપ્યો હતો.

શિક્ષણજ મનુષ્યમાં મનુષ્યત્વ લાવે છે. બચપણમાં મનુષ્યમાં જે ગુણસમૂહો જોવામાં આવે છે તેનો સત્સંગ અને સત્ શિક્ષા મળતાં વયોવૃદ્ધિની સાથે વિકાસ થતો રહે છે અને યોગ્ય સમયે તે તેને એક ઉત્તમ મનુષ્ય બનાવી દે છે. જો ઉપયુક્ત શિક્ષણ કે સગ ન મળે તો તેજ ગુણો નષ્ટ થઈ જાય છે, અને ફૂલ ખીલ્યાં ન ખીલ્યાં તેટલામાં

તે અસહ્ય તાપથી બળીને કીડાઓથી ખવાઇ જઇને કરમાઇ જાય છે. બાળક શિવાજીએ શિકાર પ્રિયતાથી ધાડપાડુઓનાં દળ સાથે મેળ કરી લીધો અને તેમના સાથમાં રહીને આત્મસંરક્ષણ અને શીઘ્રતાથી દોડવાની શક્તિઓ પ્રાપ્ત કરી લીધી. પરન્તુ જો દાદોજી કોંડદેવ જેવા શિક્ષક તેમને ન મળ્યા હોત તો તેમની પ્રકૃતિ કદી પણ ઉચ્ચતાને પામત કે નહિ તે વિષે ઘણો સંદેહ રહે છે.* દાદોજીએ બાળક શિવાજીના કોમળ હૃદયમાં જે સ્વદેશપ્રેમ અને સ્વતંત્રપ્રિયતાનાં બીજ વાવ્યાં હતાં તે વડેજ તેમની દસ્યુતા લુપ્ત થઇને તેમનામાં દેશોદ્ધારને માટે મહાન ગુણોનો આવિર્ભાવ થઈ શક્યો હતો એ પછી મહાત્મા રામદાસ સ્વામીના ઉપદેશથી તો એમના હૃદયમાં પ્રકૃત સંન્યાસ અને નિષ્કામતાએ જન્મ લઇને એમને અવતારરૂપજ બનાવી દીધા.

ગુરુ ગોવિંદસિંહે પણ બચપણથીજ પોતાના ગુણોનું દર્શન કરાવ્યુ હતું. બચપણથીજ તેઓ પોતાને ગુરુપદને યોગ્ય બતાવી ચૂક્યા હતા. તેઓ સાધારણ બાળકોની પેઠે સામાન્ય રમતોમાં સંતોષ પામતા નહિ પણ પોતાની ઉમ્મરના છોકરાઓમાં બાદશાહની રમત કરતા અને તેમાં પોતે બાદશાહ બનતા, તથા યુદ્ધકળા અને આત્મસંરક્ષણની યુક્તિઓ સઘળાને બતાવતા. તેઓ નાનાં નાનાં તીર લઇને નિશાન તાકતાં શીખતા, ગોફણ લઇને ગોળાઓ છોડતા અને નાનકડી તલવાર લઇને ખેલ્યા કરતા તથા કદી કદી બંદૂક પણ વાપરવાનો તેમને શોખ થઇ આવતો. તેઓ કોઇ વખતે કોઈ ઉંચી જગ્યાએ સિંહાસન જમાવીને પોતે બાદશાહની પેઠે તેના ઉપર બેસીને મિત્રવર્ગ સાથે સલાહ મસલત ચલાવી રહેતા, અને કોઇક

* શિવાજીના શિક્ષકોમાં સર્વથી આદ્યશિક્ષક તરીકેનું માન તેમના માતા જીજીબાઇને આપવાનું બંગાળી લેખક ભૂલી ગયા લાગે છે
મંત્રી. સ. સા.

વખતે ગુરુનો દરબાર બનાવી વાદવિવાદ ચલાવવા અને ધર્મોપદેશ કરવા મંડી જતા.

બચપણમાં ગોવિંદ જેટલા ચપળ હતા તેટલાજ તેજસ્વી પણ હતા. તેમની આત્મસંમાનની લાગણી છેક બચપણથીજ ઝળકી રહી હતી. તેઓ ઇચ્છાપૂર્વક કોઈ પણ અન્યાય્ય કાર્ય કદી પણ કરતા નહિ, કદાચ અજાણતાં તેમ થઈ જતું તો તેમને ઘણો પશ્ચાત્તાપ થતો. જે કાર્ય એમને ન્યાયી લાગતું તે ઘણી મુશ્કેલી સહીને પણ પાર ઉતારવા પ્રયત્ન કરતા અને તેથી કેટલીક વખતે કોઇ ખોટું કામ પણ સમજફેરથી તેમનાથી થઇ જતું. એમનામાં એક દોષ એવો હતો, કે તેઓ પણીઆરીઓનાં બેડાં ગલોલ મારીને ફોડી નાખ્યા કરતા અને તે બિચારીઓ ભિંજાઇ જતી તે જોઇને બહુ રાજી થતા. આ વાતની ફરિઆદ માતાજી પાસે વારંવાર આવતી. તેઓ બિચારાં જેમને નુકસાન થયું હોય તેમને મીઠી વાણીથી કે કોઇકને નવું વાસણ લેવાને પૈસા આપીને સંતુષ્ટ કરતાં અને આ ખરાબ ટેવ છોડી દેવા પુત્રને વારંવાર ઉપદેશ આપ્યા કરતાં.

એક વખત એવું બન્યું, કે એ પ્રમાણે એક સ્ત્રીના બેડા ઉપર ગલોલ છોડતાં તેઓ ચોટ ચૂકી ગયા અને તે બિચારીના માથામાં ખૂબ વાગ્યુ. તે સ્ત્રી રડતી રડતી માતાજી પાસે આવી એટલે તેઓ ગભરાઇ ગયાં. તેમણે તેની ઘણી સારવાર કરી, અને જ્યારે તેને આરામ થયો એટલે કંઇક દ્રવ્ય આપી ખુશ કરીને પોતાને ઘેર મોકલી દીધી. ગુરુજી આ બનાવથી એટલા શરમિંદા થઇ ગયા હતા, કે માતાજીને મોં પણ બતાવી શક્યા નહિ ને આખો દિવસ ઘરના ખૂણામાં છુપાઇ રહ્યા.

તે સ્ત્રી મુસલમાની હતી, અને તે દિવસોમાં મુસલમાન કાજીઓનો પ્રતાપ અખંડ હતો, તેઓ મનમાં આવતાંજ કોઈ હિન્દુ–

કાફરને અનેક વિપદમાં નાખીને અધિકારીઓની ઇસ્લામપ્રિયતાનું દર્શન કરાવવા ચૂકતા ન હતા. આથી ગોવિંદસિંહનાં માતાજી પુત્રની આ ચેષ્ટાથી ગભરાઇ ગયાં હતાં અને તે સ્ત્રીના જવા પછી ઠપકો આપવા મંડયાં કે:—"અરે! મુસલમાનોના રાજ્યમાં રહીને મુસલમાનીને મારવી! આવું તોફાન કરવું એ ઠીક કહેવાય? જો આ વાત જાહેરમાં આવી જાય તો થઇ ચૂક્યું! સત્યાનાશનીજ પાટી સમજવી."

ગોવિંદસિંહને માતાનો આ ઠપકો અસહ્ય થઈ પડયો. કારણ કે એમાં તુર્કશક્તિની પ્રબળતા દર્શાવવામાં આવી હતી. તેમનો સઘળો સંકોચ અને પશ્ચાત્તાપ દૂર થઈ ગયો, તેમની આંખોમાંથી ક્રોધાગ્નિ વરસી રહ્યો અને તેઓ બોલી ઉઠયા, કે "શું અમે તુર્કથી ડરી જઇશું?"

એક દિવસ પટણા શહેરનો એક અમીર શહેર બહાર ફરવા નીકળ્યો હતો. ગોવિંદસિંહ પણ કેટલાક છોકરાઓ સાથે તે તરફ રમવા માટે નીકળી પડયા હતા. પેલા અમીરને જોઇને રાહદારીઓ ઉભા રહી જતા અને વાંકા વળીને તેને સલામ ભરતા. આથી અમીરના મોં ઉપર આનંદ છવાઇ રહેતો. આ બધો દેખાવ જોઇને ગોવિંદસિંહથી મોટેથી હસી પડાયું અને તેમનું જોઇને બીજા સઘળા છોકરાઓ પણ હસી પડયા. પેલા અમીરને ઘણું ખોટુ લાગ્યું અને તેણે પોતાના સિપાઇને ક્રોધપૂર્વક પૂછ્યું:—"**यह बंदरमुख क्या कहते है?**" અમીરના આ શબ્દોથી ગોવિંદસિંહને ઘણો આઘાત થયો, તેઓ આ અપમાન સહન કરી શકયા નહિ અને રોષ સાથે બોલી ઉઠયા, "**यह देखो! यह बंदर का मुंह नहि है, आज तुम अन्धे होकर जिसको तुच्छ जान रहे हो वही कलके वीर होकर तुम्हारे तेजको नष्ट करेगा.**" આજુ બાજુના લોકોએ અમીર સાહેબને શાંત પાડ્યા કે સાહેબ છોકરાંને તે કંઇ

માણુસની પરીક્ષા હોય છે ? એને શુ ભાન ? આથી તથા કંઇક લજ્જાથી તેઓ કશું પણ કહ્યા સિવાય ત્યાંથી ચાલ્યા ગયા.

આ સઘળી ઘટનાઓથી કેવળ એમની બચપણુની ચપળતાનુંજ દર્શન થાય છે એમ નથી પણુ એમના આંતરિક તેજોરાશિનો પણુ પરિચય મળી શકે છે. ગુરુ હરગોવિંદનાં સહધર્મિણી માતા નાનકી પૌત્રના આવા માનસિક તેજનો આભાસ પામી જઇને કહ્યા કરતાં, કે "ગોવિંદ કુળનુ નામ રાખશે ખરો." તેઓજ ગોવિંદસિંહનાં બચપણુનાં ગુરુ હતાં. તેમનાં શિક્ષણુ અને ઉત્તેજનાથી ગોવિંદસિંહનું તેજસ્વીપણું ધીમે ધીમે વધતું જતું હતું. તેઓ ગોવિંદને પોતાની પાસે બેસાડીને પૂર્વપુરુષોનાં વીરત્વ, ધર્મપ્રેમ, સ્વાર્થત્યાગ, અને અતિથિપ્રેમની કથાઓ સંભળાવ્યા કરતાં. તે સઘળી વાતો સાંભળતી વખતે ગોવિંદસિંહના હૃદયમાં એક પ્રબળ આકાંક્ષા જાગી ઉઠતી અને ગુરુઓના જેવા પોતે થવાને માટે વ્યાકુળ બની જતા. એ સમયે દાદીમા દેશનાં સુખ–દુઃખની કહાણીઓ તેમને સંભળાવતાં, એમના પૂર્વપુરુષો સાથે મુગલો કેવા અન્યાયથી વર્ત્યા હતા તેનું કરુણુતાથી વર્ણુન કરતા, અને તેમના અત્યાચારોથી શીખ સમાજને ભવિષ્યમાં નડવાની હાનિઓનું પણુ વર્ણુન કર્યા કરતાં. આ પ્રમાણે તેઓ ગોવિંદસિંહના અસ્ફૂટ ભાવોને જાગૃત કરી રહેતા હતાં. જેથી ગોવિંદ સ્વતંત્રપણે વિચાર કરીને કર્ત્તવ્ય નિર્ધારણુ કરી શકે, ઉન્નતિ માટેની ઢીલચાલો જગાવી શકે અને પોતાના વંશની કીર્તિમાં વૃદ્ધિ કરી શકે તે માટે તેઓ સદા પ્રયત્નપૂર્વક ગોવિંદસિંહને ઉત્સાહ આપ્યા કરતાં. ગોવિંદસિંહ એમના શિક્ષણુથીજ ભવિષ્યમાં પોતાની અને પોતાના વંશની કીર્તિ અમર થાય એવાં કામો કરવા લાયક થઈ શક્યા હતા. અને મહાન પુરુષોનાં ચરિત્રોમાં જણાઇ આવતાં સ્વદેશાભિમાન, વિદ્વત્તા, સ્વાભિમાન, ધર્મપ્રેમ વીરત્વ, અને યોગ્ય વિનય

એ સર્વે ગુણો તેમનામાં એકત્ર થયા હતા.

જે નીતિનું અવલંબન કરીને મહારાજ શિવાજીએ મરાઠા રાજ્યની જડ નાખી હતી તેજ નીતિ અંતે તે રાજ્યના ધ્વંસનું પણ કારણ થઇ પડી હતી. જો કે તેઓ પોતે નિષ્કામ કર્મવીર હતા, તોપણ ઉન્નતિશીલ મરાઠાઓના હૃદયમાંથી તેઓ દ્રવ્યલોભ નષ્ટ કરી શકયા ન હતા. જેથી તેમના મૃત્યુ પછી અર્ધ શતાબ્દિ વ્યતીત થતાં ન થતાંમાંજ તે લોકો લૂટફાટમાં પડયા અને ‘ લૂટારા ’ કહેવાઈને સઘળાની ઘૃણા અને ભયનું પાત્ર બની ગયા. આમ થવાથી તે લોકો દેશની પ્રજાની હાર્દિક સહાનુભૂતિ ગુમાવી બેઠા.

ગોવિંદસિંહે દીર્ઘદષ્ટિથી જોઇ લીધું હતું, કે ધનલોભ એ ઘણી ભયાનક વસ્તુ છે, તે સર્વ પાપોની જડ છે, અને ધીમે ધીમે તે પ્રબળ થતાં મનુષ્યોના સર્વ મહાન ગુણોને પણ દબાવી દે છે. માટે મનુષ્યે એ દ્રવ્ય લોભથી દૂર રહેવું એ આવશ્યક કર્ત્તવ્ય છે. જે શક્તિ કોઇ મહાન કાર્યસાધનામાં સંલગ્ન થાય તે જો સર્વતોભાવથી પવિત્ર અને નિઃસ્પૃહ ન હોય તો તરતજ લક્ષ્યભ્રષ્ટ થઈ જાય છે. આવા વિચારથી તેઓ વારંવાર ધનની નિંદા અને નિષ્કામતાની પ્રશંસા કર્યા કરતા હતા. તેઓ શીખ લોકોને ઉપાર્જિત ધનનો સંચય નહિ કરી રાખતાં દીનદરિદ્રીઓને મદદ કરવામાં, ગુરુસેવામાં, અથવા અતિથિસત્કારમાં તેનો સદુપયોગ કરી નાખવા વારંવાર ઉપદેશ કર્યા કરતા હતા. ગુરુભક્ત શીખલોકો વિવાદ કર્યા સિવાય તે વાતને માન આપતા અને ગુરુવાકયનું પાલન કરવા લક્ષ્યપૂર્વક યત્ન કરતા હતા. જ્યારે અઢારમી સદીના મધ્ય ભાગમાં મુગલ રાજ્યના પ્રબળ અત્યાચારોથી શીખોએ વનપ્રદેશમાં આશ્રય લીધો હતો ત્યારે તેમને ઉદરપૂર્તિ માટે અવશ્ય કેટલાક દિવસો સુધી દસ્યુતા કરવી પડી હતી; પરન્તુ તે દસ્યુતા જાતિગત થઈ શકી નહિ, તેઓ બચેલા દ્રવ્યનો

દેશસેવામાંજ ઉપયોગ કરતા હતા.

ગોવિંદસિંહ કેવળ ઉપદેશ દઇનેજ બેસી રહ્યા ન હતા. તે ઉપદેશ શિષ્યોના હૃદયમાં બરાબર ઠસાવવા તેઓ પોતે પણ તેમજ વર્તતા હતા. વિલાસના પદાર્થોને તેઓ સ્પર્શ શુદ્ધાં કરતા નહિ અને કદાચ ભૂલથી કોઈ શિષ્ય તેમને એવા પદાર્થ ભેટમાં મૂકી જતો તો તેનો અસ્વીકાર નહિ કરતાં સદાને માટે નાશ કરી દેતા. આથી શિષ્યોના મનમાં ક્ષોભ થવાને બદલે તેઓને પોતાના ભ્રમનું સ્મરણ થઇ આવતું અને તેઓ લજ્જિત થઈ જતા.

એક વખત એક શિષ્યે સિન્ધુ દેશમાંથી એક બહુજ સુંદર અને કીમતી રત્નજડિત કડાં લઈ આવીને ગુરુજીને ભેટ ધર્યાં અને તેમને પોતાને તેનો ઉપયોગ કરવા ઘણીજ વિનતિ કરી. તે કડાંની જોડીની કિમ્મત હજારો રૂપીઆની હતી. શિષ્યને પ્રસન્ન કરવા ગુરુજીએ તે કડાંનો હસતાં હસતાં સ્વીકાર કરીને પહેરી લીધાં. ગુરુજીના અંગ ઉપર ભૂષણ જોઇને શિષ્યને ઘણો આનંદ થયો. એ પછી ગુરુજીએ નદીપર જઇને હસતાં હસતાં એક કડું જળમાં ફેંકી દીધું. જ્યારે શિષ્યના જોવામાં એકજ કડું આવ્યું ત્યારે તેણે વાત પૂછતાં ગુરુજીએ જણાવ્યું કે તે તો પાણીમાં પડી ગયું, આથી તે શિષ્યે ઘણા પૈસા આપવાના કરીને એક ડૂબકી મારનારને કડું કાઢવા માટે બોલાવ્યો. તેણે કહ્યું કે કઈ જગ્યાએ પડી ગયું છે તે બતાવો એટલે હું હમણાં શોધી લાવું. પેલા શિષ્યે ગુરુજીને તે બતાવવા વારવાર નિવેદન કર્યું. એટલે તેમણે બીજું કડું પણ પાણીમાં નાખીને કહ્યું કે આ જગ્યાએ પડયું હતું. ગુરુજીના આવા આચરણથી તે ભક્ત આશ્ચર્યમાં પડી ગયો અને ગુરુજીનો મનોગત-ભાવ સમજી જઇને કડાં કાઢવાની આશા છોડી દીધી.

ગુરુજી અતિથિસત્કારને બહુજ પ્રાધાન્ય આપતા હતા. એક

વખત એમને ભેટમાં મળેલો એક સફેદ હાથી મેળવવા કહલુરપતિ રાજા ભીમચંદ લોભાયો હતો, પણ ગુરુજીએ તે આપવાની ના પાડતાં તે કેટલાંક કટુવચન બોલ્યો હતો આથી શીખોને ખોટું લાગ્યું અને તેઓ ક્રોધપૂર્વક "વાહ ગુરુકી ફતેહ" પોકારીને ઉભા થઇ ગયા હતા; પણ ગુરુજીએ તેમને શાંત પાડી દીધા. તેમનું આ કૃત્ય અતિથિપ્રિય ગુરુજીને બીલકુલ પસંદ આવ્યું નહિ. **अतिथिदेवो भव।** એ આદેશ પ્રમાણે હિન્દુ સંસારમાં અતિથિ સર્વપૂજ્ય મનાય છે. અતિથિએ લોભવશ થઇને કંઇ અનુચિત કાર્ય કર્યું હોય તેથી ક્રોધ નહિ કરતાં તેમને સદુપદેશ અને સદ્‌વ્યવહારથી ઠંડા પાડવા જોઇએ, તેમને સામાં કટુવેણ કહેવાથી પાપભાગી થવાય છે. આથી શીખો તરફ તિરસ્કારની નજરથી જોઇને ગુરુજી બોલ્યા, કે "મારા સન્માનની રક્ષાને માટે તમારો પ્રબળ આગ્રહ પ્રશંસનીય છે, પરન્તુ રાજા લોકોને તમે જે સારામાઠા શુકન કહ્યા તે તદન અયોગ્ય તેમજ મારા મત અને ઇચ્છાથી પૂરેપૂરી રીતે પ્રતિકૂળ હતા. હું વારંવાર એનુ એ કહેતો આવ્યો છું, કે "શીખ લોકોએ મધુરભાષી થવું જોઇએ" ભવિષ્યમાં હવે એ વાત ભૂલીને આવું અનુચિત કામ કરશો નહિ." બિચારો શિષ્યવર્ગ લજ્જિત થઇ ગયો.

ગુરુજીનાં લગભગ બધાંએ આત્મીયજનો દેહ ત્યાગ કરી ચૂક્યાં હતાં, પ્રાણની પ્રતિમારૂપ ચારે પુત્રો અકાળેજ કાળનો કોળીઓ થઇ પડયા હતા, શીખ સિપાઇઓ માર્યા ગયા હતા અને કેટલાક ભાગી ગયા હતા, સઘળું રાજધન પરહસ્તે ગયું હતું, છતાં તેમનું હ્દય નિરાશાના સાગરમાં ડૂબ્યુ ન હતું. આ પ્રમાણે બળહીન થવા છતાં અને સ્વજનોનો વિયોગ થવા છતાં તથા સર્વ સંપત્તિથી હીન થવા છતાં તેઓ સ્વાધીનતાની આકાંક્ષાનો ત્યાગ કરી શકયા ન હતા. તેઓ હ્દયમંદિરમાં તે સ્વાધીનતાની મૂર્તિને અંકિત કરીને હંમેશાં તેની

પૂજા કરતા રહ્યા હતા. આટલા આટલા અત્યાચારો અને આટલી આટલી વિપત્તિઓ સહન કરવા છતાં પણ તેઓ શીખસંપ્રદાયની વૃદ્ધિ થશે, તે જાગી ઉઠશે અને ભારતના આકાશમાં નવીન સૂર્યનો ઉદય થશે એવી આશાઓ અને વિશ્વાસ છોડી શક્યા નહિ. આથી કોઈ કોઈ યૂરોપીઅન ગ્રંથકારે એમને વિચારશક્તિહીન પાગલ લખ્યા છે.

ગોવિંદસિંહ ખરેખર પાગલજ હતા. પણ તે પાગલપણું વિચારશક્તિની હીનતાનો પર્યાય ન હતું. તે તો વિશેષ વિચારને અંતે કાર્ય કરવાની થયેલી પ્રબળ ઇચ્છાઓ હતી. એ આકાંક્ષાઓ ગમે તેવા વિપદ્‌ભયને પણ વશ થઇ શકતી નથી. એવા પાગલપણા સિવાય કોઈ પણ મંત્રથી કાર્ય સિદ્ધ થઈ શકતું નથી. જ્યાં સુધી માણસમાં એવું પાગલપણું આવતું નથી ત્યાંસુધી તે કોઇ પણ મહાન કાર્ય કરવાને સમર્થ થઇ શકતોજ નથી. આવું પાગલપણું ઉત્પન્ન થવાથીજ રાજપુત્ર સિદ્ધાર્થ જગત્‌પિતા બુદ્ધદેવના નામથી પરિચિત થઈ શક્યા હતા, અને એક સામાન્ય બ્રાહ્મણ પુત્ર શંકરાચાર્ય ભારતવર્ષમાં નવીનયુગ પ્રવર્તાવી વિચારપ્રવાહ ઉત્પન્ન કરી સર્વના પૂજ્ય થઇ શક્યા હતા. એ પાગલપણાથીજ ચૈતન્યે નિર્બોધ મનુષ્યોમાં ચૈતન્ય સંચાલન માટે સરળ પંથ કાઢ્યો હતો, નાનકે હિંદુ અને મુસલમાનોના ઐક્યના ક્ષેત્રરૂપ શીખધર્મ પ્રવર્તાવ્યો હતો અને એ પાગલપણાના અધિકારી થઈ શકવાથીજ 'પ્રતાપ' પ્રતાપસિંહ થઇ શક્યા હતા અને શિવાજી ભારતવર્ષના નવા યુગના આદર્શ પુરુષ ગણાયા હતા. આ પ્રકારનું પાગલપણુંજ મનુષ્યમાં મનુષ્યત્વ ઉત્પન્ન કરે છે. * * *

ગુરુગોવિંદસિંહ મુગલોના અસહ્ય અત્યાચારોથી વ્યગ્ર હતા, એમનુ ધર્મપૂર્ણ હૃદય સહવાસી હિંદુઓની પીડા જોઇને વ્યથિત અને સંતપ્ત થઈ ઉઠ્યુ, અને સ્વદેશ–પ્રીતિનો પવિત્ર પ્રવાહ એમની નસેનસમાં સંપૂર્ણ વેગથી વહેવા માંડ્યો હતો. એમણે આગ્રહપૂર્વક

એ અપકારોનો પ્રતિરોધ કરવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી. સંસારમાં પ્રતિ-વૈરાગ્નિ અને સ્વાધીનતાની આકાંક્ષા એ પ્રબળ અને દુર્દમનીય શક્તિઓ છે. જ્યારે એ બન્ને એકત્ર થઈ જાય છે ત્યારે બીજી કોઇ પણ પાર્થિવ શક્તિઓ એનો અવરોધ કરવાને શક્તિમાન થઇ શકતી નથી. એ શક્તિઓથી પ્રેરાઇને સાધનહીન મનુષ્યો પણ અસાધ્ય કાર્યો હસતાં-રમતાં કરી નાખે છે. મહારાણા પ્રતાપ, પ્રતાપાદિત્ય, શિવાજી, વિલિયમ વૉલેસ, વૉશિંગ્ટન, અને મેજીની વગેરે પુરુષો એનાં પ્રત્યક્ષ પ્રમાણ છે. જ્યારે એક સાધારણ ખેડુત કન્યા જોન ઑફ આર્ક સમગ્ર ફ્રાંસને સ્વતંત્ર કરી શકી હતી તો શું અનેક સાધનોથી સંપન્ન એવા ગુરુ ગોવિંદસિંહનું કાર્યક્ષેત્રમાં ઝંપલાવવું પ્રમાદમૂલક હતું એમ કહી શકાશે ? નહિ, કદીજ નહિ.

ગુરુ ગોવિંદસિંહનું ચરિત્ર વાંચતી વખતે પાઠકોએ સ્મરણમાં રાખવું જોઇએ, કે તેઓ એક એવા પુરુષનું જીવન વાંચી રહ્યા છે, કે જેઓ એક સંસારી માણુસ હતા અને જેમને અનેક પ્રતિકૂળ તરંગોના આઘાત સહન કરી કરીને અતિ વિષમ સ્થિતિમાં રહીને કાર્યસિદ્ધિને માટે પ્રયત્ન કરવા પડયા હતા અને રાત્રિ-દિવસ પોતાના માર્ગમાં વેરાયલા કંટકો દૂર કરવામાં મંડયા રહેવું પડયુ હતું. આવા પુરુષના જીવનનું કેવળ નિર્દોષ ચરિત્ર નજ બની શકે અને તેથી સંભવ છે કે કેટલાક વાચકોની તેવી ઇચ્છાને તે કદાચ તૃપ્ત ન પણ કરી શકે, પણ તેવા વાચકોને માટે કેવળ એટલુંજ કહીશું કે અમે કોઈ કલ્પિત વ્યક્તિનું ચરિત્ર ( નવલકથા ) આલેખી રહ્યા નથી, કે જેને પોતાનાજ ઉત્કૃષ્ટ સંકલ્પનાં રંગરોગાન લગાવી શકાય.

વાચકોનું કર્તવ્ય છે કે તેઓ ગુરુના પ્રાતઃસ્મરણીય ચરિત્રને જાણે અને તે ઉપર વિચાર કરે.

## गुरु गोविंद्सिंहनी देवीस्तुति.

देह शिवा वर मोह इहै शुभ कर्मन तें कबहु न टरों,
न डरों अरिसों जब जाई लड़ों निश्चय कर आपनी जीत करों;
अर सिखहों आपने ही मनको इह लालच हऊ गुणतो उचरों,
जब आवकी क्रोध निदान बनै अतही रनमै तब जुज मरों.

( गुरु गोविं सिंह )

( હે માતા ! મને એવો વર આપો કે હું શુભ કાર્યોથી કદી પાછો ન હઠું. જ્યારે હું શત્રુઓ સાથે યુદ્ધ કરૂં ત્યારે હે માતા ! પાછો ન હઠું અને નિશ્ચય તેમને જીતી લઉં. હું આપનો શિષ્ય છું. મને અન્ય કંઈ પણ લોભલાલચ નથી, કેવળ તારાજ ગુણ ગાયા કરૂં. હે માતા ! જ્યારે મારા જીવનનો અંત આવે અર્થાત્ મારે જ્યારે શરીર ત્યજવાનો વખત આવે ત્યારે રણસંગ્રામમાં યુદ્ધ કરતાં શત્રુઓને મારતાંજ હું મરૂં. )

## गुरु गोविंदसिंहनी प्रतिज्ञा.

सवा लाखसें एक लड़ाउं, चिड़ियोसें मैं बाज गीराउं,
बिल्लिसे मैं शेर मराउं, तब गोविंदसिंह नाम धराउं.



महान धर्मवीर गुरुगोविंदसिंहजी.

लक्ष्मी आर्ट, भायखला, मुंबई

# गुरु गोविंदसिंह

## પ્રકરણ ૧ લું.

### પ્રારંભિક કથન.

સંસારની ગતિ કોઈ એવા દૃઢ અને અવિચળ નિયમાનુસાર ચાલી રહી છે, કે તેમાં ક્યાંય પણ ત્રુટી જોવામાં આવતી નથી. હજારો અને લાખો નહિ પણ કરોડો વર્ષથી સઘળાં કાર્ય પોતપોતાના નિયમ પ્રમાણેજ થતાં રહ્યાં છે, અને સદા થતાં રહેશે. યોગ્ય વખતે શીત, વર્ષા, ગ્રીષ્મ અને વસંતઋતુનો પ્રાદુર્ભાવ, સૂર્યનો ઉદયાસ્ત, અને ચંદ્રની ક્ષયવૃદ્ધિ, એ સઘળાં ચિરકાળથી એકજ નિયમને અધીન રહી ચાલ્યાં આવે છે. જ્યારે ઠંડી વધારે પડવા માંડી એટલે ધીમે રહીને ગરમીનુ કારણ પણ સહજ ઉપસ્થિત થયુ, અને કેટલાક દિવસમાં ધીમે ધીમે શીતપ્રબળતા ઘટતાં ઘટતાં શૂન્યતાને પ્રાપ્ત થઈ. જો કે આગળ જતાં ફાગણની સુસવાટા મારતી હવા પોતાની અસર જણાવતી જાય છે, પણ પેલા અટલ નિયમને વશ થઇને તેને પણ ગ્રીષ્મ ઋતુને સ્થાન આપવુંજ પડે છે. ધીમે ધીમે વસંતની નવી આશા, નવીન પલ્લવ અને નવીન સૌરભને લીધે પ્રાણીમાત્ર ટાઢના અસહ્ય દુઃખને વિસરવા લાગ્યાં, અને પછી તો તે દુઃખ ક્ષણભર પણ રહ્યું નહિ. તેજ વસંતઋતુ પ્રથમ સ્વલ્પ, પછી ધીમે ધીમે અધિક અને ક્રમશઃ પ્રચંડતર ગ્રીષ્મઋતુમાં બદલાઇ ગઈ. ભગવાન

અંશુમાલી જેનાં કોમળ કિરણો **શીત**ઋતુમાં ધુમ્મસને ભેદીને કઠિનતાથી બહાર નીકળવા પામતાં તે પોતાનાં પ્રચંડ કિરણોથી સંસારને દગ્ધ કરવા અને પ્રાણીમાત્રને ઉકળાટ આપવા લાગ્યાં. માણસો જ્યાં ચાદર અને રજાઇ ઓઢવા છતાં ઠંડીથી ઠરી જતાં હતાં તેને ઠેકાણે હમણાં તેઓ "બરફનું પાણી" માગતાં અને હાથમાં પંખા ચલાવતાં દેખાવા લાગ્યાં; અને ગોદડાં કેવી રીતે ઓઢી શકાતાં તેનો ખ્યાલ સરખો પણ તેમને દુર્લભ થઇ પડયો.

શિયાળાની સખત ઠંડી હવાને બદલે લૂની જ્વાળાથી જીવને ગભરામણ થવા લાગી. તૃષાથી મોંમાં શોષ અને કંઠે કાંટા પડવા લાગ્યા, નદીનાળાં તથા ઝાડપાન સૂકાવા લાગ્યાં અને પ્રાણીમાત્ર વ્યાકુળ થઈ હાહાકાર કરવા મંડયા. આટલી સતામણી પછી **ગ્રી**ષ્મ ઋતુ પોતેજ પોતાના વિનાશનું કારણ થઇ પડી. જેમ જેમ ગરમી વધારે ને વધારે પડવા લાગી તેમ તેમ બાષ્પભવન વધારે થઇને વરાળ ઠરવા લાગી, અને **વર્ષા**ઋતુનું સૂચન કરતાં છુટાછવાયાં વાદળાં આકાશમાં દૃષ્ટિગોચર થવા લાગ્યાં. લોકોના પ્રાણ ઉદ્વિગ્ન થઇ રહ્યા હતા, એવામાં આ નાનાં નાનાં વાદળાં એકત્ર થવા લાગ્યાં, અને ક્રમશ: તેણે ઘનઘોર મેઘમાલાનું રૂપ ધારણ કર્યું. તેને વિખેરી નાખવાને ગરમ પવનરાજે બહુએ પ્રયત્ન કર્યા, હાથપગ પછાડયા, પણ "જેમ જેમ ઉપચાર કરતા ગયા તેમ તેમ રોગ વધતોજ ગયો' એ પ્રમાણે વાદળાં વધતાં વધતાં આખા નભોમંડળમાં છવાઈ ગયાં. પ્રાણીમાત્ર પ્રફુલ્લિત થયાં અને એકીનજરે વરસાદ પડવાની વાટ જોવા લાગ્યાં. જુઓ, નાનાં નાનાં બુંદ પડવા માંડ્યાં, પ્રથમ થોડાં, પછી વધારે, તે પછી તેથીએ વધારે, અને પછી તો ટપાટપ મુસળધાર વરસાદ વરસવા લાગ્યો. પ્રાણીઓ ઠંડાં પડયાં, કરમાયલાં ઝાડપાને પાણીથી ધોવાઈ સ્વચ્છ શ્યામળ કાંતિ ધારણ કરી અને તે આનંદથી ખીલવા

લાગ્યાં. દુઃખમયી, શલદાયક ગરમીની જ્વાળા શાંત થઇ. લોકો સંતોષ પામ્યા. વરસાદના આનંદને લીધે સર્વનાં મુખકમળની છટા બદલાઇ ગઇ. નદી–નાળાં ભરપૂર થયાં. લોકો શાંતિ પામ્યા, નવીન ઉત્સાહ, અને નવીન બળથી કર્મક્ષેત્રમાં અગ્રસર થયા. એ વર્ષા પછી પુનઃ **શીત**, પછી વસંત અને તે પછી પુનઃ **ગ્રીષ્મ** એ પ્રમાણેનું ચક્ર સદા ચાલી રહ્યું છે.

કેવળ "ઋતુજગત"માંજ નહિ પણ "પ્રાણીજગત"માં પણ આવીજ સ્થિતિ છે. પ્રારંભમાં સાદી અને સરળ અવસ્થા, ભોળા લોકો, જરૂરિઆતો ઓછી અને પરિપૂર્ણતા વધારે; આ કારણોથી સંતોષ, પ્રેમ, પ્રીતિ અને ઉચ્ચ સોપાન–ભક્તિની ઉત્પત્તિ થઇ. ધીમે ધીમે જેમ જેમ મનુષ્યસંખ્યા વધવા લાગી તેમ તેમ જરૂરિઆતો પણ વધવા લાગી, પોતપોતાનાં સાધનોની અપૂર્ણતા દૂર કરવા સૌ તત્પર થઈ ગયાં. પરસ્પર અથડામણ અને વૈમનસ્ય વધવા લાગ્યું. આનુજ નામ આજકાલની નવીન ભાષામા 'ઉન્નતિ' એવું છે. સંતોષને ઠેકાણે તૃષ્ણા, પ્રેમને બદલે દ્વેષ, અને ભક્તિનુ તો કયાંએ નામ–નિશાન પણ રહ્યું નહિ. અલબત, જે લોકો આ "સંસારયુદ્ધ"માં કોઈ કારણથી અસમર્થ થયા હતા, તેમણે ભક્તિના પુત્ર જ્ઞાન અને વૈરાગ્યનો આશરો લીધો; પણ "**प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति**"।* એ ન્યાય જ સાચો ઠર્યો. સત્યજ્ઞાન, અને વૈરાગ્યને બદલે "નવરા બેઠા શું શું કરે ? આ કોઠીના દાણા તે કોઠીમાં ભરે," એ અનુસાર મનસ્વી, નાના પ્રકારની આંટીઘુંટીવાળા અને લોકોને ભ્રમમાં નાખી દેનાર માર્ગ ફાટી નીકળ્યા. જેને જે ફાવ્યો તે ધર્મ તેણે ચલાવ્યો, અને ગાલ વગાડી બોમ્ બોમ્ કરનારા પંડિતમાં ગણાવા લાગ્યા ! એ બધાંનું પરિણામ એ થયું, કે પ્રજા દિન પર-

* પ્રાણી માત્ર પોતપોતાની પ્રકૃતિને અનુસરી કર્મ કરે છે, ત્યા નિગ્રહ શું કરી શકશે ? ગીતા. અ. ૩ શ્લોક ૩૩.

દિન અયોગ્ય, બીકણુ, સ્વાર્થી અને સ્વાભિમાનશૂન્ય થવા લાગી. ગંગાની પવિત્ર ધારા જેવી રીતે હિમાલયમાંથી નીકળીને મેદાનમાં આવતાં આવતાં કલુષિત થતી જાય.છે, તેજ પ્રમાણે એમના આત્મા પણુ કલુષિત અને નિર્બળ થવા લાગ્યા. સત્યાસત્યનો વિવેક નષ્ટ થયો, અને પક્ષપાત તથા દુરાગ્રહે સર્વના હૃદયપર સામ્રાજ્ય મેળવ્યુ. આગળ પાછળનો વિચાર છોડીને સઘળા સ્વાર્થવશ થઈ ગયા, પરિણામ તરફ કોઇએ પણુ દ્રષ્ટિ દોડાવી નહિ. એનું ફળ જેવું મળવું જોઇએ તેવુંજ મળ્યુ. પરસ્પર વિવાદ અને કલહથી દેશની વસ્તીના મૂળમાં વિષ રેડાયું, અને વિદેશીઓ માટેનાં દ્વાર ખુલ્લાં થયાં. જે જાતિ પોતાની સત્ય સ્થિતિને સદા વિચારતી રહેતી, અને નવીન ઉદ્યમ તથા નવીન કર્મક્ષેત્રની શોધમાં તત્પર રહેતી હતી, તેને આ દેશનો શિકાર સહજ મળી ગયો. સ્વાભિમાનશૂન્ય, અવિવેકી, હઠીલી અને તુચ્છ સ્વાર્થને માટે કલહમાં તત્પર રહેનારી જાતિ આ નવીન બળની સામે કેવી રીતે ટકી શકે ? તેને વિવશ થઈ શિર ઝુકાવવુંજ પડયું. રામ અને યુધિષ્ઠિરનાં સંતાન, પરશુરામ અને દધીચિના વંશજ યવનોની ગુલામી કરવા લાગ્યા ! શુદ્ધ હિમાલયની ગંગાનો વર્ણુ દિલ્હી અને આગ્રામાં આવી શ્યામ થઈ ગયો. નામ પણુ બદલાઇ ગયું, આર્યના હિન્દુ* થઈ ગયા ! પ્રચંડ યવનોએ પેલા અટલ નિયમને વશ થઇ ક્ષણસ્થાયી અધિકારના મદમાં આવી જઈ પોતાની ખરી સ્થિતિનો વિચાર કરવો છોડી દીધો, અને તેઓ પોતાના અધિકારનો દુરુપયોગ કરવા તથા પ્રજાને સતાવવા લાગ્યા. સારાંશ કે તેમણે પોતાના

* આ સંબંધે ગુજરાતી વર્તમાનપત્રો અને માસિકોમાં રસભરી પુષ્કળ ચર્ચા ચાલી છે. 'હિન્દુ' શબ્દ અપમાનસૂચક અને પાછળથી લાગુ પડેલો કહેનારાઓને આ હિન્દી લેખકનો એક વધુ મત મળે છે.

અનુવાદક.

નાશનાં બીજ પોતેજ વાવવાનો આરંભ કર્યો. અતિ સંઘર્ષણથી ઠંડક આપનારૂં ચંદન પણ અગ્નિ પ્રકટાવે છે, તે પ્રમાણે જૂની-પુરાણી હિંદુ જાતિમાં પણ ફરીથી તે પ્રાચીન શુદ્ધ 'ગંગા લહરી'ના પ્રવાહનો પ્રાદુર્ભાવ થયો અને પંચનદ (પંજાબ) પ્રદેશમાં જ્યાં કોઇ સમયમાં વૈદિક મહર્ષિઓએ ગાયત્રી છંદથી 'સવિતા'ની ઉપાસના કરી હતી, અને સરસ્વતીના કિનારે શુદ્ધ અદ્વૈતની સ્તુતિને માટે ઉપનિષદો રચ્યાં હતાં, ત્યાં ફરીથી પણ એક જનકે જન્મ ગ્રહણ કર્યો; જેણે આર્યોની ગત સભ્યતા, સત્ય જ્ઞાન-વૈરાગ્ય, અને આદર્શ ભક્તિની ક્ષીણ ધારાનાં દર્શન કરાવી એક નવીન યુગનું સૂચન કર્યું. જ્યારે દેશમાં મુસલમાનોની પ્રબળતા, યોગ્યતા, અને પ્રચંડતાનું સામ્રાજ્ય હતું તેવા વખતમાં એક નિઃસ્પૃહ ક્ષત્રિયના ઘરમાં નાનક નામના એક બાળકે જન્મ લીધો.

બચપણથીજ એમણે પોતાની ભૂમિકા શરૂ કીધી. ગુરુ પાસેથી 'બે દુ ચાર, ને ત્રણ દુ છ' નહિ શીખતાં બતાવી આપ્યું, કે સત્યવિદ્યા તે શું છે ? યજ્ઞોપવીત ધારણ કરાવનાર પુરોહિતને સંભળાવી દીધું કે "સત્ય ધર્મ સત્ય કર્મ કરવામાં રહેલો છે, તાંતણા પહેરવામાં નહિ." લોકો ચકિત થયા. બાળકની ધૃષ્ટતાપર કેટલાકને ક્રોધ આવ્યો, અને કેટલાકને હસવું પણ આવ્યું. પરંતુ અગ્નિ કંઈ રાખમાં ઢાંક્યો રહેતો નથી, સૂર્ય વાદળાંમાં કયાં સુધી ઢંકાઈ રહે છે ? અંતે લોકોને કબૂલ કરવું પડયું, કે આ ક્ષત્રિય બાળકમાં વસંત પછી ગ્રીષ્મ અને ગ્રીષ્મ પછી વર્ષાની, પેલા અટલ નિયમની શક્તિનો પૂર્ણ સમાવેશ છે. એ બાળકદ્વારા અમે શુદ્ધ હતા, સંતોષી હતા, ભક્તિમાન, જ્ઞાનવાન અને સંપત્તિસંપન્ન હતા, એ પુરાણો સંદેશો મળ્યો. જેની ઉપાસના સમ ઋષિઓએ વૈદિક યુગમાં સરસ્વતીના કિનારે—અરે ! તે પંચનદ પ્રદેશમાંજ કરી હતી, તે શુદ્ધ અદ્વૈત,

પક્ષપાતશૂન્ય, એક માત્ર પરબ્રહ્મની ઉપાસનાનો ઉપદેશ નાનક આપે છે. આ બાળકની શિક્ષા, અને તેના ઉપદેશથી લોકો તૃપ્તિ પામ્યા, ભક્તિમાન થયા. ભટકનારાઓને વિવેકમાર્ગ સૂઝવા લાગ્યો, પોતાની પુરાણી સ્થિતિ યાદ આવી. સૂતા હતા તેઓ આંખ ચોળતા બેઠા થયા. દુઃખમયી નિરાશાની રાત્રિને સ્થળે ઉષાનો પ્રકાશ પ્રકટ્યો. પક્ષીઓ કલ્લોલવા અને બંદીજનો ગુણગાન કરવા લાગ્યા. હિન્દુ-મુસલમાન બન્નેએ એકે સ્વરે આ ગૃહસ્થ ફકીરનું સ્વાગત કર્યું.

એમણે ફરીથી કલિયુગમાં એક વાર રાજર્ષિ જનકનું દશ્ય ખડું કર્યું, આર્યોને તેમનો પ્રાચીન સનાતન પાઠ–કે જેને લીધે તેઓ મહાન હતા, અને જેને વિસરવાથી તેમની અધોગતિ થઈ હતી–તે યાદ કરાવ્યો. ધીમે ધીમે લોકો એમની શિક્ષાથી પોતે પોતાને ઓળખવા લાગ્યા અને એમના તરફ આકર્ષાવા લાગ્યા. તેઓ નાના પ્રકારના ભ્રમોત્પાદક માર્ગનો ત્યાગ કરીને શુદ્ધ સનાતન પંથને ઓળખવા અને તે તરફ વળવા લાગ્યા. શંકરાચાર્ય પછી, આર્યાવર્તની સનાતન, સાદી, સરળ, બળવાન, અને ઉદ્યમી બનાવનારી શિક્ષાનો ભારતમાં પ્રચાર કરવાનો આરંભ કરનાર એઓજ પહેલા પુરુષ હતા. એમની સત્યનિષ્ઠા અને પરોપકાર વૃત્તિએ એમને કેવળ ભારતમાંજ બાંધી રાખ્યા નહિ, પરન્તુ એ વખતમાં જ્યારે ઘરની બહાર પગ મૂકવો પણ જોખમરહિત નહતો ત્યારે ઘણે દૂર મક્કા, ઈરાન અને બગદાદ સુધીની યાત્રાને માટે એમને પ્રેર્યા, અને ત્યા એમના પક્ષપાતરહિત વિશ્વપ્રેમની વાણીથી અભિમાની યવનો પણ સાનંદાશ્ચાર્ય પામ્યા, અને તેમણે એમનો યોગ્ય આદરસત્કાર કર્યો. ધીમે ધીમે ભારત-વાસીઓના હૃદયમાં જ્ઞાનદીપ પ્રજ્વલિત થવા લાગ્યો. તૃષાતુર આત્માઓ કે જેમના હૃદયમાં પૂર્વનાં સંસ્કારબીજ ઢંકાઈ રહ્યાં હતાં, તેઓ એમની પાસે આવીને નિજ સ્વરૂપને–પોતાના મહત્ત્વને ઓળખવા લાગ્યા.

તેઓમાંના એકને પોતાનું કાર્ય સોંપી **નાનકજી** પરમધામ સિધાવ્યા. શિષ્યપરંપરાએ એમનો ઉપદેશ ચાલવા લાગ્યો. ગુરુ જેમને પરીક્ષામાં ઉત્તીર્ણ થયલો માનતા તેને પોતાનો ઉત્તરાધિકારી બનાવતા. કોઇના તરફ પક્ષપાત રખાતો નહિ. ગાદી કાયમ કરવાની ગુરુની લાલસા નહતી, કેવળ શુદ્ધ '**ખાલિસ**' ધર્મોપદેશનો પ્રચાર કરવો એજ તેમનો અભિલાષ હતો. તેટલા માટે આ સંપ્રદાય '**ખાલસા** પંથ' (શુદ્ધ—માર્ગ) ના નામથી પ્રસિદ્ધ થયો. ત્રણ પુરુષ સુધી કામ નિર્વિઘ્ન ચાલતું આવ્યું. જિજ્ઞાસુ ભક્તલોકો એકઠા મળીને **ખાલસા** પંથનાં વ્યાખ્યાન સાંભળવા અને તેમાંથી લાભ મેળવવા લાગ્યા. ત્રીજા ગુરુ **અમરદાસે** પોતાની પુત્રીની અનન્ય ભક્તિથી પ્રસન્ન થઇને તેના માગવા પ્રમાણે ગાદીના અધિકારી તરીકે તેના સ્વામીને ઠરાવ્યા; પરન્તુ શુદ્ધ પવિત્ર શિક્ષાનો પ્રભાવ તો જેવો ને તેવોજ ચાલુ હતો. ચોથા ગુરુ **રામદાસજીએ** પોતાના જ્યેષ્ઠ પુત્રને અયોગ્ય સમજી સર્વથી નાના **અર્જુનજીને** ઉત્તરાધિકારી બનાવ્યા. આથી મોટા પુત્રને દ્વેષ ઉત્પન્ન થયો અને અંતે બાદશાહના દિવાન સાથે મળીને તે એમના અકાળ મરણનું કારણ થયો. અનુચિત અન્યાયે અત્યારસુધીના શાંત ધર્મપ્રવાહને પ્રચંડ અગ્નિના રૂપમાં ફેરવી નાખ્યો. જે જાતિ સેંકડો વર્ષથી પગ નીચે રગદોળાઇને પોતાના ગૌરવથી તદન અજ્ઞાત બની ગઇ હતી, તેણે આંખ ઉઘાડી તો પોતાને એક બળવાન અને ઉગ્ર રૂપમાં ઉભેલી જોઇ. વસ્તુસ્વરૂપ બદલાવા માંડયું. શુદ્ધ વિશ્વાસ એજ શુદ્ધ બળનું કારણ હોવાથી હવે બળનો સંચય થવા લાગ્યો. છઠ્ઠા ગુરુ **હરગોવિંદજીના** સમયમાં આ શક્તિની કસોટી કરવામાં આવી અને તે શુદ્ધ સુવર્ણ જેવી સાબીત થઇ. રૂપ બદલાતું ગયું, અધિકારીઓને ભય લાગવા માંડયો. તેઓ આ નવીન બળને—ધર્મબળને—પોતાના અત્યાચારો, અને અઘટિત કારસ્થાનોના સમૂળ ઉચ્છેદનું કારણ

માનવા લાગ્યા. મનમાં ડરવા લાગ્યા, પણ બહારથી કદી કદી આદર પણ આપવા લાગ્યા. નવમા ગુરુ તેગબહાદુરજી ઉપર ખુલ્લેખુલ્લો અત્યાચાર કરીને તેમને પોતાનો ઉપદેશ બંધ કરવા માટે હુકમો અપાયા; પરન્તુ જ્ઞાનપ્રદીપ પ્રજ્વલિત થઇ ચૂક્યો હતો, તેની સ્નિગ્ધ જ્યોત વધતાં વધતાં પ્રચંડ જ્વાળાના રૂપમાં આવી ચૂકી હતી, છતાં એ જ્વાળા હજી સુધી શાંત હતી. જો કે એના ભભૂકાએ નિર્જીવ ઠંડા ભારતવાસીઓના હાથ–પગને ગરમી આપવાનો આરંભ કરી દીધો હતો, છતાં હજી સુધી તેણે લોકોના અંતરાત્માને ઉત્સાહરૂપી ઉષ્ણુતા પહોંચાડી ન હતી. ગુરુ તેગબહાદુરજીનું બલિદાન–ધર્માર્થે બલિદાન થવાથી–બેધડક તલવારની નીચે તેમણે શિર ઝુકાવી દેવાથી, આ જ્વાળાએ–આ યજ્ઞે ઉપયુક્ત હવા મેળવી પોતાનુ પ્રચંડ રૂપ ધારણ કર્યું. ચારે દિશાએ રોશની ફેલાઈ ગઈ. આંધળાઓ પણ તે રાતા અંગારા જેવી જ્યોતને જોઈ શક્યા. તેમનાં હૃદય પણ ગુરુના રક્ત-સાથે પોતાનું રક્ત ભેળવવાને માટે ઉભરાઇ આવ્યાં. જે યજ્ઞના કુંડની રચના ગુરુ નાનકદેવજીએ કરી, અને જેમા ગુરુ અર્જુનદેવજીની પહેલી આહુતિ પડવાથી સમિધા પ્રજ્વલિત થઈ, તેમાં હવે બીજી આહુતિ ગુરુ તેગબહાદુરજીની પડવાથી તે પૂર્ણુતાની સમીપ આવી પહોંચ્યો, અને તેની પૂર્ણાહુતિનું સૌભાગ્ય દશમા ગુરુ ગોવિંદસિંહજીને પ્રાપ્ત થયું. તેમણે આ યજ્ઞની સમાપ્તિ કેવી રીતે કરી, આર્ય સંતાનોને તેના ઋદ્ધિ–સિદ્ધિરૂપી ફળ ભોગવવાને યોગ્ય કેવી રીતે બનાવ્યાં, અને તેમાં કેવી કેવી મુશ્કેલીઓ વેઠી, તથા વિવિધ પ્રકારનાં વિઘ્ન, વિપત્તિ અને નિરાશાઓની વચ્ચે કેવા અટલ ભાવથી તેઓ મેદાનમાં સ્થિર ટકી રહ્યા, એ સઘળું બતાવવાને માટે આજે આ જીવનચરિત્ર લખવામાં આવે છે. તે અટલ નિયમ કે જે સંસાર–પરિવર્ત્તન, ઋતુ–પરિવર્ત્તન અને પૃથ્વી–પરિભ્રમણુના કારણરૂપ છે, અને જે સમય સમય પર

ઉપસ્થિત થતા કારણસમૂહને અનુસરી મહાન પરિવર્તનનું સૂચન કરનાર–નહિ કે પરિવર્તન કરી નાખનાર–મહાપુરુષને જન્મ આપે છે, તે નિયમે આ ગુરૂ ગોવિંદસિંહજીને પણ ભૂમંડળ ઉપર ઉતાર્યા.

* "यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे । "

ગીતાનું ઉપર્યુક્ત વચન એ નિયમને સ્પષ્ટ રીતે બતાવે છે. પહેલાં ન જાણે કેટલી વાર એ પ્રમાણે અવતાર થઈ ચૂકયા છે, અને ભવિષ્યમાં પણ જ્યારે જ્યારે જરૂર પડશે ત્યારે ત્યારે તે થતાજ રહેશે, એમાં જરા પણ સંદેહ નથી.

# પ્રકરણ ૨ જું.

## વિવાહની વધામણી.

જુઓ, આજે અહીં શું થઇ રહ્યું છે ? આ તૈયારી શેની ચાલી રહી છે ? ચારે તરફ લોકો પ્રસન્ન વદને કીમતી વસ્ત્રાભૂષણો ધારણ કરીને ઘૂમી રહ્યાં છે. ગલી–કુંચી અને બજારો સુંદર સુંદર ફૂલપાન

* " જ્યારે જ્યારેજ અંધાર ધર્મનો થાય, ભારત !
જામે અધર્મનાં જૂથ, ત્યારે હું નિજને સૃજું.
સંરક્ષા કાજ સાધુની, પાપીના નાશ કારણે,
ધર્મ સુસ્થાપવા માટે, જન્મુ છુ હું યુગે યુગે "
( ના. દ. કવિકૃત ભાષાંતર. )

અને તોરણોથી શણગારાઇ રહ્યાં છે. કેવડાનાં અત્તર અને ગુલાબ-જળના છંટકાવથી મગજ સુવાસિત બની પ્રફુલ્લિત થઇ રહ્યું છે. સ્ત્રી-પુરુષો નાના પ્રકારનાં રંગબેરંગી વસ્ત્રાભૂષણોથી શણગારાઇ અહીં તહીં દોડી રહ્યાં છે. એક તરફ કોકિલને પણ લજાવે એવા સ્વરથી કુળ-કામિનીઓ મંગળગીત ગાઈ રહી છે. ઝાડ, ફાનસ અને દીપમાળથી સુરમ્ય અટારીઓ સુશોભિત થઈ રહી છે. પાન ચાવતા, વાંકી પાઘડી-વાળા બાંકા જવાનો ઘોડા દોડાવતા આવે છે, તેમની લટકતી તલવારો જમીન સાથે અથડાવાથી રણકાર કરી પોતાની શક્તિનો અનુભવ કરાવી રહી છે. મીજલસ જામી રહી છે. નાચ—ગાનનો સમય ઉપસ્થિત થઇ રહ્યો છે. અત્તર અને પાનસોપારી તથા એલાયચીની વહેંચણી ચાલી રહી છે, 'પધારીએ,' 'બેસીએ,' "વાહ ગુરુની જય" વગેરે શબ્દોથી આનંદપુર આજે યથાર્થ આનંદનું સ્થાન બની ગયું છે!!

પણ આ બધી તૈયારીઓ શેની ? આજે છે શું કે આનંદ-પુરમાં આટલો આનંદ છવાઇ રહ્યો ?

વાચક, આ આનંદપુર ગુરુ તેગબહાદુરજીનું જન્મસ્થાન છે. આજ તેમના પ્રિય પુત્ર ગોવિંદસિંહનું લગ્ન છે, તે માટે આ બધી તૈયારીઓ ચાલી રહી છે. લાહોરનિવાસી ક્ષત્રિય હરિયશની સર્વગુણસંપન્ન કન્યા સાથે ગુરુસાહેબના પ્રિય પુત્રના વિવાહની આ બધી ધામધૂમ છે. નિયત સમયે બાળક ગોવિંદસિંહજી જેમની ઉમ્મર આ વખતે માત્ર સાતજ વર્ષની હતી તેમને સુગંધિત દ્રવ્યાદિથી સ્નાન કરાવી કીમતી વસ્ત્રાભૂષણ પહેરાવવામાં આવ્યાં, મસ્તકે કલગી અને શિરપેચ તથા કમ્મરે તલવાર બાંધવામાં આવી. પ્રસંગાનુસાર પૂજા–ઉપચાર પછી વરઘોડો નીકળ્યો. તેની ધામધૂમથી, વાજાઓના અવાજથી અને શરણાઈના મનોહર ધ્વનિથી સારો પ્રદેશ ગુંજવા લાગ્યો. પુષ્પની વૃષ્ટિ થઈ રહી હતી, અને સભામંડપમાં અપ્સરાઓ ગાન કરતી પ્રેક્ષકોનાં મન હરી લેતી

હતી. પુત્રના શિરપર વારંવાર સુવર્ણમુદ્રાઓ ઓવારીને માતા છૂટે હાથે ગાંયજા અને ભાટો વચ્ચે વેરતી હતી, કારણ કે આજે તેના એકના એક પુત્રનું શુભ લગ્ન છે. અરે માતા ! જે પુત્રને તું આજે આટલા સ્નેહથી લાડ લડાવીને ગોદમાં ચાપી ચુંબન કરી રહી છે, અને જેના કોમળ અંગ ઉપર માખી બેસતાં તેને પાલવથી ઉડાડી રહી છે, તેના દેહને ભૂમિશયન કરવું પડશે, તલવારોના ઘા ઝીલવા પડશે, અને નિરાહાર વન વન ભટકવું પડશે, એની તને શી ખબર છે ? અસ્તુ ! વિધિની ગતિને કોણ જાણી શકે ? મોટી ધામ ધમ, વાજાંઓની ગર્જના અને બ્રાહ્મણોના વેદધ્વનિ તથા પૂજાસત્કાર વચ્ચે ગુરુ તેગબહાદુરજીના એકના એક પુત્રનો વિવાહ થયો.

ગુરુ ગોવિંદસિંહનો જન્મ વિક્રમ સંવત્ ૧૭૨૩ ના જ્યેષ્ઠ સુદી સપ્તમી અને શનિવારે મધરાતે પટના નગરમાં થયો હતો. આસામ જતી વેળા ગુરુ તેગબહાદુરજી પોતાની ગર્ભવતી સ્ત્રી માતા ગૂજરીજીને પટનામાં મૂકતા ગયા હતા, ત્યાં એમનો જન્મ થયો. કેટલાકના મત પ્રમાણે એમનો જન્મદિવસ જ્યેષ્ઠને બદલે પૌષ સુદી તેરસનો હતો.

એમણે પોતાના જન્મનો પૂર્વ વૃત્તાન્ત "વિચિત્ર નાટક" નામના ગ્રંથમાં આ પ્રમાણે લખ્યો છે:—" પૂર્વ જન્મમાં હુ દુષ્ટદમન* નામનો રાજા હતો, અને ધર્મપૂર્વક રાજ્ય ચલાવતો હતો. વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતાં મારા પુત્ર વિજયરાજને ગાદી આપી હેમકૂટ+ નામના પર્વત

---

* દુષ્ટદમન યા ધૃષ્ટદ્યુમ્ન એક વખતે કાઠિઆવાડમાં અમરકોટનો રાજા હતો. તે ઘણો પ્રજાવત્સલ અને દયાળુ હોવાથી લોકોએ તેનું નામ ભક્તવત્સલ પાડયું હતું સિંધ તથા કાઠિઆવાડમાં હજી સુધી એની પ્રતિમા પત્થરપર કોતરેલી મળી આવે છે. લોકો દૂધ પાણી ચઢાવી તેનું પૂજન કરે છે.

\+ આ પર્વત ઉત્તરમા હિમાલયના શિખરોમાં આવેલા બદ્રીનાથ

ઉપર—જ્યાં અર્જુને તપશ્ચર્યા કરી હતી ત્યાં—મંડન ઋષિનો ઉપદેશ ગ્રહણ કરી ચાલ્યો ગયો, અને પદ્માસન બાંધી મહાકાળના ધ્યાનમાં મગ્ન થયો. કેટલાક વખતની તપશ્ચર્યા પછી મહાકાળ પુરુષે મને દર્શન દઇને "નિજપુત્ર"ની પદવી આપી અને કહ્યું કે:—મારા સઘળા અવતાર "સ્વયેમવ ઇશ્વિર" કહેવાયા છે, પણ તારે પોતાને "ઇશ્વરના સેવક" તરીકે પ્રસિદ્ધ કરવો. એ પછી ગુરૂ તેગબહાદુરજીને ત્યાં મારો જન્મ થયો."

સંસારમાં સર્વ વસ્તુઓ જેમ પરિવર્તનશીલ છે, તેમ આ જીવ પણ પોતપોતાની પ્રકૃતિ અથવા કર્માનુસાર અવશ્ય ભિન્ન ભિન્ન પ્રકારનાં શરીર ધારણ કરે છે; અને કર્મનાજ પરિપાકથી તે ઉચ્ચ-નીચ શરીર ધારણ કરે છે. કર્યાં કર્મ નિષ્ફળ થતાં નથી, અને તેની છાપ કેવળ પોતાના અંતરાત્મા પરજ નહિ, પરંતુ જે સ્થળ, કાળ કે આકાશમાં તે કરવામાં આવ્યાં હોય ત્યાં પણ તે રહે છે, અને તે યોગ્ય સમયે ફળ આપવાની સ્થિતિમાં આવી જીવને તેનો અનુભવ કરાવે છે. હવે પૂર્વ જન્મની સ્મૃતિવિસ્મૃતિની વાત રહી. ઘણાકને પોતાના બચપણની વાત યાદ રહેતી નથી, ને કેટલાક લોકો તો દશ વીશ વર્ષની વાત પણ ભૂલી જાય છે; જ્યારે કેટલાક એવા પ્રતિભાશાળી પણ હોય છે, કે જેમને પોતાની બે ત્રણ વરસની ઉમ્મરથી માંડીને સઘળી વાત યાદ રહે છે. સ્થિરચિત્ત થઇને વિચારવાથી ઘણીક ભૂલી જવાયલી વાતો પણ યાદ આવી જાય છે; તો 'સ્થિર ચિંતન',

નામના સ્થળથી આશરે સાત આઠ કોસપર છે. ત્યા મહાકાળનું એક મંદિર બનાવવામાં આવ્યું છે. મંદિરમાં મહાકાળ ભગવાનની પ્રતિમા વિરાજમાન છે. જેને કડહાપ્રસાદ (શીરા) નો ભોગ ધરાવવામાં આવે છે. આ પર્વતપર અર્જુને તપશ્ચર્યા કરી મહાકાળ પાસેથી વરદાનમા ધનુષ મેળવી જયદ્રથને માર્યો હતો.

અથવા આત્મનિરોધ—યોગાભ્યાસ દ્વારા પૂર્વજન્મની કથા જાણી લેવી એ મોટા આશ્ચર્યની વાત નથી.*

હમણા પણ કેટલાક એવા પુરુષો વિદ્યમાન છે કે જેઓ અહીં બેઠે બેઠે અદૃશ્ય પદાર્થોનું હુબેહૂબ વર્ણન કરી શકે છે. એ ભેદનો કંઇક આભાસ " એક્સ્ રેઝ " (X Rays)—" અજ્ઞાત કિરણ "—દ્વારા આધુનિક વિદ્વાનો મેળવી શકયા છે. પૂર્વ જન્મનાં સંચિત કર્મ-દ્વારા આ જન્મમાં પ્રતાપી હોવાનુ એક સાક્ષાત્ દૃષ્ટાંત હમણા પણ મોજૂદ છે. કલકત્તામાં " માસ્ટર મદન " નામનો એક નવ વર્ષનો બાળક સંગીત વિદ્યાનો અપૂર્વ જ્ઞાતા છે. મોટા મોટા અનુભવી અને જૂના સંગીતાચાર્યોએ તેની પ્રશસા કરી છે; અને સુવર્ણપદક આપ્યાં છે. કહે છે કે ત્રણ વર્ષની ઉમ્મરથીજ તે તાળ, લય, અને સુર સાથે શુદ્ધ રાગાલાપ કરવા લાગ્યો હતો, અને પાંચ વર્ષની ઉમ્મરે તો તે મોટા મોટા ગવૈયાઓની પણ ભૂલ પકડવા મંડયો હતો. જે રાગોની સાધના કરવામા સારા સારા ગવૈયાઓને વર્ષો નહિ પણ આખી જીંદગી ગુમાવવી પડે, તે એને અનાયાસે સિદ્ધ થયલા છે. એ શિક્ષણ એણે કયારે મેળવ્યું ? અભિમન્યુએ માતાના ઉદરમાં ચક્રવ્યૂહ શીખવાની અને પ્રહ્લાદે ગર્ભમાં વિષ્ણુની ભક્તિ ધારણ કરવાની વાતને લોકો પૌરાણિક કથા કહી શકે છે, પણ આ જીવતા જાગતા દૃષ્ટાતના સંબંધમાં તેમનાથી ના પાડી શકાય એમ નથી. જો પૂર્વ

---

* શ્રીમદ્ ભગવદ્ગીતામાં યોગીઓમા શ્રેષ્ઠ કૃષ્ણ ભગવાન કહે છે કેઃ—

" बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

હે અર્જુન, તારા ને મારા બહુ જન્મો વીત્યા છે. તે સઘળાને હું ( યોગાભ્યાસથી ) જાણું છું, પણ તુ જાણતો નથી. "

અધ્યાય ૪, શ્લોક ૫. (અનુવાદક).

જન્મની સ્મૃતિથી નહિ તો કયા કારણથી આ બાળક "માસ્ટર મદન" સંગીતનો આવો અપૂર્વ જ્ઞાતા થઇ શકયો ? અસ્તુ. ગુરુ ગોવિંદસિંહજીના પૂર્વ જન્મ સંબંધી કથનને અમે અસત્ય કહી શકતા નથી.

પાંચ વર્ષની ઉમ્મર સુધી બાળક ગોવિંદસિંહ પટનામાંજ રહ્યા. ત્યાં ઘણા લાડમાં એમનું પાલનપોષણ થતું અને તેઓ પણ નિત્ય નવી નવી બાળલીલાથી માતાને આનંદ આપતા, પરંતુ એમની બાળલીલા બીજાં સર્વ બાળકો કરતાં વિચિત્રજ હતી.

કોઈ વખતે છોકરાઓને એકઠા કરી તેઓ બે લશ્કર બનાવતા, તેમાંના એકની સરદારી પોતે લેતા અને બીજાની અન્ય કોઇને સોંપતા. કોઇ વૃક્ષ અથવા બીજી કોઇ ઠરાવેલી ચીજ ઉપર અધિકાર મેળવવા બન્ને લશ્કર વચ્ચે યુદ્ધ જામતું. મારામારી, ફેંકાફેંકી, અને મુક્કાબાજી સારી પેઠે ચાલતી. જે પક્ષ વિજયી થતો અથવા જે બાળક લડાઇમાં વધારે ચાલાકી અને ઉત્સાહ બતાવતો તેને બાળક ગોવિંદસિંહ ઘણા પ્રેમથી ગળામા હાથ નાખી પોતાની પાસે બેસાડતા, અથવા પોતાનો દુપટ્ટો તેને ઓઢાડી દેતા. કોઈ વખત કોઈ સ્થળને કિલ્લો ઠરાવી એક લશ્કર તેનાપર ચઢાઇ લાવતું, અને બીજું તેનો બચાવ કરતું. કદી કદી તીરંદાજીઓ ઝાડીમાંના અમુક વૃક્ષને નિશાન તાકી તીર છોડતા. વળી કોનું તીર આગળ જાય છે તેની શરત પણ થતી. બાળક ગોવિંદસિંહને તીર મારવાનો બેહદ શોખ હતો. તેઓ કોઇ કોઈ વખતે કોઈ બાળકને ઘોડો બનાવી તેનાપર ચઢતા, અને તેને દોડાવતા દોડાવતા પોતે તાકેલા સ્થળે તીર છોડતા. આ વીર બાળક હંમેશાં નવી નવી લીલાઓ કર્યા કરતા. જાણે વીરતા, યુદ્ધપ્રિયતાજ એમની જનની હોય અને એઓ તેના ઔરસ ( સગા ) પુત્ર હોય એવાં પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાતાં હતાં. એ સમયના પ્રાકૃતિક નિયમે એવી સામગ્રી એકઠી કરી રાખી હતી,

તથા વાયુમંડળમાં એવાં ચિત્ર અને ચરિત્રોની છાપ પરિપકવ થઈ રહી હતી, કે જેના નમુના તરીકે બાળક ગોવિંદસિંહ પ્રકટ થયા. મોટા મોટા શૂરવીરો બચપણની રમતોમાંથીજ આશાજનક મહાન પુરુષોનું અનુકરણ કરવા મંડી પડયાના દાખલા જગતમાં ઘણા મોજૂદ છે. કુદરત જેને જે કામને માટે લાયક બનાવે છે, તેને તે સંબંધે વિશેષ ભણતરની ખાસ આવશ્યકતા નથી રહેતી.

સિંહનુ બચ્ચું જન્મતાંજ હાથીના મસ્તકપર ચઢી બેસે છે, બાજ પક્ષી બચપણથીજ પક્ષીઓપર તીક્ષ્ણતાથી તરાપ મારી શકે છે. બિલાડીનાં બચ્ચાંને ઉંદરપર તરાપ મારતાં કોણ શીખવે છે? કેવળ સહેજ અણુસારાનીજ જરૂર રહે છે, અને તેમ થતાં પૂર્વજન્મસંચિત ગુણ આપોઆપ પ્રકટી નીકળે છે. નિરોગ અને સ્વસ્થ માતાપિતાના પ્રત્યેક બાળકમાં કોઇ પણ પ્રકારનો એકાદ ખાસ ગુણ અવશ્ય જોવામાં આવે છે, જેના પૂર્ણ વિકાસને માટે પૂરેપૂરો અવકાશ અપાવો જોઇએ. પરન્તુ ખેદની વાત છે, કે ભારતમા એથી વિપરીતજ થઇ રહ્યું છે! બચ્ચાંને જબરદસ્તીથી નિશાળમાં ધકેલી દેવા, અને ત્યાં તેની રુચિ નહિ જોતાં ગમે તેવા વિષયોના શિક્ષણમાં તેમનાં મગજ અને મનને ગુંચવી નાખવાં, એમાંજ ઇતિકર્તવ્યતા સમજવામાં આવે છે. એનું ફળ એ આવે છે કે જેમાં અદ્દભુત બળનું આરોપણ થયુ હતું, તે રોપાઓ અકાળે કરમાઇ જાય છે અને દેશનું સાચું સત્ત્વ—આપણાં બચ્ચાંઓને કહેવાતી વિદ્યાની નિર્દય ઘંટીના પત્થર નીચે દળીને તેનો આટો કાઢી નાખવામાં આવે છે. તેમને રૂચે કે નહિ રૂચે, અને યાદ રહે કે નહિ રહે તોપણ "રશિઆનું બંદર પેટરીપોલોવેસ્કી, રશિઆનું બંદર પેટરીપોલોવેસ્કી" માથું ધુણાવતાં ગોખવું પડશે, અને ત્રિકોણમિતિ, ચતુષ્કોણમિતિ કે અષ્ટકોણમિતિ અવશ્ય ઘુંટવી પડશે. પછી આગળ જતાં તેનું

સ્વપ્નમાંએ કામ નહિ પડે તેની હરકત નહિ. ભગવાન જાણે, આ કોમળ બચ્ચાંઓને પગ તળે કચરી નાખનાર કોણ હશે, અને એને કેવી શિક્ષા થશે ? અસ્તુ*.

તે સમયે વિદ્યાપ્રચાર (Education) નું ભૂત લોકોના માથા-પર ચઢી બેઠું ન હતું, સમજદાર લોક કુદરતી બક્ષિસથી લાભ લેવાનું જાણતા હતા, અને તે મેળવી શકતા. તેગબહાદુરજીએ પાંચ વર્ષના બાળક ગોવિંદસિંહને પોતાની પાસે આનંદપુર બોલાવી લીધા. પટનામાં નિવાસ હતો ત્યારે ત્યાંના રાજા ફતેહચંદ્રની રાણી એ બાલ-મૂર્તિના દર્શનની હંમેશાં ઇચ્છા રાખતી, અને એમને પોતાની પાસે વખતો-વખત બોલાવી લેતી. ઘણુંખરૂ તેઓ પણ દરરોજ ત્યાં જઇને દર્શન આપ્યા કરતા. જ્યારે બાળક ગોવિંદસિંહ આનંદપુરમાં પિતાની પાસે ચાલ્યા આવ્યા ત્યારે રાણીએ એમના સ્મરણાર્થે એક મોટું મંદિર બંધાવ્યું અને તેમાં વાડી બનાવરાવી. ગુરુના નામ સાથે જોડાયલું એ મંદિર હજી સુધી પટનામાં વિદ્યમાન છે. આનંદપુર તેડાવવામાં આવેલા બાળક ગો-વિંદસિંહની પ્રકૃતિ યુદ્ધપ્રિય જોતાંજ ગુરુ તેગબહાદુરજીએ એ રોપાને ઉપર્યુક્ત જળનું સિંચન કરવા માંડ્યું; અર્થાત્ મોટા મોટા ઉસ્તાદદ્વારા એમને દ્વંદ્વયુદ્ધ, પટ્ટાબાજી અને તીરંદાજીના પ્રયોગ શીખવવા લાગ્યા. નિશાન તાકવું, ઘોડે ચઢવું, કુસ્તી કરવી, તલવાર ચલાવવી, વગેરે સઘળા દાવપેચ તેઓને ઘણા પ્રેમથી અને યુક્તિ-પ્રયુક્તિ સાથે શીખવવામાં આવ્યા. તેઓ પણ યોગ્ય તાલીમ પામી બહુ જલદીથીજ

* હાલની કેળવણીની અનેકવિધ અપૂર્ણતાનો સ્વીકાર કરવા છતા લેખકે દર્શાવેલા ભૂગોળ-ગણિત વગેરેના સર્વથા અનૌચિત્યને અમે સ્વીકારતા નથી. પરિસ્થિતિનો પૂર્ણ વિચાર કરતા પહેલાં આવેશના વહનમાં તણાઇ ઢાળની એકજ બાજુ જોવાથી અને બતાવવાથી દેશને ફાયદા કરતાં ગેર-લાભ વધારે છે, એવો અમારો નમ્ર અભિપ્રાય છે. અનુવાદક.

તૈયાર થઈ ગયા. શીખવાનું તો મૂળથીજ શિખાઇ રહ્યું હતું. કેવળ એક નિમિત્તમાત્રની આવશ્યકતા હતી, તે નિમિત્ત મળતાંજ—હમણા બાલ્યાવસ્થા પણ હજી વીતવા પામી નથી તે પહેલાં તો—બાળક ગોવિંદસિંહે આ સઘળી કળાઓ, કે જેને શીખતાં બીજાઓને વર્ષો વીતે, તે વાતમાં ને વાતમાંજ હસ્તગત કરી લીધી; અને પોતાનાં કૃત્યોથી માતાપિતાને આનંદ પમાડી સર્વ લોકોને ચકિત કરી દીધા. એ દિવસોમાં દેશદેશાંતરથી અનેક શિષ્યો ગુરુ તેગબહાદુરજીના દર્શનાર્થે આવ્યા કરતા હતા. તેમાં હરિયશ નામના એક લાયક ક્ષત્રિય પણ હતા; જેમની પ્રાર્થનાપરથી ગુરુ સાહેબે તેમની કન્યા સાથે બાળક ગોવિંદસિંહનો વિવાહ નક્કી કર્યો; અને થોડાજ દિવસ પછી તેમનાં લગ્ન પણ આનંદપૂર્વક થઇ ગયાં, જેની ઝાંખી વાચકો પ્રકરણના આરંભમાંજ કરી ચૂક્યા છે.

## પ્રકરણ ૩ જું.

## ધર્મને માટે બલિદાન અને ગુરુ સાહેબની પ્રતિજ્ઞા.

આજે દિલ્લી શહેર આટલું તળે ઉપર કેમ થઇ રહ્યું છે? લોકો મહા ઉદ્વિગ્નતાથી બાદશાહી દરબાર તરફ કેમ તલપી રહ્યા છે? વાચક, ચાલો આપણે પણ એમની સાથે જઇને ખબર મેળવીએ કે શો મામલો મચ્યો છે?

થોડે દૂર આગળ જતાંજ લાલ પત્થરની દિવાલ દેખાવા લાગી. બીજા સઘળાની સાથે અમે પણ શાહી સિંહદ્વારમાંથી કિલ્લામાં પ્રવેશ કર્યો. આજે બાદશાહ સલામત ઔરંગજેબ દિવાને—આમમાં શ્વેત

સંગેમરમરના ચબુતરાપર ગોઠવાયલા રત્નમણિજડિત સુવર્ણ મયૂરાસન પર વિરાજમાન થઈ રહ્યો હતો. તેણે શ્વેત મલમલનો અંગરખો પહેર્યો હતો, અને મસ્તકે પણ શ્વેત રંગનીજ પાઘડી મૂકી હતી, જેમાં વિશ્વવિખ્યાત "કોહિનૂર" ઝગઝગી રહ્યો હતો. શ્વેત મખમલ-મંડિત તલવાર બાંધી મોટા ઠાઠથી તે તખ્તપર બેઠો હતો. ઔરંગ-જેબ પોતાના પોષાકમાં ઝાઝી ટાપટીપ પસંદ કરતો નહતો. તે હંમેશ સાદો પોષાક પહેરતો અને પોતાને 'દીન ઇસ્લામ'ના સાચા સેવક તરીકે ઓળખાવતો. તખ્તની નીચે હાથ જોડી માથું નમાવીને મોટા મોટા અમીર ઉમરાવ અને રાજા મહારાજાઓ હારબંધ ઉભા હતા. કોઇના મોંમાંથી અવાજ સરખો પણ નીકળતો ન હતો. એટલું જ નહિ પણ બાદશાહી અદબને લીધે કંઇ ઇશારત પણ કરી શકાતી નહિ કે હાલીએ શકાતું નહિ. સર્વ ચુપચૂપ શાંત બની શિર નમાવી ઉભા હતા.

જુઓ એ સમયે તખ્તની નીચે બરાબર સામે માથું ઉંચું કરી પેલો કયો વૃદ્ધ પુરુષ ઉભો રહ્યો છે? તેના શરીરનો વર્ણ તપ્ત સુવર્ણ જેવો ગૌર છે, તેની સફેદ લાંબી દાઢી છેક નાભિ સુધી છવાઈ રહી છે, અને વિશાળ આંખો શાંતિથી બાદશાહની તરફ જોઈ રહી છે, હાથમાં એક માળા છે, ચ્હેરાપર અચળ શાંતિ સિવાય ઉદ્વેગ કે અદબનું ચિહ્ન સરખું પણ નથી, જાણે કે શાંતરસ અવતાર ધરીને ઊભો હોય નહિ!

વાચકો! શું તમે જાણી શક્યા કે એ મહાપુરુષ કોણ છે? એ 'ખાલસા' પંથના નવા ગુરુ તેગબહાદુરજી, બાળક ગોવિંદસિંહના પિતા છે. એ અહીંઆં શાથી? બાદશાહી દરબારમાં વળી એમનું શુ કામ? સાંભળોઃ—

એ વખતે ઔરંગજેબે પાક દીન ઇસ્લામનો પ્રચાર કરવાનું

ઘણા જોરથી શરૂ કર્યું હતું. જે કોઈ સહજમાં સમજી જઈ માનતા નહિ તેને તલવારના જોરથી મુસલમાન બનાવવામાં આવતા. સેંકડો, હજારો, અરે! લાખો બ્રાહ્મણો, અને ક્ષત્રિયોની જનોઇઓ તોડી નાખવામાં આવતી, તેમની શિખાઓ કપાવી નાખવામાં આવતી, અને આવી રીતે પાક દીન ઇસ્લામનો બળાત્કારથી પ્રચાર કરવામાં આવતો. એક વખતે કાશ્મીરના કેટલાક બ્રાહ્મણોને બહુ સતાવવામાં આવ્યાથી તેમણે ગુરુ તેગબહાદુરજીને ત્યાં જઈ પોકાર કર્યો, કે "મહારાજ! આ ઘોર કલિકાલમાં આપના સિવાય અમારૂં રક્ષણ કોઇ કરે તેમ નથી. આ પ્રાંતમાં સનાતન ધર્મના પ્રસિદ્ધ રક્ષક આપજ છો. ગુરુ નાનકદેવજીની ગાદીના અધિકારી સાચા ગુરુ છો. અમને બચવાનો ઉપાય બતાવો."

ગુરુ સાહેબ બ્રાહ્મણોનાં આ દીન વચનો સાંભળી કંઇક ચિંતામાં પડયા, અને થોડી વાર વિચાર કરીને બોલ્યાઃ—"ઠીક છે! સત્ય શ્રી અકાલ પુરુષની એવી ઇચ્છા છે, કે હમણાં તમે અહીંથી સીધા દિલ્લી જાઓ, અને બાદશાહને કહો, કે નિર્બળ, ગરીબ પ્રજાને સતાવવામાં શો લાભ છે? આવી રીતે એકેકને મુસલમાન બનાવવામાં ઘણો વખત લાગશે, તેથી જો આપ હાલના ધર્મગુરુ તેગબહાદુર પાસે પાક દીન ઇસ્લામ કબૂલ કરાવી શકો તો બધો પ્રાંત એકીવારે મુસલમાન બની જશે, અને આપને પણ બહુ તકલીફ નહિ પહોંચે. કારણ કે ગુરુ સાહેબ અમારા સર્વના ધર્માધ્યક્ષ છે, એટલે જો તે મુસલમાન થશે તો પછી અમને મુસલમાન થવાને જરા પણ વિલંબ થાય તેમ નથી. આવું બાદશાહને તમે કહો, પછી જેવી અકાલ પુરુષની ઇચ્છા હશે તેમ થશે."

બ્રાહ્મણોએ દિલ્લી જઈ ગુરુ સાહેબનો સંદેશો બાદશાહને શબ્દે શબ્દ કહી સંભળાવ્યો. બાદશાહે દીન ઇસ્લામનો પ્રચાર બંધ રાખી

ગુરુ તેગબહાદુરને દરબારમાં હાજર થવાનો હુકમ લખી મોકલ્યો. ગુરુ સાહેબ તો તેને માટે તૈયારજ હતા. ધર્મને માટે પ્રાણાર્પણ કરવા કમર કસી ચૂક્યા હતા. જે કાર્ય માટે અકાલ પુરુષે સંસારમાં મોકલ્યા હતા, તે પૂર્ણ કરવાનો સમય નિકટ આવેલો જાણી, એમણે પોતાના નવ વર્ષના પ્યારા પુત્ર બાળક ગોવિંદસિંહને બોલાવી મંગાવ્યા, અને પોતાને હાથે તેને ગુરુની ગાદીપર બેસાડી કહ્યું, "બેટા, આજથી તું અકાલ પુરુષનો સેવક છે. સનાતન ધર્મનું, અને શ્રીવાહ ગુરુની પવિત્ર આજ્ઞાનું પાલન કરવું અને તેનો પ્રચાર કરવો એ તારો પરમ ધર્મ છે. દુષ્ટોની સત્તાને તોડવામાં કોઇ પણ જાતની કચાશ રાખીશ નહિ, પરન્તુ ધર્માત્માઓ, નિર્બળ અને દીન હોય છતાં પણ તેમનાથી સદા ડરતો રહેજે, અને તેમનું સન્માન કરજે, પરબ્રહ્મ તારી રક્ષા કરશે." આ પ્રકારનો ઉપદેશ આપી, સર્વની વિદાય લઇ, કેટલાક શિષ્યોને સાથે રાખી તેમણે દિલ્લી તરફ પ્રયાણ કર્યું. માર્ગમાં કેટલેક સ્થળે મુકામ કરતાં કરતાં, તેઓ કેટલેક દિવસે માત્ર પાંચ શિષ્યો સાથે દિલ્લી જઇ પહોંચ્યા, અને બાદશાહી દરબારમાં હાજર થયા. તે ગુરુ સાહેબજ આજે બાદશાહ ઔરંગઝેબની સામે ઉભા છે.

બાદશાહઃ—શું તમારૂ નામજ તેગબહાદુર છે, અને પોતાને હિંદુઓના ગુરુ તરીકે મનાવનાર શું તમેજ છો ?

ગુરુ સાહેબઃ—હા, આ શરીરને લોકો એવા નામથી ઓળખે છે. હું સનાતન ધર્મનો એક સાધારણ સેવક છું.

બાદશાહઃ—તમે બહુ દિવસો થયાં ફકીરી આદરી છે ખરૂં ?

ગુરુ સાહેબઃ—પરમાત્માનું જે કંઈ ભજન મારાથી બની શક્યું, તે કરતો રહ્યો છું.

બાદશાહઃ—કંઇ કરામત તો બતાવો.

ગુરુ સાહેબઃ—કરામત બતાવવી એ તો પરમેશ્વરે ઘડેલા

કાયદામાં ખલેલ પહોંચાડવા સરખું છે. એ કામ દંભીઓનું છે, તેના દાસનું નહિ. હું તો તેનો એક તુચ્છ દાસ છું.

બાદશાહ:—જો કરામત બનાવી શકતા નથી તો 'પાક દીન ઇસ્લામ' કબૂલ કરો.

ગુરુ સાહેબ:—એ તો નહિ બની શકે.

બાદશાહ:—ત્યારે તમારૂં માથું કાપી નાખવામાં આવશે.

ગુરુ સાહેબ:—પણ જે આત્માપર ધર્મની છાપ પડી છે, તેપર તમારી તલવારની કંઈ પણ અસર થઈ શકશે નહિ.

બાદશાહ:—જુઓ, તમે કરામત કરી બતાવો અને પાક દીન ઇસ્લામ કબૂલ કરો તો હું તમારો શિષ્ય થઇશ.

ગુરુ સાહેબ:—કોઇને શિષ્ય બનાવવાની મારી ઇચ્છા નથી. ઇચ્છા માત્ર ધર્મની સેવા કરવાની છે. કદાચ માનો, કે આપ મારા શિષ્ય થવાથી મારો બહારનો દમામ વધશે, પાંચ દશ કાસદીયાઓ આગળ પાછળ દોડયા કરશે, પણ તેથી આત્માની ઉન્નતિ શી થશે? પોતે લીધેલી પ્રતિજ્ઞાથી પતિત થવું એ અકાલ પુરુષના સેવકોનું કામ નથી.

બાદશાહ:—દીન ઇસ્લામને કબૂલ કરવો એ શું પતિત થવા-સરખું છે? શુ તમે તેને બુરો સમજો છો?

ગુરુ સાહેબ:—હું કોઈ પણ ધર્મને બુરો સમજતો નથી.

બાદશાહ:—તો પછી કબૂલ કેમ નથી કરતા?

ગુરુ સાહેબ:—મારૂં કબૂલ કરવાનું સ્થાન ખાલી નથી.

બાદશાહ:—એ સ્થાન ક્યાં છે અને કેવું છે?

ગુરુ સાહેબ:—એ મારૂં હૃદય છે. એનાપર સત્ય સનાતન ધર્મની છાપ પડી ચૂકી છે.

બાદશાહ:—એ છાપને ભૂંસી નાખો.

ગુરુ સાહેબ:—જેમ ખાધેલો ખોરાક પાચન થઇને તેનું લોહી બની આખા શરીરમાં વ્યાપી જાય છે અને પછી તે ફરી બહાર નીકળી શકતો નથી, તેવીજ રીતે સનાતનધર્મરૂપી અમૃત મારા રોમેરોમમાં પ્રસરી ગયું છે, તે હવે નીકળી શકે તેમ નથી.

બાદશાહ:—ઠીક, સૌથી સારો ધર્મ કયો છે ?

ગુરુ સાહેબ:—આ સંસારસમુદ્રમાંથી મનુષ્યને જે નિર્વિઘ્ને પાર ઉતારે તે ધર્મ શ્રેષ્ઠ છે, અને તે એક નૌકા સમાન છે. જેને જે વહાણ ગમે તેમાં તે શરૂઆતથી બેસી જાય. સમુદ્રની વચમાં જઈ કોઈ પણ પોતાનું વહાણ છોડતો નથી.

બાદશાહ:—જહાજ તો અનેક જાતનાં હોય છે. કોઈ મોટું હોય તે સમુદ્રની વચમાં જઈ શકે છે, જ્યારે કોઈ નાનું હોડકું હોય તે તો પવનના સહેજ સપાટાથી પણ ઊંધું વળી જાય છે.

ગુરુ સાહેબ:—એ કેવી રીતે જાણી શકાય ?

બાદશાહ:—પયગમ્બરોની મારફત ખુદા તઆલાએ ફરમાન કર્યું છે તે મુજબ ચાલવાથી.

ગુરુ સાહેબ:—પયગમ્બરોની ઉત્પત્તિ પહેલાં, દીન ઇસ્લામની શરૂઆત પહેલાં, શું ખુદાતઆલા નહતા ? અને ત્યારે તેણે શું કોઈ ફરમાન આદમીઓને પાર ઉતરવાને નથી કર્યું ?

બાદશાહ:—હવે બસ, વધારે દલીલ કરવા ચાહતો નથી. તમે જાણો છો કે આ અપમાનની સજા કત્લ સિવાય બીજી નથી.

ગુરુ સાહેબ:—કત્લ થવાને હું તૈયાર છું.

બાદશાહ:—શું જીવવાનું તમને પસંદ નથી ?

ગુરુ સાહેબ:—પતિત થઇને જીવવા કરતાં તો મરવું એ હજાર દરજ્જે બહેતર છે.

બાદશાહ:—નકામો જાન શું કરવા ગુમાવો છો ?

ગુરુ સાહેબઃ—આ શરીર તો નકામુંજ જવાનું છે, આજે અથવા બે દિવસ પછી, કોઇ આગળ તો કોઈ પાછળ પણ જવાનું તો છેજ.

પછી બાદશાહે તેમને કારાગૃહમાં મોકલી દીધા. બે માસ સુધી નાના પ્રકારનાં દુઃખ દેવાથી અને પાંચે શિષ્યોને ઘણી નિર્દયતા વાપરી મારી નાખવાથી પણ કંઇ ફળ આવ્યું નહિ, ત્યારે તેણે તેમને કત્લ કરવાનો નિશ્ચય કર્યો. તે પ્રમાણે એક દિવસ પ્રાતઃકાળે બાદશાહ તરફથી ફરમાન લઈ જલ્લાદ આવી પહોંચ્યો. ગુરુ સાહેબ તો પહેલેથી તૈયારજ હતા. તેઓ શ્રીજપજીનો પાઠ કરતા આસન લગાવી બેસી ગયા.

વાચકો ! કેવું દશ્ય ! ! નાગી ચમકતી તલવાર ઉપડી, ગુરુ સાહેબે માથું ઝુકાવ્યું, તેપર તે પડી, અને ધડથી શિર અલગ થયું. લોહીનો ફુવારો છૂટવા લાગ્યો. જરા ચું નહિ કે ચાં નહિ, ભય નહિ કે ખેદ નહિ, જાણે ગુરુ સાહેબનો આત્મા પ્રથમથીજ અકાલ પુરુષના ચરણમાં જઈ પહોંચ્યો હોય, તેમ કેવળ શ્વાસની ધમણ જેવું પંચભૂતનું શરીર રહી ગયું હતું ! જે વખતે ગુરુ સાહેબના શિરને એક શિષ્યે બાલક ગોવિંદસિંહની સામે લાવી મૂક્યું, અને સઘળા સમાચાર તેમની જાણમાં આવ્યા, ત્યારે પ્રથમ તો તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. “હા ! પિતાજી, આ શું ? આપની આવી દશા ! ! નહિ, નહિ, આપની દશા બહુ સારી થઈ છે ! ધન્ય છે, ધન્ય છે ! પ્રભુ, ‘ શિર આપ્યું પણ ધર્મથી પતિત નજ થયા. ’ આ કામ આપના એકલાથીજ બની શક્યું હશે એમ કેમ ન હોય ? આર્ય સતાનો ! તમારામાં આવાં બીજાં મનુષ્યો આ સમયે હોત તો એક વૃદ્ધ ધર્માચાર્યપર, પરમાત્માના સાચા ભક્ત અને પરોપકારી મહાત્માપર આવો અનુચિત અત્યાચાર થવા પામ્યો ન હોત. પુણ્યમયી ભારતભૂમિ ! શું પિતાજીના રક્તથી સિંચાઈ હજી તું વીર પુરુષોને

ઉત્પન્ન કરવા યોગ્ય ઉમ્મરની નથી થઈ? થઈ છે! થઇ છે! અને હું હવે મારા રક્તથી જે કંઈ ત્રુટી રહેવા પામી છે તે પૂરી કરીશ. પિતાજીના રક્તમાં મારૂં રક્ત રેડી એ યજ્ઞની પૂર્ણાહુતિ કરીશ. ભારતવાસી, અરબસ્તાનવાસી, પાતાલવાસી, અને સ્વર્ગવાસી જોઈ શકશે, એ યજ્ઞની જ્વાળાને—એ પવિત્ર અગ્નિને—કે જે સમય જતાં બધી અપવિત્રતા, બધો નિરૂદ્યમ, બધી કાયરતા, અને બધી ધર્મહીનતાને બાળી ભસ્મ કરી દેશે, અને સાચો, અસલ, શુદ્ધ કંચનજેવો 'ખાલિસ' ધર્મ, વીરધર્મ, અને વીરપૂજાનો પ્રચાર થશે. અકાલ પુરુષ સહાય થાઓ."

# પ્રકરણ ૪ થું.

## ધર્મયુદ્ધની તૈયારી.

પિતાની શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયા કરી રહ્યા પછી બાલક ગોવિંદસિંહ ઉંડી ચિંતામાં નિમગ્ન થયા. હવે શું કરવું? આ અન્યાયી અત્યાચારનો શું કાંઈ પણ પ્રતીકાર નહિ થઈ શકે? કેવી રીતે થશે? આજ કાલ દેશમાં એવો કોણ બળવાન અને પ્રતાપી છે, કે જે બાદશાહ ઔરંગઝેબની સાથે વિરોધ કરી શકે? કોઇજ નહિ? તો હવે શું કરવું? હાય! પુણ્યભૂમિ! આર્યાવર્ત્ત! શું આ સમયમાં ભીષ્મ અથવા દધીચિનો ખરો સંતાન એક પણ નથી? છે, નથી કેમ? અમે પણ કોઈ બીજા તો નથા! તેમનુંજ રક્ત અમારી નસોમાં પણ વહી રહ્યું છે! તો પછી શું? તો પછી શાથી અમે આવા તેજોહીન થઇ ગયા? તેજોહીનજ હોત તો પછી જીવતાજ ક્યાંથી

રહ્યા હોત ! માટે તેજ તો છેજ, પણ જેમ સૂર્ય વાદળમાં ઢંકાઈ જાય છે, તેજ પ્રમાણે અમારૂં તેજ આ સમયમાં આળસ અને જડતાના પડદામાં છુપાઇ રહ્યું છે. નહિ તો મગદૂર શી કે દેશમાં આટલાં બધાં મનુષ્યો હોવા છતાં, મુસલમાનો આવીને અમારા ઘરના માલિક બની બેસે, અને અમારાપર મનમાં આવે તેમ અત્યાચાર કરે ! ઠીક છે; આ આવરણને—આ જડતા અને આળસના આવરણને—હવે દૂર કરવું જોઇએ. દૂર કેવી રીતે થઈ શકશે ? યવનોમાં અમારા કરતાં અંધશ્રદ્ધા બહુ કમી છે. અમારે પણ અંધશ્રદ્ધા છોડવી પડશે. ગુરુ નાનકદેવજી આનાં બીજ વાવી ગયા છે. હવે તેનો ખૂબ જોર–શોરથી પ્રચાર કરવો જોઇએ, કે જેથી અંધશ્રદ્ધા જડમૂળ સહિત ઉખડી જવા પામે. અંધશ્રદ્ધાજ લોકોને કાયર અને નિરૂદ્યમી બનાવી જડવત્ કરી મૂકે છે. સમય જતાં તેઓ હાથપગ કપાવી જડભરત જેવા બની બેસે છે. જે જાતિ એક માત્ર પરબ્રહ્મ સત્ય શ્રીઅકાલ પુરુષની ઉપાસના સિવાય વ્યર્થ પ્રપંચમાં સમય ગાળતી નથી, તેનું બળ અંધશ્રદ્ધાળુઓ કરતાં અવશ્ય વધારે પ્રબળ હોય છે. ખેર, હવે હિંદુ જાતિને જાગ્રત કરવી જોઇએ. વ્યર્થ આડંબરોથી તેને મુક્ત કરી, સાચા ધર્મમાર્ગપર લાવવી જોઇએ, અને ત્યારેજ તેની જડતા દૂર થશે. આટલાં બધાં આર્યસંતાનોની સામે મુઠ્ઠીભર ઇસ્લામીઓ શું કરી શકવાના છે ? જો ખરેખર જાગ્રતિ થશે તો અવશ્ય ઔરંગજેબનું બળ કમી થશે, અને આ અન્યાય તથા આ અત્યાચારનો પ્રતીકાર થશે. હવેથી ખાલસા ધર્મનો પ્રચાર ખૂબ જોરથી થાઓ ! વીરધર્મનો ઉપદેશ થાઓ ! સાથે સાથે યુદ્ધની સામગ્રી પણ એકઠી કરવી જોઇએ. એમાં તો બહુ દ્રવ્યની જરૂર પડશે. ખેર, કંઇ હરકત નહિ, જો પ્રત્યેક શિષ્ય એક એક બંદૂક, દશ દશ ગોળી અને એક એક તલવાર લાવશે, અને દરરોજ સેંકડો

શિષ્ય દર્શન કરવા આવે છે, તેમાંથી પ્રત્યેક નહિ તો સોમાંથી દશ જણ પણ તે લાવશે તો વર્ષ આખર સુધીમાં ત્રણ ચાર હજાર અસ્ત્ર–શસ્ત્રો દ્રવ્ય વિના એકત્ર થઇ જશે, બે ત્રણ વર્ષ પછી કર્મક્ષેત્રમાં ઝંપલાવી શકીશ, અને દશ પંદર હજાર શિક્ષિત ખાલસા સેના મારે અધીન થશે, અકાલ પુરુષ સહાય થાઓ !"

પછી ગોવિંદસિંહજીએ સારી રીતે વિચાર કરીને એવું આજ્ઞાપત્ર કાઢ્યું, કે "હવેથી જે દર્શનાર્થી શિષ્ય દ્રવ્ય યા મહોરને બદલે તલવાર, પેશકબ્જ ( કમરપટો ), અને બંદૂકનો દારૂ, તથા ગોળી. ગુરુની ભેટમાં લાવશે અથવા તો ગુરુનો સિપાહી બનવાનું સ્વીકારશે, તેનાપર ગુરુની વિશેષ કૃપા થશે. ઘોડા, ખચ્ચર, અથવા હાથીની ભેટનો પણ સાદર સ્વીકાર કરવામાં આવશે. ભેટમાં દ્રવ્ય કરતાં આવી ચીજોનું મહત્ત્વ વધારે ગણવામાં આવશે." એવી મતલબનું આજ્ઞાપત્ર કાઢી તેની ઘણી નકલો કરાવી દેશદેશાંતરમાં શિષ્યોને મોકલાવી દીધી.

ત્યાર પછી ગુરુ ગોવિંદસિંહજી નિત્ય જેટલા શિષ્ય હાજર હોય તેમને સાથે લઇ ઘોડાપર ચઢી કવાયત અને યુદ્ધના દાવપેચ શીખવા–શિખવવા લાગ્યા. જે શિષ્યો દર્શન કરવા આવતા તે અસ્ત્રવિના ખાલી હાથે આવતા નહિ. તલવાર, નેજા, બરછી, કુહાડી, ચક્ર, કરદ, બંદૂક, ગોળી, વગેરેમાંથી જેનાથી જેટલું બનતું તેટલું અવશ્ય ગુરુની ભેટમાં લાવતા. ગુરુ સાહેબ એ અસ્ત્રોને પોતે હાથમાં લઈ તપાસતા, તેની તારીફ કરતા, અને તત્કાળ પોતાના શસ્ત્રભંડારમાં મોકલાવી દેતા. જો કોઈ ઉમદા ઘોડો અથવા ખચ્ચર લાવતું તો તેજ વખતે તેપર સવાર થઈ દોડાવી જોતા, અને તેની પરીક્ષા કરતા. એવી ચીજો ભેટ કરનાર શિષ્યોપર બહુ પ્રસન્ન થઈ આશીર્વાદ દેતા અથવા પરમ ઉત્સાહપૂર્ણ વચનોમાં તેમને 'વીરમંત્ર'નો

ઉપદેશ દેતા. રામચંદ્ર, ભરત, ભીમ, અર્જુન, અને ભીષ્મની કથા સંભળાવતા. દધીચિ, શિબિ, અને હરિશ્ચંદ્રનાં દૃષ્ટાંતથી તેમનાં ચિત્તને પોતાની તરફ આકર્ષી શિષ્યોને એટલા બધા મોહિત કરી દેતા, કે તેઓ ગુરુ સાહેબપર તન મન કુરબાન કરવા તૈયાર થઇ જતા, અને કેટલાક તો ગુરુના સિપાહી બનવાનું કબૂલ કરી ત્યાં ને ત્યાંજ રહી જતા.

જે વખતે કિશોર વયના ગુરુ સાહેબ ગાદીપર બેસી વીર મંત્રનો ઉપદેશ કરતા ત્યારે ઉત્સાહથી તેમનાં નેત્ર લાલ થઇ જતાં, હાથ ફરકવા લાગતા, અને જ્યારે કોઇ શિષ્યે ભેટ મૂકેલી તલવારને મ્યાનમાંથી ખેંચી જોતા યા તેની પ્રશંસા કરતા ત્યારે તેમના શ્રીમુખપર એક અદ્‌ભુત છટા છવાઈ જતી, તેમનો ઉત્સાહપૂર્ણ ગંભીર ઉપદેશ, કિશોર વય, ચળકતી તેજસ્વી આંખો, અને વીર વેષનો, શિષ્ય સમુદાયપર ઘણો પ્રભાવ પડતો. કાયરમાં કાયર પણ તેમની સામે આવી એકવાર તો શૌર્યપૂર્ણ બનતો. તેઓ અસ્ત્ર–શસ્ત્ર, અથવા ઘોડા વગેરે ભેટમાં લાવનારનો મોટો સત્કાર કરતા, તેને આદર–માનથી પોતાની પાસે બેસાડતા, અને પોતાનાં વચનોથી મુગ્ધ કરી દેતા. તાત્પર્ય કે ગુરુ સાહેબને પોતે અંગીકાર કરેલા વ્રતની સિદ્ધિમાટે લગની લાગી રહી હતી, તે માટે તેમણે સર્વસ્વ અર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો. અઢાર વર્ષથી ઉપરના અને પચાસ વર્ષની અંદરના જેટલા શિષ્યો દર્શન કરવા આવતા, તે સર્વેને એવા તો પ્રેમથી મળતા, કે તેઓ સઘળા તેમની પાસેજ રહી જતા! તેમના સંસર્ગથી તેઓ ભાઇ, મિત્ર, કુટુંબ, પરિવાર સર્વેને ભૂલી જતા! તેઓ યુવાન શિષ્યોપર ઘણી મમતા રાખતા, અને તેમને યુદ્ધવિદ્યા શિખવવામાં મશગુલ રહેતા. જો તેઓમાંથી કોઇને ઘેર જવાની ઇચ્છા થતી, તો પ્રસન્નતાથી તેમ કરવાની પણ રજા આપતા, અને “મને

ભૂલી જશો નહિ, મુખકમળ શીઘ્ર બતાવજો." એવાં મધુર વચનોથી તેને ફરી સત્વર પાછા આવવાનું કહી દેતા. આ સઘળાંનું પરિણામ એ થયું કે બે ત્રણ વર્ષમાં હજાર પાંચસો જાતનાં અસ્ત્ર-શસ્ત્ર ગુરુ સાહેબના શસ્ત્રભંડારમાં જમા થઇ ગયાં. હજારો ઘોડા તબેલાઓમાં હણુહણુવા લાગ્યા. શિષ્યોની ટોળી, કોઈ બે, કોઈ ચાર તો કોઈ છ છ માસ સુધી ગુરુ સાહેબની સેવામાં રહેતી, અને કેટલાક તો હરહંમેશ ત્યાંજ રહેતા. તેઓ એવા તો મુગ્ધ બન્યા હતા કે એક ઘડી પણ ગુરુ સાહેબનો સંસર્ગ છોડતા ન હતા. ગુરુને માટે સર્વસ્વ અર્પણ કરવાને હથેલીમાં પ્રાણ લઇ તેઓ તત્પર હતા.

દરરોજ સાંજ સવાર ધર્મોપદેશ થતો, જેમા યોદ્ધા બનવાનો, અને પરસ્પર ભ્રાતૃભાવ રાખવાનો ઉપદેશ, ભાર દઇને મોટે સ્વરે સંભળાવવામાં આવતો. દર બીજે, ત્રીજે દિવસે શિષ્યોને સાથે લઈ તેઓ શિકાર કરવા જતા. વાઘ, ચિત્તા, રીંછ, અને મોટાં મોટાં ભયાનક પ્રાણીઓનો પોતે શિકાર કરતા, અને શિષ્યો પાસે કરાવતા, જેથી તેઓ હંમેશ નિડર રહે, કાયરતા ત્યજે, આત્મસ્વરૂપ અને આત્મબળને પિછાને. કોઇ વખત તેમની સાથે, શરત કરી તીરંદાજી કરતા, અથવા તો દ્વંદ્વયુદ્ધ કે નકલી લડાઈ કરાવતા.

ધીમે ધીમે કિશોર વયમાંથી તેમણે યુવાવસ્થામાં પ્રયાણ કર્યું. બળવાન શરીર, મજબૂત લાંબી ભુજાઓ, વિશાળ છાતી, અને ઉન્નત ગૌરવર્ણ લલાટપર 'પ્રતાપી' શબ્દ આલેખાયલો હતો. તેમણે છોડેલું તીર ત્રણ ત્રણ માઇલ સુધી જતું. તેમની કર્તવ્યપરાયણતા, ઉત્સાહ, દ્રઢતા, શુદ્ધ નિર્મળ આચરણ, અને મધુર વચનથી મોટા મોટા વૃદ્ધ, અને જુના જમાનાના લોકો પણ ચકિત થઈ જતા અને વિસ્મય તથા સ્નેહભરી નજરથી તેમના તરફ જોતાં ધરાતા ન હતા. યુવકોનું તો તેમણે મન હરણુજ કરી લીધું હતું. તેમના સંયોગથી તેઓ ખરે

'મનોહર' બની ગયા હતા. ખાવું-પીવું, ઘર-બાર, કુટુંબ, સ્ત્રી, પુત્ર, સર્વનું ભાન ભૂલી તેઓ ગોવિંદસિંહના મુખ તરફજ જોઈ રહેતા, અને તેમના શ્રીમુખથી નીકળતી આજ્ઞાને ઉપાડી લેવા તત્પર રહેતા. જો ગુરુ સાહેબ અગ્નિમાં કૂદી પડવા કહે તો તેમ કરવા તેજ ક્ષણે સેંકડો જણ તૈયાર થઈ જાય, એવી પ્રીતિ ગુરુ સાહેબ તરફ શિષ્ય-વર્ગની જામી ગઇ હતી. કેમ ન જામે? જેનાપર પ્રથમથીજ શ્રદ્ધા અને ભક્તિ હોય, તે જ્યારે પ્રીતિપૂર્વક મધુર વચનોથી અધીન જનો-નો, શિષ્યોનો સત્કાર કરવા માંડે, તો શિષ્યગણ ગુરુજી માટે પ્રાણ સુદ્ધાં દેવાને કેમ તૈયાર ન થાય? મધુર ભાષણ એ તો વશીકરણનો મંત્ર છે. જ્યારે ગુરુ સાહેબને એમ જણાયું, કે હવે કાર્ય આરંભ-વાનો સમય આવી લાગ્યો છે, કસોટીએ ચઢવાનો પ્રસંગ પ્રાપ્ત થયો છે, એટલે તેમણે બાદશાહી ઠાઠથી રહેવા માંડયું, અને હિન્દુ પ્રજા માત્રના ધર્મરક્ષકની પદવી ધારણ કરી. જે હિન્દુ જાતિ આજસુધી પતિત અને પગતળે કચડાતી પડી હતી, તેણે માથુ ઉચકયું, આંખો ખોલી, અને ગુરુ સાહેબનાં દર્શન કરી હર્ષથી પ્રફુલ્લ બની.

જે લોકો આજ સુધી પોતાને અયોગ્ય સમજતા હતા, તેઓ આત્માવલંબન, સ્વાધિકાર વગેરે ગુણોથી જ્ઞાત થવા લાગ્યા. નિરૂધમી ભારત સંતાન, જેઓ એમ સમજી બેસી રહ્યાં હતાં, કે "અમારા કરવાથી કશુ થવાનું નથી," તેઓની નિદ્રા દૂર નાઠી, અને ઉષઃ-કાળના નવીન ઉત્સાહથી તેમનાં હૃદય પ્રસન્ન થયાં. બાલ-સૂર્ય ગુરુ ગોવિંદસિંહ સંમુખ પ્રભાત-ચંદ્ર ઔરંગજેબની જ્યોતિ લોકોને ફિક્કી લાગવા માંડી. તાત્પર્ય કે ભારતવર્ષમાં સર્વત્ર જાગ્રતિનાં ચિહ્ન જણાવા લાગ્યાં, અને લોક પોતાની ખોવાયલી વસ્તુને શોધવા લાગ્યા. આજ સુધી જેઓ બેદરકાર પડયા હતા, તેમનામાં હોશ આવ્યા, તેઓ ઉઠીને બેઠા થયા, અને ગુરુ સાહેબની ભભકભરી વક્તૃતાના કંઈ કંઈ મર્મ

તેમના અંતરમાં ઉતરવા લાગ્યા. સર્વના મનમાં હવે એ વાત સમજાવા લાગી, કે અમારી જડતા અને અમારા આળસથીજ અમારી હાનિ થઈ છે, અને તેથીજ અમે નાલાયક બની ગયા છીએ. ગુરુ સાહેબનો ઉત્સાહપૂર્ણ ઉપદેશ સાંજસવાર દરરોજ જારીજ હતો, કે જેથી કોઇનો ઉત્સાહ મોળો પડી ન જાય. દિનપરદિન શ્રોતાઓની અને શિષ્યોની સંખ્યામાં વધારો થતો ગયો.

નિત્ય જૂદાં જૂદાં અસ્ત્ર-શસ્ત્ર અને ઘોડા વગેરે ગુરુ સાહેબની ભેટમાં આવતાં, પણ તેમાં નિમ્નલિખિત મહાશયો તરફથી આવેલી ચીજોનો ઉલ્લેખ કરવા જેવો છે.

પ્રથમ તો વિક્રમ સંવત્ ૧૭૩૩ ના આષાઢ સુદી ૩ જે આસામના રાજાનો પુત્ર રત્નરાય, જે ગુરુ તેગબહાદુરના આશીર્વાદથી જન્મ્યો હતો, તે ગુરુ સાહેબનાં દર્શને આવ્યો, અને તેણે તેમને ઘણું ધન ભેટ કર્યું. તેણે બીજી પણ કેટલીક અદ્‌ભુત વસ્તુઓની ભેટ ધરી જેનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

૧. એક પંચકલા હથિયાર, જેમાં બંદૂક, બરછી, ગુર્જ, પેશકબ્જ (કમરપટો) અને કુહાડી, એ પાંચે ચીજો ગુપ્ત માફક એકત્ર રહેતી, અને જે પેચ દાબવાથી પ્રકટ થતી તથા લુપ્ત થઈ જતી.

૨. એક ચંદનનો બાજઠ. જેના ચારે પાયામાં એવો ગુણ હતો, કે જે વખતે ગુરુ સાહેબ તેપર બેસી સ્નાન કરે તે વખતે તેમાંથી ચાર મોટી ખૂબસુરત પુતળીઓ આપોઆપ નીકળી આવતી, અને બાજઠપરથી ઉતરતાંજ પાછી લુપ્ત થઇ જતી.

૩. પાંચ ઘણાજ ઉમદા અરબી ઘોડા કે જે રેતીના રણમાં પણ ઘણી ઝડપથી દોડી શકતા અને યુદ્ધમાં કદી પણ થાકતા નહતા.

૪. એક શ્વેત હાથી, જેને અપૂર્વ શિક્ષણ આપવામાં આવ્યું હતું. તે રાત્રિએ સૂંઢમાં મશાલ પકડી રોશની બતાવતો, સૂંઢથી ચમર

કરતો, તલવાર ફેરવતો, પગરખાં સાફ કરતો, તીર ઉઠાવી લાવતો, તથા ઝારી ઉંચકી પગ ધોવડાવતો.

ગુરુ સાહેબ આ રાજપુત્રની ભેટથી ઘણા પ્રસન્ન થયા, અને તેને ઘણું માન આપી પોતાની પાસે રાખ્યો. જ્યારે તેઓ શિકારમાં કે ક્યાંય બહાર જતા ત્યારે રાજા રત્નરાય આસામવાળાને પણ પોતાની સાથે લઈ જતા, અને એકાંતમાં તેને સત્ય શ્રીઅકાલ પુરુષની ઉપાસના અને વીરમંત્રનો ઉપદેશ કરતા. બાળબ્રહ્મચારી ભીષ્મ, કૃષ્ણ-સખા અર્જુન, મહારાણા પ્રતાપ ઇત્યાદિનાં ચરિત્ર સંભળાવી તેમણે રાજા રત્નરાયને વીરવ્રતધારી બનાવ્યો. તે પણ મુગ્ધ બની ઘણા વખત સુધી ગુરુ સાહેબની પાસે રહ્યો. પણ રાજકાર્યમાં કંઈ હાનિ પહોંચે નહિ, એવા વિચારથી ગુરુ સાહેબે કેટલાક વખત પછી તેને ઉપદેશ આપી પોતાને દેશ—આસામ જવાની આજ્ઞા કરી.

બીજું એ કે વિક્રમ સંવત્ ૧૭૩૮ ના વૈશાખી મેળાપર કાબૂલ-નિવાસી મુનિચંદ્ર યા દુનીચંદ્ર નામનો એક ખત્રી શિષ્ય ગુરુ સાહે-બનાં દર્શને આવ્યો. એણે બહુ ઉમદા જરદોશી કામવાળો તથા કાશ્મીરી કારીગરીનો એક મોટો તંબુ કનાત સાથે ગુરુને ભેટ ધર્યો, અને સાથે પુષ્કળ ધન તથા અનેક રત્નો પણ ધર્યાં. તેને પણ ગુરુએ ધર્મોપદેશની સાથે સાચા ક્ષત્રિય બનવાનો ઉત્સાહપૂર્ણ ઉપદેશ આપ્યો.

ત્રીજું એ કે, એક શિકારપુરી ખત્રી ભક્ત આવ્યો, જેનું નામ શેઠ ગગનમલ્લ હતું. એ મોટો આબરૂદાર તથા ધનવાન હતો. તેણે ઘણા પ્રેમ—પૂર્વક દશ હજાર અશરફી ( સોનામહોર ) ગુરુ સાહે-બને ભેટ ધરી. તેની સાથે બીજા ઘણા લોકો દર્શને આવ્યા હતા, જેમણે ગુરુ સાહેબના પ્રભાવથી મુગ્ધ થઇ હજારો રૂપીઆ, રત્ન, માણેક અને હાથી ઘોડા ગુરુ સાહેબને અર્પણ કર્યાં. એવો કોઇ

પણ દિવસ ખાલી ન જતો કે જેમાં પાંચ દશ હજાર રૂપીઆ, કંઇ અસ્ત્ર–શસ્ત્ર અથવા ઘોડા ભેટમાં આવ્યા ન હોય ! ગુરુ સાહેબનો ઉપદેશ અને તેમના વીરમંત્રનો ધ્વનિ નગરેનગર અને ગામેગામ પહોંચવા લાગ્યો. હમેશાં ભક્ત લોકોનાં ટોળેટોળાં ભેટ લઇ લઇને આવવા લાગ્યાં. ઘરમાંથી નીકળતાં નીકળતાં કોઇ એમ સાંભળતું, કે ગુરુ સાહેબને શસ્ત્રની ભેટ વધારે પસંદ છે, તો તે ગમે તે પ્રકારનું ઉમદા નવીન શસ્ત્ર ભેટને માટે અવસ્ય સાથે લેતું. આથી પરિણામ એ આવ્યું, કે તેમનો શસ્ત્રભંડાર નાના પ્રકારનાં તેજીલાં હથિયારોથી ચળકવા લાગ્યો. ખજાનામાં રત્નોની પણ ખોટ ન હતી, હજારો યુવાન વીર શિષ્યો સેવામાં સદા તત્પર હતા, સારાંશ કે તેમનો વૈભવ હવે મોટા મોટા બાદશાહી સુબાઓના વૈભવને પણ ટક્કર મારે તેવો થયો હતો.

સર્વ સાધારણ લોકોની વાત તો બાજુએ રહી, પણ આજુબાજુના તેમજ દૂર દૂરના મોટા મોટા રાજા મહારાજાઓ પણ ગુરુ સાહેબની કીર્તિ સાંભળી તેમનાં દર્શને આવતા, અને લાખો રૂપીઆ, સારાં સારાં અસ્ત્રો અને ઘોડાઓ ભેટ કરતા.

વિક્રમ સંવત્ ૧૭૪૧ માં નાહનના રાજા મેદનીપ્રકાશ તેમનાં દર્શને આવ્યા. તેણે ઘણાં ધનરત્નની ભેટ કરી ગુરુ સાહેબને પોતાની રાજધાનીમાં પધારવાને ઘણો આગ્રહ કર્યો. કારણ એ હતું, કે તેને શિકારનો ઘણો શોખ હતો, તેમજ આપણા યુવાન ગુરુ સાહેબ પણ તે વિષયના તેટલાજ પ્રેમી હતા. એમનું નિશાન એવું તો સચોટ હતું, કે ત્રણ ત્રણ માઇલ સુધીની ચીજને તેઓ તીરથી વિંધી નાખતા. જમીનપર ઉભા ઉભા જબરામાં જબરા વાઘનો શિકાર કરવો એ તો એમને મન એક સાધારણ વાત હતી. એટલા માટે રાજા મેદનીપ્રકાશ તેમને પોતાની સાથે લઈ ગયા. નિત્ય શિકારમાં તેમનાં નવાં નવાં કરતુકો

જોઇને તે ચકિત થતો અને આનંદ પામતો. પરસ્પર એટલી બધી પ્રીતિ વધી ગઇ, કે તેના જીલ્લામાં પાંવટા નામે એક ગામ વસાવી ગુરુ સાહેબ કુટુંબકબીલા સહ ત્યાં રહેવા લાગ્યા. એક મજબૂત કિલ્લો પણ તેમણે ત્યાં બંધાવ્યો, જેનાં કંઇ કંઈ ચિહ્ન આજ સુધી પણ મોજૂદ છે.

ગુરુ સાહેબની કીર્તિ અને જ્ઞાનચર્ચાની વાતો સાંભળી, બુદ્ધુશાહ નામનો એક ફકીર આ સમયે તેમને મળવા આવ્યો. એ સઢૌરા કસબાનો વતની હતો, અને ઘણા દિવસોથી ગુરુ સાહેબને મળવાની તેની ઇચ્છા હતી. ગુરુ સાહેબે તેનો સારો આદરસત્કાર કર્યો. લાંબા વખત સુધી ધર્મ અને જ્ઞાનચર્ચા ચાલી રહી. આત્મવિદ્યા અને વેદાંત-શાસ્ત્રનાં ગૂઢ તત્ત્વોમાં યુવાન ગુરુ સાહેબની આટલી બધી કુશળતા જોઈ તે ચકિત થઈ આનંદ પામ્યો; પણ ગુરુ સાહેબને મન તો એ વાત સાધારણ હતી. ગુરુ નાનકદેવજીના સમયથી માંડી ગુરુની ગાદીના પ્રત્યેક અધિકારી અધ્યાત્મવિદ્યાના પૂર્ણ પંડિત હતા. નાનપણ-માંજ તેમને આ વિદ્યાનું શિક્ષણ આપવામાં આવતું. ગુરુ હરિકૃષ્ણ-જીએ પાંચ વર્ષની ઉમ્મરે દિલ્લી જઈ, રાજા જયસિંહને તેનો પરિચય કરાવ્યો હતો, તેથી ગુરુ સાહેબને માટે આ કાંઈ આશ્ચર્યની બાબત ન હતી. ફકીર બુદ્ધુશાહનો તેમને મળવામાં એક બીજો પણ ઉદ્દેશ હતો:—વાત એ હતી, કે બાદશાહની સામે બળવો ઉઠાવનાર પાંચ પઠાણ સરદાર બુદ્ધુશાહના મિત્રો હતા, અને તેમને પગ સરખો મૂકવાને કોઈ પણ ઠેકાણું ન હતું. ગુરુ સાહેબને બાદશાહ સામે માથું ઉંચકનાર એક વીર પુરુષ લેખી, તેમની સેવામાં આ પઠાણોને મૂકવાનો સાંઈ સાહેબનો વિચાર હતો. ગુરુ સાહેબ આ સમયે યુદ્ધ-સામગ્રીની તૈયારી કરતા હોવાથી, આ વાતનો તેમણે આદરપૂર્વક સ્વીકાર કર્યો, અને આ સરદારોને પાંચસો સવારો સહિત પોતાને ત્યાં

નોકર તરીકે રાખી લીધા. એ લોકો ઘણા દિવસથી લૂંટફાટ કરતા, આમતેમ રખડતા ફરતા હતા, પણ બાદશાહના ડરને લીધે કોઈ પણ રાજા–મહારાજા તેમને આશરો આપતા નહિ. પણ ગુરુ સાહેબને તેની કશી પરવા ન હતી, તેથી કોઈ પણ જાતની બીક વિના આ બહાદુર સરદારોને તેમણે પોતાની પાસે રાખ્યા. જેઓ બહાદુર હોઈ બાદશાહની સામે વેર ધરાવતા હોય, તેવા લોકોની એમને જરૂર પણ હતી.

આસામનો રાજા આ અરસામાં ભાદરવા મહિનામાં બીજી વખત તેમના દર્શને આવ્યો. નાવમાં બેસી, યમુનાની વચમાં તેની મુલાકાત લેતાં ગુરુ સાહેબે કહ્યું, કે–"જુઓ ભાઈ! મે જે કાર્યને–ધર્મોદ્ધાર અને દેશરક્ષાના કાર્યને–હાથ ધર્યું છે, તેની તમને ખબર છે; અને તેમાં મારે આજ, કાલ કે બે દિવસ પછી પ્રબળ શત્રુની સામે થવું પડશે. એકલા હાથે કોઈ પણ કાર્ય બનતું નથી, તો હું ધારૂં છું, કે સમય આવતાં તમે પણ એ ધર્મકાર્યમાં અવશ્ય સહાય કરશો."

આસામના રાજા રત્નરાયે ઉત્તર આપ્યો, કે "આ મારૂં તુચ્છ શરીર, રાજ્યપાટ અને બીજું સર્વ કંઈ ગુરુની અને અકાલ પુરુષની, સેવામાં અર્પણ છે, આજ્ઞા થશે તેજ ક્ષણે આવી પહોંચીશ." એમ કહી પ્રીતિપૂર્વક મળીને તે વિદાય થયો.

એ પછી પોતે નાહનવાળા રાજા મેદનીપ્રકાશને ત્યાં રહેતા હતા તે અરસામાં શ્રીનગરનો રાજા ફતેહચંદ્ર, કે જે ગુરુ સાહેબને અંતઃકરણપૂર્વક ચહાતો હતો, તેને તેમણે તેડાવ્યો. નાહનના રાજા સાથે તેનું મન કંઇ ઊંચું થયું હતું, છતાં ગુરુ સાહેબના બોલાવ્યાથી તે આદરપૂર્વક ચાલ્યો આવ્યો. ગુરુ સાહેબે બંને રાજાઓને એકાંતમાં લઇ જઇ કહ્યું,–"જુઓ, ભાઇ! આપસ આપસમાં ઝઘડા કરવાથી દેશની કેવી બરબાદી થઈ રહી છે? અંદર અંદરની ફાટફૂટ સિવાય દુર્દશા કરાવનારૂં પ્રબળ કારણ બીજું કોઇ પણ નથી. તેનાથીજ

કૌરવપાંડવના કુળનો નાશ થયો છે, તેનાથીજ સોનાની લંકા બળીને ખાકમાં મળી ગઈ છે, તો અમે અને તમે કોણ વિસાતમાં છીએ! આવા વખતમાં આપણે આપણા નજીવા સ્વાર્થને પણ ત્યજી શકતા નથી, અને ભાઈ ભાઇનુંજ લોહી પીવાને તરસ્યો બને છે! પ્રિયવરો! જરા સમજો. સર્વ સમાજના, તથા દેશના કલ્યાણને અર્થે અંતઃકરણની મલિનતા દૂર કરો, અને દૂધ-પાણીની માફક ઐકય સાધો." આ પ્રકારે એઓને તેમણે અનેક પ્રકારે સમજાવ્યા, જેની બંને રાજાઓપર ભારે અસર થઇ, અને તેઓમાં મેળ થયો.

જ્યાં કોઇ પણ કારણથી દેશના કલ્યાણનો કે જાતિના અભ્યુદયનો કોઈ વિરોધી થતો જણાતો, કે તરતજ ગુરુ સાહેબની દૃષ્ટિ તે તરફ લંબાતી. તેઓ તત્કાળ એવો ઉપાય કરતા કે જેથી બુરાઇનો ફણગો જડ ઘાલવા પામે નહિ. જે કોઈ તેમને મળવા જતું, તેને તેઓ ઉપદેશ કરતા, પણ તેટલાથીજ કંઈ તેમનો આત્મા તૃપ્ત થતો નહિ. તેમનો ઉત્સાહ હમણાં હમણાં ઘણો વધી ગયો હતો, અને તેથી કાર્તિક માસમાં કપાલમોચનના મેળામાં જઇ ત્યાં એકઠાં થયેલાં માણસોને નિયમપૂર્વક ઉપદેશ દેવાનો તેઓએ આરંભ કર્યો, જેનો સારાંશ એવો હતો કેઃ—

"સંસારમાં પેદા થઈ જેણે પોતાને ઓળખ્યો નથી, જેણે સાચું મનુષ્યત્વ મેળવવા પ્રયત્ન કર્યો નથી, તેની માતા જો વંઝા રહી હોત તો વધારે સારૂં થાત. જેમ આંખો હોય, પણ તે ફૂટેલી હોય, તો તે કેવળ પીડાનું કારણ થઈ પડે છે, તેજ પ્રમાણે અયોગ્ય પ્રાણી સૃષ્ટિના, દેશના, અને ધર્મના અકલ્યાણનું કારણ છે. આંખો ખોલો, આપને ઓળખો. તમે એવા મહાપુરુષોનાં સંતાનો છો કે જેમણે માત્ર એક પરબ્રહ્મની ઉપાસનામાંજ જિંદગી વ્યતીત કરી હતી, જેમણે પરોપકારને ખાતર હાડકાં સુદ્ધાં આપ્યાં હતાં, જ્યારે તમારી

એવી દશા છે, કે વ્યર્થ અંધશ્રદ્ધાની પાછળ ગલી ગલી રવડતાં અને રઝળતાં ફર્યા કરો છો!' એક માત્ર સત્ય શ્રી અકાલ પુરુષની સેવા છોડી, પીર, પેગમ્બર, અને ઓલિયાની પછવાડે દોડયા કરો છો! મહારાજા રામચંદ્ર અને શ્રી કૃષ્ણના વંશજ! ભીમ અને અર્જુનના વંશધર! તમે આજ એક સામાન્ય મુસલમાન સિપાહીથી થરથર કંપી ઉઠો છો! બસ, હદ થઈ ગઈ! છોડો, દૂર ફેંકી દો તમારા માંહો-માંહેના તુચ્છ સ્વાર્થને! બાળી નાખો તમારા તુચ્છ, નીચ, ઇચ્છારૂપી મેલને' ઉભા રહો શ્રી વાહ ગુરુના દરબારની સામે, આવો પરસ્પર હાથ મેળવો, દૂધ–પાણી માફક એકત્ર બની જાઓ, અને પછી જુઓ કે, તમે કેવા હતા અને કેવા બની જાઓ છો! તમારો પ્રતાપ પાછો નવેસરથી ઝળકી ઉઠશે. ઉપાય બતાવવાને હું હાજર છું. તમારે જડતા છોડી કેવળ હાથપગ હલાવવાની જરૂર છે."

આવાં આવાં ઉત્સાહપૂર્ણ વચનોથી તેમણે આખો મહિનો જ્યાં સુધી મેળો રહ્યો ત્યાં સુધી ખૂબ પ્રચાર કર્યો; જેની અસર બહુજ થઈ. મેળામાં ગુરુ સાહેબનું રસોડું જેવું ઘેર ચાલતું તેવુંજ ચાલુ હતું. જે આવતું તેને પેટભર ભોજન અને કડહાપ્રસાદ (શીરો) મળતો. ભૂખ્યા આત્માઓ લૌકિક અને અલૌકિક બંને પ્રકારનાં ભોજનથી તૃપ્ત બની ઘેર જતા. હજારોએ વીરવ્રતનો અંગીકાર કર્યો, અને ગુરુ સાહેબના શિષ્ય બન્યા. હજારો નગદ રૂપીઆ અને રત્ન જવાહિરની ભેટ પણ આવી.



# પ્રકરણ ૫ મું.

## વિદ્યાપ્રચાર.

આજ સુધી મૌખિક ધર્મોપદેશ, કથા, પુરાણ વગેરે સંભળાવી ગુરુ સાહેબ શિષ્યોમાં એક પ્રકારના શિક્ષણનો પ્રચાર કરતા હતા, છતાં પણ એક અનુભવી સુધારકની માફક તેઓ એ વાત સારી રીતે સમજતા હતા, કે " નિયમપૂર્વક વિદ્યાભ્યાસ કર્યા સિવાય મારી શિષ્યમંડળીનાં જ્ઞાનચક્ષુ ખુલશે નહિ, અને તેઓ અંધશ્રદ્ધા અને પુરાણા કુસંસ્કારોને ખરા મનથી તજી શકશે નહિ. " તેઓને પંડિત બનાવવાની ખરી જરૂર છે, જેથી તેઓ સારા નરસાનો વિવેક કરતાં શીખે, અને કોઈના ફંદમાં ફસાય નહિ.

ગુરુ સાહેબની ચઢતી કળાને લીધે તેઓની પાસે અનેક વિદ્વાન બ્રાહ્મણો સદા રહેતા હતા. તેઓ સદા ગુરુ સાહેબની હામાં હા ભણી પોતાની દક્ષિણા પકવતા હતા. દક્ષિણા સિવાય તેમને બીજા કશાની જરૂર ન હતી. કેવળ પોતાના સ્વાર્થમાજ તેઓ લીન રહેતા. હા! દધીચિની સંતતિ ! તારી આ દશા ! ! આજ કારણથી દેશની આવી દશા થઈ છે. જો શરીરનો મુખ્ય ભાગ મસ્તિષ્ક, કે જે બુદ્ધિનું નિવાસસ્થાન છે, તે આવી રીતે અધમ દશામાં હોય તો પછી શરીર તો નષ્ટ ભ્રષ્ટ હોય તેમાં નવાઈજ શી ? જ્યારે હિંદુ સમાજના અગ્રણી બ્રાહ્મણોની આવી દશા થઈ છે, તો પછી હિંદુ જાતિ પગ નીચે ખુંદાતી કેમ ન બને ? વૃદ્ધ મહાત્મા તેગબહાદુરજીનું માથું ભર બજારે કેમ ન કપાય ? ગુરુ સાહેબ આવી આવી બાબતો બરાબર સમજતા. સામાન્ય લોકોને વેદશાસ્ત્રનું અધ્યયન કરવાનો અધિકાર

છે કે નહિ, એ વાત કદી કદી પંડિતો પાસે ચર્ચાતી, ત્યારે આ સ્વાર્થી મહાત્માઓ જેવો સમય તેવો ઉત્તર દેતા.

હવે ગુરુ સાહેબે કંઈ દિવસોથી ખુલ્લી રીતે કહેવાનું શરૂ કર્યું કે "અમારા શિષ્યોને નિયમપૂર્વક સંસ્કૃતનો અભ્યાસ કરાવો."

ત્યારે એ ભૂદેવો ઘણા ગભરાયા. તેમને ચારે તરફ અંધારાં જણાવા લાગ્યાં. જો આ સર્વ અભણ અને અણઘડ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ભરવાડાઓ પણ વાંચતાં-લખતાં શીખી વિદ્વાન બની જશે તો પછી અમારી ખીચડી કેમ પાકશે? આજ સુધી સંસ્કૃત વિદ્યાનો એકહથ્થુ ઇજારો પોતાના હાથમાં રાખી છેતરપિંડી કરી, સ્વાર્થ સાધી લેતા હતા, ત્યાં હવે આ અણધારી બલા વળી ક્યાંથી આવી! અન્નદાતા ગુરુ સાહેબ કહે છે, આ સર્વને વેદશાસ્ત્ર પઢાવો! ભારે આફતનો મામલો! આમ વિચારી એ પંડિતો ગુરુ સાહેબની વાતોને સાંભળી ન સાંભળી કરતા, અને જ્યારે ગુરુ સાહેબે હંમેશ ટોક ટોક કરવાનું શરૂ કર્યું, ત્યારે આજ મુહૂર્ત સારૂં નથી, અમુક દિવસે વિદ્યારંભ કરાવીશું-એવું કહી વાત ઉડાવવા લાગ્યા, અને આજે ભદ્રા છે, આજે વ્યતિપાત છે, અને આજે તો વૈધૃત છે, એવાં એવાં ખોટાં બહાનાં કાઢવા લાગ્યા. કદી અસ્લેષા આગળ આવતી, તો કદી મઘા વિદ્યારંભ કરવાનો રસ્તો રોકી બેસતી! સારાંશ કે આમ કરતાં કરતાં મહિનાના મહિના વીતી ગયા, પણ એ સ્વાર્થી મહાત્માઓએ વિદ્યારંભ તો નજ કરાવ્યો!

જ્યારે ગુરુ સાહેબે જોયું કે, આ સઘળી વ્યર્થ માથાફોડ છે, ત્યારે તેમણે એક દિવસ નાખુશ થઈ કહ્યું:-" તમે સ્પષ્ટ કહી દો કે વિદ્યારંભ કરાવશો કે નહિ? તમારે વિશ્વાસે મારો અમૂલ્ય વખત નકામો જાય છે."

હવે પંડિત રઘુનાથજીને સ્પષ્ટ કહેવું પડયું:-" મહારાજ! ખત્રી

*અરોડાનું તો શું કહીએ, પણ જાટ, કહાર+ અને રંગરેજ સુદ્ધાં આપના શિષ્યો છે, તેમને તે હું વેદશાસ્ત્રનું અધ્યયન કેવી રીતે કરાવી શકું ?"

આથી ગુરુ સાહેબે કહ્યું, "તમે ઘણા દિવસો પછી આવી રીતે સ્પષ્ટ ઉત્તર આપ્યો છે, તેથી હું ઘણોજ ખુશી થયો છું. તમે લોકોએ જે વિદ્યાને પોતાના ઘરની વિદ્યા બનાવી પેટીની અંદર પૂરી રાખી છે, તે સત્ય સનાતન વિદ્યા છે, તે સર્વ સભ્ય મનુષ્યને માટે નિર્માણ થયેલી છે, અને તે પરમાત્મા તરફથી પ્રાપ્ત થયેલી છે; જ્યારે હિંદુ જાતિ નિર્બળ થઈ પગ તળે છુંદાવા લાગી, અને રાજકીય ઝઘડાઓની વચમાં એવો વખત તેને મળ્યો નહિ કે જેથી તે બ્રહ્મવિદ્યા—અધ્યાત્મવિદ્યાને યાદ કરે, તે સમયે એ કાર્ય તમે બ્રાહ્મણ લોકોએ કર્યું, અને હજારો વર્ષ સુધી કંઠાગ્ર રાખી એ વિદ્યાને સાચવી રાખી, તેને માટે હિંદુ જાતિ ખરેખર તમારા આભાર તળે દબાયલી છે અને રહેશે. તમને તે પોતાના માથાના મુકુટ તરીકે માને છે, તથા તમારા ચરણ પૂજે છે, અને પૂજતી પણ રહેશે. છતાં પણ મહારાજ, એ વિદ્યા, એ વારસો તો સર્વે લોકોનોજ છે, કેમકે તે પરમાત્મા તરફથી ઉતરી આવેલો છે. તમને એ ઉચિત નથી કે સાર્વજનિક મીલકતને હજમ કરી જવી અને માગવા છતાંએ આપવી નહિ ! શું કોઈ પરમાત્મા તરફથી મળેલા વારસાને પચાવી શકે એમ છે? પરમાત્માએ આપેલા સૂર્યના પ્રકાશને, ચંદ્રની ચાંદનીને, અને શીતળ મંદ સુગંધ વાયુને શુ કોઇ પણ પોતાના પુસ્તકમાં જકડી લઈ બંધ કરી શકે એમ છે ? શું ચાંડાલ સુદ્ધાં પણ એ સુખનો, પરમાત્માની એ બક્ષિસનો—નિષ્કંટક ઉપભોગ નથી કરી શકતા ? તો પછી અનામત મૂકેલી થાપણ પાછી આપવાનો તમે કેમ

* એક સાધારણ પંક્તિની જાતિ. + ઘરકામ ઇ૦ કરનાર મજુરવર્ગ

ઇનકાર કરો છો ? શું તમે એવી રીતે તેને રાખી શકશો કે ? મને ભય રહે છે, કે એક દિવસ એવો પણ કેમ ન આવે કે જ્યારે તમારાંજ સંતાનોને આ હિંદુ જાતિના લોકો–અરે ! આ શૂદ્રોનાંજ સંતાનો પાસે વેદશાસ્ત્રનુ અધ્યયન કરવું પડે, યા તો આત્મજ્ઞાન શીખવું પડે ! જો કે તમે તેના પ્રચારમાં આવી રીતે પાછાં પગલાં ભરશો, તોપણ લોકો તો જબરદસ્તીથી પોતાની થાપણને–અનામતને ખૂંચવી લેશેજ, અને સાથે સાથે તમારી અવનતિ પણ થતીજ જશે. માટે ચારે તરફનો વિચાર કરીને જેમ યોગ્ય લાગે તેમ કરો. સૂચના કરવી એજ મારૂ કામ છે. ”

એટલું કહી, હાથમાં લીધેલા કાર્યમાં જરા પણ વિલંબ થતો નહિ સાંખી શકનાર ગુરુ સાહેબે તેજ દિવસે પોતાના પાંચ બુદ્ધિમાન યુવાન શિષ્યોને વેદ શાસ્ત્રનું અધ્યયન કરવા કાશી મોકલી દીધા. એ પાંચેને શુદ્ધ નૈષ્ઠિક બ્રહ્મચારીનો વેષ સજાવી, અમૃતપાન કરાવ્યું, અને કાશી મોકલ્યા. એ પાંચ શિષ્યો જેમનાં નામ, કર્મસિંહ, ગંડાસિંહ, વીરસિંહ, રામસિંહ, અને શોભાસિંહ હતાં, તેઓ બ્રહ્મચારી વેષમાં કાશી પહોંચ્યા, અને ચેતનવટ (જતનવટ)માં જઈ રહ્યા. ત્યાં નિયમપૂર્વક ઘણી ચીવટથી વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. કેટલાક દિવસોમાં સારા પંડિત બની તેઓ પાછા ફર્યા, અને ગુરુ સાહેબને દંડવત્ કર્યા. ગુરૂ સાહેબે ફરીથી પાંચ શિષ્યોને એજ રીતે બ્રહ્મચારી બનાવી કાશી મોકલ્યા. એઓ પણ જ્યારે વિદ્યાભ્યાસ કરી પાછા ફર્યા, ત્યારે બીજા પાંચ શિષ્યોને મોકલ્યા. તેઓ પણ એજ સ્થાને જઈ રહેવા લાગ્યા, અને વિદ્યાભ્યાસ કરવા લાગ્યા. એ પ્રમાણે બરાબર ક્રમશઃ શિષ્યોને કાશી મોકલતાજ રહ્યા.

એ શિષ્યો ત્યાં જઈ જે સ્થળે રહ્યા હતા, તે સ્થળ શીખ નિર્મળી પંડિતોનું ભવિષ્યમાં વાસસ્થાન થઈ પડયું, અને તે આજ

સુધી નિર્મળો (નિર્મળી સાધુઓ)ના અધિકાર નીચે છે. એ શિષ્યો સર્વ શાસ્ત્રોમાં પાવરધા બન્યા હતા. ગુરુ સાહેબ વિદ્યા ભણી પાછા ફરેલા શિષ્યો પાસે ઉપનિષદ્, ગીતા, ભાગવત, મહાભારત, વિષ્ણુપુરાણ, એ સર્વનો અનુવાદ કરાવી તેનો પોતાના શિષ્યોમાં પ્રચાર કરવા લાગ્યા. ગુરુ સાહેબ એ વાત બહુ સારી રીતે સમજતા હતા, કે જે જાતિ પોતાનાં પૂર્વ પરાક્રમને વિસારી દે છે, તેને ફરીથી સતેજ કરવાને આવાં પરાક્રમનુ તેને સ્મરણ કરાવવું ખરૂં જરૂરનું છે, અને આ કામ પ્રાચીન કાળની શ્રુતિઓ, સ્મૃતિઓ, પુરાણો, અને ગાથાઓ ભણવા-ભણાવવાથી, તેમજ સાંભળવા-સંભળાવવાથીજ બની શકે છે, કેમકે તેમાંનાં દૃષ્ટાંત તેમના મનપર કદિ ભૂંસાય નહિ એવી પ્રબળ છાપ પાડે છે.

આ ગ્રંથોનો અનુવાદ પૂરો થયો, એટલે ધીમે ધીમે નિયમપૂર્વક સર્વ શિષ્યોને તેની કથા સંભળાવવાનો અને વેદાંતશાસ્ત્ર તથા નિષ્કામ કર્મનું રહસ્ય સમજાવવાનો પ્રારંભ થયો. માત્ર એટલેથીજ સંતોષ ન પામતાં લગભગ ચાળીશ પચાશ પંડિતોને તેમણે પોતાને ત્યાં લાયકાત પ્રમાણે પગાર આપી નોકર રાખી લીધા. તેમનાદ્વારા વેદ, સ્મૃતિ, ધર્મશાસ્ત્ર, મહાભારત અને પુરાણના અનુવાદો તથા વ્યાખ્યાનોનો પ્રચાર થવા લાગ્યો. અન્ય મતમતાંતરનાં પુસ્તકો પણ જ્યારે ગુરુ સાહેબના જોવામાં આવતાં, ત્યારે તેઓ તેનું અવલોકન કરતા, કોઈ કોઈ ભાગ પંડિતો પાસે વંચાવી પોતે સાંભળતા, તેનાપર ચર્ચા કરતા, અને જેનો પ્રચાર કરવા ખાતર અનુવાદ કરવો યોગ્ય લાગે, તેનો અનુવાદ કરવાની આજ્ઞા પંડિતોને આપતા. પ્રાચીન પુસ્તકોને શોધી શોધી તેનો સંગ્રહ કરવાના ઉદ્દેશથી એક પંડિતોની મંડળી નીમી હતી. તે દ્વારા જો કોઈ પ્રાચીન અલભ્ય ગ્રંથ હાથ લાગી જતો, તો તેઓ તેને ધ્યાનપૂર્વક ભણતા-ભણાવતા, અને તેનો

મર્મ જાણી લેતા. ઉપયોગી જણાય તો અનુવાદ કરવાની પણ આજ્ઞા કરતા. આવી બાબતમાં ગુરુ સાહેબની શસ્ત્ર અને યુદ્ધવિદ્યા કરતાં પણ અધિક પ્રીતિ હતી. વળી વિદ્યાપ્રચારના તેઓ પૂરા પ્રેમી હોઈ તેમની સ્મરણશક્તિ પણ કંઈ વિલક્ષણ જ હતી.

ગુરુ **નાનક**દેવજીના સમયથી પ્રત્યેક ગુરુએ પોતપોતાના સમયમાં, જ્ઞાન, ભક્તિ, અને યોગમાર્ગનાં જે ઉત્તમોત્તમ ગૂઢ વચનો ઉચ્ચાર્યાં હતાં, તે સર્વને એકત્ર કરી ગુરુ **અર્જુન**જી સાહેબે **"ગ્રંથ સાહેબ"** એ નામનો એક ગ્રંથ નિર્માણ કર્યો હતો. ગુરુ મહારાજોની વાણી ઉપરાંત એમાં, કબીર, દાદુ, સુર અને તુલસી, ઇત્યાદિ ઘણા સારા સારા મહાત્માઓની ઉક્તિ અને ઉપદેશાવલિ દાખલ કરવામાં આવી હતી. આ સમયે એ ગ્રંથ કર્તારપુર કે જ્યાં અંત સમયમાં ગુરુ **નાનક**દેવજી રહ્યા હતા, ત્યાંના રહેનાર સોઢી ક્ષત્રિય **ધીર**મલ્લની પાસે હતો. ગુરુસાહેબે પોતાના પિતા **તેગ**બહાદુરજીની વાણી તેમજ પોતાની પણ કંઇક કૃતિ તેમાં દાખલ કરવાના ઇરાદાથી **ધીર**મલ્લ પાસે એ ગ્રંથની માગણી કરી, પણ **ધીર**મલ્લે "એ જ્ઞાન ભક્તિની વાતો શું જાણે? એ તો તીર, તલવાર અને તમંચાનો ભક્ત છે," એવુ સમજી, અથવા તો "મારા હાથથી ગયેલો ગ્રંથ મને પાછો મળશે નહિ, અને ગુરુ સાહેબ પોતાની પાસે તે રાખી લેશે," એવું ધારી તે આપવાની ના કહી. કેટલોક તગાદો કર્યો, ત્યારે તેણે કહાવી મોકલ્યુ, કે "જો તમે સાચા ગુરુ હો તો આખો ગ્રંથ તમારે કંઠાગ્ર હશે, તો પછી ગ્રંથની શી જરૂર છે?"

ગુરુ સાહેબ આ મેણું સાંભળી કંઈ પણ ન બોલતાં ચૂપ રહ્યા: પરંતુ સંવત્ ૧૭૬૨ માં જ્યારે અવકાશ મળ્યો ત્યારે **આશ્વિન** વદી ૧ ના દિનથી પોતાની સ્મરણ શક્તિથી **"આદિ ગુરુ ગ્રંથ સાહેબ"** લખાવવા લાગ્યા. '**ગ્રંથ સાહેબ**'ની વાણી કે જે ગુરુ **તેગ**બહાદુર-

જીએ બચપણમાં તેમને શીખવી હતી, તે સઘળી અક્ષરે અક્ષર તેમને મોંએ હતી, એટલે એ કાર્ય કંઈ અસંભવિત ન હતું, પરન્તુ તેમણે ધીરમલ્લ પાસે ગ્રંથ માગ્યો તેનું કારણ એ હતું, કે લડાઇના કારણને લીધે તેમને પોતાની સ્મરણશક્તિથી ગ્રંથ લખાવવા જેટલો અવકાશ ન હતો. તેટલાજ માટે તે વખતે તેઓ ચૂપ રહ્યા હતા પરન્તુ હવે અવકાશ મળ્યો એટલે એકાંતમાં તલબંડી નામના ગામમાં આવી ગ્રંથ લખાવવાનું શરૂ કર્યું, નિત્ય પ્રાતઃકાળમાં સ્નાન, ધ્યાન, નિત્ય-કર્મ આટોપી લઇ ગુરુ સાહેબ એક તંબુની અંદર બેસી જતા; અને બહાર તેમનો શિષ્ય મનીસિંહજી ગુરુ સાહેબના કથનાનુસાર ગ્રંથ લખતો જતો. કોઇ ઠેકાણે એક માત્રાનો પણ હેરફેર પડતો નહિ. નવ માસ અને નવ દિવસમાં આદિ ગ્રંથ જેવો ને તેવો અર્થાત્ ગુરુ અર્જુનજી સાહેબે જે પ્રમાણે લખ્યો હતો તે પ્રમાણેનોજ તૈયાર થઈ ગયો. માત્ર એકજ જગ્યાએ ગુરુ સાહેબે પોતાના મનથી કબી-રજીની એક વાણીનુ છેલ્લુ ચરણ બદલ્યું હતું. એ છેલ્લું ચરણ "**कहे कबीर जन भए खुलासे**" હતું, જેનું ગુરુ સાહેબે "**कहे कबीर जन भए खालसे**" કર્યું હતું. આ સિવાય બીજો જરાએ ફરક ન હતો. આ રીતે પહેલાંના સર્વ ગુરુઓની વાણી-સહિત ગ્રંથ જેવો હતો તેવો તૈયાર થઈ ગયો, તે પછી તેમાં પોતાના પિતા "ગુરુ તેગબહાદુરજી"ની વાણી ઉમેરી અને "**दमा दमा वाली बीड**"ના નામથી એ ગ્રંથ પ્રસિદ્ધ થયો. પ્રસંગોપાત તેમણે પોતાની વાણીનો પણ તેમાં સમાવેશ કર્યો, અને ફરી પાછળની વાણી પણ તેમાં ઉમેરવામા આવી. ગુરુ સાહેબે તત્કાળ પોતાના ગ્રંથની અનેક પ્રતિઓ લખાવી જૂદે જૂદે ઠેકાણે મોકલી દીધી.

એ સિવાય 'વિચિત્ર નાટક' નામનો એક ગ્રંથ ગુરુ સાહેબે પોતે રચ્યો, જેમાં પોતાના પૂર્વ જન્મથી માંડી આખું જીવનચરિત્ર

લખ્યું છે. એ એક પ્રકારનું આત્મચરિત્ર છે. એમાં પોતે કરેલી સઘળી લડાઈ, આફ્ત, વિપત્તિ, પરીક્ષા, લડાઈની તૈયારી અને પોતાને સહન કરવી પડેલી મુશીબતો, એ સર્વનું સવિસ્તર વર્ણન, અંતમાં પોતાનો અનુભવ અને ભવિષ્યમાં થનાર ભારત સંતાનોનું કર્તવ્ય—એ બધાંનું ઝમકદાર ભાષામાં વર્ણન કરવામાં આવ્યું છે. " મારા પછી પણ લોકો મારા અનુભવનો લાભ લે, અને પોતાનો કર્તવ્ય-માર્ગ જાણે " એ વાતપર તેમનું પૂરેપૂરૂ લક્ષ હતું.

ગુરુ સાહેબ વિદ્વાનોનો બહુજ સત્કાર કરતા, અને જે કોઈ ગુણીજન પોતાના દરબારમાં આવતા તેનો ઉચિત સત્કાર અવશ્ય કરતા. જો કદાચ તે ઉપયોગી માલમ પડતો, તો પગાર નક્કી કરી તેને પોતાની પાસે રાખી લેતા, અને તેની વિદ્યાનો યોગ્ય લાભ લેતા તથા શિષ્યોમાં તેનો જોઇએ તેવો પ્રચાર પણ કરાવતા. સારાંશ કે, તેમની સભા એક ખાસા રાજા મહારાજા અથવા તો કોઇ મોટા બાદશાહી સુબાની સભા જેવીજ થઈ ગઈ, તેની રોનકની ખૂબીઓ દિનપ્રતિદિન વધવા લાગી. એક બાજુ સારા સારા વિદ્વાન પંડિતો, બીજી બાજુએ યુદ્ધ વિદ્યામાં નિપુણ શૂરવીર યોદ્ધાઓ, અને ત્રીજી બાજુએ ઉત્તમોત્તમ ગાયક, કવિ, ચિત્રકાર, એમ સર્વ કોઇ નજરે પડતા, અને તેમની વચમાં ગુરુ સાહેબ તારાગણથી વીંટળાયલા પૂર્ણ-ચંદ્ર માફક વિરાજતા હતા.

જે જાટ અને શીખ લોકો પ્રથમ મૂર્ખ હતા, તેઓજ ગુરુ સાહેબની કૃપાથી વિદ્વાન અને ગુણવાન બનવા લાગ્યા. જેઓ પહેલાં કેવળ હરવા—ફરવાનુંજ જાણતા, તેઓ આજ વેદોના મંત્રો બોલવા લાગ્યા, ધર્મશાસ્ત્રનાં સૂત્રોની વ્યાખ્યા કરવા લાગ્યા, અને પુરાણ ઇતિ-હાસપર તર્કવિતર્ક ચલાવવા લાગ્યા! પહેલાં જેમનું જીવન લઠ્ઠાબાજી ખેલવામાં પૂર્ણ થતું, તેઓ આજે નિયમિત રીતે કવાયત કરવા

લાગ્યા, અને બરછી, નેજા, તથા બંદૂકથી નિશાન તાકવા લાગ્યા! તાત્પર્ય, કે ગુરુ સાહેબ બીજા સુધારકોની માફક કેવળ ઉપદેશ આપી શાંત બેસી ન રહ્યા, પરંતુ તેમણે મોંના ઉપદેશ કરતાં પણ ચારગણો અધિક પ્રયાસ લોકોને વાસ્તવમાં ખરૂં મનુષ્યત્વ પ્રાપ્ત કરાવવામાં કર્યો. તેને માટે તેઓ તન, મન, ધન સર્વ અર્પણ કરવામાં એકે પગે તૈયાર રહેતા. આ પ્રયાસમાં તેમણે કદી શિથિલતા આવવા દીધી નહિ.

વિ૦ સં૦ ૧૭૪૭ માં માતા જીતોજીના ઉદરથી ગુરુ સાહેબને પુત્રરત્નની પ્રાપ્તિ થઈ. તે સમયે તેમણે એક મોટો ઉત્સવ પાળ્યો, અને વીરપિતાની માફક તેનું નામ જુઝારસિંહ રાખ્યું. બીજો પુત્ર વિ૦ સં૦ ૧૭૫૩ ના માર્ગશીર્ષમાં જન્મ્યો. તેનું નામ જોરાવરસિંહ રાખ્યું, અને ત્રીજો વિ૦ સં૦ ૧૭૫૫ ના ફાગણ સુદી ૭ મે જન્મ્યો તેનું નામ ફતેહસિંહ રાખ્યું. આ પુત્રોના જન્મની ખુશાલીમાં ગુરુ સાહેબે એક મોટો યજ્ઞ મહોત્સવ કર્યો. જેમાં સારા સારા વિદ્વાન બ્રાહ્મણો પધાર્યા. ગુરુ સાહેબે તે સર્વનો આદરસત્કાર કર્યો.

તેઓ સમયને વર્તી લેવામાં અને મનુષ્યોની પરીક્ષા કરવામાં સદા તત્પર રહેતા. તેઓ સારી રીતે સમજતા કે મારે મોટાં મોટાં કામો કરવાનાં છે, જેથી વખતો વખત મનુષ્યોની કસોટી કરી વખત આવે કોણ ઉપયોગમાં આવે એમ છે, કોણ પોતાની પ્રતિજ્ઞાપર અને ધર્મપર દૃઢ છે, અને કોણ માત્ર સ્વાર્થની ખાતર પોતાના દરબારમાં એકઠા થઇ રહેલા છે, તેની તલાસ કરવી ઉચિત સમજતા. તેપરથી યજ્ઞપ્રસંગે આવેલી બ્રાહ્મણમંડળીને ભોજન કરાવતી સમયે પરીક્ષા સારૂ ગુરુ સાહેબે કહ્યું, "જે બ્રાહ્મણ માંસભોજન કરશે તેને એક એક અશરફી દક્ષિણા મળશે, અને જે નહિ કરે તે ખાલી હાથે ઘેર જશે."

આ સાંભળી પાંચ ધર્મવીરો સિવાય સર્વેએ માંસભોજન કર્યું.* એ પાંચે જણે કહ્યું:–" ભલે અમને સુવર્ણનો પર્વત આપી દો તો પણ શું થયું ? અમે માંસભોજન કદિ પણ કરવાના નથી." ગુરુ સાહેબે એ પાંચે બ્રાહ્મણોનો મોટો સત્કાર કર્યો, અને તેમના ધર્મભાવની પ્રશંસા કરી તેમને પોતાની પાસે રાખ્યા.

આવીજ રીતે એક વાર તેમણે પોતાના શિષ્યોની પરીક્ષા કરવા સારૂ એક ગધેડાને વાઘની ખાલ ઓઢાડી છોડી મૂક્યો. તેને દેખી સહુ કોઇ ભાગવા લાગ્યા, પણ ગુરુના શિષ્યો પૈકી એક જણે હિમ્મતથી તેની પાસે જઈ, ગધેડાને રામશરણ કરી દીધો ! પછી શિષ્યોના પૂછવાથી ગુરુ સાહેબે કહ્યું કે:–

"તમે લોક પણ ગદ્ધા જેવાજ છો. ઉત્તમ ઉપદેશ આપી અર્થાત્ સિંહની ખાલ ઓઢાડી, મેં તમને સિંહ બનાવ્યા છે, પણ જ્યાં સુધી એ ઉપદેશ પ્રમાણે કમર કસીને વર્તન કરતાં નહિ શીખો, અને ખરા સિંહ નહિ બનો ત્યાં સુધી ગદ્ધાની માફક શત્રુઓથી માર્યા જશો. એટલા માટે અંધ ધર્મશ્રદ્ધા, ઉચ્ચ–નીચ જાતિ–ભેદના ફાંટાફંટા, કાચું–પાકું ખાવા–પીવાનો વ્યર્થ આડંબર, ચૂલા–ચોકાની નકામી ધાંધલ, વગેરેને ચૂલામાં નાખો; અને ખરા મર્દ–સિંહ બનો. કેવળ સિંહની ખાલ લપેટવાથી સિંહ થવાતું નથી. ઉપદેશને આચરણમાં ઉતારો, અને બીજાના દૃષ્ટાંત રૂપ બનો, તોજ તમને સફળતા મળશે. આમ હોવાથી ઉપદેશ પ્રમાણે આચરણ કરવાનું વ્રત આજેજ સ્વીકારો, તેમાં જરા પણ ગફલત ન કરો. બહુ દિન સુધી સૂઇ રહ્યા

* બ્રાહ્મણોએ માંસ ખાધાની આ વાતથી ચમકી ઉઠવા પહેલાં તે દેશના 'જાડા આચાર'ને ખ્યાલમાં લાવવો ઉચિત છે. ઉત્તરહિંદમાં આજે પણ ભક્ષ્યા–ભક્ષ્ય સંબંધે ખાસ પ્રતિબંધ નથી. ઘણા દ્વિજો ખુલ્લી રીતે માંસ ભક્ષણ કરનારા હજી પણ ત્યાં મોજૂદ છે. અનુવાદક.

છો, હવે તો જાગ્રત થાઓ. મેં જે જે ઉપદેશો આપ્યા છે, અને આપતો રહીશ, તે સર્વેને ક્રમશઃ સારી પેઠે ધ્યાનમાં રાખી, નિયમ પ્રમાણે દૃઢતાથી વર્તવાનો આરંભ કરો. જ્યારે તેમ કરશો ત્યારેજ તમે સાચા સિંહ બનશો. જરા પણ ઢીલ કરશો નહિ, ઢીલ કરશો તો કસર રહી જશે, અને જરા પણ કસર રહેવા પામી તો એ નાની ખામી પણ અંતમાં સર્વનાશનું કારણ બની જશે."

આ પછી ગુરુ સાહેબના ઉપદેશ પ્રમાણે શિષ્યગણ મક્કમપણે તેમની શિખામણ અનુસાર વર્તન કરવા કટિબદ્ધ થયો, અને દિન-પ્રતિદિન ઉન્નતિમાં આગળ વધતો ગયો.

---

# પ્રકરણ ૬ ઠું.

## દુર્ગા પાસેથી વરપ્રાપ્તિ.

ગુરુ સાહેબનો એવો નિયમ હતો, કે નિત્ય સંધ્યાસમયે પંડિત કાલિદાસ પાસેથી કદી મહાભારતની તો કોઈ દિવસ રામાયણની કથા શ્રવણ કરવીજ. એ પંડિતજી, જેમણે અશરફીની ખાતર માંસ ભક્ષણ કર્યું ન હતું. તે પાંચમાંના એક હતા, એઓ નિત્ય ઘણી પ્રીતિથી ગુરુ સાહેબને કથા સંભળાવ્યા કરતા. તેમાં ભગવાન રામચંદ્રની પિતૃભક્તિ, ભરતનો બંધુપ્રેમ, ભીષ્મનું આજન્મ બ્રહ્મચર્ય, યુધિષ્ઠિરની ધર્મપ્રીતિ, અને અર્જુન–ભીમની શૂરવીરતાનું વર્ણન આવતું તેનું ઘણાજ ધ્યાનપૂર્વક તેઓ શ્રવણ કરતા અને ધન્ય ધન્ય પોકારી ઉઠતા.

"હોય, કેમ ન હોય? બહાદુરી હોય તો એવીજ હજો! ધૈર્ય

હોય તો એવુંજ હજો! દૃઢ વ્રત હોય તો એવુંજ હજો!" એવાં વચન ઉચ્ચારી ઉત્સાહ પ્રકટ કરતા અને કહેતા, કે "અહો ભારત-સંતાન! તમારી આ શી દશા થઈ ગઇ? શું હવે તમે ફરીથી એવાં નહિ બની શકો?"

આવાં વચન સાંભળી પંડિતજી એક દિવસ બોલી ઉઠયાઃ—"ગુરુ મહારાજ, વર્તમાન સમયમાં ભારત સંતાન એવાં બનવાં એ બહુ દુર્લભ છે. એ સર્વ મહાપુરુષો થઈ ગયા, તેઓ તો દૈવી શક્તિ-સંપન્ન હતા. દેવી–દેવતા પાસે તેમણે વર પ્રાપ્ત કર્યા હતા, અને તેથીજ તેઓ એવાં એવાં અદ્‌ભુત કાર્ય કરી શક્યા હતા. કદાચ આપને પણ એમ ઇચ્છા થાય, કે એવા કોઈ મહાન કાર્યની સિદ્ધિ કરવી, તો કોઈ દેવી–દેવતાને પ્રસન્ન કરો."

પંડિતજીનાં આ સ્વાર્થપૂર્ણ વચન સાંભળી, ગુરુ સાહેબ કંઈક વિચાર કરી બોલ્યા, "કેમ પંડિતજી, દેવી–દેવતા કયી શક્તિવડે, કોના બળથી બળ મેળવી એવાં પ્રભાવશાળી થયાં છે? શું પોતાની સાધના કે તપશ્ચર્યાના પ્રભાવથીજ તે એવાં મહાન નથી બન્યાં? આપણાં પુરાણ પણ કહી રહ્યાં છે, કે એક માત્ર અકાલ પુરુષને માટેજ તપશ્ચર્યા કરી સર્વ દેવી–દેવતા શક્તિસંપન્ન બન્યા છે, તો જેને પોતાનેજ બીજાનો આશ્રય છે, તેમને પકડવા જવું એ બુદ્ધિ-માનોનું કામ નથી. એ આશ્રય સબળ નથી, અને ટકી શકતો નથી. જે અવિનાશી હોય તેનોજ આશ્રય લેવો ઉચિત છે. અકાલ પુરુષની શક્તિવિના કોઈ પણ શક્તિમાન બની શકતું નથી. આપણા સર્વમાં પણ એ શક્તિ સ્વાભાવિક રીતેજ વિદ્યમાન છે. જેમ કાષ્ઠમાં અગ્નિ છે, પણ યત્ન કર્યાથી પ્રકટ થાય છે, તેમ આપણુ સર્વમાં એ અનંત શક્તિનો ભંડાર તો ભર્યો છે, પણ યત્નથી તેને પ્રકટ કરવાની જરૂર છે. એ સિવાય, બીજા કોઈ પણ પ્રકારની સાધનાથી કાર્ય–સિદ્ધિ થઈ શકતી નથી."

એ પરથી પંડિતજી બોલ્યા, કે આપ ઠીક કહો છો; પણ આ કાળમાં ભગવતી દુર્ગા જેવી જાગતી જ્યોત બીજી નથી. જે જે વખતે જેને જેને કોઇ મહાન યજ્ઞ, કે મોટાં કામ કરવાની ઇચ્છા થઇ છે, તે તે વખતે તેણે ભગવતી શ્રી દુર્ગાજીનું વરદાન મેળવ્યું છે. ભગવાન રામચંદ્રને પણ રાવણનો સંહાર કરતાં પહેલાં તેની ઉપાસના કરવી પડી હતી, પાંડવોને પણ યુદ્ધ પહેલાં તેનુંજ વરદાન પ્રાપ્ત કરવું પડયું હતું, અને આ કલિકાળમાં પણ જ્યાં જુઓ ત્યાં તેનીજ શક્તિ પ્રત્યક્ષ થાય છે. જેણે વિધિવત્ એનું પુરશ્ચરણ કે જપાનુષ્ઠાન કર્યું છે, તેને કોઇ કાર્યમાં સિદ્ધિ મળ્યા વિના રહી નથી. ભગવતી જાતેજ પ્રકટ થઇ તેને સિદ્ધિ બક્ષે છે.

પંડિતજીનાં એ વચનોપર ગુરુ સાહેબ વિચાર કરવા લાગ્યાઃ— "મૂળ શક્તિ દુર્ગા તો તેજ પ્રકૃતિ દેવી છે કે જેના આધારથી બ્રહ્માંડ રચાયુ છે, અને તેજ સર્વ જનની માતા છે. સઘળા પ્રાણીઓમાં તે સ્વભાવતઃ વિદ્યમાન છે. રામચંદ્ર ઇત્યાદિએ પણ યુદ્ધ પહેલાં તેનો અનુભવ કર્યો, બળ સંચય કર્યું, અને શક્તિને પ્રકટ કરી, તો જ યુદ્ધમાં તે વિજયી નીવડયા, પત્થરના આગળ નમસ્કાર કર્યાથી અથવા નાક પકડી બેસી રહેવાથી નહિ, પણ શક્તિ મેળવવાથીજ તેઓ વિજય પામ્યા. છતાં પણ હાલની હિંદુ પ્રજા એમ ને એમ કંઈ આ વાત માનશે નહિ, આ સમયમાં અંધશ્રદ્ધાએ તેમની બુદ્ધિને બાળી નાખી છે, અને મારે એ લોકો પાસેથી કામ લેવાનું છે, તેથી તેમને સત્યાસત્યનો વિવેક તો જરૂર કરાવી દેવો જોઇએ, અને તે પણ પંડિતજીના કહ્યા પ્રમાણે યજ્ઞ, જપાનુષ્ઠાન કરી આખી હિંદુ પ્રજાને પરીક્ષાપૂર્વક વિવેક કરાવી દેવો જોઇએ." એવો વિચાર કરી ગુરુ સાહેબ બોલ્યા, "શું પંડિતજી, આ કાળમાં પણ ભગવતી પ્રકટ થઇ શકે ખરાં કે?"

પંડિતજી:—કેમ નહિ, વિધિવત્ અનુષ્ઠાન કરવાથી જરૂર પ્રકટ થાય.

ગુરુ સાહેબ:—તમને તેની વિધિ માલમ છે?

પંડિતજી:—માલમ કેમ ન હોય? તોપણ કાશી વગેરે બીજાં સ્થળોમાંથી મોટા મોટા મંત્રશાસ્ત્રી પંડિતોને બોલાવવા પડશે; તેમજ એમાં દ્રવ્ય પણ ઘણું જોઇશે.

ગુરુ સાહેબ:—આશરે કેટલુક દ્રવ્ય જોઇએ?

પંડિતજી:—એક લાખ રૂપીઆથી ઓછું તો નજ ચાલે.

ગુરુ સાહેબ:—ખેર, કંઇ હરકત નહિ, તમે જે લોકોને બોલાવવા માગો છો, તે બધાને નિમંત્રણપત્ર મોકલો, હું એટલું દ્રવ્ય ખર્ચવાને તૈયાર છુ.

પંડિતજીએ તેજ વખતે નિમંત્રણપત્ર મોકલાવી દીધાં, અને થોડા દિવસમાં દૂર દૂરથી મોટા મોટા મંત્રશાસ્ત્રીઓ, અને જપાનુષ્ઠાનીઓ ગુચ્છાદાર જનોઇ પહેરી, શિખામાં બિલ્વપત્ર બાંધી ગુરુ મહારાજની રાજધાની આનંદપુરમાં આવી પહોચ્યા. ચારે તરફ બ્રાહ્મણ, બ્રાહ્મણ ને બ્રાહ્મણજ દેખાવા લાગ્યા.

સર્વ એકત્રિત થયા, એટલે પંડત કાલિદાસે બ્રાહ્મણોની એક સભા કરી, અને જપ, અનુષ્ઠાન, હવન વગેરેમાં જોઇતી સામગ્રીની ટીપ લખવાની શરૂઆત કરી. બ્રાહ્મણોએ હવન-સામગ્રી, ઘૃત, સુગંધી દ્રવ્ય, યજ્ઞપાત્ર, અને પડદાને માટે રેશમી વસ્ત્ર વગેરે ઘણો સામાન લખાવ્યો, જેમાં દક્ષિણા વગેરેનો ઉમેરો કરતાં લગભગ બે લાખ રૂપીઆનો આંકડો થયો.

આથી પંડિતજી બોલ્યા કે, "ભાઇઓ, મેં તો ગુરુ સાહેબને એક લાખની વાત કરી છે, માટે હવે જો બે લાખ કહીશ તો વાત હલકી પડશે, અને ગુરુ સાહેબ મને લાલચુ સમજશે."

આથી એકઠી થએલી પંડિતમંડળીએ પૂછ્યું, "યજમાન ઉદાર અને સમર્થ છે કે નહિ?"

પંડિતજીએ કહ્યું:—યજમાન કૃપણ નથી અને સમર્થ પણ છે.

ત્યારે તેઓ બોલી ઉઠયા, "વાહ! પંડિતજી વાહ! પછી ચિંતા શી વાતની છે? એવા યજમાન કંઈ રોજ રોજ મળે છે? જો તે ઉદાર અને સમર્થજ છે, તો પછી ઝાઝો વિચાર કરવાની જરૂર નથી. આ ટીપ તેમને બતાવજો."

પંડિત કાલિદાસજીએ ખંચાતાં ખંચાતાં ગુરુજી પાસે ટીપ રજુ કરી. ગુરુ સાહેબ બોલ્યા, "કંઈ હરકત નહિ, હું બે લાખનો પણ ખર્ચ કરવા તૈયાર છું. તમે કાર્યનો આરંભ કરો."

જો કે ગુરુ સાહેબને યુદ્ધોપયોગી સામાન વગેરેની તૈયારી કરવાની હોવાથી, દ્રવ્યની બહુજ જરૂર હતી, પણ આખી હિંદુ પ્રજાને એક વાર મૂળ શક્તિ કોણ છે તેનું જ્ઞાન થાય, અને તે લોકો અંધશ્રદ્ધા ત્યજી દે, એવી તેમની અંતરની ઇચ્છા હતી. બીજું આ બ્રાહ્મણોને અસંતુષ્ટ કરી, પોતાના અનુગામીઓને નારાજ કરવાનું પણ તેઓ ઇચ્છતા નહોતા. તેથી આ યજ્ઞનો ઉત્તમ પ્રભાવ હિંદુ પ્રજાપર ઓછો વધતો જરૂર પડશે, એમ સમજીને પણ બે લાખ રૂપીઆ ખર્ચવાની તેમણે ના પાડી નહિ.

તેમણે કહ્યું:—" પંડિતજી, હવે તો સર્વ પ્રબંધ થઈ ગયો એટલે દુર્ગા પ્રકટ થવામાં કંઇ વાંધો તો નહિ પડે ને?"

પંડિતજીએ કહ્યું:—" નહિ, ગુરુરાજ, હવે કંઈ વાંધો નથી. અમે હવે કાર્ય આરંભીએ છીએ."

એ પછી આનંદપુરથી સાત ગાઉ દૂર પર્વતપર એક નયનાદેવીનું મંદિર છે, ત્યાં એકત્રિત થઇ બ્રાહ્મણમંડળીએ મંડપ રચ્યો, અને તેને ચારે બાજુએ કેળના સ્તંભ રોપી, પુષ્પલતા વગેરેનાં

તોરણથી શણગારી, વચમાં એક ઘણો શોભાયમાન યજ્ઞકુંડ નિર્માણ કર્યો. પંડિત કાલિદાસ આચાર્ય થયા, અને કાશીના દેવદત્ત શાસ્ત્રીજી બ્રહ્મા બન્યા, તેમજ લાયક ઉદ્‌ગાતા અને અધ્વર્યુની યોજના કરી યજ્ઞનો આરંભ કર્યો. એક સો આઠ બ્રાહ્મણો ચંડીપાઠ, અને તેટલાજ બ્રાહ્મણો દુર્ગાદેવીના મંત્રનો જપ કરવા મંડયા. બ્રાહ્મણોનો ઘણો મોટો સમારોહ થયો. દરરોજ મણબંધી ઘી અને સુગંધી દ્રવ્ય યજ્ઞમાં પડવા લાગ્યું, તથા વેદધ્વનિ અને સ્વાહાના ઉચ્ચારથી દિશાઓ ગુંજાયમાન થઈ રહી. ગુરુ સાહેબે સર્વ પ્રબંધને માટે પોતાના શિષ્યોને તહેનાતમાં નિયત કરી દીધા હતા. આસપાસનાં ગામો અને નગરોમાં આ યજ્ઞની ભારે ચર્ચા થઇ રહી. દૂર દૂરથી હજારો સ્ત્રી-પુરૂષો નાના પ્રકારના મેવા, મીઠાઈ, વસ્ત્ર અને દ્રવ્યની ભેટ લઈ તેનાં દર્શને આવવા લાગ્યાં, અને મોટી શ્રદ્ધા-ભક્તિથી દર્શન કરી કૃતકૃત્ય થવા લાગ્યા. ગુરુ સાહેબ પણ નિત્ય ઘોડાપર સવાર થઈ સંધ્યાકાળે યજ્ઞમંડપમા જતા, અને બ્રાહ્મણોનો આશીર્વાદ પામી પાછા આવતા. આ પુરશ્ચરણ ચાલીશ દિવસનું હતું.

એક માસ વ્યતીત થયો એટલે ગુરુ સાહેબે કહ્યું:-" પંડિતજી એક માસ તો વીતી ગયો, તો પણ હજીસુધી દુર્ગાને પ્રકટ થવાનાં કોઈ પણ ચિહ્ન કેમ દેખાતાં નથી ? "

આચાર્યે ઉત્તર આપ્યો, " ગુરુ સાહેબ ! એક કારણ છે, જો આપ ક્રોધ ન કરો તો કહું. "

" કોઇ પણ જાતની ખટક વિના કહો. " ગુરુ સાહેબે કહ્યું.

પંડિતજી બોલ્યા, કે જ્યારે કોઈ યજમાન આવા પ્રકારની યજ્ઞક્રિયા અથવા જપાનુષ્ઠાનની ક્રિયા કરાવે ત્યારે તેણે યમનિયમ ધારણ કરી રહેવું જોઇએ. કોઇ પણ પ્રકારના પશુઘાત કે હિંસા વગેરે કામમાં તેણે પ્રવૃત્ત થવું ન જોઈએ. પણ આપ તો નિત્ય શિકાર

કરો છો, અને બે ચાર નિર્દોષ પ્રાણીઓનો સંહાર કરો છો, જેથી દુર્ગા પ્રકટ થતાં નથી."

પંડિતજી જાણતા હતા, કે ગુરુ સાહેબને શિકાર ખેલવાનો બેહદ શોખ છે, જેથી તે છોડનાર નથી અને આપણે સહેલાઇથી કહી દઇશું કે "તમે તામસી વૃત્તિ ત્યાગી નહિ, તેથી ભવાની પ્રકટ થઈ નહિ !"

ગુરુ સાહેબે કહ્યું કેઃ—"પંડિતજી, તમે એવું મને પહેલેથી શા-માટે ન કહ્યુ ? હું શિકાર ખેલવો છોડી દેત. ખેર, હજી પણ કંઈ હરકત નથી. દશ દિવસ બાકી છે, હું આજથી શિકાર કરવો છોડી દઉં છું. તમે ભવાનીને પ્રસન્ન કરવાનો ઉપાય કરો."

એ દિવસથી ગુરુ સાહેબે શિકાર કરવો બંધ રાખ્યો, અને હવન, યજ્ઞ, જપ, પૂજા વગેરે યથાવત્ જારી રહ્યાં. ગુરુ સાહેબ નિત્ય નિયમપૂર્વક આવતા રહ્યા, પણ દુર્ગા પ્રકટ થવાનાં કાંઇ પણ ચિહ્ન હજી દેખાયાં નહિ. જોતજોતામાં પૂર્ણાહુતિનો ચાળીશમો દિવસ પણ આવી પહોંચ્યો, બ્રાહ્મણોએ ઘણી સામગ્રી બચાવી રાખી હતી, સંધ્યાકાળે ગુરુ સાહેબે આવી આચાર્યને પૂછ્યું, કેમ પંડિતજી શા સમાચાર છે ?

પંડિતજી બોલ્યા, "હવે વિલંબ નથી, યજ્ઞ પૂર્ણ થશે એટલે દુર્ગા પ્રકટ થશે. તેનાં સર્વે લક્ષણ જણાવા લાગ્યાં છે."

ગુરુ સાહેબ એ દિવસે પણ પાછા ફર્યા અને ફરી બીજે દિવસે આવીને જ્યારે પૂછ્યું, કે "દુર્ગા કયાં પ્રકટ થયાં ?" તો પંડિતજીએ કહ્યું, "હવે પ્રકટ થવામાં કંઈ વિલંબ નથી. માત્ર માતાજી કોઈ કુલીન માણસનો ભોગ માગે છે !" આમાં પણ પંડિતજીની એવી ચતુરાઇ હતી, કે નરબલિ મળશે નહિ, અને દેવી પ્રકટ થશે નહિ.

આવું સાંભળતાંજ ગુરુ સાહેબ ઘણા ક્રોધાયમાન થયા અને

એકદમ મ્યાનમાંથી સમશેર ખેંચી આચાર્યપર ધસી ગયા, તથા ઘણા ગંભીર સ્વરે બોલ્યા, "અહો, મહારાજ! ધન્ય છે આપને! ચાલો, તૈયાર થઈ જાઓ, બલિને માટે આપના કરતાં વધારે કુલીન નર મને બીજો કોઇ જણાતો નથી. હવે દુર્ગાજી સંમુખ ધર્મની ખાતર બલિ આપવા મસ્તક અર્પણ કરો."

ગુરુની ઉગ્ર મૂર્તિ, લાલ આંખ, હાથમાં નાગી તલવાર, અને બલિદાન માટે મરવાનુ આવ્હાન સાંભળી, પંડિતજીના હોશકોશ ઉડી ગયા. "હાય! હવે શું કરવું? ક્યાં જવું? ગુરુ સાહેબ તો ઉન્મત્ત થઈ ગયા છે. હાય, શું આમ મરવુંજ પડશે? જીવતાંજ અગ્નિકુંડમાં બળવું પડશે? હાય! હાય! મેં ક્યાં યજ્ઞ કરાવ્યો? મારે હાથેજ મેં જીવ ખોયો. પ્રાણ બચાવવાનો કોઈ પણ ઉપાય તો કરવો જોઇએ?" એ વિચારોમાં પંડિતજીનો ચહેરો ફિક્કો પડી ગયો. હાથપગ થરથર કંપવા લાગ્યા. જબાન સૂકાઈને ચોંટી ગઈ. મહા મહેનતે એટલું બોલી શક્યા, કે "મહારાજ, થોડો વખત આપો, હુ શૌચસ્નાનથી નિવૃત્ત થઈને આવું છું!"

ગુરુ સાહેબનો વિચાર તેને મારી નાખવાનો ન જ હતો. તેથી તેને જવાની રજા આપી. હવે પંડિતજીના જીવમાં જીવ આવ્યો. ધીરે રહીને ત્યાંથી તેઓ એવી રીતે ખસી ગયા, કે ક્યાંય પણ પત્તોજ લાગે નહિ. ગુરુ સાહેબ બહુ વાર સુધી અગ્નિકુંડ સામે નાગી તલવાર લઇ ઉભા રહ્યા, પંડિતજી પાછા આવ્યાજ નહિ! ઘણીએ તપાસ કરી પણ પત્તોજ ન લાગ્યો! એ અરસામાં મોટા મોટા પંડિતો, આચાર્યજીની આવી દશા જોઇ ધીરે ધીરે ખસી ગયા હતા.

ગુરુ સાહેબે જ્યારે જોયું, કે સઘળી પંડિતમંડળી ખસી ગઈ છે, ત્યારે જે કંઇ હવનસામગ્રી બાકી રહી હતી તે સઘળી એકી વખતે યજ્ઞકુંડમાં ફેંકી દીધી; જેથી યજ્ઞની જ્વાલા પ્રચંડ થઈ, અને

ઘણે દૂર સુધી દશે દિશામાં તેનો પ્રકાશ પ્રસર્યો. જે લોકોએ "દેવી પ્રકટ કરવા ખાતર ગુરુ સાહેબે યજ્ઞ આરંભ્યો છે" એવું સાભળ્યુ હતું, તેઓ આ પ્રચંડ પ્રકાશને જોઇ એમ સમજ્યા, કે "આજે ખરેખર ગુરુ સાહેબની દેવી પ્રકટ થઈ." તેઓ સર્વ એકઠા થઈ આનંદપુરમાં આવી ગુરુ સાહેબની વાટ જોવા લાગ્યા. ગુરુ સાહેબ પણ ત્યાંથી હાથમાં નાગી તલવાર લઈ આનંદપુર ચાલ્યા આવ્યા.

લોકોએ પૂછ્યું, કે મહારાજ, દેવી પ્રકટ થઇ ?

ગુરુ સાહેબે નાગી તલવાર બતાવી કહ્યું, "લ્યો, જુઓ, દેવી આ રહી !"

એકઠી થયેલી મેદનીમાંના સઘળા એમ સમજ્યા, કે "દેવીએ પ્રકટ થઇ પોતાને હાથે ગુરુ સાહેબને એ તલવાર આપી છે." ગુરુ સાહેબને સાક્ષાત્ ભગવતીએ અસ્ત્ર આપ્યું છે, અને તેથી હવે તેમને કોઈ પણ જીતી શકે તેમ નથી" આવી વાત ધીરે ધીરે ફેલાવા લાગી, અને ભગવતીએ આપેલી તલવારનાં દર્શન કરવાને દૂર દૂરથી ભક્તમંડળી આવવા લાગી. ગુરુ સાહેબના ઘણાક અનુયાયીઓ, જેઓ જરા બુદ્ધિશાળી હતા, તેમને તો બ્રાહ્મણોનું છળકપટ જણાઇ ગયુ, અને સચમુચ નાગી તલવાર અને બાહુબળ એજ સાચી શક્તિ છે, એજ સાક્ષાત્ દુર્ગા છે, એવું મનમા ઠસી ગયુ. સરળ વિશ્વાસુ લોકો ગુરુ સાહેબને ભગવતીના સાક્ષાત્ વરપુત્ર તરીકે ગણવા લાગ્યા, અને સમજદાર લોકો તેમને પોતાના સાચા હિતૈષી, ધર્મરક્ષક, અને દેશભક્ત તરીકે ઓળખવા લાગ્યા.

**"जाकी रही भावना जैसी,**
**हरि मूरति देखी तिन तैसी."**

આજ સુધી પણ આ બાબતમાં લોકોની એવીજ સ્થિતિ છે. ઘણાક શ્રદ્ધાળુ ભક્તોનો એવો વિશ્વાસ છે, કે સાક્ષાત્ દુર્ગાએ

પ્રકટ થઇને ગુરુ સાહેબને પોતાને હાથે તલવાર આપી હતી. ભલે, પોતપોતાની રુચિ અનુસાર જેને જેમ ભાવ્યું તેણે તેમ માની લીધું, પણ આથી એટલું તો અવશ્ય થયું કે, ગુરુ સાહેબનો પ્રભાવ બહુજ વધી ગયો; ઘણા માણસો તેમને દૈવીશક્તિસંપન્ન સમજવા લાગ્યા, અને સાક્ષાત્ ભગવતીના વરપુત્ર માનવા લાગ્યા. ગુરુ સાહેબના ઉદ્દેશને તો આથી લાભજ થયો, અને યુદ્ધાર્થી ભક્ત શિષ્યોની ભરતી થવા માંડી. યજ્ઞ પૂર્ણ થયા પછી, ગુરુ સાહેબે મોટા જનસમુદાયને ભોજન કરાવ્યું, અને સર્વનો યથોચિત સત્કાર કરી આવેલા બ્રાહ્મણોને યોગ્ય દક્ષિણા વગેરે આપી વિદાય કર્યા.

# પ્રકરણ ૭ મું.

## શિષ્યપરીક્ષા અને મંત્રોપદેશ.

ગુરુ સાહેબ સાક્ષાત્ ભવાનીના વરપુત્ર નિયત થયા છે, અને તેમને દૈવી અસ્ત્ર પ્રાપ્ત થયાં છે, એ વાતો દેશદેશાંતરમાં ફેલાઇ ગઇ હતી, અને શિષ્યોપર તેનો કંઇક પ્રભાવ પણ પડયો હતો; પણ એ અસર કયા સુધી પહોંચી છે, અને તેમના અનુયાયીઓ ગુરુ સાહેબને માટે કયાં સુધી સ્વાર્થત્યાગ કરી શકવા તત્પર છે, એની પરીક્ષા કરવાનું તેમણે ઉચિત ધાર્યું. તદનુસાર વિક્રમ સંવત્ ૧૭૫૫ ના ચૈત્ર શુકલ પક્ષમાં દેશદેશાંતરમાં સર્વ ઠેકાણે આજ્ઞાપત્ર મોકલી આપ્યાં. તેમાં જણાવવામાં આવ્યું હતું, કે પૂર્ણિમાને દિવસે આનંદપુરમાં એક ભારે મહોત્સવ થશે. તેમાં ભાગ લેવા સર્વ લોકોએ અવશ્ય આવવું.

ગુરુ સાહેબનું આજ્ઞાપત્ર મળતાં દૂર દૂરથી આવીને શિષ્યવર્ગ

એકઠો થવા લાગ્યો. નિયત દિવસે ગુરુ સાહેબે એક તંબુ ઉભો કરાવ્યો, પુષ્પ, તોરણ, અને ચંદરવા બંધાવ્યાં, એક વિશાળ સભામંડપ રચ્યો અને તેની પાછળ એક બીજો તંબુ ઉભો કરાવ્યો, જેના દ્વારપર એક પડદો નાખવામાં આવ્યો હતો. તે તંબુના અંદરના ભાગમાંથી છેક સભાગૃહ સુધી એક પાકી મોરી બંધાવી હતી, અને કોઈ જાણે નહિ તેવી રીતે પાંચ બકરા મંગાવી ગુપ્ત રીતે તેમાં બંધાવી રાખ્યા હતા. જ્યારે દરબાર ભરાયો, મોટા મોટા માનમરતબાવાળા અને ધનવાન શિષ્યો જેમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને અંત્યજ જાતિ સુધીના લોકો ઉપસ્થિત હતા તેઓ પોતપોતાનાં સ્થાનપર બેસી ગયા,—ત્યારે ગુરુ સાહેબ સભાગૃહમાં પધાર્યા. તેઓ પધારતાંજ સઘળા ઊભા થયા, અને "સત્ય શ્રી અકાલ પુરુષકી જય" "વાહ ગુરુકી ફતેહ" એ શબ્દોથી ગુરુ સાહેબનો જયજયકાર ગજાવી મૂક્યો. ગુરુ સાહેબે સિંહાસનારૂઢ નહિ થતા ઉભાજ રહીને બધાને બેસવા માટે ઈશારો કર્યો. જ્યારે સઘળા લોકો બેસી ગયા ત્યારે ગુરુ સાહેબે ભાષણનો પ્રારંભ કર્યો:—

"ભાઇઓ, સત્યશ્રી અકાલ પુરૂષના મહિમાથી અને આપ લોકોના પુણ્યબળથી શ્રી દુર્ગાભવાનીને પ્રસન્ન કરવા મેં જે યજ્ઞ આરંભ્યો હતો, તે પૂર્ણ થયો છે. ધર્મના સંરક્ષણ અને દેશના ભાવી કલ્યાણને માટે માતા દુર્ગાભવાનીએ મારી પાસે કંઇક ભેટ માગી છે, તે ધરાવ્યા સિવાય તે પૂર્ણ તૃપ્ત થશે નહિ. પરંતુ એ ભેટ આપવી મારી શક્તિની બહાર છે, અને તેથીજ આપ લોકોને અહીં આવવાની તકલીફ આપવી પડી છે. મારી ખાત્રી છે, કે આપ મને એ કાર્યમાં સાહાય્ય થશોજ."

હાજર રહેલા સભ્યો એકે અવાજે પોકારી ઉઠયા, "ગુરુ સાહેબની જે આજ્ઞા થશે તેનું પાલન કરવાને અમે તૈયાર છીએ."

ગુરુ સાહેબે કથન પુનઃ શરૂ કર્યું:—

"મારી દઢાસ્થા છે, કે આપ લોકો પોતાની પ્રતિજ્ઞાનું પાલન અવશ્ય કરશોજ. હવે તે ભેટનું વૃત્તાંત લક્ષપૂર્વક સાંભળોઃ શ્રી દુર્ગા-ભવાની મારી પાસેથી પાંચ શિષ્યોનું બલિદાન માગે છે, તો આપ-નામાં એવા કોઈ ગુરુના સાચા ભક્ત, અને ધર્મને માટે પ્રાણ અર્પણ કરનાર છે, કે જે ધર્મ અને દેશના કલ્યાણને માટે ભવાનીને ભોગ ધરાવવા પોતાનાં મસ્તક અર્પણ કરે?"

એટલું કહીને તેમણે મ્યાનમાંથી તલવાર ખેંચી.

ગુરુ સાહેબનાં વચનો સાંભળી અને હાથમાં નાગી તલવાર પક-ડીને ઉભેલી તેમની ઉગ્ર મૂર્તિ જોઈને ઘણાકના તો હોશ-કોશજ ઊડી ગયા. મોટા આનંદથી ગુરુ સાહેબનું નિમંત્રણ મળતાં જે બિચારા મહોત્સવમાં ભાગ લેવા આવ્યા હતા, અને કંઈ દિવસ સુધી શીરાનો પ્રસાદ આરોગ્યો હતો, તેઓપર વળી આ બલા ક્યાંથી આવી? શું ગુરુ સાહેબ પાગળ તો નથી બની ગયા? એવા એવા વિચારો ઘણા-કના મનમાં આવવા લાગ્યા. આખી સભામાં ચૂપકીદી પ્રસરી રહી. શિષ્યવર્ગ વિસ્મિત અને ભયભીત થઇ ગુરુ સાહેબની તરફ નિહાળી રહ્યો.

કોઇ કંઇજ બોલ્યું નહિ કે બોલવાનાં ચિહ્ન પણ જણાયાં નહિ એટલે ગુરુ સાહેબે પુનઃ ગર્જના કરીને કહ્યું:—"શું સત્ય ધર્મ અને ગુરુને માટે શિર આપવાને કોઇ પણ તૈયાર નથી?"

એટલું કહેતાંમાંજ લાહોરનિવાસી ભાઈ દયાસિંહ નામનો ક્ષત્રિય વીર હાથ જોડીને ખડો થઈ ગયો. બધાની નજર તેના તર-ફજ ચોંટી હતી. તેણે કહ્યું:—"ગુરુ મહારાજ, આપની આજ્ઞાથી એકવાર તો શું પણ દશ વાર મસ્તક આપવાને તૈયાર છું." એટલું કહીને તે આગળ વધ્યો.

ગુરુ સાહેબ તેને પોતાની સાથે અંદરના તંબુ—જેનાપર પડદો પડેલો હતો તે-માં લઈ ગયા. અને ત્યાં જે પાંચ બકરા બાંધ્યા હતા

તેમાંના એકનું માથું કાપી નાખ્યું. રક્તધારા મોરીમાંથી વહેતી વહેતી બહાર સભામંડપમાં જઇ પહોંચી, અને ગુરુ સાહેબ તે શિષ્યને અંદર બેસાડીને લોહીથી ખરડાયલી નાગી તલવાર હાથમાં લઈ સભામંડપમાં આવી ઉભા. નીકમાંથી વહેતું લોહી અને ગુરુ સાહેબની રક્તરંજિત તલવાર જોઈને સમગ્ર સભા સ્તબ્ધ અને ભયભીત બની ગઇ' ભાઈ દયાસિંહના મરણની સઘળાને ખાત્રી થઈ ચૂકી. કેટલાકના ચહેરાપરથી નૂર ઉડી ગયું, અને કેટલાક ધીરે રહીને છટકી પણ જવા લાગ્યા.

આ સઘળું જોવા છતાં ગુરુ સાહેબ પુનઃ પહેલાંની પેઠેજ ઉચ્ચ અને ગંભીર નાદથી બોલ્યાઃ–" હવે બીજો કયો વીર છે કે જે ધર્મને માટે માથું આપે ! " આ સાંભળીને દિલ્હીનિવાસી ધર્મસિંહ નામનો એક જાટ હાથ જોડીને ઉભો થયો અને બોલ્યો, " ગુરુ મહારાજ ' મારૂ શિર હાજર છે. " ગુરુ સાહેબે કહ્યું, ધન્ય છે ! પછી તેને પણ હાથ પકડીને અંદર લઈ ગયા અને બીજા બકરાનું શિર કાપી નાખ્યુ. ધર્મસિંહ, ભાઇ દયાસિંહને ત્યાં બેઠેલો જોઇને બહુ વિસ્મય પામ્યો. ગુરુ સાહેબે કહ્યુંઃ–" ધીરજ ધરો, સઘળો વૃત્તાન્ત થોડાજ વખતમાં વિદિત થશે. "

આ પ્રમાણે રુધિરપ્લાવિત તલવાર લઇને ગુરુ સાહેબ ફરી બહાર આવ્યા અને તેને ઉંચી કરીને બોલ્યા, " ત્રીજો વીર ભક્ત કોણ છે જે ગુરુને માટે શિર આપી શકે ? "

આ વખતે હિમ્મતસિંહ નામનો એક કહાર હાથ જોડીને ઉભો થયો, અને બોલ્યો, " ગુરુ મહારાજ, જો કે આ અધમ શરીર ધર્માર્થે બલિ થવાને યોગ્ય તો નથી; છતાં જો આપ આજ્ઞા આપો તો આપની સેવા માટે હાજર છું. "

ગુરુ સાહેબે કહ્યુંઃ–" દેવસેવામાં શ્રદ્ધા અને વિશ્વાસ તરફજ જોવામાં આવે છે, નહિ કે નાતજાત તરફ ! " એમ કહીને તેની

બાંય પકડી તેને પણ અંદર તંબુમાં લઇ ગયા અને યોગ્ય સ્થળે બેસાડી ત્રીજા બકરાનું શિર ઉડાવી દીધું, અને પહેલાંની પેઠેજ ઉઘાડી તલવાર સાથે બહાર આવીને ઉભા. મોરીમાંથી રક્તપ્રવાહ વહી રહ્યો હતો. સભાસદો ભયભીત થઇ પુતળાં જેવા સ્તબ્ધ બની ગયા હતા. ચોથીવાર ગુરુ સાહેબે પોકાર કર્યો "ચોથો ધર્મવીર કયો છે ?"

હવે એક રંગરેજ (છીપા) જાતિનો મોહકમસિંહ નામનો પુરુષ હાથ જોડીને શિર નમાવી સામે આવ્યો. ગુરુ સાહેબ તેને પણ અંદર લઇ ગયા, અને ચોથા બકરાનું ડોકું કાપી નાખ્યું !

પાંચમી વાર જ્યારે ગુરુ સાહેબ રક્તસ્નાત ઉઘાડી તલવાર લઇને બહાર આવ્યા ત્યારે તો ભયના માર્યા કેટલાક શિષ્યો ત્યાંથી ખસી ગયેલા જણાયા, પણ આ કૌતુક અને અંતિમ દૃશ્ય જોવાની ઉત્કંઠાથી ઘણા ખરા બેસી પણ રહ્યા હતા. કહાર અને છાપગર જેવી જાતિના પુરુષોની હિમ્મત જોઇને મોટા મોટા બ્રાહ્મણ અને ક્ષત્રિયના શિર નીચાં નમી ગયાં હતાં, તેમના ચહેરા ઉતરી ગયા હતા, અને તેઓ દીર્ઘ શ્વાસ ખેંચી રહ્યા હતા. ગુરુ સાહેબે આ સઘળું એક ક્ષણભરમાં જોઈ લીધું અને ફરી બોલ્યાઃ—

"હવે આ અંતિમ બલિ ચઢાવવાની કોઇનામાં હિમ્મત છે કે ?"

તરતજ સાહેબસિંહ નામનો એક હજામ હાથ જોડીને ઉભો થયો અને બોલ્યોઃ—"મહારાજ, શું આ પતિતપર એટલી દયા થશે કે આ અધમ શરીર દેવસેવામાં અર્પણ થાય ?"

ગુરુ સાહેબ બોલી ઉઠ્યા, "નહિ, નહિ, તમારા જેવા શૂરાઓને પતિત નહિ, પણ પતિતપાવન કહેવા જોઇએ." એમ કહીને તેને પણ અંદર લઇ જવામાં આવ્યો અને પાંચમા બકરાનું મસ્તક છેદાયું. રક્તનો પ્રવાહ વેગથી મોરીમાંથી બહાર આવીને સભામંડપમાં નીકળ્યો. હાજર રહેલાઓમાંના ઘણાખરાઓએ માની લીધું, કે ગુરુ સાહેબ

પાગળ થઇ ગયા છે ! નાના પ્રકારની ચિંતા, ભય, અને ઉદ્વેગથી પૂર્ણ બનીને શબવત્ જ્યાંના ત્યાં સૌ બેસી રહ્યા. કોઈના મોંમાંથી શબ્દ સરખો પણ નીકળતો ન હતો.

પછી ગુરુ સાહેબ બહાર આવીને બોલ્યા, " આપ લોકો જરા ધૈર્ય ધરો, દુર્ગાભવાની પરમ સંતુષ્ટ થઇ છે, અને તેની પ્રસન્નતાના ખુલાસાવાર સમાચાર હમણાંજ આપ લોકોને સંભળાવવામાં આવશે. "

એટલું કહીને તેઓ તંબુની અંદર ચાલ્યા ગયા. ત્યાં જઈ પેલા પાંચે શિષ્યોને સ્નાન કરાવી સઘળાને એકજ પ્રકારનાં બહુમૂલ્ય વસ્ત્ર પરિધાન કરાવ્યાં અને કમરે ઢાલ–તલવાર બંધાવ્યાં. પોતે પણ ગાજદરબારી દબદબાભર્યો પોષાક પહેરી અસ્ત્ર–શસ્ત્રથી સુસજ્જિત થયા અને પછી પેલા પાચ શિષ્યોની સાથે સભામંડપમાં આવ્યા.

તેમને જોતાંજ સભાજનો ઘણા વિસ્મિત થયા અને આશ્ચર્ય-સાગરમાં ગોથાં ખાવા લાગ્યા. બકરાઓનો શિરચ્છેદ થતો હતો એ વાત કોઈને પણ વિદિત ન હતી. હવે તો ઘણાક જણ પસ્તાવા લાગ્યા, કે " હાય ! ગુરુસાહેબની સેવામાં અમે કેમ મસ્તક આપ્યુ નહિ ?" જ્યારે સઘળાઓ કંઇક સ્વસ્થ થયા ત્યારે ગુરુ સાહેબે તમામ ભેદ નિમ્નલિખિત શબ્દોમાં ખુલ્લો કરી બતાવ્યો.

" ભાઈઓ ! આપ લોકોને અહીં આવવાની તસ્દી એક મહોત્સવમાં સંમિલિત થવાને માટે આપવામાં આવી હતી, છતાં આ કાર્ય જોઇને કદાચ આપમાંના કેટલાકના મનમાં નાના પ્રકારના વિચારો ચાલી રહ્યા હશે, અને આપ એનો સઘળો ભેદ જાણવા ચાહતા હશો. મિત્રો ! આત્મિક બળ એજ સાચી શક્તિ છે. જેનું દૃષ્ટાંત આ પાંચ મહા પુરુષોએ હમણાજ તમને પ્રત્યક્ષ બતાવ્યું છે. મેં અંદર પાંચ બકરા બાંધી રાખ્યા હતા, અને તેમનો શિરચ્છેદ કરીને મોરીમાં

રક્ત વહેવડાવ્યું હતું. સાક્ષાત્ મૃત્યુને જોઈને પણ તમે લોકો ગુરુને માટે મસ્તક આપવા, પ્રાણાર્પણ કરવા તત્પર છો કે નહિ તેની આ પરીક્ષા હતી. ઘણા આનંદની વાત છે, કે એક પછી એક પાંચ શૂરવીર આ પરીક્ષાને માટે તૈયાર થયા અને તેમાં સારી રીતે ઉત્તીર્ણ પણ થયા. તમારામાં હજી પણ બીજા ઘણાક શૂરવીરો મોજૂદ છે, કે જેઓ જરૂર પડતાં પોતાનાં શિર આપવા ખુશીથી તત્પર થઇ જાય એવો મને વિશ્વાસ છે, અને હું એ હકીકતને ઘણા આનંદ અને ગૌરવની માનું છું. ગુરુ **નાનકદેવજીની** પરીક્ષામાં એકલા **અંગદજી** ઉત્તીર્ણ થયા હતા, પણ આ કઠિન પરીક્ષામાં તો પાંચ વીર ઉત્તીર્ણ થયા છે! જેવી રીતે ગુરુ **નાનકદેવજીએ** પોતાની પછી **અંગદજીને** પોતાના ઉદ્દેશના ઉત્તરાધિકારી—વારસ—ઠરાવ્યા હતા, તેજ પ્રમાણે હું પણ આજે આ પાંચેની સાથે તમો સઘળાને મારા ઉદ્દેશના ઉત્તરાધિકારી ઠરાવીશ; કારણ કે મને પૂર્ણ આશા છે, કે તમારાવડે દેશ અને ધર્મની રક્ષા થશે. તમે લોક ધન્ય છો!' 'ધન્ય ગુરુકી સિક્ખી હૈ'! 'ધન્ય ગુરુકી સિક્ખી હૈ!' (ધન્ય ગુરુના શીખો!!) એ શબ્દનું ગુરુ સાહેબે ત્રણ વાર ઉચ્ચારણ કર્યું. એ પછી ગુરુ સાહેબે તે દિવસની સભા વિસર્જન કરી અને બીજે દિવસે સઘળાને વખતસર સભામાં આવવા કહ્યું.

બીજે દિવસે એટલે સંવત્ ૧૭૫૬ ના વૈશાખ વદી પડવાને દિવસે પ્રાતઃકાળમાંજ સભામંડપ ચિકાર થયો. નવીન વસ્ત્રાસ્ત્ર ઇત્યાદિ ધારણ કરાવીને ગુરુ સાહેબે તે પાંચ શિષ્યોને સભા—સંમુખ ઉભા કર્યા, અને **સતલજ** નદીમાંથી એક ગાગર પાણી મંગાવીને એક લોહપાત્રમાં નંખાવ્યું, અને તેમાં પતાસાં નાખી શરબત બનાવ્યું. જ્યારે તે તૈયાર થઇ ગયું ત્યારે **પરમાત્માની** જે સ્તુતિ ગુરુ **નાનક**દેવજી અને **અમરદાસજીએ** રચી હતી તેનો તથા ગુરુ સાહેબે પોતે

જે વાણી ઉચ્ચારી હતી તેનો તેઓ પાઠ કરવા લાગ્યા,* અને લોહપાત્રમાં એક પૈલાદી ખડ્ગ (એક જાતનું લોઢાનું હથિયાર) ફેરવવા મંડયા. તાત્પર્ય કે ગુરુ સાહેબ તે જળને મંત્રવડે પવિત્ર બનાવી રહ્યા હતા.§

આ ક્રિયા સમાપ્ત થઇ એટલે ગુરુ સાહેબ બોલ્યા, "ભાઇઓ! આ દૈવી ખડ્ગના સ્પર્શથી અને પરમાત્માની વાણીના પ્રભાવથી આ '**અમૃત**' તૈયાર થયું છે. એને પીનારાઓ શૂરવીર અને અમર અર્થાત્ દેવતાઓના જેવા પુરુષાર્થી અને બળવાન થશે." એમ કહીને તે પાંચે શિષ્યોને પાંચ પાંચ વખત તેનું આચમન કરાવ્યું, અને તેમનાં નેત્રો અને કેશપર તેના પાંચ પાંચ છાંટા નાખ્યા. પછી એજ પાત્રમાં કડહાપ્રસાદનું (શીરાનું) તે પાંચેને ભોજન કરાવ્યું. તેમણે ગુરુ સાહેબની આજ્ઞાનુસાર આ પ્રસાદ એકજ પાત્રમાં ઘણા પ્રેમપૂર્વક આરોગ્યો. નાત-જાત અને ખાવા-પીવાની આભડછેટ પોતાના શિષ્યોમાંથી તેમણે એકે ઝટકેજ દૂર કરી દીધી. પછી તેજ મંત્રદ્વારા તે પાંચે શિષ્યો પાસે 'અમૃત' બનાવરાવી પોતે તેનુ આચમન

* એ ગુરૂવાણી જપજી, જાપજી, સવૈયા, ચૌપાઇ અને આનંદમાં રચાઇ છે. એમાંથી જપજીનો મૂળ મંત્ર ગુરુ નાનકજીએ ઉચ્ચારણ કર્યા હતો. જાપજી, સવૈયા અને ચૌપાઇ એ ત્રણ દશમ ગુરુએ રચ્યાં છે, અને આનંદ ત્રીજા ગુરુ અમરદાસજીએ આ પાચે વાણીઓ બહુધા પરમેશ્વરની સ્તુતિ રૂપ છે. (ઇતિહાસ ગુરુ ખાલસા.)

**અનુવાદક.**

§ ગુરુ સાહેબ જલ-સંચાલન કરી રહ્યા હતા, તેટલામાંજ તેમનાં પત્ની પંચવિધ મિષ્ટાન્નપૂર્ણ થાળ લઈને સામે નીકળી આવ્યાં. ત્યારે ગુરુજી આનંદપૂર્વક બોલી ઉઠયા, આ શુભ ચિહ્ન છે. આવે વખતે સ્ત્રીઓનું આગમન શુભ લક્ષણ ગણાય છે. આથી વૃક્ષનાં પાદડાની પેઠે "ખાલસા" સંતતિની વૃદ્ધિ થવાની અવશ્ય સંભવના રહે છે.

(કનિંગહામ કૃત શીખ ઇતિહાસ.)

**અનુવાદક.**

લીધું અને સઘળાને આપ્યું. જ્યારે શિષ્યગણ આચમન અને પ્રસાદ લઇ ઉઠયા ત્યારે તેમની પાસે "**वाह गुरुका खालसा, वाह गुरुकी फते**" નો ધ્વનિ જોર શોરથી ત્રણ વખત કરાવ્યો, એનું તાત્પર્ય એ છે કે "જ્યાં વાહ ગુરુ અર્થાત્ પરમાત્માનો ખાલસા અર્થાત્ ખાલિસ (પવિત્ર) પંથ છે ત્યાં અવશ્ય ફતેહ અર્થાત્ જય છે."

'અમૃત'પાન પછી—દીક્ષા લીધા પછી—ગુરુજી બોલ્યા કે:—"**वाह! वाह? गुरुके गोविंदसिंह आपै गुरु आपै चेला**" અને "**गुरु खालसा, खालसा चेला**" અર્થાત્ ઉપર્યુક્ત વચનથી ગુરુજીએ પોતાના શિષ્યોને બોધ કર્યો, કે પરમાત્માની સૃષ્ટિમાં સર્વ મનુષ્ય સમાન છે. કોઇ કોઇનો ગુરુ નથી અને કોઇ કોઈનો ચેલો નથી. માટે અભિમાન નહિ કરતાં સઘળાએ પરસ્પર પ્રેમપૂર્વક વર્તવું.

વળી હું પોતે પણ ગુરુ છું એવું કોઈએ સમજવું નહિ. ખાલસા પંથના જેવા સઘળા ચેલાઓ છે તેવોજ હું પણ છું. *

આ 'અમૃત'પાનનો સંસ્કાર શીખોમાં હજી સુધી પ્રચલિત છે, અને ઉપનયન સંસ્કારને ઠેકાણે તે લોકો એનો પ્રયોગ કરે છે. આ ક્રિયા થઇ રહી એટલે ગુરુ સાહેબે પાંચે શિષ્યો પાસે નીચે લખેલાં તો ધારણ કરવા પ્રતિજ્ઞા લેવડાવી.

---

* ગુરુ સાહેબનું એક એવું વચન પણ પ્રચલિત છે કે.—

જો શીખ મુઝે ઈશ્વર ઉચરહી, વોહી નરકકુંડમેં પરહી,
મૈ હૂં પરમપુરુષકા દાસા, દેખન આયા જગતતમાસા!

આ શબ્દોથી તેમનું નિરભિમાનપણું જણાઇ આવે છે! સાચા ગુરુઓ પ્રભુની ગાદી પચાવી પાડતા નથી, એટલુંજ નહિ પણ અજ્ઞાન લોકો એવું કંઇ માની લે તો તેને માટે પણ સખ્ત પ્રતિબંધ કરે છે. પ્રભુનું માન તો પ્રભુનેજ મળવું જોઈએ. ગુરુ સાહેબની સત્યનિષ્ઠા આવા શબ્દો અને પ્રસંગદ્વારા તેમના ચારિત્રમાં ઝળકી ઉઠે છે! અનુવાદક.

૧. આજથી ગુરુને ઘેર તમારો નવીન જન્મ થયો છે, એમ માનો.

૨. ગુરુ અને શીખો એકરૂપ જ છે, માટે આજથી પટના તથા આનંદપુરને પોતાનું જન્મસ્થાન સમજો.

૩. તમે સઘળા આજથી ગુરુ સાહેબના પોતાના પુત્રવત્ થયા છો, માટે પરસ્પર સગા ભાઇની પેઠે આચાર-વ્યવહાર રાખો અને પ્રીતિપૂર્વક સાથે જ ખાનપાન કરો.

૪. માંહોમાંહે કલહ-કંકાસ કરવો નહિ. જેવી રીતે રામલક્ષ્મણ-ભરતશત્રુઘ્ન તથા પાંચ પાંડવો પ્રીતિપૂર્વક રહેતા હતા તેવી જ રીતે રહો.

૫. આજથી તમે સોઢીવંશી ક્ષત્રિય થયા છો, એટલા માટે કીડી મકોડીની પેઠે ઘરમાં ગોધાઈ રહીને નહિ મરતાં સમરાંગણમાં યુદ્ધ કરીને વીર મોતે મરવું એજ તમારો પરમ ધર્મ છે એમ જાણો.

૬. સત્ય શ્રી અકાલ પુરુષ, ગુરુગ્રંથસાહેબ, અને ગુરુ ખાલસા એ ત્રણેની ઉપાસના કરવી, અને તેમનો સત્કાર કરવો. તે સિવાય જગતમા કોઇની પણ આગળ માથુ નમાવવુ નહિ.

૭ પાંચ કક્કા અર્થાત્ કેશ, કંઘા (કાંસકી), કૃપાણ (તલવાર), કચ્છ, અને કડું (પહોચી) હમેશા ધારણ કરવાં. આ વસ્તુઓ મરણ-પર્યંત શરીરથી કદી પણ અલગ કરવી નહિ.

૮. "**सत्यं ब्रूयात् प्रियं ब्रूयात्**" સર્વદા દૃઢતાપૂર્વક અને મધુર સ્વરથી સત્ય બોલવું. મિથ્યા ભાષણ કરવું નહિ.

૯. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સરનો ત્યાગ કરવો. પરસ્ત્રી માતા સમાન છે, તેનાપર કુદૃષ્ટિ કરવી નહિ. વિષયભોગનું સુખ ક્ષણિક છે, તેને માટે વીર્ય-બળ ગુમાવી દેવું એ બુદ્ધિમાનનું લક્ષણ નથી. જો કોઇ દુર્બળ મનુષ્યે અપમાન કર્યું હોય તો તેને નિર્બળ અને દયાપાત્ર જાણી ક્રોધ કરવો નહિ, "**क्षमा वीरस्य**

**भूषणम्** । ” ક્ષમા એજ વીરોનું ભૂષણ છે. અલબત, સબળને તો અવશ્ય દંડ દેવોજ. જગતના પદાર્થો એક રૂપમાં સદા રહેતા નથી, ક્ષણ ક્ષણમાં તેનું રૂપાંતર થયાં કરે છે, તો તેવા પદાર્થોના મોહમાં ફસાવું યોગ્ય નથી. સર્વદા મોહનો તો પરિત્યાગ કરવોજ ઉચિત છે. પોતાના પરિશ્રમ અને પુરુષાર્થથી પ્રાપ્ત થયેલી સ્થિતિમાં સંતોષ માનવો. અકારણ અન્યની વસ્તુ મેળવવા ઇચ્છા કરવી નહિ. આગળ ન જાણે કેટલાએ જ્ઞાની, શૂરવીર અને માનમરતબાવાળા ધુરંધર પુરુષો કાળની એકજ ફૂંકે સ્વાહા થઇ ગયા છે, માટે કદી પણ અહંકાર કરશો નહિ.

૧૦. મીણા ( રજપુતાનામાં રહેતી એક લૂંટારૂ જાતિ ), મસંદી, ધીરમલ્લી અને રામરાઈ, એ ચારે જાતના લોકો ગુરુવંશના વિરોધી હોવાથી તેમનાથી સદા સાવધાન રહેજો.

૧૧. આજથી તમે ખરા શૂરવીર ક્ષત્રિય થયા છો માટે હુક્કો પીનાર, કન્યાઘાતક, પક્ષીઓનો શિકાર કરનાર, અને શિરમુંડા ( સન્યાસી )ઓની સંગતિ કદી પણ કરશો નહિ.

૧૨. સ્ત્રીઓના સુહાગનો વેષ રક્તવર્ણનો છે, તો તમે શૂરવીર માણસો ખાલસા પંથમાં એનો પ્રચાર કરશો નહિ.

૧૩. હવે તમે આ સંસ્કાર પછી સિંહ થયા છો એટલે પ્રથમનું અર્ધું નામ દઇ અપ્રતિષ્ઠાપૂર્વક એકબીજાને સંબોધશો નહિ. જ્યારે બોલાવો ત્યારે અમુક સિંહ એમ કહીને બોલાવજો.

૧૪. સ્નાન સિવાય બીજા કોઈ પણ સમયે ઉઘાડું માથું રાખશો નહિ.

૧૫. જુગારપાસા ખેલશો નહિ.

૧૬. શરીરના કોઈ પણ ભાગના કેશ મુંડાવવા નહિ, તથા દાન, ધ્યાન ઇત્યાદિ ક્રિયા છોડવી નહિ.

૧૭. યવનીની સાથે મૈથુન કરવું, મ્લેચ્છોનું ઉચ્છિષ્ટ ભોજન

કરવું, ગાંજો, તમાકુ કે ચરસ પીવો, કેશ મુડાવી નાખવા, અને અ ખાદ્ય પદાર્થ ખાવા એ પાંચેને મહાપાતક સમજજો. એવું કરનારને "ખાલસાપંથ"થી બહિષ્કૃત કરી દેવો. જો બહિષ્કાર પામ્યા પછી તે પશ્ચાત્તાપ કરતો ક્ષમાપ્રાર્થી થાય તો પુનઃ "અમૃત"પાન કરાવં ત્રણ માસની આવકના દંડથી, બીજી વાર અપરાધ કરે તો છ માસના અને ત્રીજી વાર અપરાધી ઠરે તો એક વર્ષના ઉપાર્જિત ધનના દંડથી પુનઃ દાખલ કરવો. જો તે ગરીબ હોય અને કંઈ પણ દંડ આપ વાની શક્તિરહિત હોય તો તેણે તેટલોજ સમય કોઈ ગુરુસ્થાનની સેવા કરવી જોઇએ. એ રીતે ત્રણ વખત શુદ્ધ થયા પછી પણ જે કોઇ પતિત થાય તો તે નરાધમનો સર્વથા પરિત્યાગ કરી દેવો.

૧૮. ખાલસા પંથમાં કોઈ પણ પુરુષ ઘોડે ચઢવાની, તલવા ચલાવવાની અને મલ્લયુદ્ધની વિદ્યાથી શૂન્ય ન રહે.

૧૯. દુઃખીઓનાં દુઃખ દૂર કરવા તથા ધર્મ અને દેશના સંર ક્ષણને માટેજ ખાલસા પથના પ્રત્યેક મનુષ્યનો જન્મ થયો છે, એમ સમજજો.

૨૦. મિથ્યા આડંબર, છળકપટ, છિદ્ર અને જૂઠી નિંદાસ્તુતિ કરવા–કરાવવાથી શૂરવીર ખાલસા જાતિએ અવશ્ય દૂર રહેવુ.

૨૧. યથાસાધ્ય ભજન–સાધન અને ગુરુવાણીદ્વારા અકાલ પુરુષની ઉપાસના કરવી તથા ધર્મમાર્ગે દ્રવ્યોપાર્જન કરી સંત મહા ત્મા, અને અતિથિની યોગ્યતા પ્રમાણે સેવા કરવી, એ તમારા સર્વને હંમેશનો ધર્મ માનો.

આ એકવીશ શિક્ષાઓ સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી ગુરુ સાહેબે ભાઈ દયાસિંહે બનાવેલું 'અમૃત' ચાખ્યુ અને તેના મુખથી આ ઉપ દેશોનું પુનરાવર્તન કરાવી પોતે તેનું શ્રવણ કર્યું. જ્યારે આ ક્રિય સંપૂર્ણ થઈ રહી ત્યારે તેમણે તે પાંચેને કહ્યું, કે "તમો મારા શિષ્

નહિ પણ મિત્ર છો, મનુષ્ય–મનુષ્યમાં ગુરુશિષ્યનો ભેદ હોઈ શકતો નથી, સૃષ્ટિના આરંભથી તે અકાલ પુરુષજ પ્રાણીમાત્રનો ગુરુ છે." આ વાત સમજીને તમે જેમને આ શિક્ષાઓનો ઉપદેશ કરો તેમને પોતાના શિષ્ય નહિ, પણ બરાબરીઆ ભાઈ સમજીને તે પ્રમાણે બોલાવશો."

આ પ્રમાણે આ પાંચેને એ સંસ્કાર થઇ ચૂકયો, કે તરતજ બીજા પણ ચાળીશ શિષ્યોએ તેજ વખતે દીક્ષા લેવાની ઇચ્છા પ્રકટ કરી. ગુરુ સાહેબે મોટા આદરથી તે લોકોને પણ તેજ પ્રમાણે અમૃતપાન કરાવી સંસ્કૃત કર્યા. આ ચાળીશ જનોનું નામ "ચાળીશ મુક્ત" રાખવામાં આવ્યું.

પછી તો નિત્ય સેંકડો શિષ્ય આવવા લાગ્યા અને ખાલસા પંથની દીક્ષા લઈ–અમૃતપાન કરી ગુરુના 'શીખ' બનવા લાગ્યા. જેઓ આવતા તેઓ સંસ્કાર પામતાંજ દૃઢતા, વીરતા, અને ધર્મ-પરાયણતાના અવતારરૂપજ બની જતા. થોડાજ દિવસોમા હજારો સ્ત્રીપુરુષ ખાલસા પંથમાં સામેલ થઈ ગયાં, અને ગુરુ સાહેબનુ બળ દિવસે બમણું અને રાત્રિએ ચોગણું વધવા લાગ્યું.

એ પછી એક દિવસ ગુરુ સાહેબે એવો વિચાર કર્યો, કે જો આસપાસના પહાડી રાજાઓનું બળ એકત્રિત થઈ દેશરક્ષામાં તત્પર થાય તો કેવું સારૂં ?

આવા વિચારથી તેમણે એક સભામા તે સઘળા રાજાઓને અને પોતાના શિષ્યવર્ગને નિમંત્રિત કરી કહ્યું, "ભાઇઓ, આપણે ક્ષત્રિય છીએ, આપણો ધર્મ છે, કે ત્રણે વર્ણ, આપણો ધર્મ અને આપણા દેશની રક્ષા કરવી. આપણે સ્વધર્મનો ત્યાગ કરી એવા તો ગબડી પડયા છીએ, કે બીજાની વાત તો ઘેર રહી, પણ પોતાનું રક્ષણ પણ કરી શકતા નથી. આપણી નજર સામે મુસલમાન લોકો આપણાપર

અત્યાચાર કરે, ગોવધ કરે અને આપણી કન્યાઓપર બલાત્કાર કરી તેમને ધર્મ ભ્રષ્ટ કરે, છતાં આપણા મોંપરથી માખ સરખીએ ઉડતી નથી! હા! શોક! કેટલો અધઃપાત!! ભારતભૂમિ આપણી જનની છે, અને યવનગણ તેનાપર બલાત્કાર કરી રહ્યા છે! મહા દુઃખની વાત છે, કે આપણી નજર સામે માતાપર બલાત્કાર થાય અને આપણે ગુપચૂપ જોઈજ રહીએ! શું આપણામાં બળ નથી? સાહસ નથી? શુ આપણે ભીમ અર્જુનનાં સંતાન નથી? તો પછી શા માટે આવા કાયર બની ગયા છો? જો એ મહા પુરુષોનાં સંતાન છો તો ક્યાં ગયું તમારૂં તે બળ? ક્યાં જતું રહ્યું તે તેજ? અને ક્યાં વહી ગયું તે પવિત્ર આર્યરક્ત? અપમાન પામી જીવવા કરતાં તો મરવું એ હજાર દરજ્જે સારૂં છે! શુ તમોને એ ઠીક લાગે છે, કે તમારી આવી દુર્દશા થતી રહે અને તમે એ સઘળું ચૂપચાપ જોઈજ રહો?"

"જુઓ ભાઈઓ! શાસ્ત્રમાં કહ્યું છે, "તૃણ જો કે એક ઘણીજ હલકી વસ્તુ છે, છતાં તેને એકત્ર કરી મોટું દોરડું બનાવવામાં આવે છે ત્યારે મદોન્મત્ત હાથી પણ તેનાથી બંધાઇ જાય છે." જ્યારે તૃણ એકત્ર થઇને આટલું સામર્થ્ય મેળવી શકે છે, તો શુ તમે લોકો જો પોતપોતાના તુચ્છ સ્વાર્થને ત્યજી દઈને એકત્ર થઇ જાઓ તો આ મોગલ સામ્રાજ્યને તેનાં કર્મનાં ફળ નહિ ચખાડી શકો? જરૂર ચખાડી શકો. માત્ર હિમ્મત જોઈએ, ધર્મનેમાટે ઉત્સાહ જોઈએ. ગુરુ હરગોવિંદજીનું બળ તમારામાંના કોઈ પણ એક કરતાં વધારે ન હતું, છતાં તેમણે શાહજહાનને મોંમાં આંગળાં ઘલાવ્યાં હતાં! ગુરુ અર્જુનજીએ મુસલમાનોના અત્યાચારથી દુઃખિત થઇ પ્રાણ અર્પણ કીધા, અને મારા પૂજ્ય પિતા ગુરુ તેગબહાદુરજીએ તલવાર નીચે બેધડક શિર ઝુકાવ્યું; પણ ધર્મત્યાગ

કર્યો નહિ ! લોકોએ તેમને માટે શું કર્યું ? તમારાજ હિન્દુધર્મના એક ધર્મગુરુને આવી ખરાબ રીતે કત્લ કરવામાં આવ્યા છતાં કોઇએ ચૂંચાં સુદ્ધાં કરી નહિ ! આ વાત શું તમોને યોગ્ય હતી ? જે યવનોને સ્પર્શ કરવો પણ પોતાના ધર્મથી વિરુદ્ધ છે, તેમના સઘળા અત્યાચારો સહન કરતાં અને તેમની ગુલામી કરતાં જરા પણ લજ્જા કેમ નથી પામતા ? આવી રીતે જીવવા કરતાં તો કાચલીમાં પાણી લઈ ડૂબી મરવું બહેતર છે ! "

યવનો ચહાય તે રીતે તમારાં સુન્દર નાનાં બાળકોને બલપૂર્વક લઇ જઇ શકે છે, છતાં તમે ચૂં કે ચાં પણ કરી શકતા નથી ! તમારાં ધર્મસ્થાન–દેવાલયો તોડી ફોડીને વેરાન કરી દેવાયાં, છતાં તમારાથી કશુંએ થઈ શકયું નહિ ! ભાઈઓ ! યાદ રાખો, આ તેજ આર્ય જાતિ છે, કે જેણે એક વખતે લંકાના રાવણ જેવા પ્રબળ અત્યાચારીનો નાશ કર્યો હતો, જેણે મહાન સિકંદર, અને મુહમ્મદ ગોરીનાં નાક વિંધ્યાં હતાં, જેણે રાજસૂયયજ્ઞમાં પાતાળ ( અમેરિકા, ) ચીન, અને હરિવર્ષ ( યૂરોપ ) ના રાજાઓને આમંત્રણ દીધાં હતાં, કાબૂલ અને કંદહાર જેમના હાથનાં રમકડાં હતાં, તેજ હિંદુ જાતિની આજે આપણે આવી દુર્દશા કરી નાખી છે–હાય ! આપણેજ કરી નાખી છે ! કયાં છે તે આર્ય લલનાઓ–વીર બાળાઓ–કે જેમણે શૂરવીરોને જન્મ દીધા હતા ? શું તેમની વંશપરંપરા લુપ્ત થઈ ગઈ છે ? નહિ નહિ, લુપ્ત નથી થઇ ! તમે લોકો આપણી હિન્દુ જાતિની વચમાં તેના બીજરૂપ–પવિત્ર આર્યરક્તરૂપ–વિદ્યમાન છો; પણ અનુકૂળ હવા પાણી અર્થાત્ ઉચિત શિક્ષણ અને ઉપદેશ નહિ મળવાથી તે બીજ સુકાઇ ગયા છે, રક્ત ફિક્કું પડી ગયુ છે. આપણી ફરજ છે, કે એ બીજને ઉત્સાહ અને ઉપદેશરૂપી જલનું સિંચન કરવું અને પછી જુઓ કે તેમાંથી સાહસ અને વીરતારૂપી ફળ કેવાં પ્રકટે છે ? '

ભારતવર્ષનો પ્રચંડ સૂર્ય અસ્ત થવા લાગ્યો છે, તેનો પુનરુદય તમારાજ હાથમાં છે. પરમાત્મા ન્યાયકારી છે, જે જેવું કરે છે તેવુંજ પામે છે. જો તમારે સુખ પ્રાપ્ત કરવું હોય, પ્રતાપી થવું હોય તો આજથી પ્રતિજ્ઞા કરો, કે "અમે 'ખાલસા પંથ'–કે જે ધર્મના ઉદ્ધાર અને સ્વદેશના રક્ષણને માટે સ્થાપન કરવામાં આવ્યો છે–તેના નામપર એકત્ર થઇ પ્રાણાર્પણ કરતાં પણ પાછા નહિ હઠીએ." સંસારમાં આવીને એક દિવસ મરવાનું તો અવશ્ય છેજ, અમર થઇને તો કોઇ પણ આવ્યુ નથી, તો પછી કોઇ ઉત્તમ કાર્યમાં આ નશ્વર શરીર કામ આવી જાય તે કરતાં વધારે રૂડું શું? ભાઇઓ, વિચાર કરો. દૈવ પણ જે પુરુષસિંહ હોય તેના ઉપરજ અનુગ્રહ કરે છે. તમે કાર્યસિદ્ધિ થાય કે નહિ થાય, પણ ફળ પ્રાપ્ત કરવાની આશા પ્રારંભથીજ રાખતા હશો, પણ સંસારમાં જેઓ સિદ્ધિ–અસિદ્ધિને સમાન ગણીને પોતાના કર્તવ્યમાંજ તત્પર રહે છે તેમનુ જ કામ સફળ થાય છે."*

આ પ્રમાણે ઉત્સાહપૂર્ણ વચનોથી ગુરુ સાહેબે ઘણો પ્રભાવશાળી ઉપદેશ દીધો. તેની અસર શ્રોતાઓ ઉપર ઘણી સારી થઇ. સામાન્ય વર્ગમાંથી હજારો લોકો અમૃત ચાખી ગુરુ સાહેબના શિષ્ય થયા, અને તે ઉપરાંત રાજા મહારાજાઓની વાત તો જૂદીજ.

ઘણું ખરૂ એવું અનુભવવામાં આવ્યુ છે, અને ઇતિહાસ પણ એ વાતની સાક્ષી આપે છે, કે જ્યારે જ્યારે કોઇ નવીન ઉપદેશ અથવા નવીન ઉત્સાહથી દેશોદ્ધાર કે ધર્મોદ્ધારનું કાર્ય કોઇએ ઉઠાવ્યું હોય ત્યારે ત્યારે તેમને સામાન્ય વર્ગના મનુષ્યોનીજ સહાયતા મળે છે. શ્રીમંતો, માનમરતબાવાળાઓ, નેતાઓ કે રાજા–મહારાજાઓ

---

* **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।**
શ્રીમદ્ ભગવદ્ગીતા. અધ્યાય ૨ જો, શ્લોક ૪૭.

સામાન્ય રીતે તેનાથી વિમુખજ રહ્યા હોય છે, એટલુંજ નહિ પણ જો તત્કાલીન રાજશાસન-વિરુદ્ધની કોઇ વાત થઈ હશે તો મદદને બદલે ઉલટો વિરોધ દર્શાવ્યો હશે. કારણ કે તેમને એ માર્ગ ગ્રહણ કરવાથી પોતાનાં માન, મર્યાદા, પદવી અને ધનથી હાથ ધોઇ નાંખવા પડે એવો ભય રહે છે. વર્તમાનકાળમાં કેવળ જાપાનનુંજ દૃષ્ટાન્ત એવું છે, કે જ્યાં નાગરિક, અમીર, ઉમરાવ, અને રાજા મહારાજાઓએ દેશના વીખરાયલા બળને એકત્રિત કરી સામ્રાજ્ય સ્થાપન કરવાને માટે પોતપોતાના તુચ્છ અધિકારોનો ત્યાગ કર્યો છે. તેમના આ ઉદાત્ત ગુણનાં અમૃતરૂપી ફળ પણ તેમને સત્વર પ્રાપ્ત થયાં છે. પરંતુ ભારતનું ભાગ્ય તો બહુ દિવસથીજ મંદ મંદ ચાલ્યું આવે છે. તેથી અહીંના રાજા-મહારાજાઓ ગુરુ ગોવિંદસિંહજીની સલાહને કેમ માન્ય રાખે? તેમના વૈભવ-વિલાસમાં ધ્વંસ પડે તે તેમનાથી કેમ સહન થઈ શકે? લાડી, વાડી, અને ગાડીની મોજ મજાઓ જતી રહે તે કેમ પાલવે?

એ પહાડી રાજાઓએ પરસ્પર વિચાર કરીને એક સભા મેળવી અને એવો ઠરાવ કર્યો, કે "છસો વર્ષથી મુસલમાન લોકો આપણાપર રાજ્ય કરી રહ્યા છે, તેમની સાથે વિરોધ કરવો યુક્તિસંગત નથી." જો શહેનશાહ ઔરંગઝેબને આ વાતની કોઈ પણ રીતે ખબર પડી જાય, તો પછી ન જાણે આપણી કેવી દુર્દશા થાય? ગુરુ ગોવિંદસિંહના પિતાને બાદશાહે કતલ કરાવી નાખ્યો હતો, તેથી આપણને ઉશ્કેરીને હોળીનું નાળિએર કરી તે પોતાની મતલબ સિદ્ધ કરવા-વેરની વસુલાત કરવા ચાહે છે, તો આપણે લોકોએ તેના પંજામાં ફસાવુ યોગ્ય નથી; તેમજ આપણી સીમા નજીક એક સાધારણ ધર્મોપદેશકને આટલો બળવાન અને પ્રતાપી થવા દેવો એ પણ નીતિથી સર્વથા વિરુદ્ધ છે. માટે એનાથી વિશેષ સાવધ રહેવું અને જેથી એ માથું ઉંચકતો અટકે એવો પ્રબંધ કરવો."

ધન્ય ઇર્ષ્યા ! તારા મહિમાની પણ બલિહારીજ છે ! તેંજ મહાભારત કરાવી ભારતનો સંહાર કરાવ્યો ! તારેજ લીધે મુહમ્મદ ગોરીનાં પગલાં ભારતભૂમિમાં પડયાં અને તેંજ મહારાષ્ટ્રીય સામ્રાજ્ય તથા શીખ રાજ્યને રામશરણ કરી દીધાં !

એ રાજાઓએ ગુરુ સાહેબને કહેવડાવ્યું, કે "મુસલમાન બાદશાહો આજે છસો વર્ષથી આપણાપર રાજ્ય કરી રહ્યા છે. અમે સાધારણ રાજાઓ તેમની સાથે વેર બાંધીને અમારી દુર્દશા કરાવવા ચાહતા નથી, અને તમારે પણ સઘળું કામ સાવધાનીથી કરવુ. '

ગુરુ સાહેબ તે લોકોના કહેવાનું તાત્પર્ય સમજી ગયા, અને તેમને સંદેશો મોકલ્યો, કે " મારી ઇચ્છા તો એવી હતી કે તમે સઘળા સાધારણમાંથી અસાધારણ ચક્રવર્તી થઇ જાઓ, છતાં જ્યારે તમે એવી દશામાં પ્રસન્ન છો તો ભલે રહો. મારી સંભાળ તો તે અકાળ પુરુષ કરે છે. તમે નિશ્ચિંત રહેશો." એટલું કહીને ગુરુ સાહેબે તેમના દૂતને વિદાય કર્યો, અને પોતાના શિષ્યોને આજ્ઞા આપી, કે " સ્વ-વ્રતમાં દૃઢ રહી નિડર રહો. જ્યારે અનાજ પાણી કે ચારાની જરૂર પડે ત્યારે તત્કાલ સરહદપરના પહાડી રાજાઓના રાજ્યમાંથી બે-ધડક લૂંટી લાવજો, કોઈ રીતે ડરવાની જરૂર નથી."

આ પ્રમાણે જ્યારે શીખ લોકોને અનાજ કે ઘોડાને માટે ઘાસ-ચારાની ખૂટ પડતી ત્યારે તેઓ પહાડી રાજાઓના મુલકમાંથી લૂંટી લાવતા. જો કોઈ વખતે રાજાઓના સિપાઇઓ સાથે સંઘર્ષ થતો, તો તેઓ આ નવીન ધર્મોન્મત્ત યોદ્ધાઓની સામે કેટલી વાર ટકી શકતા ? થોડીજ ક્ષણમાં તેમને મેદાન છોડી નાશી જવું પડતું ! આથી શીખ શિષ્યોનો ઉત્સાહ વધતોજ ગયો અને રાજાઓની રાજ-ધાની સુધી તેઓ લૂંટફાટ કરતા પહોંચવા લાગ્યા. આથી તે પહાડી રાજાઓ કે જેઓ પહેલેથીજ ઇર્ષ્યાથી બળતા હતા, તેઓ હવે ગુરુ સાહેબના પૂરેપૂરા શત્રુ બન્યા. પહાડી રાજાઓ સાથેના વેરનાં કારણો

હવે પછીના પ્રકરણમાં સ્પષ્ટતાથી લખવામાં આવશે.

એ અરસામાં જ્યારે ગુરુ સાહેબ મોચનકપાલના મેળામાંથી પ્રચાર કરીને ઘેર પાછા આવતા હતા, ત્યારે ડેહરાદૂનના બાબા રામ-રાયના ઘરની એક સ્ત્રી પંજાબકુંવરે તેમને સંદેશો મોકલ્યો, કે "મહારાજ, મારા પતિ કેટલાક વખતને માટે સમાધિમાં બેઠા હતા, પણ તેમના કાર્યવાહકોએ મેં ખુલાસો કરવા છતાંએ તેમને મૃત થયેલા જણાવી જોરજુલમથી ભસ્મીભૂત કર્યા છે, અને સઘળી માલમતા પણ લૂંટી લીધી છે; આવા વખતમાં આપના સિવાય બીજું કોણ મને સહાય આપે એમ છે?"

તે વિધવાનો આવો સંદેશો મળતાંજ ગુરુ સાહેબ પાંચસો સવારો સાથે ડેહરાદૂન જઈ પહોંચ્યા, અને તે અત્યાચારીઓનાં હાડકાં ખોખરાં કરી તેમને ખૂબ સજા કરી તથા બાબા રામરાયની મિલકત તેની સ્ત્રીને અપાવી તેનો સઘળો પ્રબંધ એક ભદ્ર પુરુષને સોંપી તેઓ પાછા ઘેર આવ્યા.

વિક્રમ સંવત્ ૧૭૫૨ ના હોળીના મેળામાંથી આવતાં યુવકોની એક ટોળીને રસ્તામા મુસલમાનોએ લૂંટી લીધી. જ્યારે તેમણે આવીને ગુરુ સાહેબને આ સમાચાર કહ્યા ત્યારે તેમણે જવાબ દીધો, કે "તમે લોકો અસ્ત્રવિદ્યાથી અજ્ઞાત છો, તેથી તમારી આવી દશા થઇ છે. કંઈ ફિકર નહિ, આજથીજ એ વિદ્યા શીખવામાં મશ્ગુલ થઈ જાઓ."

આ બે નાનકડાં દૃષ્ટાન્ત આપી અમે એ બતાવવા માગીએ છીએ, કે જો કે ગુરુ ગોવિંદસિંહ અનાથ વિધવાઓની રક્ષા કરવામાં વિલંબ કરતા નહિ, તો પણ પુરુષોને અને તેમાંએ ખાસ કરીને પોતાના શિષ્યોને તો પારકાની દયાપર જીવનાર તરીકે જોવાને તેઓ જરા પણ ખુશી ન હતા. તેમને સ્વાત્માવલંબન અને પોતાપર વિશ્વાસ રાખવાનું શિક્ષણ આપવા તેઓ ચાહતા હતા, અને તેથીજ ઉપર્યુક્ત યુવકોને તેમણે તત્કાળ કંઈ પણ મદદ કરી ન હતી.

# પ્રકરણ ૮ મું.

## ગુરુ સાહેબની લડાઇઓ.

પાઠકને યાદ હશે, કે **આસામના** એક રાજાએ ગુરુ સાહેબને એક પંચકલા શસ્ત્ર અને એક અદ્‌ભુત હાથીની* ભેટ કરી હતી. એ હાથી સૂંઢવડે મશાલ ધરતો, ચમર ઢોળતો, તલવાર ચલાવતો, કોઈ પણ ચીજ ઉપાડી શકતો અને જોડા સાફ કરતો હતો. આ શ્વેત વર્ણનો હાથી ઘણો સુંદર અને મદોન્મત્ત હતો. ગુરુ સાહેબ ઘણુંખરૂ તેનાપર સવારી કરતા હતા, અને જે રાજાઓ તેમના દર્શને આવતા તેમને એ ગજરાજના અદ્‌ભુત ગુણો પ્રત્યક્ષ દેખાડતા હતા.

એક સમય **વિલાસપુરનો** રાજા **ભીમ**ચંદ એમના દર્શનાર્થે આવ્યો, અને હાથીના અદ્‌ભુત ખેલ જોઇને એવો તો મોહિત થઇ ગયો, કે ગુરુ સાહેબની પાસે તેણે તેની માગણી કરી. ગુરુ સાહેબે જવાબ આપ્યો, કે **આસામના** રાજાએ આ હાથી એટલા માટે ભેટ આપ્યો છે, કે એનાપર ગુરુની સવારી થાય. તે ઉપરાંત એ મારા શોખની વસ્તુ હોવાથી હું તમને આપી શકતો નથી.

**ભીમ**ચંદનો જીવ એ હાથીમાં ભરાઈ રહ્યો હતો, તેણે કેટલીએ વાર એ વાત ગુરુ સાહેબને કહી, અને આખરે તો એક લાખ અશરફી ( સુવર્ણ મહોર ) આપવા કહ્યું, પણ ગુરુ સાહેબે હાથી આપવાની સાફ ના પાડી. તેથી તે મનમાં ઘણો ગુસ્સે થયો અને તેના અંતર પ્રદેશમાં દ્વેષાગ્નિ ભભૂકી ઉઠયો; પણ હમણા યોગ્ય વખત નથી એમ જાણી યથાયોગ્ય શિષ્ટાચાર પછી તે પોતાને ઘેર પાછો ફર્યો.

* એ હાથીનું નામ 'પ્રસાદી' હતું.

કેટલાક દિવસ પછી **ભી**મચંદના પુત્રનો વિવાહોત્સવ આવી પહોંચ્યો. એ પ્રસંગ નિમિત્તે તેણે ગુરુ સાહેબ પાસે હાથીની માગણી કરી. પણ મનમાં તો એવું હતું ખરું કે ઘેર આવી ગયા પછી હાથી પાછો મોકલવો નહિ. ગુરુ સાહેબ આ ભેદ પામી ગયા હતા તેથી તેમણે તે માગણીનો બીલકુલ અસ્વીકાર કર્યો. એમ છતાં **ભી**મચંદ એટલેથીજ અટકયો નહિ. તેણે જાતે ગુરુ સાહેબ પાસે આવીને નિવેદન કર્યું, કે **શ્રી**નગરના રાજા **ફ**તેહશાહની પુત્રી સાથે મારા પુત્રનો વિવાહ નક્કી થયો છે, તો કૃપા કરીને એ અવસરપર આપનો હાથી અવશ્ય મોકલવા કૃપા કરશો, જેથી વરઘોડાની શોભા વધશે અને આપની કીર્તિ ફેલાશે.

ગુરુ સાહેબે ઉત્તર આપ્યો કે આ હાથીપર ગુરુ સાહેબની સવારી ચઢે છે, અને એ બીજા કોઈ પણ સાંસારિક કાર્યને યોગ્ય નથી, તો આપ ક્ષમા કરો અને વારંવાર એવી જીદ નહિ કરો.

રાજા **ભી**મચંદ કેટલાક દિવસ સુધી ગુરુ સાહેબ પાસે ટકી રહ્યા. ગુરુ સાહેબે ઘણા આદરથી એને પોતાને ત્યાં રાખ્યો. તેઓ શિકારે જતા ત્યાં પણ એને સાથે લઇ જતા હતા. શિકાર ખેલતી વખત વળી પાછી એકવાર એણે હાથીની વાત ઉપાડી. આ વખતે પણ ગુરુ સાહેબ તરફથી કોરો કકડતો જવાબ મળવાથી તે ઘણો અસંતુષ્ટ થયો અને ક્રોધથી આંખો રાતીચોળ કરી બોલ્યો: "ઠીક છે, આપ ભાઈ ભલાઇથી નહિ આપો તો બળજોરીથી એ હાથી તમારી પાસેથી લઇ જવામાં આવશે! સાવધાન!"

"ગુરુ સાહેબે જવાબ આપ્યો, જે થશે તે જોઈ લઈશું! જેવી અકાલ પુરુષની મરજી!"

રાજાએ કહ્યું, "માત્ર એટલુંજ નહિ પણ અમારા પ્રદેશમાં રહેવું પણ તમારે દુર્ઘટ થઈ પડશે."

ગુરુ સાહેબે પુનઃ એટલુંજ કહ્યું, "જેવી અકાલ પુરુષની ઇચ્છા."

એમનો આવો ઉત્તર સાંભળી તે ઘણો ઉદાસ અને દુઃખી થઇને ઘેર ચાલ્યો ગયો.

**ભી**મચંદનો વેવાઈ **શ્રી**નગરનો રાજા ફતેહશાહ ગુરુ સાહેબનો મિત્ર હતો; તેથી ગુરુ સાહેબે પાંચસો સવારો સાથે કન્યા માટે દરદાગીના અને કિમતી વસ્ત્રોની લગ્નભેટ મોકલાવી.

**ભી**મચંદે ગુરુ સાહેબની ભેટ લઇને આવેલા એ પ્રતિનિધિ ઇત્યાદિને જોયા એટલે તે ક્રોધથી રાતોચોળ થઈ બોલ્યો, કે "જો તમે ગોવિંદસિંહની ભેટ લેશો તો હું જાન પાછી વાળી જઈશ અને તમારે ત્યાં કદી પણ છોકરો પરણાવીશ નહિ."

**શ્રી**નગરનો રાજા બિચારો શું કરે? વેવાઇના ભયથી નિરુપાયે તેણે ગુરુ સાહેબની ભેટ પાછી વાળી. ગુરુ સાહેબનો **નં**દચંદ નામનો જે દિવાન ભેટ લઇને આવ્યો હતો, તે આમાં ગુરુ સાહેબનું અપમાન થયું સમજી બહુ નારાજ થયો. તેથી તેણે સિપાઇઓને આજ્ઞા આપી કે "લગ્ન માટેની સઘળી સામગ્રી અને જાનનો સાજ લૂંટી લો."

હુકમ મળ્યા પછી પૂછવુંજ શું? જોતજોતામાં **ખાલસા** સિપાઇઓએ લૂંટફાટ અને મારપીટનો આરંભ કરી દીધો. મેવા, મિઠાઇ અને સાકરના થાળ ઝટાઝટ પૃથ્વીપર પટકાવા લાગ્યા. કેટલોક ભાગ સિપાઇઓનો ભક્ષ થઈ પડયો અને કેટલોક પગ તળે છૂંદાઇ ગયો. મિષ્ટાન્ન, પકવાન્ન, ઘી, દૂધ અને દહીંની રેલમછેલ થઇ રહી. કોઇનું માથું ભાગી નાખ્યું તો કોઇનો હાથ મચરડી નાખ્યો! અને વિવાહની વેદી તોડી ફોડી સિપાઇઓએ અદ્ભુત ધમસાણ મચાવી મૂક્યું. જાનૈયાઓ મહા ત્રાસ પામ્યા. "લેવા ગઇ પુત અને ખોઇ આવી ખસમ"! આવ્યા હતા જાનમાં આનંદે મહાલવા તેને ઠેકાણે અહીં તો માથાં ફુટયાં, હાથ પગ ભાંગ્યા, કપડાં ફાટયાં તથા દુર્દશા અને અપમાનની તો વાતજ શી પુછવી!

થોડા વખત સુધી આ ઉન્મત્ત સિપાઇઓએ એવી ધૂમ મચાવી કે જેથી જાનમાં આવેલા રાજાઓ ઘણું અપમાન પામી હેરાન થયા. તેમના ક્રોધનો પાર રહ્યો નહિ. આ સઘળો ઉપદ્રવ કરી નંદચંદ ગુરુ સાહેબ તરફ ચાલ્યો ગયો, અને તેમને સઘળા સમાચાર કહી સંભળાવ્યા.

ગુરુ સાહેબે કહ્યું, "તમે લગ્નના શુભ કાર્યમાં વિઘ્ન નાખ્યું એ ઠીક કર્યું નહિ. ખેર ! જેવી અકાલ પુરુષની મરજી."

રાજા ભીમચંદ તો બળીજ રહ્યો હતો, તેણે જાનમાં આવેલા સઘળા રાજાઓને એકઠા કરી કહ્યું, "જોઈ આ પરિંદાની ધૃષ્ટતા ! એ એટલો તો માથે ચઢી ગયો છે, કે એના હલકામાં હલકા નોકરો પણ આપણા જેવા મુકુટધારી રાજાઓની આવી દુર્દશા કરી છે ! શુ તે આપણે ગુપચૂપ જોઈજ રહેવુ ? એ દુષ્ટને જરા લાજ પણ આવતી નથી. હવે તો શોભા એમાંજ છે, કે આપણે સૌએ આજેજ પોતપોતાનાં લસ્કર સજ્જ કરી ગોવિંદસિંહપર ચઢાઈ લઈ જવી, અને તેને ધૂળ-ભેગો કરી તેના કુરચે કુરચા ઉડાવીએ ત્યારેજ પાણી પીવુ."

સઘળાએ આ કથનને અનુમોદન આપ્યું, અને દશ હજાર માણસના પ્રબળ સૈન્ય સાથે ગુરુ સાહેબપર ચઢાઈ લઈ જવામાં આવી. ગુરુ સાહેબ આ વખતે પાંવટા નામે ગામમાં હતા. એ રાજાઓને ફાંકો હતો, કે "ગુરુ સાહેબનું બળ તે વળી કેટલુંક વધી ગયુ છે ? તેને તો આપણે સહજમાં હરાવી દઇશું !" આવા તરંગમાં ને તરંગમાં તેઓ મોજથી ચાલ્યા આવતા હતા.

રાજા ભીમચંદ કહલૂરીઆ, કૃપાલચંદ કઠોજીઆ, કેશરીચંદ જસ્સોઆળીઆ, સુખદયાલ જસરૂટીઆ, હરિચંદ હિંડૂરીઆ, પૃથ્વી-ચંદ ઉલાલીઆ અને રાજા ફતેહશાહ શ્રીનગરીઆ, એ સર્વે આ

સેનાના સરદારો હતા, તેઓ મોટા ઉમંગથી ગુરુ સાહેબના નિવાસ સ્થાન પાંવટા ગામ તરફ કુચ કરી રહ્યા હતા.

ગુરુ સાહેબને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તેમની પાસે કેવળ બે હજાર સૈનિકો હતા, પણ એમણે બેધડક સઘળા સવારોને તૈયાર કરી આજ્ઞા દીધી, કે "એ શત્રુઓ અહીં સુધી આવવાજ ન પામે તેમ કરો! જલદી જઈને વચમાંજ તેમને રોકી દો!"

સંવત્ ૧૭૪૨ ના વૈશાખ વદી ૧૨ ને દિવસે પોતાના બે હજાર સવારો સાથે ગુરુ સાહેબે આગળ વધીને ભીનગાની નામના ગામમાં મુકામ કર્યો. જમના અને ગિરી નદીની સામસામે બન્ને લશ્કરોએ પડાવ નાખ્યો. જો કે ગુરુ સાહેબનું લશ્કર ઘણું નાનું હતું, અને તે પણ સઘળું વિશ્વાસ રાખી શકાય એવું ન હતું, પરંતુ યુદ્ધમાં સર્વની એક વખત પરીક્ષા કરવાની તેમની ઇચ્છા હોવાથી તેમણે તરતજ ચઢાઇ કરી દેવાની આજ્ઞા આપી.

રણવાદ્ય વાગવા લાગ્યાં અને તલવારો ચમકવા લાગી. વીરોની તલવારો કંઈકનાં પેટ ચીરતી, કંઇકનાં આંતરડા કાઢતી, અને કંઈકની ખોપરી તોડતી રણચંડીના વેશમાં નાચવા લાગી. સિપાઇ સિપાઇની સાથે અને સવાર સવારની સાથે યુદ્ધ કરવા મંડી પડયા. મુડદાંના ઢગલાથી મેદાન છવાઈ ગયું, અને લોહીની નદીઓ વહેવા લાગી. યોદ્ધાઓ લાશપર પગ મૂકીને આગળ વધતા અને પોતાનું શૌર્ય બતાવતા હતા. કેટલાક કાયરો ભયથી પાછા પણ હઠતા હતા. ઘણું દારૂણ યુદ્ધ મચી રહ્યું. સન્ધ્યા થઈ ગઈ, જોતજોતામાં ભગવાન અંશુમાલી પોતાની દિવસ–યાત્રા પૂર્ણ કરીને મેરૂ પાછળ વિરામ પામ્યા. આપણા યોદ્ધાઓ પણ શ્રમિત થઈને વિશ્રામ લેવા ગયા–રાત્રિ થઈ જવાથી લડાઇ બંધ થઇ.

ગુરુ સાહેબના લશ્કરની સ્ફૂર્તિ, વીરતા, અને ઉત્સાહ જોઇને

સઘળા રાજાઓ ત્રાસ પામી ગયા; છતાં બધાએ મળી પાછો ઠરાવ કર્યો કે "કાલે ઘણી સાવચેતીથી હુમલો કરવો અને બાજી સર કર્યા-વિના લડાઈ બંધ કરવી નહિ." અહીં આ પ્રમાણે વિચાર થઈ રહ્યો હતો, તેજ વખતે ગુરુ સાહેબની સેના માંહેલા પાંચસો ઉદાસીન પંથના બાવાઓ જેઓ હમેશાં મલાઇ પૂરી ઉડાવીને ગુરુ સાહેબની 'જે' બોલાવ્યા કરતા હતા, તેઓ વિચારવા લાગ્યા કે આજ સુધી માલ-મલીદા ઉડાવી ચેન કરતા હતા તેમાં વળી આ આફત ક્યાંથી વળગી? તે બિચારાઓના જીવ ઉડી ગયા. તેમાંના કાયર લોકો અંધકારનો લાભ લઈ એક પછી એક અગિઆરા ગણી ગયા. ગુરુ સાહેબને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તે નાશી ગયેલાઓની જરા પણ પરવા નહિ કરતાં બીજા દિવસની લડાઈ માટે સઘળાને તૈયાર રહે-વાની આજ્ઞા આપી.

વાંચકોને યાદ હશે, કે સૈયદ બુદ્ધશાહ નામના એક મુસલમાન ફકીરની ભલામણપરથી પાંચ રાજદ્વારી ગુન્હેગાર પઠાણ સરદારે જેઓ પાંચસો સવારો સાથે ભટકયા કરતા હતા, તેમને ગુરુ સાહેબે પોતાની પાસે રાખી લીધા હતા. તે દુષ્ટોએ વિચાર્યું કે ગુરુ સાહે-બની સેના ઘણીજ નાની છે, તેથી રાજાઓથી એમનો અવશ્ય પરાજય થશે અને તે વખતે માલમતાની લૂંટ અવશ્ય થવાની, તેમાં આપણને સઘળી માહિતી હોવાથી સારો તડાકો પડશે. તેથી બીજે દિવસે યુદ્ધ આરંભાતાંજ એ પાંચે નરાધમો પોતાના પાંચસો સવારો સાથે શત્રુને જઇ મળ્યા.

ગુરુ સાહેબે આ વિશ્વાસઘાતીઓના સમાચાર તરતજ સૈયદ બુદ્ધશાહને પહોંચાડયા, અને જે એક હજારની સેના કેવળ બાકી હતી તેની સાથે તેઓ મેદાનમાં જઇને ખડા થયા. એ એક હજાર સિપાઈઓ ગુરુના સાચા ભક્ત અને યુવાન શૂરવીર યોદ્ધાઓ હતા.

તેમનું મન જરા પણ ડગ્યું નહિ. તેઓ ગુરુ સાહેબને માટે અગ્નિમં ઝીંપલાવવા અને મહાસાગરમાં ભૂસ્કો મારવા તેજ ક્ષણે તૈયાર હતા. એ વીરો સાથે ગુરુ સાહેબે બીજે દિવસે શત્રુઓ સામે બાથ ભીડી આ થોડા સરખા વીરોએ અજબ પરાક્રમ બતાવ્યુ. તેમની તલવારે તે તલવાર નહિ પણ જાણે ચમકતી વિજળીજ હતી ! ઉન્મત્ત વીરે બન્ને હાથે ચપાચપ તલવાર ચલાવી રહ્યા હતા આપણા ગુરુ સાહેબ પણ હાથીપર સવાર થઈ તીરોની વૃષ્ટિ કરી રહ્યા હતા. શત્રુના સૈન્યે કેટલીએ વાર હલ્લો કરીને સમરાંગણનો કબજો લેવા પ્રયત્ન કર્યો, પણ તેઓ જેમ જેમ આગળ વધતા જતા તેમ તેમ ભારે ખુવારી સાથે તેમને પાછાજ હઠાવવામાં આવતા.

આ લડાઈમાં ગુરુ સાહેબના લગભગ સો યોદ્ધાઓ માર્યા ગયા હતા અને કેટલાક જખમી થઈ નિરુપયોગી થઈ પડયા હતા; તેમજ સવારથી માંડીને ત્રીજા પ્રહર સુધી લડી લડીને તેઓ થાકી પણ ગયા હતા, એટલે સંભવ હતો, કે હવેના હુમલામાં શત્રુ વિજય મેળવી જાય પણ એ અરસામા ગુરુ સાહેબના મિત્ર સૈયદ બુદ્ધુશાહ એકાએક બે હજાર સવારો સાથે ગુરુ સાહેબની મદદે આવી પહોંચ્યા. શીખ સેનાનો ઉત્સાહ ચોગણો વધી ગયો. અત્યાર સુધી મહામહેનતે શત્રુઓના હુમલા સામે બચાવમાંજ જેઓ ઉભા રહી શકયા હતા, તેઓ ફરી એકવાર ઉલ્લાસમાં આવી જઈ શત્રુપર તુટી પડયા ! તલવારો ચાલી રહી અને પહેલા દિવસની પેઠે આજે પણ મુડદાંપર મુડદાં ખડકાવા લાગ્યાં, અને લોહીની નીકો વહેવા માંડી. તીર અને ગોળીના વરસાદ વચ્ચે બહાદુર પુરુષો માર માર કરતા આગળ ધસી જતા હતા ! આખરે આજે પણ સન્ધ્યા થવાથી લડાઇ બંધ પડી. ત્રીજે દિવસે પુનઃ રણક્ષેત્ર ગાજી ઉઠયું. ગુરુ સાહેબે પોતાના ચૂંટી કાઢેલા સરદારોને આજ્ઞા આપી, કે " તમારે વીણી વીણીને શત્રુ

દળના સરદારોને મારવા, નહિ તો આટલી મોટી સેનાને આવી રીતે હઠાવવી કઠિન પડશે. ”

તે દિવસે ગુરુ સાહેબ તરફના સરદારો નંદચંદ, મહંત કૃપાલદાસ, કૃપાલચંદ, નંદલાલ શાહી, માહીરચંદ, ભાઈ સેગૂ, ભાઈ જીતમલ્લ, ગુલાબરાય, ગંગારામ, દયારામ, ભાઈ જીવન, અને લાલચંદ હલવાઈ વગેરે વગેરે વીર પુરુષો મોરચાપર જઈ ઉભા, અને ઘણી કુશળતાથી તેમણે વિપક્ષી સરદારોપર આક્રમણ કરવું શરૂ કર્યું. તલવાર ખૂબ તાનમાં ચાલવા લાગી. અંતે મહંત કૃપાલદાસને હાથે શત્રુને મળી જનાર પેલા વિશ્વાસઘાતી પઠાણો પૈકી કાલેખાન અને હયાતખાન માર્યા ગયા. ત્રીજો નજામતખાન લાલચંદના હાથે હણાયો. સરદારોની આવી દશા જોઇને તીરંદાજીમાં સુનિપુણ રાજા હરિચંદ ગુરુ સાહેબની સામે આવી ઉભો અને તેણે બાણ ચઢાવી ગુરુ સાહેબપર છોડયું.

ગુરુ સાહેબ આ વખતે ઘોડાપર સવાર થઈને યુદ્ધ કરી રહ્યા હતા, તેઓ તીરને રોકે એટલામાં તો તે તેમના ઘોડાને લાગ્યુ અને તે ગબડી પડયો. ગુરુ સાહેબ ચપ દઇને બીજા ઘોડાપર સવાર થયા પરંતુ એટલામાં તો એક બીજું તીર સનસનાટ કરતું તેમના શરીરને સ્પર્શ કરીને ચાલ્યું ગયું ! હવે પૂછવુંજ શું ? ગુરુ સાહેબે શરસંધાન કર્યું અને ચાપ ખેંચીને એવું તો તીર છોડયું કે તે રાજા હરિચંદનું તાળવું ભેદીને કંઠની પાર નીકળી ગયું, રાજા સાહેબ તત્ક્ષણ ઘોડાપરથી ગબડી પડીને યમલોક સિધાવી ગયા. તરતજ ગુરુ સાહેબે બીજી વખત કમાન ચઢાવી તીર ફેંકયુ, જેથી રાજા કેસરીચંદ અને સુખદેવચંદ સખ્ત ઘાયલ થઇને ઘોડાનું મોં ફેરવી ભાગવા મંડયા. આ લોકોનાં મુખ મોડાવાથી રાજા લોકોની સઘળી સેનાની હિમ્મત ભાગી ગઇ. સઘળાઓ શત્રુને પીઠ બતાવીને નાસવા મંડયા. તેનો

પીછો પકડવાની ગુરુ સાહેબે પોતાના સૈનિકોને તુરતજ આજ્ઞા કરી, નાસી જતા એ નિર્બુદ્ધ રાજાઓએ પૃષ્ઠ ભાગના રક્ષણનો પણ કશો પ્રબંધ કર્યો નહોતો. પરિણામે શીખ લોકોએ ઘણાકને ઠાર કર્યા તથા ઘણાકને ઘાયલ કર્યા. તેઓ ઘણા કોશ સુધી જોસભેર તેમની પાછળ પડયા, અંતે ગુરુ સાહેબે હુકમ કર્યો ત્યારેજ નિરુપાયે પાછા ફર્યા. શત્રુની છાવણીમાંના પુષ્કળ દાણાપાણીની અને સરસરંજામની શીખોને પ્રાપ્તિ થઈ.

આ યુદ્ધમાં ગુરુ સાહેબ તરફના ભાઈ સેગૂ અને જીતમલ્લ ઇત્યાદિ કેટલાક શૂરવીરો માર્યા ગયા તથા સૈયદ બુદ્ધુશાહનો પુત્ર પણ આ યુદ્ધમાં ખપી ગયો; તેમ છતાં વિજયપતાકા તો ગુરુ સાહેબના હાથમાંજ રહી. ઘણા આનંદથી વિજયના ડંકા દેતા ગુરુ સાહેબ પોતાના ગામ પાંવટામાં પાછા ફર્યા.

જે પાંચસો નિમકહરામ બાવાઓ યુદ્ધના આરંભ વખતે નાશી ગયા હતા, તેઓમાંનો એક મહંત કૃપાલદાસ પોતાના પાંચ શિષ્યો સાથે આખર સુધી ગુરુ સાહેબની બાજુમાં ઉભો રહ્યો હતો, પોતાની આખી મંડળી ચાલી જવા છતાં તેણે ગુરુ સાહેબનો પક્ષ નહિ છોડતાં ઘણી બહાદુરીથી લડીને કેટલાએ પઠાણ સરદારોને કાપી નાખ્યા હતા. ગુરુ સાહેબે તેને ઘણું આદરમાન આપ્યુ અને પોતાની અર્ધી પાઘડી સમર્પણ કરી, એ મહંતનું સ્થાનક હેહર નામના કસ્બામાં હજી સુધી વિદ્યમાન છે. સૈયદ બુદ્ધુશાહે ખરા અણીના વખતે સહાય કરી હતી, ગુરુ સાહેબ તેની કોટે વળગી પડયા અને તેને પણ અર્ધી પાઘડી અને એક બહુમૂલ્ય કાશ્મીરી દુશાલો પોતાને હાથે ઓઢાડી પોતાના હસ્તાક્ષરવાળું એક પ્રશંસાપત્ર પ્રદાન કર્યું, જે બુદ્ધુશાહના ઉત્તરાધિકારીઓ પાસે હજી સુધી મોજૂદ છે. આ રીતે સઘળા સરદારોને શિરપાવ આપી ગુરુ સાહેબે સર્વ સિપાઈઓને બોલાવી

તેમનાં પણ બહુ વખાણ કર્યાં, અને સઘળાને યથાયોગ્ય પારિતોષિક તથા શિરપાવ આપી સંતુષ્ટ કર્યા. મૃતકોની શાસ્ત્ર પ્રમાણે ઉત્તરક્રિયા ઇત્યાદિ કરાવી તેમની વિધવાઓના અને અનાથ બાળબચ્ચાંઓના પાલનનો બોજો તેમણે પોતાને માથે લીધો. ટુંકમા સઘળી રીતે સર્વને સંતોષ આપ્યો.

વાંચકોને યાદ હશે, કે ગુરુ સાહેબ પહેલાં **આનંદપુરમાં** રહેતા હતા, પરન્તુ **નાહનના** રાજા **મેદનીપ્રકાશના** ખાસ આગ્રહથીજ તેઓ તેના મુલકમાં **પાંવટા** નામનું ગામ વસાવી ત્યાં રહેવા ગયા હતા. જ્યારે પહાડી રાજાઓ સાથેની લડાઈ સંપૂર્ણ કરી ગુરુ સાહેબ ઘેર આવ્યા ત્યારે તેમનાં માતુશ્રીએ કહ્યું, “ બેટા ! પહાડી રાજાઓ સાથે તારે હવે વિરોધ શરૂ થઈ ચૂક્યો છે, માટે આ સ્થાન કોઈ પણ રીતે સુરક્ષિત નથી. તો ઉચિત છે કે આપણા પુરાણા નિવાસસ્થાન **આનંદપુરમાં** ફરીથી જઇ રહેવુ. ”

ગુરુ સાહેબે માતુશ્રીની આજ્ઞા માથે ચઢાવી અને તેઓ રાચરચીલા અને કુટુંબકબીલા સાથે પોતાના પુરાણા સ્થાન **આનંદપુરમાં** આવી વસ્યા. અહીં એક શીખ ક્ષત્રિયે પોતાની કન્યા **સુન્દરીજીનું** નાળિએર ગુરુ સાહેબને અર્પણ કર્યું. તેમની સાથે એમનું બીજુ લગ્ન સંવત્ **૧૭૪૨** ના **આષાઢ** વદી ૭ ને દિવસે મોટા સમારોહથી થયું. એક વર્ષ પછી એમને પેટે ગુરુ સાહેબને ત્યાં એક પરમ તેજસ્વી ધર્મવીર પુત્ર પ્રાપ્ત થયો, જેનું નામ ગુરુ સાહેબે **અજીતસિંહ** રાખ્યું. સંસારસુખમાં પડીને ગુરુ સાહેબે પોતાના કર્તવ્યનું કદી પણ વિસ્મરણ થવા દીધું ન હતું.

એમને કોઈ પણ શત્રુ એકદમ ચઢી આવવાની રાત દિવસ ફિકર રહેતી હતી. પરન્તુ તેથી તેઓ જરા પણ ગભરાતા ન હતા. ઘણા ઉત્સાહ અને આનન્દ સાથે તેઓ સૈનિક બળમાં વૃદ્ધિ કરવાના

કાર્યમાં મશગુલ થયા. પહેલાંની પેઠે દૂર દૂરથી શિષ્યગણુ ગુરુ સાહેબની દુઃખીઓપરની દયા, દુષ્ટોને દંડ દેવાની વૃત્તિ, અને યુદ્ધમાં અદ્દભુત વીરતા વગેરે અનેક સદ્દગુણોના સમાચાર સાંભળી સાંભળીને તેમનાં દર્શન માટે આવવા લાગ્યા. રૂપાનાણું, સુવર્ણ મહોર, ઝવેરાત, અસ્ત્રશસ્ત્ર, ઘોડા, ખચ્ચર અને હાથીઓ વગેરેની અગણિત ભેટો ફરીથી આવવા માંડી. ગુરુ સાહેબે હવે મજબૂત કિલ્લા બંધાવવાનો આરંભ કર્યો. લોહગઢ, ફતેહગઢ, ફૂલગઢ, અને આનંદગઢ નામના ચાર કિલ્લાઓ થોડાજ સમયમાં બંધાઇને તૈયાર થઈ ગયા. તે પર ઠેકઠેકાણે યુદ્ધને લગતો સઘળી જાતનો સાજ ચઢાવવામાં આવ્યો. ગુરુ ગોવિંદસિંહજીએ પોતે બાદશાહી ઠાઠ ધારણ કર્યો અને તેઓ દુષ્ટોનું દમન તથા શિષ્ટ લોકોનું પાલન કરવા લાગ્યા. તેમના મુલકમાં જેટલા દુષ્ટ, ચોર, ધાડપાડુ અને વાટપાડુ લોકો હતા તે સઘળાને પકડી પકડીને તેમણે એવી સખત સજા કરી કે સઘળાનાં ગાત્ર શિથિલ થઈ ગયા. કેટલાઓએ કુટિલ માર્ગ ત્યજીને સીધો રસ્તો ગ્રહણ કર્યો અને ખેતીવાડી કરીને પોતાનો નિર્વાહ કરવાનું શરૂ કર્યું. જેઓ સીધા રસ્તાપર આવ્યા નહિ તેમને ગુરુ સાહેબે એવા તો દબાવ્યા કે તેમને દેશ છોડી બીજે ચાલ્યા જવાની ફરજ પડી.

તાત્પર્ય કે એમણે સઘળી રીતે પોતાની ચારે તરફની હિન્દુ પ્રજાનાં દુઃખમોચનનો સફળ પ્રયત્ન કર્યો, જેથી ઘણા લોકો એમના શિષ્ય બની ગયા. વળી જેઓ એમના શિષ્ય થયા ન હતા તેઓ પણ ગુરુ સાહેબને રાજા પ્રમાણે માન આપવા લાગ્યા અને તેમને પોતાના તથા હિન્દુધર્મના રક્ષક સમજવા લાગ્યા. જો કદી કંઈ તકરાર થતી કે ન્યાય લેવાની જરૂર પડતી તો તેની ફરિઆદ ગુરુ સાહેબના દરબારમાં આવતી. ગુરુ સાહેબ તેનો ધર્મપૂર્વક ન્યાય કરતા; જેથી સઘળા લોકો સંતોષ પામ્યા હતા. શિષ્યોને લડવૈયા બનાવવાનું કામ

તો હંમેશ જેમનું તેમ જારીજ હતું, તેમાં જરા પણ શિથિલતા થવા પામી ન હતી. એમના શિક્ષણને પ્રતાપેજ પદદલિત હિંદુ જાતિના હૃદયમાં વીરતા અને ઉત્સાહના તરંગો ઉછળવા લાગ્યા હતા, અને વીર યુવકોના બાહુ યુદ્ધને માટે સર્વદા ફરકી રહ્યા હતા.

ગુરુ સાહેબને ત્યાં સંવત્ ૧૭૪૭ ના માઘ સુદી ૭ ને દિવસે સુંદરીજીના ગર્ભથી એક બીજા પુત્રનો જન્મ થયો. તેનું નામ એમણે ધીરસિંહ પાડયું.

ગુરુ ગોવિંદસિંહજીની ઉન્નતિ, યુદ્ધમાં વિજયપ્રાપ્તિ, અને અદ્-ભુત રણકૌશલ્ય જોઇને પહાડી રાજાઓ ચકિત થઈ ગયા હતા અને મનમાં તેમનાથી ઘણો ભય પામી ગયા હતા. તુલસીદાસજીએ કહ્યું છે, કે "**भय बिन होय न प्रीति**" તેમ આ રાજાઓ જ્યારે ભયભીત થયા ત્યારેજ હવે ગુરુ સાહેબ સાથે મિત્રતા સ્થાપન કરવાનો વિચાર કરવા લાગ્યા, અને તદનુસાર તેમણે મૈત્રીનો પેગામ–સંદેશો પણ મોકલ્યો. ગુરુ સાહેબ અંતરથી સ્વદેશી રાજાઓ સાથે વિરોધ કરવાનુ કદી પણ પસંદ કરતા ન હતા; તેથી તેઓ આ વાતથી ઘણા પ્રસન્ન થયા અને ઘણી સરળતાથી તેમણે રાજા ભીમચંદ ઇત્યાદિના મૈત્રીના કહેણનો સ્વીકાર કર્યો; કારણકે તેમની આંતર અભિલાષા એવી હતી કે મુસલમાનો આપણાપર અત્યાચાર કરી શકે નહિ માટે માંહો-માંહે ફાટફૂટ ન રહેવી જોઇએ. ગુરુ સાહેબે એ લોકો સાથે મિત્રતા બાંધી, પણ તે રાજાઓનાં અંતઃકરણ ગુરુ સાહેબ તરફ વિશુદ્ધ ન હતાં. અલબત ગુરુ સાહેબની સલાહથી તેમણે બાદશાહી સુબાઓને ખંડણી મોકલવાનું બંધ કરી દીધું, છતાં પણ અંદર અંદર તેઓ એવા દાવપેચ રચતા હતા કે પ્રસંગ મળતાં ગુરુ સાહેબને કેમ દબાવી દેવાય ! ગુરુ સાહેબને જો કે કોઈ રીતનું અભિમાન ન હતું, તો પણ તેઓ પોતાના શૌર્ય અને ઉત્સાહ આગળ કોઇની પણ પરવા

રાખતા ન હતા. એ દિવસોમાં એવી સ્થિતિ આવી પહોંચી હતી કે પોતાના મુલક બહાર દૂર દૂરની હિન્દુ પ્રજા પણ બાદશાહી શાસનની કંઈ પણ પરવા નહિ કરતાં તેમનેજ રાજા માનવા લાગી હતી!

એ વખતે શહેનશાહ ઔરંગઝેબ પ્રચંડ સૈન્ય સાથે પૂર્ણ બળથી મરાઠાઓ સાથે યુદ્ધ કરી રહ્યો હતો. તેની ભ્રમાત્મક રાજનીતિથી મોગલ સામ્રાજ્યના પગમાં કુહાડો પડી ચૂકયો હતો. દક્ષિણ તરફ વીરવર શિવાજી અને રાજપુતાનામાં રાજા રાજસિંહ એને તોબા પોકરાવી રહ્યા હતા, અને આ તરફ હવે પંજાબનો વારો પણ આવી ચૂકયો ! ઔરંગઝેબની કુટિલ દૃષ્ટિ તે તરફ ફરી અને ગુરુ ગોવિંદસિંહ સાથે પણ હાથ મેળવવાનું સૂચન થયું. દક્ષિણમાં ગોવલકોંડાની લડાઈમાંથી નિવૃત્ત થતાં તેને પંજાબના સમાચાર વિદિત થયા, કે પહાડી રાજાઓએ ગુરુ ગોવિંદસિંહની સલાહથી ખંડણી આપવી બંધ કરી છે; ત્યારે આ વિદ્રોહી પહાડી રાજાઓને જેર કરવા અને તેમની પાસેથી ખંડણી વસુલ કરવા ઔરંગઝેબે મિયાંખાન, અલફખાન, અને જુલ્ફીકારખાન નામના સરદારોને થોડું સૈન્ય આપી તે તરફ મોકલ્યા.

સરદાર મિયાંખાને જંબુ તરફ પ્રયાણ કર્યું અને આ તરફ અલફખાન અને જુલ્ફિકારખાનને રવાના કર્યા. તે બન્નેએ નાહન, કુહલૂર, નાલાગઢ, અને ચંબાના રાજાઓપર ચઢાઈ કરી, અને તેમને એવા તો દબાવ્યા કે તેઓ ત્રાહિ ત્રાહિ પોકારવા લાગ્યા. કૃપાલચંદ કજોડીઆ અને દયાલચંદ નામના બે પહાડી રાજાઓ મુસલમાન સરદારોની મુલાકાત લઈ અગાઉથી તેમને મળી ગયા હતા અને પોતાના અન્ય બંધુઓની દુર્દશા કરાવવામાં સહાયભૂત થયા હતા. કેમ ન થાય ? એ તો ભારતવર્ષનો સનાતન ધર્મ છે. તો પછી તેનું ઉલ્લંઘન અહીં કેમ થઈ શકે ? મુગલોએ એ ઘરભેદુઓની સહા-

ચના મેળવી પહાડી રાજાઓની બરબાદી કરવાનો આરંભ કરી દીધો. ચારે તરફથી હિન્દુઓપર અત્યાચાર અને લૂંટફાટ થવા માંડયાં. આ નાનકડા રાજાઓપર જાણે વજ્રપાત થયો !

આવા કટાકટીના સમયમાં તેમને પેલા ધર્મોપદેશક ગુરૂ ગોવિંદ-સિંહનું સ્મરણ થઇ આવ્યું. તે લોકો પાંચ હજાર રૂપીઆની ભેટ લઇને રોતા કકળતા અને પડતા આખડતા ગુરુને શરણે આવ્યા, અને કહેવા લાગ્યા, કે " હે દયાળુ ! આ વખતે આપના સિવાય અમારો બીજો કોઈ બેલી નથી, આપ આવા અણીના વખતે સહાય નહિ કરશો તો અમારૂં સત્યાનાશ વળી જશે ! "

ગુરુ સાહેબે એ લોકોને ધીરજ આપી અને પાંચસો શીખ સવારો મદદ માટે તેમની સાથે મોકલ્યા. દિવાન નંદચંદ, મોહરીચંદ અને કૃપાલચંદ પણ સાથે હતા. આ સેના યવન—લોહીની તરસી હતી; તેથી તે ઘણા જોરથી શત્રુઓપર તૂટી પડી અને એવી કાપા-કાપી ચલાવી કે મુસલમાનોના પગ ઉખડી પડયા, અને તેઓ નાસવા મંડયા. શીખ સવારોએ કેટલેક દૂર સુધી તેમનો પીછો પકડયો, પરન્તુ એટલામા હનગડ તથા હરિપુરના રાજા મુસલમાન સૈન્યને આવી મળ્યા. તેમની મદદ મળતાં તેઓ ફરીથી ગોઠવાઇ ગયા અને થાકેલા શીખ સૈનિકોપર તૂટી પડયા. આ વખતે રાજા દયાલચંદ જાતે હાથ જોડીને ગુરુ સાહેબ પાસે પહોંચી ગયો, અને તેમને પોતાની સાથે તેડી લાવ્યો. ગુરુ સાહેબ આવતાંજ રણરંગ બદલાયો. શત્રુસૈન્ય ઘણું વધારે જોઇને જ્યારે રાજા દયાલચંદ ગભરાઈ જતો ત્યારે ગુરુ સાહેબ તેને ધૈર્ય આપતા અને યુદ્ધમાં અડગ રહેવાનો ઉત્સાહ પ્રેરતા.

ગુરુજીએ સરદારી લેતાંજ શ્રમિત થયલી શીખ સેનાનો ઉત્સાહ અને બળ બમણાં વધી ગયાં. સૈનિકો નવીન ઉત્સાહથી " શ્રી વાહ ગુરુકી ફતેહ " નું ઉચ્ચારણ કરતા શત્રુપર તૂટી પડયા. અહીં ગુરુ

ગોવિંદસિંહજી, કે જેમનો તીરંદાજીમાં કોઈ પણ સમોવડીઓ ન હતો તેમણે ધનુષ ચઢાવી તાકી તાકીને એવાં બાણ છોડયાં કે જેથી શત્રુઓનાં ઓસાન છૂટી ગયાં! તીર અને ગોળીના વરસાદથી તથા બરછી, ભાલા, અને તલવારના મારથી મુગલ સેના ગભરાઇ ઉઠી. તેઓ ધારતા હતા કે નાની સરખી લડાઈ પછી પહાડી રાજાઓ આજીજી કરતા ખંડણી લઇને દોડયા આવશે, પણ તેને ઠેકાણે આ અણધાર્યો આમલો જોઇને તેમના હોશકોશ ઉડી ગયા. પરાસ્ત કરવાની વાત તો બાજુએ રહી પણ ઉલટું શીખોનો પીછો છોડવવાનું કામ પણ કઠિન થઈ પડયું ગુરુ ગોવિંદસિંહજીના આધિપત્ય નીચે શીખ લોકો વારવાર ઘણી પ્રબળતાથી આક્રમણ કરી રહ્યા હતા, અને મુગલો ક્ષીણ થતા હતા. એક એક શીખની તલવાર દસ દસ મનુષ્યોને યમલોક પહોંચાડી રહી હતી. અંતે પરિણામ એ આવ્યું, કે હવે વધારે વાર ટકવાથી નાશીને બચવાનુ પણ કઠિન થઈ પડશે, એમ જણાવાથી એક પછી એક એમ સઘળા મુગલો પીઠ બતાવી નાશી છૂટયા.

ગુરુ સાહેબે તેમનો પીછો પકડયો નહિ, કારણ કે તેમના સિપાઇઓ પણ ઘણાજ શ્રમિત થઈ ગયા હતા, તેમજ કેટલાક ઘાયલ પણ થયા હતા. રાજા દયાલચદ અને તેના જેવા બીજા કેટલાક નામીચા સરદારો આ યુદ્ધમાં માર્યા ગયા હતા, પણ બાદશાહી સેનાની હાનિ તો ઘણીજ વધારે થઇ હતી. સેંકડો મૃત્યુવશ થયલા, મૂર્છા પામેલા અને ઘાયલ થયલા સૈનિકોને રણક્ષેત્રમાં છોડીને તેઓ નાશી છૂટયા હતા. તાત્પર્ય કે મુગલોએ આવી ખરાબ રીતે હાર પામવાનો કદી ખ્યાલ પણ રાખ્યો ન હશે. આ સઘળાનું કારણ ગુરુ ગોવિંદસિંહ હતા, એ વાત મુગલોને વિદિત થયા વિના રહી નહિ.

ગુરુ સાહેબ યુદ્ધમાં વિજયપ્રાપ્તિ કરી આલસૌન ગામને બરબાદ કરી લૂંટ કરતા પોતાના નિવાસસ્થાન આનંદપુરમાં ચાલ્યા આવ્યા.

આલસૌન ગામના મુસલમાનોએ ગુરુજીપર ચઢાઇ કરી હતી અને હમણાં તેઓ લાહોર તરફ ચાલ્યા ગયા હતા. બાદશાહી સુબેદાર દિલાવરખાન જે લાહોરમાં હતો, તે આ હારની ખબર સાંભળીને ઘણોજ ચીઢાયો, તેથી વિ. સં. ૧૭૪૫ ના ભાદ્રપદ માસમાં નવીન સેના લઇને તે પહાડી રાજાઓપર ચઢી આવ્યો. પહાડી રાજાઓ તરફથી ગુરુ ગોવિંદસિંહ લડવા આવ્યા હતા, તે સમાચાર પણ તે પામી ગયો હતો તેથી પોતાના પુત્ર રૂસ્તમખાનને એક પ્રબળ સૈન્ય સાથે તેમના તરફ પણ મોકલ્યો. તેણે એકાએક ચઢી આવી ગુરુ સાહેબપર હલ્લો કર્યો. ગુરુ સાહેબ પણ તૈયારજ હતા. પોતાના સૈન્ય સાથે તેઓ મેદાનમાં જઈ ઉભા. આખો દિવસ બહુ જોરમાં લડાઇ ચાલી. મોટા મોટા મુગલ વીરોને ગુરુજીનાં તીરોએ યમલોકનો રસ્તો બતાવી દીધો. ઘણુંએ જોર મારવા છતાં સાંજ સુધીમાં રૂસ્તમ-ખાન જ્યારે કશું પણ કરી શક્યો નહિ ત્યારે અંધારૂં થઈ જવાના નિમિત્તથી તેણે લડાઈ બંધ કરવાની આજ્ઞા આપી. આખા દિવસના થાકયાપાકયા સિપાઇઓએ હાથમોં ધોયાં અને ખાઈ પરવારીને આરામ લેવા સૂતા.

ગુરુ સાહેબની સેના અને મુગલોની વચ્ચે એક નાની સરખી નદી વહેતી હતી. ગુરુ સાહેબનુ સૈન્ય નદીકિનારે કંઈક ઉંચા ભાગપર અને શત્રુઓનું લશ્કર સામે કિનારે કંઈક નિચાણમાં પાણીની લગોલગ વિશ્રાંતિ લેતું સૂતું હતું. સઘળા લોકો ભરનિદ્રામાં પડી નિઃશંક આરામ લેતા હતા, પહેરાવાળાઓ પણ ખાંધપર બંદૂક રાખી ઘૂંટણપર માથું મૂકી ઝોકાં ખાઇ રહ્યા હતા. એટલામાં તે નાનકડી પહાડી નદીમાં એકાએક રેલ આવી અને મુગલો તરફ તે એટલી ત્વરાથી ધસી ગઇ તથા એવા જોરથી તેનો પ્રવાહ વહેવા માંડયો કે જાગીને જોતાં મુગલો, પોતાની આખી સેના જળમાં ડૂબકાં

ખાતી તણાવા લાગી હતી, એટલુંજ જાણી શકયા ! હાથી, ઘોડા, અસ્ત્રશસ્ત્ર, તંબુ, રાવટી, કનાત વગેરે સઘળું પાણીપર તરવા લાગ્યું. એક તો અંધારી રાત અને તેમાં વળી આવી એકાએક આવી પડેલી આફત, તેથી મુગલોના દુઃખનો પાર રહ્યો નહિ. આખી સેના કોણ જાણે કયાં તણાઈ ગઇ તેનો પત્તોજ લાગ્યો નહિ. શીખ લોકોએ જ્યારે સવારમાં ઉઠીને જોયું તો નદી ભયંકર વેગથી ગર્જના કરતી વહી રહી હતી, અને શત્રુદળનો કયાંય પણ પત્તોજ ન હતો. સઘળા સાનંદાશ્ચર્ય પામ્યા અને અકાલ પુરુષને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા, તે દિવસથી એ નાળાને તેઓ "હિમાયતી નાળા"ના નામથી ઓળખવા લાગ્યા; કારણ કે તેણે શીખ લોકોની હિમાયત કરીને શત્રુઓને તણાવી દીધા હતા.

રૂસ્તમખાન જેમ તેમ કરીને સવાર થતાં થતાંમાં નદીમાંથી નીકળી, રસ્તામાં જે જે ગામડાંઓ આવતાં તેને લૂંટતો કાળું મોં કરીને પાછો ગયો. દિલાવરખાને જ્યારે પોતાના પુત્રની આવી દશા સાંભળી ત્યારે તે બહુજ નારાજ થયો અને બે હજારનુ નવીન સૈન્ય આપીને ગુલામ હુસનખાનને રૂસ્તમખાન સાથે ગુરુ ગોવિંદસિંહપર ફરીથી ચઢાઇ કરવા મોકલ્યો. તેમણે આવતાંની સાથેજ પહાડી રાજાઓની ખબર લેવા માંડી, અને થોડાજ દિવસોમાં ભંડી અને કાહનગઢના રાજાઓને પરાજિત કરીને ચઢેલી ખંડણી વસુલ કરી. પછી તેઓ કહલૂર અને ગુલેરના રાજાઓ તરફ રવાના થયા.

આ સમયે ગુલેરના રાજા ગોપાલસિંહને ગુરુ ગોવિંદસિંહ યાદ આવ્યા, અને તેણે કર જોડીને ગુરુ સાહેબ પાસે સાહાય્યની પ્રાર્થના કરી. ગુરુ સાહેબે ત્રણસો સવાર ભાઈ સંગીતા સાથે તેને મદદ કરવા મોકલ્યા.

શીખોની મદદ મળતાં રાજા ગોપાલસિંહ ગુલેરી ખૂબ જોરપર

આવીને લડયો. જ્યારે ત્રણ દિવસના દારુણ યુદ્ધ પછી પણ રૂસ્તમખાનનું કંઈ પણ ચાલ્યું નહિ અને ઉલટા કેટલાક મુખ્ય મુખ્ય સરદારો તથા સુમારે ચારસો જેટલા સૈનિકો માર્યા ગયલા જણાયા ત્યારે તો તેનાં ગાત્ર શિથિલ થયાં, અને તે ભયનો માર્યો પીઠ બતાવી નાશી ગયો. આથી રાજા ગોપાળસિંહ ઘણોજ પ્રસન્ન થયો અને ઘણું જરઝવેરાત, તથા બીજી અનેક કીમતી ચીજો લઇને તે ગુરુ સાહેબને ભેટ ધરવા આવ્યો તથા ઘણી નમ્રતાથી તેણે કૃતજ્ઞતા બતાવી. પણે દિલાવરખાનને ચેન પડયું નહિ, તેણે બે ત્રણ મોટા મોટા મુગલ સરદારો સાથે વિક્રમ સંવત્ ૧૭૪૫માં પુનઃ ચઢાઈ કરી. અહલાન નામક ગામ પાસે એક ઘણી મોટી લડાઇ થઈ, પણ એમાંએ શીખોનોજ વિજય થયો, અને રૂસ્તમખાનને નાસવું પડ્યુ. આ વખતે પણ તેના કેટલાએ નામીચા સરદારો ખપી ગયા '

આ રીતે મુગલો ઘણા પરેશાન થયા અને વારંવારની હારથી ઘણા સળગી ઉઠયા. દિલાવરખાને આ સઘળા સમાચાર બાદશાહ ઔરંગઝેબને લખી જણાવ્યા. શહેનશાહ ઘણોજ નારાજ થયો અને તેણે એક મોટા સૈન્ય સાથે શાહજાદા મુઆજીમને પંજાબના વિદ્રોહીઓને તાબે કરવા મોકલ્યો. તેના આગમનના સમાચાર મળતાજ પહાડી રાજાઓ તળે ઉપર થઇ ગયા, બધાઓના ઓસાન–હિમ્મત–છૂટી ગયાં અને મોં વીલા પડી ગયાં. શાહજાદો પોતે તો લાહોર તરફ કૂચ કરી ગયો, પણ તેણે પોતાના એક સરદાર મિરજાબેગ દશ હજારીને પહાડી રાજાઓ તરફ રવાના કર્યો. જ્યારે તે એકલો વિશેષ પ્રભાવ પાડી શકયો નહિ, ત્યારે બીજા ત્રણ ચાર સરદારોને તેની કુમકે મોકલવામાં આવ્યા. તેમણે આવીને પહાડી રાજાઓની ઘણી દુર્દશા કરી. તેમનાં ઘરબાર, માલખજાના, વગેરે લૂંટી લીધાં અને મહેલો, મકાનો, અને કિલ્લાઓ તોડીફોડી નાબૂદ કરી નાખ્યા. કેટ-

લોકને તો દાઢી મૂછ મુંડાવી ગધેડે બેસાડી બધે ફેરવ્યા અને ફજેતી કરાવી ! ભયના માર્યા સહુ જ્યાંના ત્યાં દબાઈ રહ્યા.

ગુરુ ગોવિંદસિંહ ઉપર પણ આ પહાડી રાજાઓને મદદ કરવાનું તહોમત હતું. તેથી તેમના તરફ પણ એક સરદારને રવાના કરવામાં આવ્યો તેણે ઘણા બળપૂર્વક ગુરુ સાહેબપર ચઢાઈ કરી અને આનંદપુરમાં આવીને ખૂબ લૂંટફાટ ચલાવી. ગુરુ સાહેબ પાસે આ વખતે બહુજ થોડું સૈન્ય હતું, એટલે મુગલોના પ્રચંડ સૈન્યની સામે થઇને વ્યર્થ હાનિ વહોરી લેવાનું તેમણે દુરસ્ત ધાર્યું નહિ, તેથી કિલ્લો બંધ કરીને તેઓ ગુપચૂપ બેસી રહ્યા. પણ જ્યારે રાત્રિ પડી અને ચારે તરફ અંધકાર છવાઇ રહ્યો એટલે એકાએક કિલ્લામાથી બહાર નીકળી આવી તેમણે મુગલોપર એવો તો છાપો માર્યો કે તેઓ છિન્ન–ભિન્ન થઇ ગયા. કેટલાક તો ઉંઘતાજ કપાઈ ગયા, કેટલાકો શીખોએ લગાવેલા દારૂગોળાથી બળીને કોણ જાણે કયા ઉડી ગયા તેનો પત્તોજ મળ્યો નહિ, અને જે બાકી રહ્યા તેમણે જેમ તેમ કરીને નાશી છૂટી પોતાના જાન બચાવ્યા. તેમણે સંગ્રહેલાં દાણાપાણી, કારતુસો, દારૂગોળો અને બંદૂકો વગેરે ઘણીક ચીજો શીખ લોકોના હાથમાં આવી. આઠ કોશ સુધી દુશ્મનનો પીછો પકડવામાં આવ્યો અને ઘણી મોટી શિકસ્ત આપીને તેઓ આનંદપૂર્વક સાંગોપાગ ઘેર પાછા ફર્યા. મુગલોએ આનંદપુરમાંથી જે કંઇ લૂટી લીધું હતું તે સઘળું પાછું મળ્યું.

હવેજ શાહજાદા મોઆજ્જીમના જાણવામાં આવ્યું, કે મામલો સાધારણ નથી; અને તેથી તેણે મોટા પાયાપર લડાઈની તૈયારી કરવા માંડી. લડાઇની તૈયારી ચાલી રહી હતી તે વખતે ગુરુનો એક પુરાણો સેવક અને ભક્ત મુન્શી નંદલાલ મુલતાની* હાથ જોડીને

* આ માણસ શાહજાદાનો મુખ્ય સેક્રેટરી હતો. અનુવાદક

શાહજાદા મોઆજીમ સામે આવ્યો અને કહ્યું, " હજુર, ગોવિંદસિંહ એક ઇશ્વરપરાયણ સાધારણ ફકીર છે, એનાપર બાદશાહી શક્તિની અજમાયશ કરવી એ ખરેખર એક જાતની ભૂલ છે. જો આપનો જય થશે તો તે કાલે લંગોટી વાળીને જંગલમાં જઈ ભજન કરવા માંડશે, અને ન કરે નારાયણ ને કંઇ હાર થઈ તો તો શહેનશાહી બળની સખત બદનામી થશે. માટે મુનાસિબ છે કે તેની છેડછાડ કરવામાં ન આવે. "

શાહજાદાએ જવાબ દીધો, " ઠીક છે, ત્યારે જો એ અગાઉથી શાંતિપૂર્વક રહેવાનો સ્વીકાર કરે, તો હું એને માફ કરી શકીશ."

આ ઉપરથી મુન્શીદ્વારા ગુરુ સાહેબ સાથે શાંતિના સંદેશા ચાલવા લાગ્યા, પણ હજી સુધી કોઇ તહ થયો ન હતો, એટલામા તો વળી એક નવી આપત્તિ આવીને ખડી થઈ.

શાહજાદા મોઆજીમનું સૈન્ય આવવાથી તમામ પહાડી રાજાઓ પોતપોતાને ઠેકાણે પડી ગયા, અને કેટલાકે તો શાહજાદાને મદદ કરીને પોતાના બંધુઓની પરાધીનતાની બેડી ઉલટી વધારે ને વધારે દૃઢ બનાવવામાં અનુકૂળતા કરી આપી હતી. અહીં ગુરુ સાહેબ અને શાહજાદા વચ્ચે શાંતિસ્થાપન અને મિત્રતાનો પત્રવ્યવહાર ચાલી રહ્યો હતો; અને આ તરફ અન્ય પહાડી રાજાઓએ પ્રસંગ આવ્યો જાણી પોતાનું આગલું વેર વાળવાનો સંકલ્પ કર્યો. તેઓએ ગુરુ સાહેબને કહેવડાવી મોકલ્યું, કે "તમારા શીખ લોકો વારંવાર અમારા મુલકમાં આવીને લૂંટફાટ કર્યા કરે છે, એ ઘણુંજ ખોટું છે. તમારે એનો બહુજ ત્વરાથી બદલો આપવો જોઇએ; કારણ કે દિવસે દિવસે તમારો પગદંડો વધતો જાય છે. જો આ પ્રમાણે પગદંડો વધારવાની અને લોકોપર અત્યાચાર કરવાની તમારી ઇચ્છા હોય તો અમારા મુલકમાંથી દૂર બીજે ક્યાંય જઈને વસો; નહિ તો અમારે નિરુપાયે તમારી સાથે વિરોધ કરવો પડશે."

ગુરુ સાહેબ પહાડી રાજાઓનો આવો પત્ર વાંચીને ચકિત થઇ ગુસ્સે થયા. એમાંના કેટલાકને એમણે જરૂરને પ્રસંગે મદદ કરી હતી, પણ હમણા તેમની આ કૃતઘ્નતા જોઇને એમના ક્રોધનો પાર રહ્યો નહિ. એક તરફ બાદશાહી સૈન્યે પડાવ નાખ્યો હતો, અને બીજી તરફ આ લોકો યુદ્ધાગ્નિ સળગાવીને ગુરુ સાહેબને ભસ્મ કરવા ચાહતા હતા, કારણ કે ગુરુ સાહેબ પ્રબળ થાય એ એમને મન કંટક સમાન હતું. જો કે તેમણે એમની પાસેથી કેટલીએ વાર મદદ મેળવી હતી, છતાં તેમના મનમાં તો એવુંજ હતું કે "જ્યારે પ્રસંગ મળે ત્યારે એમની રેવડી દાણાદાણ કરવી. એક સાધારણ ગાદીનો ગુરુ, જે અમારી ભિક્ષાથી પોષાયો છે તે એટલો બધો બળવાન થઇ બેસે કે અમારા જેવા મુકુટધારી ક્ષત્રિય રાજાઓને પણ વખતપર તેની પાસે હાથ જોડીને મદદ માગવી પડે! ધિક્કાર છે, અમ લોકોને! કાલે ઉઠીને એ અમારા સઘળાનો રાજ રાજેશ્વર થઈ બેસે, અને ધર્મ તથા ખાલસા પંથના પડદા પાછળ સામ્રાજ્ય સ્થાપન કરી ચહાય તે કરી શકે, તો કંઇ આશ્ચર્યની વાત નથી! શાહજાદા સાથે સલાહ અને મૈત્રીનો પત્રવ્યવહાર પણ આપણે માટે હિતકર નથી." આવું વિચારીને એ મિથ્યાભિમાની રાજાઓએ ઘણા વિકટ પ્રસગે ગુરુ ગોવિંદસિંહને લડાઇનો સંદેશો મોકલ્યો.

ગુરુ સાહેબે રાજાઓને ઉત્તર લખી મોકલ્યો, "ભારતભૂમિપર જેટલો તમારો તેટલોજ મારો પણ હક્ક છે, અને જે ભૂમિપર હું વસુ છું, તે મેં દ્રવ્ય આપીને ખરીદ કરી છે, કઈ તમારી પાસેથી ભીખ માગીને લીધી નથી. શીખ લોકોની સાથે તમે કંઇ અઘટિત વર્તન ચલાવ્યું હશે, અને તેથીજ તેમણે તમારા મુલકમા લૂંટફાટ કરી હશે. અકારણ એ પ્રકારનો વર્તાવ કરવાની મારી સખત મનાઇ છે. તમને ઘટારત તો એ હતું, કે આવે વખતે મારી

સહાયમાં ઉભા રહેવું; પણ તેને ઠેકાણે ઉલટા વિરોધપર ઉતર્યા છો એ ઘણી શરમની વાત છે. ખેર, એનું ફળ પણ આપોઆપ મળશેજ."

આ ઉત્તર મળતાં રાજાઓના ક્રોધાગ્નિમાં ઘી હોમાયું. ઉત્તરમાં તે લોકોએ કેવળ એટલુજ લખી મોકલ્યું,—"તમારે આ મુલક છોડીને સત્વર ચાલ્યા જવું, નહિ તો ઘણી બેઆબરૂ સાથે તમને કહાડવા પડશે."

ગુરુ સાહેબે પણ એટલોજ ઉત્તર લખી મોકલ્યો, કે "હું તૈયાર છું, જેવી અકાળ પુરુષની ઇચ્છા."

બાદશાહી યુદ્ધ બંધ રહેવાથી ગુરુ સાહેબ પાસે ઠીક સૈન્ય તૈયાર થઇ ગયું હતું, અને રાજાઓને પણ એ સમાચાર વિદિત હતા. તેથી તે લોકો ઘણી ભારે તૈયારીઓ કરવા લાગ્યા, અને થોડાજ દિવસોમાં સુમારે વીસ હજારનુ લશ્કર એકઠું કર્યું. એ દરમિયાન યોડા એક શીખો કંઈ અન્નવસ્ત્ર ખરીદવાને પાસેનાં પહાડી ગામોમાં ગયા હતા ત્યાં રાજા અજમેરચંદે બે રજપૂત જાગીરદારોને ઉશ્કેરીને તેમને ઘેરી લેવડાવ્યા, અને બન્ને તરફ તલવારો ચાલવા લાગી. શીખોની બહાદુરીથી તેમાનો એક રજપુત માર્યો ગયો, અને કેટલાક ઘાયલ થઇને નાશી છૂટયા. તાત્પર્ય કે આ પ્રકારની છેડછાડ ચાલુ હતી.

અત્યાર સુધીમાં ગુરુ સાહેબ પાસે આઠ હજાર માણસની સેના તૈયાર થઈ ગઈ હતી, આ તરફ રાજાઓએ પણ લડાઈ શરૂ કરી દીધી, અને તેમાં અજમેરચંદ વિલાસપુરીઆ મુખ્ય હતો. તેમણે મોટી ધામધૂમથી હુમલો કરીને ગુરુ સાહેબનું નિવાસસ્થાન આનંદપુર ચારે તરફથી ઘેરી લીધું. ગુરુ સાહેબ કિલ્લો બંધ કરીને અંદરજ બેસી રહ્યા. આ વખતે બહાર મેદાનમાં પડીને સૈન્યનો ધ્વંસ કરાવવાનું એમને યોગ્ય લાગ્યું નહિ. કેવળ કિલ્લાઓના બુરજ અને દિવાલ ઉપરથી તોપ અને બંદૂકોથી અગ્નિની વૃષ્ટિ કરતા રહ્યા. સામી તરફથી પણ અગ્નિ વરસી રહ્યો હતો અને તીરો છૂટી રહ્યાં હતાં. આખો.

દિવસ અગ્નિનોજ વરસાદ વરસ્યો. શૂરવીરોએ બંદૂક તોપોની પીચકારીથી ખૂબ હોળી ખેલી અને કાયરોનાં દીલ કંપી ઉઠયાં. દિનભરના યુદ્ધ પછી શત્રુઓ જ્યારે થાકીને સૂઈ ગયા ત્યારે અંધારી રાત્રિએ ગુરુ સાહેબે કિલ્લામાંથી બહાર નીકળી આવી એકાએક તેમનાપર હલ્લો કર્યો. ઘણાક શત્રુઓ માર્યા ગયા, અને હજારો ઘાયલ થયા. તેઓ સ્વસ્થ થઇને લડવાને માટે તૈયાર થઈ જાય તે પહેલાં તો ગુરુ સાહેબ પુનઃ કિલ્લામાં ઘૂસી ગયા. આ પ્રમાણે તેઓ દિવસે કિલ્લામાં રહીને તોપોથી લડતા, અને રાત્રિએ એકાએક છાપો મારતા. આથી પહાડી રાજાઓની ઘણી હાનિ થઇ અને દિન પર દિન તેમનું બળ ઘટવા લાગ્યું. એક દિવસ રાજાઓએ એક મદોન્મત્ત હાથીને દારૂ પાયો, અને માથા પર એક ઘણો મોટો લોઢાનો તવો બાંધી સૂઢમાં તલવાર પકડાવી કિલ્લાનો દરવાજો તોડવા ખડો કર્યો.

દુનીચંદ નામનો ગુરુ સાહેબનો એક શિષ્ય હતો, તે વારંવાર પોતાની બહાદુરીની બડાઈ માર્યા કરતો હતો. આ પ્રસંગ મળતાં ગુરુ સાહેબે તેને બોલાવ્યો અને કહ્યું:—" જાઓ, હાથીને મારી આવો."

આ સાંભળતાંજ તેનો જીવ ઉડી ગયો અને હાથી મારવાને બહાને કિલ્લાપરથી કુદી પડી નાશી ગયો. પછી ગુરુ સાહેબે બીજા શિષ્ય વિચિત્રસિંહને હાથી સામે યુદ્ધ કરવાની આજ્ઞા આપી. હાથમાં એક બરછી લઇને તે પેલા ગાંડા હાથીની સામે આવ્યો અને તાકીને એક બરછી એવી તો મારી કે તે લોઢાના તવાને ભેદીને હાથીના મસ્તકમાં ઘૂસી ગઈ! તેથી તે મત્ત હાથી દુઃખથી પોકાર કરતો પાછલી બાજુએ ફરી ગયો, અને પોતાના રાજાઓની સેનાને કચરતો-છૂંદતો ધૂળભેગી કરવા મંડયો. ગુરુ સાહેબને આ એક ઉમદા તક મળી. તેમણે તરતજ કિલ્લામાંથી બહાર નીકળી આવી શત્રુઓ પર આક્રમણ કર્યું. આ બે તરફના સંકટથી આખી સેના ગભરાઈ ઉઠી

અને સામા થવાનું છોડી દઇને નાશવા મંડી. કેટલાએ જણુ શીખ લોકોની તીક્ષ્ણુ તલવારથી કપાઇ ગયા ! કેટલેક દૂર પહોંચવા પછી જ્યારે બધી સેના એકઠી થઇ અને વ્યૂહબદ્ધ થવા મંડી એટલે તો શીખ લોકો પાછા ફરીને કિલ્લામાં ભરાઇ બેઠા !

હવે રાજાઓએ એક વિચિત્ર માર્ગ ગ્રહણુ કર્યો. એક લોટની ગાય બનાવી અને તેના ગળામાં એક પત્ર બાંધી તે પર લખ્યું કે "તમે આ કિલ્લો છોડી બહાર મેદાનમાં આવો; નહિ તો તમને આ ગાય માતાના સોગન છે."

ગુરુ સાહેબે એની જરા પણુ પરવા કરી નહિ પણુ એમનાં માતાજીએ ઘણી હઠ લીધી અને કિલ્લો છોડવા માટે ગુરુ સાહેબને લાચાર બનાવ્યા. ભલે, માતૃભક્ત ગોવિંદસિંહ કિલ્લો છોડીને કર્ત્તારપુર તરફ રવાના થયા, અને માર્ગમાં એક ઉંચી જગ્યાએ મોરચો બાંધ્યો. પહાડી રાજાઓએ તેમને અહીં આવીને ઘેર્યા અને બન્ને પક્ષ તરફથી ઘોર યુદ્ધ થયુ. જો કે પહાડીઓએ ઘણુંએ જોર માર્યું, પણુ આપણા શીખ યુવાનોની વીરતા આગળ તેમને પરાજિત થઈ નાસવુંજ પડયું !

એ લોકો ઘણોજ ત્રાસ પામી ગયા તેથી બાદશાહી સુબા સરહિંદના નવાબ પાસે જઇને તેમણે પોકાર ઉઠાવ્યો, "હજુર ! જુઓ તો ખરા, ગોવિંદસિંહે અમારી કેવી દુર્દશા કરી છે ? હવે તો આપની સહાયતા વિના ટકાવું મુશ્કેલ છે."

સુબાએ જણાવ્યું કે "લડાઇનો ખરચ આપવાથી તમને મદદ મળી શકશે." અસ્તુ. વીશ હજાર રૂપીઆ મળ્યા પછી બે ત્રણ હજારનું સારૂં સુશિક્ષિત સૈન્ય બે અનુભવી મુગલ સરદારોની સરદારી નીચે તેમને આપવામાં આવ્યું. તેણે તુરતજ ગુરુ સાહેબ પર હુમલો કર્યો.

આ સમયે ગુરુ સાહેબ કર્તારપુરમાં હતા, કે જ્યાં સંવત્ ૧૭૫૮ના માર્ગશીર્ષ માસમાં મહા દારુણ યુદ્ધ થયું હતું. ગુરુ સાહેબ કિલ્લામાંથી તોપો વડે લડી રહ્યા હતા. સામેથી પણ તોપના ગોળા છૂટતા હતા. બન્ને પક્ષના હજારો યોદ્ધાઓ મરાયા અને ઘાયલ થયા, પણ પહાડી લોકો ગુરુ સાહેબપર જરા પણ વિજય મેળવી શક્યા નહિ. એક સમયે ગુરુ સાહેબ એક બુરજપર બેસીને ફેંટો બાંધી રહ્યા હતા, અને પાછળ ઉભેલો સેવક ચમર ઢોળી રહ્યો હતો; એ વખતે રાજા અજમેરચંદે ગોલંદાજને બોલાવી ગુરુ સાહેબને ગોળાનુ નિશાન બનાવવા આજ્ઞા કરી. એકાએક જ્યાં ગુરુ સાહેબ બેઠા હતા ત્યા અંધકાર છવાઈ ગયો અને ધૂમાડા સાથે ગંધક અને દારૂની વાસ પ્રસરી રહી. જ્યારે ધૂમાડો કંઇક ઓછો થયો ત્યારે ગુરુ સાહેબના જોવામાં આવ્યુ કે ચમરધારીનો ક્યાંય પત્તોજ નથી અને માંસ બળવાની ગંધ આવી રહી હતી. બિચારો ચમરધારી ઉડી ગયો પણ સારૂં થયું કે ગુરુ સાહેબ બચી ગયા! "જેને રામ રાખે તેને કોણ ચાખે?" આવે વખતે તો દૈવજ બળવાન છે એમ કહેવું પડે છે.

પછી ગુરુ સાહેબે પણ પોતાના ગોલંદાજને બોલાવી નિશાન તાકવા કહ્યું, જેથી શત્રુપક્ષનો ગોલંદાજ પડયો અને રાજા અજમેરચંદ પણ જો દૂર ખસી ગયો ન હોત તો ભાગ્યેજ બચત. દિનભરની લડાઇ પછી જ્યારે રાત્રિ પડી અને બન્ને પક્ષની સેનાઓ વિશ્રાન્તિ લીધી ત્યારે ગુરુ સાહેબ તોપની ઘટના યાદ કરીને કર્તારપુરનો કિલ્લો કોઇ પણ રીતે સુરક્ષિત નથી, એમ સમજીને એક ગુપ્ત માર્ગદ્વારા આખા સૈન્ય સાથે રાતોરાત ત્યાંથી નીકળી ગયા અને આનંદગઢ જઈ પહોંચ્યા. આ વાતની ખબર પડતાં શત્રુઓએ ત્યાં આવીને પણ કિલ્લો ઘેરવાનો આરંભ કર્યો. ત્યારે શીખ જવાનો બહાર નીકળીને ખૂબ લડયા. તેમણે સરહિંદના સુબાના લશ્કરને ચાર કોશ સુધી

પાછું હઠાવી દીધું; પણ પાછળથી તેમને પાછા ફરવું પડયું અને તેઓ કિલ્લામાં આવી દાખલ થયા. આ વખતે શત્રુઓએ કિલ્લાને સારી પેઠે ઘેરી લીધો, અને આવ જા કરવાના તમામ માર્ગ બંધ કરી દીધા. ગુરુ સાહેબ કિલ્લો બંધ કરીને પૂર્વવત્ ઘણી વીરતાપૂર્વક તોપોથી લડતા રહ્યા. બે ચાર કરતાં કરતાં એ પ્રમાણે પંદર દિવસ વ્યતીત થઇ ગયા, પણ ન તો કિલ્લાનો દરવાજો તૂટયો કે ન તો મુગલ સેના પાછી હઠી!

આ મોટી આફતનો મામલો હતો. કિલ્લાની અંદરનાં દાણો-પાણી ખૂટવા લાગ્યાં હતાં. દાળ–રોટીની વાત તો બાજુએ રહી, પણ શીખ સૈનિકો મુઠીભર ચણા ખાઇને મોરચાપર ઉભા રહેતા હતા તે વાત પણ હવે તો ગઇ, ચણા ખૂટી ગયા અને ભૂખે મરવાનો સમય આવી પહોંચ્યો. બેએક દિવસ તો એકલા પાણી ઉપરજ ગુજારો કરવો પડયો. જ્યારે બીજો કોઇ માર્ગ રહ્યો નહિ અને ઘણાએક શીખ સિપાઇઓ માર્યા ગયા તથા ઘાયલ થયા ત્યારે ગુરુ સાહેબે આ પ્રમાણે કિલ્લામાં ગોંધાઇ રહી સિપાઇઓને મરવા દેવાનુ અનુચિત સમજી દરવાજા ઉઘાડી નાખ્યા અને વ્યૂહબદ્ધ થઇને આગળપાછળથી પૂરો બચાવ કરતા મેદાનમાં નીકળી પડયા. જો કે શત્રુઓએ આ વ્યૂહને ભેદીને ગુરુ સાહેબને પકડી લેવાને ઘણોએ અભિલાષ રાખ્યો, અને ઘણુંએ જોર માર્યું, પણ ગુરુ સાહેબની વ્યૂહરચનાની ચતુરાઇ અને રણકૌશલ્યથી તે લોકોની જરા પણ ભાજી પાકી નહિ. જ્યારે વ્યૂહની હારમાંનો એક સિપાઇ પડતો કે તરત બીજો તેની જગ્યાએ આવીને ખડો થઈ જતો. આ પ્રમાણે લડતાં લડતાં પોતાનો બચાવ કરતા ગુરુ સાહેબ શત્રુઓને ઘુમાવતા ફેરવતા બાકી રહેલા આખા શીખ સૈન્ય સાથે સતલજ પાર ઉતરી ગયા, અને બાકી રહેલું પહાડી અને સરહિંદી સૈન્ય આનંદપુર તરફ પાછું ફર્યું. તેણે મનગમતી રીતે

આનંદપુરના કિલ્લામાં લૂંટફાટ ચલાવી તેને તોડીફોડીને વેરાન કર્યો. પણ ગોવિંદાસંહનો ખટકો એમના દીલમાંથી મટયો નહિ.

આ વખતની લડાઇમાં જો કે ગુરુ સાહેબની હાર થઇ હતી; તો પણ એમના શૌર્ય અને રણકૌશલ્યથી એમનો ધાક આબાદ બેસી ગયો હતો. ગુરુ સાહેબ સતલજ પાર વસૂલી નામના ગામમાં જઇને ઠર્યા અને ત્યાં આગળ થાક્યાપાકયા સૈન્ય સાથે કેટલાક દિવસ સુધી વિશ્રામ લીધો. વસૂલીનો રાજા ગુરુ સાહેબનો પરમ મિત્ર હતો, તેણે આ પ્રસંગે એમની ઘણી સારી બરદાસ કરી અને હરેક રીતે એમનો થાક મટાડવાની અને આરામ આપવાની વ્યવસ્થા કરી આપી.

કોઈ કોઈ વખતે મનને ઉલ્લાસ આપવા તે ગુરુ સાહેબને શિકાર ઇત્યાદિ માટે બહાર પણ તેડી જતો. એક દિવસ શિકાર કરતાં જંગલમાં જંબૂર પ્રાંતના રાજા સાથે મુલાકાત થઈ ગઈ. તે ઘણા પ્રેમપૂર્વક ગુરુ સાહેબને પોતાને ત્યાં તેડી ગયો. કેટલાક દિવસ ત્યાં રહ્યા પછી તેઓ ખ્યાલસરમાં આવી રહ્યા; અને ત્યાં પુનઃ તેમણે પોતાના અનુયાયીઓનો એક મોટો દરબાર ભર્યો. ખબર મળતાંજ અનેક શિષ્યો અને નવ જવાન શીખ યોદ્ધાઓ દૂર દૂરથી આવીને એ દરબારમાં હાજર થયા. ગુરુ ગોવિંદસિંહજીએ સઘળાનો યથાયોગ્ય સત્કાર કરીને જંબૂરના રાજાએ પોતાને ભેટ આપેલી એક બે નળીની ભરેલી બંદૂક ઉઠાવી, અને કહ્યું કે કોઈ એવો વીર છે, કે "જે પોતે લક્ષ્યસ્થાન બનીને આ બંદૂકની શક્તિની પરીક્ષા કરી શકે?" ગુરુ સાહેબે એટલું કહેતાંમાં તો શીખોનાં ટોળે ટોળાં ઉભાં થયાં અને સઘળાએ નિશાન બનવાની ઇચ્છા પ્રદર્શિત કરી!

ગુરુ સાહેબ એ લોકોની શ્રદ્ધા અને શક્તિ જોઇને પરમ સંતુષ્ટ થયા અને જે જે રાજાઓ અને પર રાજ્યોના ગુપ્તચરો (ડિટેકટીવો) ત્યાં હાજર હતા તેમણે આ દેખાવ જોઇને પહોંચાં કરડયાં. તેઓ

મનમાં સમજવા લાગ્યા, કે જેના શિષ્યો સહેજ અણુસારાની સાથે બેધડક પ્રાણ આપવા તત્પર થાય છે તેનો સર્વદા વિજય કેમ ન હોય ? અસ્તુ. એક ભાવી મહાન યુદ્ધ માટે તૈયાર રહેવાનું સૂચન કરીને દરબાર વિસર્જન કરી ગુરુ સાહેબ પોતાને ઘેર આનંદપુર પાછા આવ્યા. ખ્યાલસરમાં જ્યાં આગળ તેમણે દરબાર ભર્યો હતો ત્યાં તેમના સ્મારક તરીકે બંધાવાયલું મંદિર હજી પણ મોજૂદ છે.

આનંદપુર આવતાં આવતાં રસ્તામાં એક વધારે લડાઈ લડવી પડી. વાત એવી હતી, કે ખ્યાલસરથી રવાના થતાં રસ્તામાં મંડીના રાજાએ તેમને નિમંત્રણ દઈ ઘણા માન સાથે પોતાને ત્યા રોકયા. બ્યાસ નદીના તીરે એક સુંદર ઉપવનમાં એમને ઉતારો આપ્યો,—તે સ્થળે પાછળથી સ્મારક તરીકે એક મંદિર બનાવાયું; જે આજે પણ વિદ્યમાન છે. ગુરુ સાહેબે ત્યાં સ્થિતિ કરી છે એવી ખબર મળતાં અનેક શિષ્યો તરેહ તરેહની ભેટ-સોગાદ લઇને તેમના દર્શને આવતા હતા, તેમને માર્ગમાં કલમોઠના રાજાએ લૂંટી લીધા. આ સમાચાર મળતાંજ ગુરુજીએ પોતાના મોટા પુત્ર અજીતસિંહને થોડાએક શીખ યુવાનો સાથે કલમોઠાનો વિધ્વંસ કરવા માટે મોકલ્યો. પણ કલમોઠાના રાજાને મદદ કરવા તેનો મિત્ર જ્વાલામુખીનિવાસી મહંત વિજયભારતી પોતાના પાંચસો લંગોટીઆ સવારો સાથે આવી પહોંચ્યો હતો. આ સમાચાર મળતાંજ ગુરુ સાહેબ પોતે તે તરફ રવાના થયા અને કલમોઠાના રાજાને તેમણે સારી પેઠે સ્વાદ ચખાડયો. લંગોટીઆ સવારો શીખોની સામા ક્ષણભર પણ ટકી શકયા નહિ. યુદ્ધમાં વિજય મેળવીને શીખ સવારોએ રાજાના મુલકમાં ખૂબ લૂંટફાટ કરી અને વિજયભારતીના મઠને પણ તારાજ કરી નાખ્યો.

આ સઘળા બખેડામાંથી નિવૃત્ત થઇને ગુરુ સાહેબ આનંદપુરમાં વિરાજવા લાગ્યા. ત્યાં એક દિવસ કિલ્લામાં દરબાર ભરીને તેમણે

પોતાના પાંચે પુત્રોનો "**અમૃત સંસ્કાર**" કર્યો; અર્થાત્ સઘળા શિષ્યોની પેઠે તેમને પણ **અમૃત**પાન કરાવી શિષ્ય અને વીરકોટિમા દાખલ કર્યાં; અને નિયમ પ્રમાણેની સઘળી પ્રતિજ્ઞાઓ લેવડાવી. પોતાના પુત્રો અને અન્ય શિષ્યોમાં તેમણે જરા પણ ભેદ ભાવ રાખ્યો નહિ. આ સંસ્કાર પછી તેમણે એક મોટો સામાન્ય મહોત્સવ કર્યો અને શિષ્યો તથા અભ્યાગત બ્રાહ્મણ–સાધુઓને સત્કારપૂર્વક સારી પેઠે ભોજન કરાવી દાનદક્ષિણા આપી. તે પછી થોડાજ દિવસમાં સૂર્યગ્રહણનું પર્વ આવતું હતુ અને તે પ્રસંગે લાખો હિન્દુઓ કુરુક્ષેત્રમાં એકઠા થનાર હતા. આવી સોનેરી તક ગુરુ સાહેબે હાથથી જવા દેવાનું ઉચિત ધાર્યું નહિ. મેળામા જઈને આખા **ભા**રતના હિંદુઓ વચ્ચે સનાતન ધર્મની રક્ષા અને વીરવ્રતનો ઉપદેશ કરવાનો નિશ્ચય કરી સંવત્ ૧૭૫૯ ના **આ**ષાઢ માસમા તેઓ કુરુક્ષેત્ર પહોંચી ગયા. ત્યાં તંબુ ઠોકાવી મુકામ કરી કાર્યનો આરંભ કરી દીધો. પોતાની નૈસર્ગિક વાક્છટાથી સનાતન ધર્મની રક્ષા અને વીર ધર્મ ( **ખાલસા પંથ** )નો ઉપદેશ નિત્ય સવાર–સાંજ તેઓએ કરવા માંડયો. લાખો સ્ત્રી પુરુષો તેમના ઉપદેશથી પાવન થઈ મુકામે જતાં, અને અનેક મનુષ્યોએ ખાલસા ધર્મનો સ્વીકાર કરી ગુરુ સાહેબના બળમાં ઓર વધારો કર્યો.

ધર્મોપદેશની સાથે વીરધર્મની ચર્ચા પણ ઘણી થયા કરતી અને સારા સારા ઉત્સાહી હિંદુ શૂરવીર યુવકો પણ ગુરુ સાહેબના દર્શને આવતા હતા. ગુરુ સાહેબ સઘળાનો યથાયોગ્ય સત્કાર કરતા અને **ભા**રત માતાની કથા શ્રવણ કરાવતા. એ વીરોમાં એક ચંદ્રનાથ નામનો રજપૂત હતો, તે ઘણો બહાદુર અને ઉત્તમ તીરંદાજ હતો. ગુરુ સાહેબ તેને ઘણો આદર આપતા હતા, પણ તે રજપૂત પોતાના શૌર્યના અહંકારને લીધે તેને નહિ ગણકારતાં, પોતાનીજ પ્રશંસા સ્વમુખે કર્યા કરતો. એક દિવસ તો તે એટલે સુધી કહેવા

લાગ્યો કે "મારા જેવો તીરંદાજ આખા જગતમાં કોઇ છેજ નહિ."

ગુરુ સાહેબ તેની આ બડાશ સાંભળીને મનમાં ને મનમાં હસીને બોલ્યા, "કૃપા કરીને મને પણ જરા તમારી આ અલૌકિક રણ-નિપુણતાનો આભાસ તો કરાવો!"

આ સાંભળી મોટા અભિમાનથી તેણે ધનુષપર બાણ ચઢાવ્યું અને તે બે માઇલપરનું નિશાન વેધીને શાંત થયું. આ જોઇને આસપાસના લોકો તેની ઘણી તારીફ કરવા લાગ્યા.

તે પછી ગુરુ સાહેબે શરસંધાન કર્યું અને તેમના બાણે ત્રણ માઇલપરના નિશાનને વેધી દીધું!

આ જોઇને ચંદ્રનાથના આશ્ચર્યનો પાર રહ્યો નહિ અને તે ગુરુ સાહેબ સામે માથું નમાવી બોલ્યો, "ક્ષમા કરશો, મહારાજ! મને આપના અલૌકિક સામર્થ્યનું ભાન ન હતું, અને તેથીજ હું મિથ્યા આત્મશ્લાઘા કરી રહ્યો હતો."

ગુરુ સાહેબે ઉત્તર વાળ્યો, "એમાં કંઈ મોટી વાત નથી, એ તો કેવળ અભ્યાસનો ખેલ છે. અહંકાર કરવો ઠીક નથી."

આ સાંભળી તે રજપૂત ઘણો લજ્જિત થઇ નમ્ર બની ગયો. તે પછી ગુરુ સાહેબે બ્રાહ્મણો, અતિથિઓ, અને અભ્યાગતોને ગ્રહણના અવસરે બહુ દાન-દક્ષિણા આપ્યાં, સર્વનો યથોચિત સત્કાર કર્યો અને મણિરાય નામના એક વિદ્વાન બ્રાહ્મણને સારી પેઠે દાન-દક્ષિણા આપવા ઉપરાંત પોતાના હસ્તાક્ષરનું એક પ્રમાણપત્ર પણ આપ્યું, જે તેના વંશજો પાસે હજી સુધી મોજૂદ છે.

સૂર્યગ્રહણનો મેળો સમાપ્ત થયા પછી ગુરુ સાહેબે ચમકૌર નામના ગામમાં આવીને સ્થિતિ કરી. મેદાનમાં તંબુ ઠોકાયા હતા, એવામાં દૈવવશાત્ ત્યાંથી બે હજાર માણસનું બાદશાહી સૈન્ય પસાર થવા લાગ્યું. ગુરુ સાહેબને આ પ્રમાણે તંબુ તાણીને પડેલા જોતાં તે

લોકોએ એમનાપર હલ્લો કર્યો. પણ આપણા શીખ સરદારો કાંઈ ગાફલ ન હતા. તેમણે ગોઠવાઈ જઇને તલવારનું એવું તો પાણી બતાવ્યું કે મુગલોને લડાઈ છોડી સીધો લાહોરનો માર્ગ લેવો પડયો ! તે પછી ગુરુ સાહેબ પણ સીધા આનંદપુર ચાલ્યા આવ્યા.

ત્યાં આવી જે કિલ્લાને દુશ્મનોએ તોડી નાખ્યો હતો તેની મરામત કરાવી અને તેને ઘણો મજબૂત બનાવ્યો. ઠેકાણે ઠેકાણે દિવાલોપર પહેલાંની પેઠે તોપો ચઢાવવામાં આવી, તેમજ બીજાં ઉપયોગી અસ્ત્રશસ્ત્ર પણ ગોઠવી દેવામાં આવ્યાં. એ અરસામાં કાબૂલનો એક ક્ષત્રિય ગુરુ સાહેબના દર્શને આવ્યો. તેણે ઘણાં ધન–રત્નો સાથે પચાશ ઉત્તમોત્તમ શૂરવીર પઠાણો પણ ગુરુ સાહેબને ભેટ કર્યા. ગુરુ સાહેબે એ લોકોને યોગ્યતા પ્રમાણે સૈનિક પદપર નિયત કરી દીધા અને તેઓ આનંદપૂર્વક પોતાના કિલ્લામાં રહેવા લાગ્યા.

ગુરુ સાહેબના કટ્ટા શત્રુઓ પહાડી રાજા ભીમચંદ અને અજમેરચંદે જ્યારે એમ સાંભળ્યુ કે "ગોવિંદસિંહ પાછા આનંદપુરમાં આવી રહ્યા છે, અને તડામાર યુદ્ધની તૈયારી કરી રહ્યા છે" ત્યારે તેમનું લોહી ઉકળવા માંડયું. એકલા લડીને જય મેળવવો અસંભવિત છે, એવો અનુભવ થઈ ચૂકયો હોવાથી અને ગોવિંદસિંહ દિનપ્રતિદિન બળવત્તર થતા જવાનું સારી પેઠે જાણમાં હોવાથી તેમણે શહેનશાહ ઔરંગઝેબને આ પ્રમાણે પત્ર લખ્યો:—

"હજૂર, આપની સલ્તનતમાં અમે લોકો આજ સુધી સુખચેનમાં રહેતા હતા, કોઇ આંગળી પણ બતાવી શકતું ન હતું, પણ હમણા એક એવી બલા આવી છે, કે જેથી અમારા જાનમાલ હરદમ જોખમમાં રહે છે. સંવત્ ૧૭૩૨ માં તેગબહાદુર નામના એક ફકીરને શાહી હુકમથી બળવાખોર તરીકે મારી નખાવવામાં આવ્યો હતો, તેના ગોવિંદસિંહ નામના પુત્રે આ આફત વરસાવી

છે. તેણે એક નવો ધર્મ ચલાવ્યો છે. તે પોતાના શિષ્યોને કવાયત અને યુદ્ધકળામાં નિપુણ બનાવી પોતાની ફોજમાં ભરતી કરે છે અને પોતાના શિષ્યો પાસેથી રોકડ રૂપીઆ સાથે દારૂગોળો વગેરે લડાઇને ઉપયોગી ચીજો પણ ભેટમાં લે છે; જેથી એની પાસે ઘણી મોટી ફોજ એકઠી થઇ ગઇ છે, અને હથિઆર તથા સરસામાનની પણ કોઈ રીતની ખોટ રહી નથી. એણે કેટલાક મજબૂત કિલ્લાઓ પણ બનાવી લીધા છે. પોતાના બળવાન સિપાઇઓમાં તેણે એક નવી ચેતના જગાડી છે અને તે કોઇને પણ લેખવતો નથી. મોટા મોટા લૂંટારાઓ, ધાડપાડુઓ તથા સલ્તનતના બંડખોર લોકો એની સાથે મળી ગયા છે. તેઓ માણસોને આંતરીને, લૂટફાટ ચલાવીને તથા દરેક રીતે ઉપદ્રવ કરીને લોકોના જાનમાલનો નાશ કરી રહ્યા છે. અમે સઘળા એને લીધે બહુ તંગ હાલતમાં આવી પડયા છીએ; અમે લોકોએ એકઠા થઈ કેટલીએ વાર એનાપર ચઢાઈ કરી હતી પરન્તુ તેની બહાદુરી અને ચાલાકીથી પરાજય પામી અમારે પાછાજ હઠવું પડયું અને તે એટલે સુધી કે સરહિંદના સુબાની મદદ પણ કંઇ કારગત આવી નહિ. જો એ શયતાનને જડમૂળથી ઉખેડી નાખવામાં નહિ આવશે, તો એની ઇચ્છા છે તે પ્રમાણે એ કોઈ દિવસ આપની સલતનતમાં ભારે બળવો જગાડશે. હિંદુઓને એ આપની વિરુદ્ધ ઉશ્કેરી રહ્યો છે, અને આજથીજ પોતાને ખરા બાદશાહ તરીકે જાહેર કરી ચૂક્યો છે, વગેરે વગેરે.”

આ સઘળું તેમણે પત્રદ્વારા લખી જણાવવા ઉપરાંત તેઓ કેટલાક પહાડી રાજાઓને સાથે લઈ જાતોજાત શાહી દરબારમાં ગયા, અને ઉપર પ્રમાણેનો વૃત્તાંત શહેનશાહને કહી સંભળાવ્યો.

ઓરંગઝેબની વિપરીત રાજનીતિથી રજપૂતાનામાં અને દક્ષિણમાં દાવાનળ પ્રકટી રહ્યો હતો, તેવામાં વળી આ પંજાબની નવી

આપદાના સમાચાર સાંભળી તેના ઉદ્વેગનો પાર રહ્યો નહિ. તત્કાળજ તેણે સરહિંદના સુબાને બાદશાહી ફરમાન મોકલ્યું, કે "વિદ્રોહી ગોવિંદસિંહને પકડીને તરતજ દરબારમાં હાજર કરો." આ પેગામની સાથે સાથેજ કેટલીક ફોજ પણ તેને મદદ માટે રવાના કરવામાં આવી.

સુબો પહાડી રાજાઓ સાથે બાદશાહી લશ્કર લઇને સંવત્ ૧૭૫૯ ના ફાગણ માસમાં મોટી ધામધૂમ સાથે આનંદપુરપર ચઢી આવ્યો. "બાદશાહે ગુરુ સાહેબને પકડી લઈ જવાનો હુકમ કર્યો છે" એવી ખબર શીખોને પહોંચી ચૂકી હતી; તેથી અનેક યોદ્ધાઓ આ સમયે ત્યાં એકઠા થઇ ગયા હતા, અને તેઓ ગુરુજીને માટે હરેક પ્રયત્ન કરવા તૈયાર હતા. બાદશાહી સૈન્ય આવતાંજ ગુરુ સાહેબ પણ મેદાન પડયા અને તરતજ ભયંકર યુદ્ધ મચી રહ્યું.

બન્ને તરફથી સખત મારો ચાલવા લાગ્યો. તોપો અને બંદૂકોના અવાજ તથા અગ્નિની ભયાનક વૃષ્ટિ વચ્ચે બહાદુર યોદ્ધાઓ હાથમાં તલવાર અને બરછી લઇને આગળ ધસવા લાગ્યા. લોહીની નદીઓ વહેવા લાગી, અને ઘાયલ થયલાઓના 'હાય, હાય' તથા વીરોના 'મારો, મારો'ના શબ્દથી રણભૂમિ ગર્જી ઉઠી. આ પ્રમાણે ચાર પાંચ દિવસ સુધી ઘણું દારૂણ યુદ્ધ ચાલ્યુ. એક તરફ બાદશાહી સુશિક્ષિત સેના અને બીજી તરફ ખાલસા ધર્મોન્મત્ત શૂરવીરો! તેમની તલવારોએ મહાભયંકર કોલાહલ મચાવી મૂક્યો! મુગલોએ શીખોનો વ્યૂહ ભેદવાની ઘણીએ ચેષ્ટા કરી પણ તેમનો મનોરથ સફળ થયો નહિ. જેવા તે લોકો આગળ વધતા કે પોતાની સામે તલવાર અને બરછીઓની દિવાલજ ખડી થઈ ગયેલી જોતા. તેમની પ્રબળ તોપો પણ આ દિવાલને ભસ્મ કરી શકી નહિ, કારણકે પાસેના ભાગમાંથી ગુરુ સાહેબની તોપો પણ અગ્નિ વરસાવી રહી હતી. બાદશાહી

સેનાપતિ, ગોવિંદસિંહ જેવા એક સાધારણ વિદ્રોહીનું શૌર્ય અને પ્રતાપ જોઇને ચકિત અને ભયભીત થઈ ગયો.

ગુરુ સાહેબ અત્યાર સુધી કેવળ બચાવમાં ઉભા હતા, પણ જ્યારે પાંચમે દિવસે તેમણે બાદશાહી સૈન્યના કેટલાક ભાગને કંઇક નિર્બળ થતો જોયો ત્યારે તેઓ તરતજ પોતાના મુખ્ય લશ્કર સાથે તેમનાપર તુટી પડયા. તેમણે આ આક્રમણ એટલા પ્રબળ વેગથી કર્યું, કે બાદશાહી સેનાને કેટલાક કોસ પાછા હઠવું પડયું ! મુગલ લોકો જ્યારે કંઇક વ્યવસ્થિત થઇને સામા ઉભા ત્યારે બાદશાહી સેનાનો અજીમખાન નામનો એક સવાર ગુરુ સાહેબની સામે આવ્યો, અને તેણે તેમનાપર તલવાર ચલાવી. ગુરુ સાહેબે તેના ઘાને ઢાલપર ઝીલી લીધો, અને તે ફરીથી તલવાર ઉપાડવા જાય તે પહેલાં તો ગુરુ સાહેબની દુર્ગાદત્ત તલવાર તેના મસ્તકપર જઇ પડી અને તેનું શિર ધડથી જૂદું થઈ ગયું. પણ એટલામાં મુગલ સરદાર પૈદાખાન તલવાર ઘુમાવતો ઘુમાવતો સામે આવ્યો, અને તેણે આવતાંની સાથેજ ઘણા જોરથી ગુરુજી ઉપર ઘા કર્યો. ગુરુ સાહેબ ઉછળીને બગલમાં જઇ પડયા, અને બગલમાંથીજ તેમણે તેના શરીરમાં તલવાર ઘુસાડી દીધી ! એક બે નિઃશ્વાસ અને ચીસ પછી તે જમીનપર આળોટતો માલમ પડયો અને એક બે તરફડીઆં મારીને યમલોક સિધાવ્યો.

આ પ્રકાર જોઈને ગુરુ સાહેબપર હુમલો કરવાની કે તેમની સામા આવવાની કોઈનામાં હિમ્મત રહી નહિ. સઘળા સરદારો તેમનાથી દૂરના દૂર રહીને બહાદુરી બતાવવાની ચેષ્ટા કરવા લાગ્યા. ગુરુ ગોવિંદસિંહની સેનામાં કેટલાક પઠાણ વીરો પણ નોકર હતા; તેમાંના સૈયદ બેગ અને મામૂખાન નામના બે યોદ્ધાઓએ આ પ્રસંગે સારૂં પાણી બતાવ્યું. તલવાર ખેંચીને જ્યારે તેઓ રાક્ષસી બળથી બાદશાહી

ફીરોજપર તૂટી પડયા ત્યારે તો કેટલાઓનાં ઓસાન છૂટી ગયાં. મુગલ સવારો અને સિપાઈઓ એમના હુમલાથી મેઢાં બકરાંની પેઠે નાશવા લાગ્યા. જ્યાં જ્યાં એમનો હાથ પડતો ત્યાં ત્યાં બધું સાફ્જ થઈ ગએલું જણાતું. છેવટે જેમ તેમ કરીને હરિચંદ જાસ્સુવાલીઆ નામનો એક બહાદુર સરદાર એમની સામે આવ્યો, પણ મામુખાને એક એવી તલવાર લગાવી કે તેની ખોપરીના કુરચે કુરચા ઉડી ગયા અને તે નીચે પડયો. આવી સ્થિતિ જોતાં મુગલોમાંના નામીચા નામીચા બહાદુર યોદ્ધાઓનાં ટોળાં તેની આસપાસ ફરી વળ્યાં અને તેઓ માંહેલા એક દીનબેગ નામના યોદ્ધાએ મામૂખાનનો અંત આણી દીધો. પોતાના સાથીની આવી દશા જોઇને સૈયદ બેગને ઘણો ક્રોધ ચઢયો અને તેણે બે કદમ પાછા હઠી છલંગ મારીને એવો ઘા કર્યો કે જેથી દડા–બોલ–ની પેઠે ઉછળતું દીનબેગનુ શિર દૂર જઈ પડયુ ! હવે ગુરુ સાહેબે મુગલોની નિર્બળતા જોઇને એકદમ ઘણા જોરથી શત્રુઓપર હલ્લો કર્યો અને "વાહ ગુરુકી ફતે" ના ગગનભેદી નાદથી આકાશ ગાજી ઉઠયુ. મુગલ સેના ઘણી શ્રમિત થઈ ગઈ હતી, તે શીખોનો આ પ્રબળ વેગ ઝીલી શકી નહિ. શત્રુઓના પગ ધ્રૂજી ગયા અને આખી બાદશાહી સેના તથા પહાડી રાજાઓનું લશ્કર અસ્ત–વ્યસ્ત થઈ નાશવા મંડયું. શીખોએ ઘણે દૂર સુધી તેની પૂઠ પકડી અને બાદશાહી સેનાનો પુષ્કળ સરંજામ એમના હાથમાં આવ્યો, તેની લૂંટ ઘણી હોંસભેર કરવામાં આવી. આ યુદ્ધમાં આ સઘળા ઉત્પાતનું મૂળ રાજા અજમેરચંદ સખત ઘાયલ થયો, અને તેનો દિવાન પણ માર્યો ગયો. તાત્પર્ય કે ગુરુ સાહેબનો સંપૂર્ણ વિજય થયો અને બાદશાહી લશ્કરને એક સામાન્ય વિદ્રોહીથી કદી પણ નહિ મળી હોય એવી લજ્જાસ્પદ હાર ખાવી પડી.

આ પરાજયના સમાચાર જ્યારે શહેનશાહ ઔરંગઝેબને પહોંચ્યા

ત્યારે લજ્જા અને ક્રોધથી તેને ચક્કર આવી ગયાં. તેણે તત્કાલ લાહોર અને કાશ્મિરના સુબાઓને ફરમાન મોકલ્યું, કે "તુરતાતુરત આનંદગઢપર ચઢાઇ કરીને તેની ઈંટે ઈંટ છૂટી પાડી નાખો અને બળવાખોર ગોવિંદસિંહનું શિર કાપીને દરબારમાં હાજર કરો." હવે તો પૂછવુંજ શું? લાહોર અને કાશ્મિરના સુબાઓના પચાસ હજાર માણસના સૈન્યે આવીને જોતજોતામાં આનંદગઢના કિલ્લાને ઘેરી લીધો.

ગુરુ સાહેબ એને માટે તૈયારજ હતા. તેઓ સારી પેઠે જાણતા હતા, કે આ યુદ્ધનો પ્રસંગ ન્યારોજ છે, તેટલા માટે પ્રથમથીજ જેટલુ એકત્ર થઈ શકે તેટલું સૈન્ય, તેમજ અસ્ત્રશસ્ત્ર, દાણોપાણી, અને દારૂગોળો વગેરે કિલ્લામાં સંગ્રહી રાખ્યા હતાં. આઠ હજાર પગારદાર સૈનિકો અને દશ હજાર ગુરુના સાચા ભક્ત વીર શીખ યુવાનો ધર્મને માટે, ખાલસા પંથના નામપર પ્રાણ આપવાને તૈયાર હતા. પચાસ હજારના લશ્કર સાથે કુલ અઢાર હજાર સૈનિકોનો મુકાબલો કરવાનો ગુરુજીએ નિશ્ચય કર્યો. કેવળ આનંદગઢમાંજ તમામ લશ્કરને પૂરી રાખવાનું ઉચિત નહિ સમજતાં જૂદા જૂદા કિલ્લાઓના રક્ષણનો પણ તેમણે ઘટતો પ્રબંધ કર્યો; કારણ કે એમને ખબર મળી ચૂકી હતી, કે તમામ બાદશાહી સૈન્ય આનંદગઢપરજ દબાણ કરશે. એવી સ્થિતિમાં બહાર કેટલુંક લશ્કર છુપાઇ રહે એ મુનાસિબ છે. એ બહારનું લશ્કર તક મળતાં શત્રુનાપર છાપો મારી શકે, અને આ પ્રમાણેના બન્ને તરફના મારાથી જો શત્રુ–સૈન્ય એક વાર ચળવિચળ થઈ ગયું તો પછી મેદાનમાં તેને ટકવું મુશ્કેલ થઇ પડે. આ ઉદ્દેશથી એમણે બે હજાર શીખ યુવાનો સાથે પોતાના મોટા પુત્ર અજીતસિંહને શેરગઢના કિલ્લામાં સ્થાપિત કર્યો અને એવી સલાહ પણ આપી મૂકી કે પ્રસંગ મળતાં બાદશાહી સેનાપર પાછળથી છાપો મારવો, અને પાછા કિલ્લામાં જતા રહી દરવાજા બંધ

કરી અંદરથી લડતા રહેવું. વળી બીજા બે વીર સરદાર નાહરસિંહ અને શેરસિંહને એક હજાર માણસ આપીને લોહગઢના કિલ્લામાં નિયત કર્યા. આલમસિંહ અને સંગતસિંહને ત્રણ હજારના લશ્કર સાથે દમદમાના કિલ્લામાં અને ઉદયસિંહ તથા ઈશ્વરીસિંહના હાથ નીચે એક હજાર સૈનિકોને આગમપુરાના કિલ્લામાં રાખ્યા. એ સઘળાને એવી સૂચના આપી મૂકી હતી, કે જ્યારે જ્યારે પ્રસંગ મળે ત્યારે ત્યારે કિલ્લામાંથી ગુપ્ત રીતે બહાર નીકળી આવીને શત્રુઓપર પાછળથી હુમલો કરવો. એ રીતે સૈન્યના વિભાગ કરી, બાકી રહેલા સૈન્ય સાથે પોતાના ચારે પુત્રો સહિત તેઓ પોતે આનંદગઢના કિલ્લામાં રહ્યા.

ગુરુ સાહેબ એક ઉંચા બુરજપર બેસીને શત્રુદળનો જમાવ જોઇ રહ્યા છે! બાદશાહી ફોજ આગળ વધતી વધતી ગોળા પહોંચી શકે એટલી સમીપ આવી પહોંચી કે તરતજ ગુરુ સાહેબે તોપોથી તેનો સત્કાર કરવાની આજ્ઞા આપી! એકી વખતેજ સત્તર તોપો છૂટી અને પ્રચંડ પ્રકાશ તથા પૃથ્વીને ધ્રૂજાવી નાખે એવો અવાજ થઇ રહ્યો! આગળ વધતા બાદશાહી સૈન્યનો એક ભાગ ઉડીને ક્યાંનો ક્યાં જઈ પડયો! તેનો પત્તોજ ન લાગ્યો! હવે મુગલ સરદારોની આંખ ઉઘડી, અને તેમણે તોપખાનું આગળ લાવવાનો હુકમ કર્યો. બન્ને તરફથી ગોળાઓનો વરસાદ વરસવા લાગ્યો; થોડીજ વારમાં ધૂમાડો અને દારૂની ગંધ સઘળે છવાઈ ગઇ! આનંદગઢનો કિલ્લો અંધકારમાં ઢંકાઇ ગયો! તોપોમાંથી પ્રલયનો અગ્નિ વરસવા લાગ્યો, અને તેના ગગનભેદી ગડગડાટથી કાન પડયું સંભળાતું ન હતું, તથા ધૂમાડાથી કશું જોઈ શકાતું પણ ન હતું!

શીખ લોકો કિલ્લાની અંદરની સુરક્ષિત દિવાલો પરથી ગુપ્ત રહીને તોપો છોડી રહ્યા હતા. અને બાદશાહી સેના મેદાનમાં હતી.

આથી શીખ લોકોની હાનિ નહિ સરખી થઇ, પણ બાદશાહી સૈન્યમાંથી હજારો સિપાઈઓ એકજ દિવસમાં ઘાયલ થયા અને અનેક માર્યા ગયા. સન્ધ્યા થતાં તે દિવસની લડાઈ બંધ થઈ.

મુગલ સરદારોએ આ રીતે મેદાનમાં લશ્કરને મરાવા દેવાનું અનુચિત સમજીને કોઈ સારા મોરચાની તલાશ માટે સવારો દોડાવ્યા. તેમને એવો ખ્યાલ પણ ન હતો, કે આવું ભયંકર યુદ્ધ થશે! "એકે હલ્લે આનંદગઢ તાબે કરી લઇશું" એવા તરંગમાં ને તરંગમાં તેઓ આગળ ધસ્યા આવતા હતા; પણ તેમને હવેજ માલમ પડયું કે તે ધારણા કેટલી બધી તકલદી હતી! તેમને ગુરૂ ગોવિદસિંહનુ આવું તેજસ્વીપણું જોતાં કોઈ ઉચ્ચ સ્થાન પર મોરચો બાંધીને લડવાની જરૂર જણાઈ અને તેટલા માટે સૈન્યને કેટલુંક પાછળ હઠાવ્યું.

બીજે દિવસે પ્રાતઃકાળમાં જ્યારે શીખોએ મુગલોને કંઇક પાછળ હઠેલા જોયા ત્યારે તેમણે બહાર નીકળીને પોતાનો મોરચો જમાવ્યો. મુગલ સરદારો શીખોની આવી મૂર્ખાઈ જોઈ હસવા લાગ્યા અને તેમણે સામે રાખેલી તોપો એક સામટી છોડવા માંડી. તે તોપો વજ્રનાદ કરતી શીખ સેનાનો સંહાર કરવા લાગી. શીખોને હવે પોતાની ભૂલ પર અફસોસ થયો, તેઓ તરતજ પાછા વળી કિલ્લાની અંદર ભરાઇ બેઠા અને ત્યાંથીજ પૂર્વવત્ ગોળા ગોળી છોડવા લાગ્યા.

એ રીતે બીજે દિવસે પણ ઘણું પ્રબળ યુદ્ધ થયું. મુગલોના લાખો યત્ન છતાં પણ કિલ્લામાંથી ચાલતા મારામાં જરાપણ નિર્બળતા જણાઇ નહિ. મુગલોના ગોળા ક્વચિતજ કિલ્લાની અંદર પહોંચતા, પણ કિલ્લામાંથી ફેંકાતા દરેકે દરેક ગોળા તેમના સૈન્યમાં પડીને હાહાકાર વર્તાવી મૂકતા. આથી બીજે દિવસે પણ તેમના કેટલાક સરદારો અને હજારો સૈનિકો માર્યા ગયા તેમજ ઘાયલ થયા.

ત્રીજે દિવસે પણ એજ પ્રમાણે રણક્ષેત્ર ગાજી રહ્યું, આખો

દિવસ સખત અગ્નિનો વરસાદ વરસવાથી બાદશાહી સૈન્ય થાકીને વિશ્રાન્તિ માટે યુદ્ધ બંધ પડવાની રાહ જોઇ રહ્યું હતું. અને તોપોનો મારો પણ કંઇક નરમ પડયો હતો, એવામાં ગુરુ સાહેબનો પુત્ર અજીતસિંહ કે જે પોતાના શેરગઢના કિલ્લામાં બેઠો બેઠો ગુપ્ત-ચર( ડિટેક્ટિવ )દ્વારા પળેપળના યુદ્ધસમાચાર મેળવી રહ્યો હતો; તેણે જ્યારે સૂર્યાસ્ત પછી મુગલોની શિથિલતાના સમાચાર સાંભળ્યા, ત્યારે એકદમ સન્ધ્યાકાળે પોતાના બે હજાર જવાંમર્દો સાથે શત્રુઓ-પર ધસી આવીને પાછળથી છાપો માર્યો, અને એ સમાચાર પોતાના પિતાને પણ પહોંચાડી દીધા.

દિનભરની લડાઇથી થાકીપાકી સેના આ અણધારી વિપદ્‌થી ગભરાઈ ઉઠી, અને જેવી તે ગુરુ સાહેબના પુત્રને તેના આવા બેધ-ડકપણાનું ફળ ચખાડવા પગભર થઇ કે આ તરફથી ગુરુ સાહેબ પોતાના પાંચ હજાર શૂરવીર શીખ ભક્તોને લઇને બાદશાહી સેના પર તૂટી પડયા ! શત્રુઓ તોપ ગોઠવી રહ્યા હતા, અને કેટલીક ચાલુ કરવામાં પણ આવી હતી, તેથી ગુરુ સાહેબને થોડી ઘણી હાનિ પણ થઇ, છતા તેની કંઈ પણ પરવા કર્યા સિવાય રાત્રિના અંધકારમાં તેઓ શત્રુ ઉપર બાજની પેઠે તૂટી પડયા.

બાદશાહી સેના બન્ને તરફથી ઘેરાવાથી ગભરાઇ ઉઠી, અને અંધારામાં શત્રુ કે મિત્ર કોઈ ઓળખી શકાયું નહિ. પરિણામ એ થયુ કે ઘણા મુગલો માંહોમાંહે કપાઇ મુઆ, એટલુંજ નહિ પણ આ યુદ્ધમા તેમનો સિપાહસાલાર દિલગીરખાન પણ માર્યો ગયો. મુગ-લોનાં હાજાં ગગડી ગયાં અને નાશી છૂટીને તેમણે જાન બચાવ્યા. ત્રણ કોસ સુધી શીખ જવાનોએ તેમને નસાડયા અને પછી આનંદ-ગઢ પાછા ફર્યા. આ વખતે કારતુસ, દારૂગોળો અને બીજો પણ પુષ્કળ સરસામાન શીખ લોકોના હાથમાં આવ્યો.

એક ઉંચી ટેકરીપર બેસીને સરહિંદનો સુબો અને રાજા અજમેરચંદ યુદ્ધનો દેખાવ જોઈ રહ્યા હતા. જ્યારે સરહિંદના સુબાએ મુગલ સૈન્યને હારીને નાશી જતું જોયું ત્યારે તે ઘણો ચકિત થયો. અને રાજા અજમેરચંદને પૂછવા લાગ્યો, કેઃ—

" એવું તે કયું કારણ છે, કે આટલા થોડા શીખો પણ આવી ગંજાવર બાદશાહી સેનાસાથે સરસાઇ કરી શકે છે, અને કોઈ પણ રીતે હરાવી શકાતા નથી? શું એમાં કંઇ દૈવી કરામત છે કે બીજું કોઇ કારણ છે? "

રાજા અજમેરચંદ ઘણો વ્યાકુળ થઇને બોલ્યો–"કોણ જાણે હજૂર, ગોવિંદસિંહ પોતે કેવી બલા છે, અને તેની શિક્ષા તથા ખાલસામંત્રમાં પણ કોણ જાણે કેવો જાદુ રહેલો છે, કે એકવાર પોતાની તલવારથી હલાવેલું શરબત પિવાડતાંજ પિનાર માણસ શૌર્યના અવતારરૂપજ બની જાય છે, મરવા–મારવાથી તો જરા પણ ડરતો નથી, અને પ્રાણીમાત્રને પોતાની આગળ તુચ્છ સરખા સમજવા લાગે છે! જ્યારથી એણે આ નવો મત ચલાવ્યો છે ત્યારથી હિંદુઓમાં એક નવું ચૈતન્ય આવી ગયુ છે.! "

આમ વાતચિતમાં એક પ્રહર રાત્રિ વીતી ગઈ. બીજે દિવસે પ્રાતઃકાળમાંજ મુગલોએ તોપોને આગળ રાખી આનંદગઢપર ગોળા વરસાવવાનો આરંભ કર્યો. જે ટેકરીપર સુબો બેઠો હતો તે ટેકરી પરથી તોપો છૂટી રહી હતી, તોપના ગોળાથી કિલ્લા માંહેલા કેટલાક શીખ જવાનો માર્યા ગયા।

આ પ્રકાર જોઇ ગુરુ સાહેબે ધનુષપર બાણ ચઢાવ્યું, અને તીરોનો એવો વરસાદ વરસાવ્યો કે મુગલ લોકો હેરાન હેરાન થઈ ગયા. એમનું નિશાન એવું તો સચોટ હતું કે એક વાર પણ ખાલી જતું નહિ; અને તે એટલે સુધી કે કિલ્લાથી એ કોસ ઉપર જ્યાં લાહોર

અને કાશ્મિરના સુબાઓ પાસા ખેલી રહ્યા હતા ત્યાં પણ એમનાં કેટલાંક તીર જઇ પડયાં ! આવું જોઇ તે લોકો ભયભીત થઈ ચકિત થઈ ગયા અને ત્યાંથી તરતજ ઉઠીને એક સુરક્ષિત સ્થળે ગયા પછી યોગ્ય રીતે લશ્કરને ગોઠવીને વ્યૂહ રચી આનંદગઢ તરફ આગળ વધ્યા. આ વખતે તે લોકોએ કિલ્લાની છેકજ નજદીક આવીને ઘેરો ઘાલ્યો, અને દાણોપાણી જવાના તમામ માર્ગ બંધ કરી દીધા. તેમની ધારણા હતી, કે દાણોપાણી ખૂટતાં ગુરુ ગોવિંદસિંહ આત્મસમર્પણ કરશે. પણ શીખ લોકોએ તો આ વાતનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો ન હતો ! તેઓ તો પહેલાંની પેઠેજ અંદરથી ગોળા ગોળી વરસાવી યુદ્ધ કરી રહ્યા !

મુગલો એનો કંઇકિ કંઇકિ પ્રત્યુત્તર આપતા ઘેરો ઘાલીને પડ્યા હતા. એ પ્રમાણે કેટલાક દિવસો વ્યતીત થયા. એક દિવસ મધરાતના સમયે જ્યારે ચારે તરફ અંધકાર છવાઈ રહ્યો હતો, અને કોઇ આંખમાં આંગળી ખોસી જાય તોપણ ઓળખાતું ન હતું, તેવે વખતે ગુરુ સાહેબના નાહરસિંહ અને શેરસિંહ નામના બે સરદારો જેઓને બહારના કિલ્લાઓના રક્ષણ માટે છુટા રાખવામાં આવેલા હતા, તેઓ એકાએક મુગલોપર ચઢી આવ્યા. મુગલ સૈન્યની પાછળની બન્ને બાજુપર તેમણે એવા જોરથી છાપો માર્યો, કે સૂતેલા શત્રુઓને કશી પણ ખબર પડે તે પહેલાં તો તેમાંના ઘણાકોને યમલોકનો માર્ગ લેવો પડયો ! આ તરફથી ગુરુ સાહેબે પણ તેનું અનુકરણ કર્યું, અને તેજ વખતે તેઓ પણ શત્રુપર તુટી પડયા. આગળ પાછળ, ડાબા જમણી, જ્યાં જુઓ ત્યાંથી "વાહ ગુરુકી ફત્તે"નો અવાજજ આવતો હતો, અને મુગલો એ વિજયધ્વનિ સિવાય બીજું કાંઇ સાંભળી શકતા ન હતા ! જો કે ગુરુ સાહેબનું લશ્કર બે ચાર હજાર માણસનુંજ હતું, છતાં અંધારામાં મુગલો કેટલું સૈન્ય છે તેનો કશો

અંદાજ પણ કાઢી શક્યા નહિ, અને યુદ્ધ કરવાની વાત તો દૂર રહી, પણ ગભરામણમાં ને ગભરામણમાં યોગ્ય રીતે પાછા હઠવાનું પણ તેમનાથી બની શક્યું નહિ. જેમ તેમ નાશી છૂટી તેમણે જાન બચાવ્યા. શીખોએ સવાર થતાં દશ કોસ સુધી શત્રુઓને ખૂબ નસાડ્યા અને તેમનું સીધું સામાન તથા પુષ્કળ અસ્ત્રશસ્ત્ર કબજે કરી લીધાં.

સરહિંદ અને લાહોરના સુબાઓ સમજતા હતા, કે ગુરુ સાહેબ પાસે પચાસ હજાર કરતાં પણ વધારે માણસનું લશ્કર છે, અને તેમાંનુ કેટલુંક બહાર તથા કેટલુંક અંદર છુપાઇ રહે છે! વળી શીખ લોકો ઘણા કઠોર અને બહાદૂર છે, એવી તેમની ખાતરી થયલી હોવાથી તેઓ માંહોમાંહે વિચાર કરવા લાગ્યા, કે આપણે આપણુંજ લશ્કર કે જેમાંથી હવે તો હજારો સૈનિકો માર્યા ગયા છે અને ઘાયલ થઇ નકામા થઇ પડ્યા છે તેવડે એને હરાવી શકીશું નહિ. આથી તમામ હકીકત તેમણે શહેનશાહ ઔરંગજેબને દિલ્લી લખી જણાવી.

આ સમાચાર મળતાં ઔરંગજેબ ઘણો ચકિત થઇ ગયો; અને ક્રોધને ઠેકાણે હવે તો ચિંતાએ આવીને તેને ઘેર્યો. ઘણો ઉંડો વિચાર કરીને અંતે તેણે પંજાબના સઘળા સુબાના નામપર આજ્ઞાપત્ર મોકલ્યાં, કે "તમો સઘળા એકત્ર મળીને એકી વખતે આનંદગઢપર ચઢાઈ કરો. આ વખતે જો ગોવિંદસિંહને હણ્યા સિવાય કે તેના કિલ્લાને ખેદાન–મેદાન કર્યા સિવાય પાછા ફરશો તો સખત સજા કરવામાં આવશે."

આ પ્રમાણેનો બાદશાહી હુકમ મળતાં સઘળા સુબેદારોએ પહાડી રાજાઓ સાથે મળીને વિક્રમ સંવત્ ૧૭૬૧ ના ચૈત્રમાસમાં પુનઃ આનંદગઢના કિલ્લાપર આક્રમણ કર્યું. અગણિત મુગલ દળ વાદળાંની માફક આનંદગઢપર ચઢી આવ્યું!

આ એક અપૂર્વ દૃશ્ય હતું ! બાદશાહી સેના સમુદ્રરૂપ હતી અને તેની વચ્ચે **આનંદગઢનો** કિલ્લો જાણે દ્વીપરૂપે હોય, તેમ શોભી રહ્યો હતો ! એક સાધારણ કિલ્લાનો અને એક ધર્મપ્રવર્તકનો નાશ કરવાને માટે આટલી મોટી ધામધૂમવાળી ચઢાઈ અગાઉ કદી પણ થઈ હશે નહિ ! બાદશાહી લશ્કર જાણે ભીષણ સમુદ્રની પેઠે ઉછાળા મારતું **આનંદગઢને** ડુબાડી દેવા ધસ્યું આવતું હતું ! ગુરુ સાહેબે બુરજ ઉપર ઉભા રહીને એ સઘળું જોયું. લાખ કરતાં વધારે માણસનું સૈન્ય જોઇને તેઓ જરા ચિંતાતુર થયા, પણ " જેવી **અકાલ** પુરુષની ઇચ્છા " એમ સંતોષ ધરી યુદ્ધ માટે તત્પર થયા. આવું મોટું બાદશાહી સૈન્ય જોઇને ગુરુ સાહેબનું સાહસ પણ તેટલાજ પ્રમાણમાં વધી ગયું, અને તેમણે તમામ સૈનિકોને શૌર્યભર્યા વાક્યોથી ઉત્સાહ આપી યુદ્ધ માટે વ્યૂહબદ્ધ કર્યા.

શત્રુઓએ આવતાંની સાથેજ **આનંદગઢપર** ગોળા છોડવા માંડ્યા અને તે અવિચ્છિન્ન ધારાએ પડવા લાગ્યા. કિલ્લામાંથી પણ તેનો યોગ્ય જવાબ વાળવામાં આવતો રહેતો પણ તે ઘણા વિચારપૂર્વક; નહિ કે મુગલોની પેઠે આંખ મીચીને ગોળા છોડવામાં આવતા ! જ્યારે સારી રીતે ખાત્રી થતી કે આ વખતે શત્રુની ભારે હાનિ થશે ત્યારેજ તોપો ચાલુ કરવામાં આવતી, જેથી શત્રુઓમાં ભારે કોલાહલ મચી રહેતો. તોપો છોડતી મુગલ સેના જ્યારે કિલ્લાની છેક પાસે આવી પહોંચતી ત્યારે કિલ્લાપરથી એકદમ ગોળા, ગોળી અને તીરોનો વરસાદ વરસી રહેતો કે જેથી તેમને ભયંકર ખુવારી સાથે હજારો કદમ પાછળ હઠી જવું પડતું. કોઈ કોઈ વખતે જાણે આકાશમાંથી વજ્રપાત થયો હોય તેમ ગુરુ સાહેબના સચોટ શરસંધાનથી મોટા મોટા મુગલ સરદારો એકાએક ઘોડાની પીઠપરથી ગબડી પડતા, અને સીધા યમલોકનો માર્ગ ગ્રહણ કરતા ! સણસણાટ કરતું તીર

ક્યાંથી આવ્યું અને પોતાનું કામ બજાવી ક્યાં જઈ શાંત થયું તેનો કશો પત્તોજ લાગતો નહિ !

આખો દિવસ આ પ્રમાણે યુદ્ધ ચાલી રહેતું, અને રાત્રિએ તક મળતાં ગુરુ સાહેબ કિલ્લામાંથી બહાર નીકળી મુસલમાન લશ્કરપર છાપો મારતા; પરંતુ વારંવારના અનુભવથી મુગલ લોકો હવે વિશેષ સાવધ થઈ ગયા હતા; તેઓ રાત્રિએ સખત ચોકી પહેરા રાખવા લાગ્યા અને બખ્તર પહેરી તથા હાથમાં બંદૂક રાખીને સૂવા લાગ્યા. આજ સુધીમાં આવા શત્રુ બહુજ થોડા મળ્યા હશે, કે જેના ભયથી રાત્રિએ પણ નિરાંત ન રહે.

આખા દિવસના પરિશ્રમ પછી રાત્રિએ પણ નચિંત રીતે આંખ મળવા પામતી ન હતી ! વજ્ર જેવો ગોવિંદસિંહ હમણાં ચઢી આવશે, હમણાં ચઢી આવશે, એવા ભયમાં ને ભયમાં સવાર થઈ જતું.

આ પ્રમાણે લડતાં લડતાં અને સૂતાં–જાગતાં કેટલાંક સપ્તાહ વીતી ગયાં. બાદશાહી સૈન્યમાંના અનેક યોદ્ધાઓ માર્યા ગયા, ઘાયલ થઈ ગયા, અને બાકી રહેલાઓ બહુ શ્રમિત થઈ ગયા. હવે તેઓ લડવું છોડી દઈ કેવળ કિલ્લાને ઘેરીને બેસી રહ્યા. એક ચલ્લુ ( ચકલુ ) નીકળી શકે તેટલો માર્ગ પણ તેમણે રહેવા દીધો ન હતો ! જ્યાં જુઓ ત્યાં આનંદગઢની ચારે તરફ ઘણાએ માઈલ સુધી મુસલમાન લશ્કરનો પડાવજ નજરે પડતો. કિલ્લામાંથી એક પંખી પણ ઉડીને બહાર જતું જોવામાં આવતું તો તે પણ ગોળીનો ભોગ થઇ પડતું. તાત્પર્ય કે આનંદગઢ સંપૂર્ણ રીતે ઘેરાઈ ગયો હતો. હવે આ તરફ શીખોની દશા પણ જોઇએ.

પહેલાં તો કેટલાક દિવસો સુધી એ લોકો ખૂબ જોરથી લડયા, કેટલીએ વાર એમણે મુસલમાનોને કિલ્લાની દિવાલો નીચેથી ભયંકર ખુવારી સાથે નસાડી મૂક્યા, પણ જ્યારે લડતાં લડતાં અઠવાડીઆંઓ વીતવા

લાગ્યાં ત્યારે એ લોકો જરા અકળાવા લાગ્યા. આનંદગઢ જેવા કિલ્લામાં પંદર વીસ હજાર સૈનિકોને બે અઠવાડીઆં કરતાં વધુ વખત ચાલે તેટલાં દાણા-પાણીનો સંગ્રહ કરવાનું સર્વથા અસંભવિત હતું. જે કંઇ ખોરાક હતો તે સઘળો ખલાસ થઇ ગયો. બહારથી ગુપ્ત રીતે દાણો-પાણી અંદર લાવવાના જે કંઇ પ્રયત્ન કરાયા તે શત્રુઓની તીક્ષ્ણ નજર ચુકાવી શકયા નહિ. તેમણે તે સઘળું લૂંટી લીધુ! કેટલાક દિવસ સુધી શાક-ભાજી અને સૂકા ચણા ચાવીને પણ આપણા ગુરુભક્ત શીખ જુવાનો ટકી રહ્યા! જ્યારે એનો પણ દુકાળ પડયો ત્યારે બે એક દિવસ કેવળ પાણી ઉપર પણ ગુજાર્યા! હજારો વીર ઘાયલ થઈને પડયા હતા, જેમની સેવા-ચાકરી કરવાની તથા પથ્ય-પાણી પહોંચાડવાની પણ પરમ આવશ્યકતા હતી. આ સઘળી હાલત જોઈને શીખ લોકો ગભરાવા લાગ્યા, અને ગુરુ સાહેબને કિલ્લો છોડવા માટે કહેવા લાગ્યા.

આ સમય દરમિયાન મુગલ સરદારો કે જેઓ ઘેરો ઘાલી ઘાલીને કટાળી ગયા હતા તેમણે પણ ગુરુ ગોવિંદસિંહને પત્ર લખી મોકલ્યો, કે " જો તમે નિઃશસ્ત્ર થઈ શાંતિથી કિલ્લો છોડી ચાલ્યા જશો, તો અમે તમને માર્ગ આપીશું અને કશી પણ હરકત કર્યા સિવાય ચાલ્યા જવા દઈશું."

આ પત્ર મળતાં તમામ શીખ સૈનિકો એકે સ્વરે ગુરુ સાહેબને કિલ્લો છોડવાને માટે કહેવા લાગ્યા. ગુરુ સાહેબ આ સંકટથી જરા પણ ગભરાયા નહિ. તેમણે સઘળાને શાંતિપૂર્વક ઉત્તર આપ્યો, કે " ભાઇઓ, તમે લોકો ગભરાશો નહિ. શત્રુઓની વાતપર વિશ્વાસ રાખી પોતાનો નાશ ન કરાવો. મુગલો પણ બહુજ થાકી ગયા છે, હવે તો એકાએક રાત્રિએ એમનાપર ઘણા જોરથી છાપો મારવાની તક પ્રાપ્ત થઇ છે. જો તેમ થશે તો એ લોકો આ વખતનો

હુમલો ઝીલી શકવાના નથી, અને પરાસ્ત થઈને નાશી જશે. નિઃશસ્ત્ર થઇને બહાર જવું તથા શત્રુઓનાં વચનપર વિશ્વાસ રાખવો, એ સર્વથા નીતિથી અને મારી સમજશક્તિથી બીલકુલ વિરુદ્ધ વાત છે. આવે વખતે તો રાત્રિએ અકસ્માત છાપો મારવો એજ હિતકર છે."

શત્રુઓના વચનની પરીક્ષા કરવા માટે ગુરુ સાહેબે લાકડાના મોટા મોટા પટારાઓમાં જૂનાં પુરાણાં કપડાં, ખાસડાં તથા કાંકરા, પત્થર વગેરે ભરાવીને તેને મોટાં મોટાં તાળાં લગાવી બહાર મોકલી દીધા. જ્યારે મુગલોએ જોયું, કે ગોવિંદસિંહની માલમતા બહાર જઈ રહી છે, એટલે તેઓ એકદમ તેનાપર તૂટી પડયા, અને સઘળો સામાન લૂંટી લીધો. હોંસ ભેર પેટીઓ ખોલીને જોતાં માંહેથી તો જૂનાં ચીથરા, અને જોડા, વગેરે નીકળ્યુ! ત્યારે તેઓ નવાઈ પામ્યા અને શરમિંદા થઈ ગયા!

ગુરુ સાહેબે સઘળા શીખોને બોલાવીને કહ્યું, "જુઓ, શત્રુના દીલમાં કપટ છે. બહાર નીકળતાંજ આપણી માલમતા લૂટીને અને આપણને નિઃશસ્ત્ર જોઇને તેઓ મારી નાખત. માટે થોડું ધૈર્ય ધરો, હું જલદીથી ભોજનનો કંઇક પ્રબંધ કરૂં છુ."

શીખોએ જવાબ દીધો, કે મેદાનમાં લડીને મરવા કરતાં કિલ્લામાં ભૂખ્યા તરસ્યા સબડયા કરવું સારૂં નથી. અમે લોકો સશસ્ત્ર બહાર નીકળીશું અને લડતાં–કપાતાં પોતપોતાને પંથે પડીશું."

ગુરુ સાહેબે ફરી પણ કહ્યું, કે "જો અંદર રહેશો તો હજી પણ કેટલાક દિવસો સુધી શત્રુઓને હંફાવી શકીશું." પણ શીખો એકના બે થયા નહિ અને ક્ષુધા–તૃષાથી આતુર થયલા હોવાથી તેઓ બહાર નીકળવાની જીદ કરવા લાગ્યા. ત્યારે ગુરુ સાહેબે ચિઢાઇને કહ્યું, કે જો તમે લોકો મારી આજ્ઞા માન્ય કરતા નથી તો પછી

મારો અને તમારો ગુરુશિષ્યનો સંબંધ શેનો ? જેમને બહાર જવું હોય તેઓ આ પ્રતિજ્ઞાપત્રપર સહી કરતા જાય, કે " આ-જથી તમારો અને અમારો ગુરુશિષ્યનો સંબંધ તૂટી ગયો છે. " ભૂખ્યા–તરસ્યા સૈનિકોએ એનો પણ સ્વીકાર કર્યો અને ઘણા જણ પ્રતિજ્ઞાપત્રપર સહી કરીને બહાર ચાલ્યા ગયા. કેવળ ગુરુના પચાશ સાચા ભક્તો હજી પણ તેમની સાથે રહ્યા. તે લોકો ગુરુ સાહેબને-માટે ભૂખ્યા–તરસ્યા ઝુરી ઝુરીને મરવાને પણ તૈયાર હતા; પણ ગુરુ સાહેબનો સંગ છોડવા રાજી ન હતા. વાંચક, ચાહે તો તમે એમને અંધશ્રદ્ધાળુ કહો, પણ એવા દૃઢ આત્માવાળા પુરુષોની કીર્તિજ સંસારમાં ગવાઇ રહે છે. સામાન્ય વૃત્તિવાળા લોકોથી તો સંસાર ભરેલોજ છે.

ગુરુ સાહેબે જોયું, કે સઘળા લોકો છોડીને ચાલ્યા ગયા છે, અને કેવળ પચાશ વીર પુરુષોજ અહીં રહ્યા છે, ત્યારે તેમણે તેઓને કહ્યું, " ધન્ય વીરો ! ધન્ય છે તમને અને તમારી માતાઓને ! ધીરજ ધરો. હું તમને ભૂખ્યા–તરસ્યા મરવા દઇશ નહિ. તમે તે પૂજ્ય અને અમર રાજ્યના અધિકારી થશો કે જેના અધિકારી પૃથ્વી-પર કોઇ વિરલજ થયા હશે."

ત્યાર પછી મધ્યરાત્રિના સમયે પોતાનાં માતા અને સ્ત્રી પુત્રો સાથે ગુરુ સાહેબ કિલ્લાની બહાર નીકળ્યા. પચાસ વીરોનો તેમણે એક સૂચિવ્યૂહ* રચ્યો. જેના મુખપર ગુરુ સાહેબ પોતે, વચમાં માતા અને સ્ત્રી છોકરાં તથા પાછળ શીખ યુવાનો હતા. મુગલોએ તેમને રાત્રિના અંધકારમાં નાશી જતા જોયા, પરન્તુ ગુરુ સાહેબનાં સચોટ શરસંધાને તેમને દૂરના દૂરજ રાખ્યા ! જેઓ આગળ વધતા તેઓ તેમના તીરથી નિશ્ચય મૃત્યુવશ થતા. એક સ્થળે પ્રસંગ

* એક જાતની સોયના આકારની (ત્રિકોણાકારને મળતી) વ્યૂહ રચના.

મળતાં મુગલોએ તેમને ચારે પાસથી ઘેરી લીધા અને સૂચિવ્યૂહનો ભંગ કર્યો. કેટલાક શીખ યુવાનો માર્યા જવાથી ગુરુ સાહેબ પોતાના ત્રણ પુત્રો સાથે પાછળના ભાગથી છૂટા પડી ગયા. બીજી તરફ તેમના બે નાના પુત્રો અને માતા રહી ગયાં. તેમને કેટલાક શીખ યુવાનોએ ચાલાકીથી બચાવી લીધાં અને તેમની ડોળી દૂર ઉંચકી ગયા. તેઓની સાથે એક બ્રાહ્મણ હતો તેને તે સોંપીને તે વીર શીખો ગુરુ સાહેબની શોધ માટે પાછા ફર્યા.

ગુરુ સાહેબની મદદમાં હમણા કોઇ ન હતું. કેટલાએ શીખ મરાઈ ચૂકયા હતા. આખરે ગુરુ સાહેબ શત્રુના મસ્તકપરથી ઘોડો કુદાવી એક તરફ નીકળી ગયા. તેમની પાછળ કેટલાક શીખ સવારો અને તેમના ત્રણે પુત્રો પણ નીકળી આવ્યા. તે લોકો સાથે રાતોરાત મારતે ઘોડે ચમકૌડ નામક ગામમાં–જ્યાં પોતાનો એક નાનો સરખો કિલ્લો હતો અને જેમા સુમારે પાંચસોક શીખ સૈનિકો પણ હતા ત્યાં· આવીને તેમણે વિશ્રાન્તિ લીધી. કેટલાક શીખ લોકો પણ ભટકતા ભટકતા ત્યાં આગળ તેમને આવી મળ્યા.

પેલી તરફ મુગલ સેના નિઃશંકપણે આનંદપુરમાં ફરી વળી. દાણાપાણી તો કંઇ પણ હતોજ નહિ, સઘળી તોપો પણ બહાર નીકળતી વખતે ગુરુ સાહેબે બરબાદ કરી નાખી હતી, જે કંઈ જર ઝવેરાત હતું તે ગુરુ સાહેબની માતાએ અને કેટલુંક પોતે પણ ગુપ્ત રીતે સાથે લઈ લીધું હતું. આથી લૂંટારાઓની મનોવાંછના પૂર્ણ થઇ નહિ. સાધારણ વાસણ–કુસણ, માટીની કોઠીઓ, ગૃહશણગારની કેટલીક વસ્તુઓ, કપડાં લત્તાં, પેટી પટારા અને સૂકો દારૂ તથા કેટલાંક ભાગ્યાં તૂટયાં અસ્ત્ર–શસ્ત્રો એ લોકોના હાથમા આવ્યાં ! આટલી સખત લડાઈ પછી પણ કંઇ જીવ જેવો માલ હાથ લાગ્યો નહિ, તેમજ આ સઘળા ઉત્પાતનું મૂળ ગોવિંદસિંહ પણ માર્યો ગયો નહિ કે નતો પકડી

શકાયો. આ સઘળું જોઇને મુગલ સરદારો અને પંજાબી સૂબાઓ ક્રોધના માર્યા દાંત પીસવા લાગ્યા, "બાદશાહને શા સમાચાર મોકલીશું? મહિનાઓ સુધી હજારો માણસને કપાવી નાખી ઉજ્જડ કિલ્લો કબજે કરવાના, અને ગોવિંદસિંહ કે તેના પરિવારનો કશો પણ પત્તો લાગતો નથી. એવા સ્નાનના સમાચાર મોકલીશું? જરૂર શહેનશાહ ક્રોધે ભરાઈ આપણને કત્લ કરાવી નાખશે. હવે તો એનો પત્તો મેળવવો જોઇએ, કે આપણી આંખમાં ધૂળ નાખીને એ ક્યાં છુપાઇ બેઠો છે?" માંહોમાંહે આવો વિચાર કરીને તે લોકો શોધખોળ કરતા કરતા જ્યાં ગુરુ સાહેબ હતા તે ચમકૌડના કિલ્લા આગળ આવી પહોચ્યા, અને તેને ઘેરી લીધો.

કિલ્લો ઘેરાઈ ગયો; છતાં પણ માંહેથી શીખ યોદ્ધાઓએ બહાદુરીથી યુદ્ધ જારી રાખ્યું. જ્યારે પોતાના માણસોની સંખ્યા છેક થોડી રહી ત્યારે ગુરુ સાહેબે કેટલોક સમય લડાઇ બંધ રાખી, અને એવો ઉપાય શોધી કાઢ્યો, કે "આપણામાના સારા સારા બહાદુર નિશાનબાજ યોદ્ધાઓએ બહાર જવું, અને તાકી તાકીને મુગલ સેનાપતિઓનો સંહાર કરવો. મરવાનું તો છેજ, તો પછી અંદર રહ્યા રહ્યા મરવા કરતાં બહાર મેદાનમાંજ જઇને મરવું."

આ વિચાર ચાલી રહ્યો હતો, એટલામાં તો ગુરુ સાહેબનો મોટો પુત્ર અજીતસિંહ, જેની ઉમ્મર કેવળ અઢાર વર્ષનીજ હતી, તે હાથ જોડીને સામે આવીને બોલ્યો, "પિતાજી, મારા દીલમાં ઘણી હોંસ છે, કે એક વખત પેટ ભરીને યવનોને મારી તલવારનો સ્વાદ ચખાડું! કિલ્લાની અંદર ન જાણે ક્યારે શત્રુની કોઇ ગોળી કે તીર આવી લાગે અને મૃત્યુ થઈ જાય! માટે આપની આજ્ઞા હોય તો બહાર જઇને એક વાર મનની હોંસ પૂરી કરૂં. એક દિવસે મરવાનું તો છેજ, તો પછી આજે શું અને બે દિવસ પછીએ શું?"

ગુરુ સાહેબ પોતાના પુત્રની વીરને શોભે એવી આ વાણી સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા અને બોલ્યા. "ધન્ય છે પુત્ર ! આતો આપણો ક્ષત્રિયોનો સ્વાભાવિક ધર્મ છે ! ઘણા આનંદની વાત છે. હું તને સહર્ષ રજા આપુ છું, કે બહાર જઇને વીરગતિને પ્રાપ્ત થા." એમ કહીને તેમણે પુત્રના શિરપર હાથ ફેરવ્યો, અને પીઠ થાબડીને કેટલાક યુવાનો સાથે તેને બહાર મોકલ્યો.

આ સિંહપુત્રે બહાર નીકળતાંજ ખરેખર વનરાજ કેસરીની પેઠે શત્રુઓપર ઝપટ લગાવી, અને તેની વિજળી જેવી તલવાર રણભૂમિમાં સંહાર કરતી નાચવા લાગી. મસ્તકપરથી સણુસણાટ કરતી ગોળીઓ ચાલી રહી છે, પણ તે તરફ કશું પણ ધ્યાન નહિ આપતાં વિદ્યુદ્વેગે ઘા કરતો તે આગળ ને આગળ ધસી રહ્યો છે ! જુઓ, તે એક મુગલ સરદારની ખોપરીપર જઈ પહોંચ્યો અને એકે ઝટકેજ તેને યમલોક પહોંચાડી દીધો ! વિજળી જેવી ચમકતી તલવાર હવે બીજાના શિરપર જઈ પડી, અને તે એક હાય પોકારીને ભૂમિપર પડેલો નજરે આવ્યો ! ત્રીજી વખતે એક સવારનું કામ ખતમ કરીને ચોથાને માટે તલવાર ઉપડીજ હતી, પણ એટલામાં એક સામટી પાંચ સાત ગોળીઓ આવી, ને એ કિશોર વીર વિંધાયો ! તત્કાળ "**વાહ** ગુરુ" એટલુજ કહીને તે "**અકાલ** પુરુષ"ના ચરણમા જઇ વિરાજ્યો.

અજીતસિંહને હાથે જે ત્રણ જણ માર્યા ગયા હતા તેઓ મોટા મોટા સરદારો હતા. મુસલમાન સૈન્ય ચકિત થઈ ગયું, કે એ વીર પુરુષ કોણ હતો કે જેણે આવીને આટલો કેર વર્તાવ્યો ? ગુરુ સાહેબ કિલ્લાપરથી વહાલા પુત્રની વીરતા જોઈ રહ્યા હતા, તેઓ તેનું શૌર્ય જોઈ પરમ સંતુષ્ટ થયા, અને "ધન્ય બેટા ! ધન્ય !" એ પ્રમાણે વારંવાર બોલવા લાગ્યા. શોક કે દુઃખનું કશુ પણ ચિહ્ન નજરે પડતું ન હતું.

આ બનાવ પછી અજીતસિંહનો નાનો ભાઇ જુઝારસિંહ જેની ઉમ્મર કેવળ ચૌદ વર્ષનીજ હતી તે ઉઠીને બોલ્યો, "પિતાજી! શું મોટા ભાઇની પેઠે હું પણ ધન્ય જીવિત ન થઇ શકું ?"

ગુરુ સાહેબે કહ્યું, "કેમ નહિ બેટા, અવશ્ય થઇ શકીશ."

"ત્યારે તો ગુરુજી, મને બહાર જવાની આજ્ઞા આપો." જુઝારસિંહે કહ્યું.

"ભલે બેટા, એના કરતા વધારે રૂડું બીજું શુ? જા, અને ક્ષત્રાણીનું દૂધ દિપાવ." ગુરુ સાહેબે કહ્યુ.

આ સાંભળીને જુઝાર બોલ્યો, "પિતાજી, તરસ ઘણી લાગી છે, થોડું પાણી હોય તો આપો."

ગુરુ સાહેબે કહ્યું, "બેટા, પાણી તારા ભાઈ પાસે છે, તેની પાસે જઇને પીજે."

એ સાંભળીને તે વીર બાળક પછી અંદર થોભ્યો નહિ, તરતજ તલવાર ઘુમાવતો બહાર શત્રુઓપર તૂટી પડયો! મુગલોએ જ્યારે આ કિશોર વયના બાળકને તલવાર ઘુમાવતો પોતાના તરફ આવતો જોયો ત્યારે તેઓ સમજ્યા, કે આ કોઇ ગાડો થઈ ગયેલો બાળક જણાય છે તેથી તલવાર ફેરવતો આ તરફ દોડયો આવે છે. પણ જ્યારે પાસે આવીને તેણે ડાબી જમણી તરફથી બે ચાર શિર ઉડાવી દીધા ત્યારે તો સઘળા ચોંકીને હોશિયાર થઇ ગયા અને તેનાપર ઘા કરવા લાગ્યા! બાળક જુઝાર પણ તપી તપીને તલવાર ચલાવી રહ્યો હતો, તે આગળ પાછળ કોણ છે અને શું છે તે કશું પણ જોતો ન હતો, કેવળ આગળ વધીને હાથ ચલાવવો એજ તેનું કામ હતું! શત્રુની એક તલવાર પડી અને તેનો એક હાથ કપાઈ ગયો! રક્તની ધારા વહી નીકળી પણ તેનું ધ્યાન તે તરફ ક્યાંથી? તેના જમણા હાથમાં તલવાર નાચી રહી હતી! બીજી ચોટ ખાંધપર

લાગી અને ત્રીજી મસ્તકપર! હવે તમ્મર ખાઇને તે બાળક ભૂમિપર ગબડી પડ્યો, અને થોડીજ ક્ષણમાં "વીરલોક" માં જઇ પહોંચ્યો. પરંતુ તલવાર જેમની તેમ મૂઠીમાં દઢ રીતે પકડેલી હતી, અને મુખપરનો દઢતાભર્યો ભાવ પણ કાયમજ હતો! કેમ ન હોય?

એક તો ક્ષત્રિયનું વીર્ય અને તેમાં પણ પ્રતાપી, તપસ્વી ગુરુ ગોવિંદસિંહનું! શું એનો એટલો પ્રભાવ ન હોય?

એ બંને બાળકો જ્યારે આ પ્રમાણે વીરગતિને પામ્યા ત્યારે સંધ્યાકાળ થઈ ગયો હતો. ગુરુ સાહેબના મુખપર ન હતો કોઇ જાતનો ઉદ્વેગ કે ન હતી કોઈ પ્રકારની ચિંતા! તેઓ સર્વે શિષ્યો કે જેમની સખ્યા લગભગ ચારસેં જેટલી હતી, તેમને સામે બેસાડી પ્રફુલ્લ મુખે અને આનંદિત હૃદયથી બોલ્યાઃ—

"ભાઈઓ, બંને કુંવર તો વીરગતિને પામી ચૂક્યા, હવે કાલે આપણી વારી છે. પ્રાતઃકાળે બહાર નીકળી શત્રુઓપર એક સામટા તૂટી પડીશું, અને તેમને પણ એક વાર બતાવી આપીશું, કે પંજાબી ક્ષત્રિય વીરો, **ભીમ** અને **અર્જુન**નાં સંતાનો, કેવી બહાદુરીથી યુદ્ધ કરે છે, અને મૃત્યુને કેવું તુચ્છ લેખે છે! જે માર્ગ બન્ને કુંવરોએ આપણને દર્શાવી આપ્યો છે! તેને માટે આથી ઉત્તમ અવસર બીજો કયો છે? કાલે સવારે આપણે પણ એ માર્ગનેજ અનુસરીશું. મેં જે બીજ વાવ્યું છે, અને **ભા**રતની હિન્દુ જાતિની નસેનસમાં જે ઉત્સાહના રક્તનો સંચાર કર્યો છે, તે સમય આવ્યે પોતાનો પૂરેપૂરો રંગ પ્રકટાવશે. હવે હું આજ મરૂં કે કાલ મરૂં તેની મને કંઇ પણ ચિંતા નથી."

ગુરુ સાહેબની આ ઉદાસીન પણ દઢતાસૂચક વાણી સાંભળીને હાજર રહેલી શિષ્યમંડળીમાં કંઇક ખળભળાટ થયો. તેમાંથી એક પ્રવીણ ગુરુભક્ત ઉઠી હાથ જોડી બોલ્યોઃ—" મહારાજ! એમ તો

આપ જે જે આજ્ઞા કરશો, તે અમારે સવને શિરસાવંદ્ય છે, પણ આ સમયે આપના પ્રાણાર્પણથી શીખ જાતિને મોટું નુકસાન થશે. હજી આ રોપો બીલકુલ નરમ છે, અને તેને એક પ્રવીણ માળીની ખરેખરી જરુર છે. તેવો માળી જો નહિ હોય તો એ અંકુર પ્રબળ ઝંઝાવાતથી સમૂળો ઉખડી જશે, અને નાશ પામશે. મુગલોનું બળ કંઇ એવું નથી કે જેની સાથે અમે હાથ મેળવી નહિ શકીએ ! તેની પરીક્ષા પણ થઈ ચૂકી છે ! આ વખતે જો કે ભારે સંકટ આવી પડયું છે, છતાં આપ જો કૃપા કરીને ખામોશ રાખી જાઓ તો ભવિષ્યમાં ઘણાં મહત્ત્વનાં કામ થશે. ”

ગુરુ સાહેબ બોલ્યાઃ—“ તારી સલાહ મને રૂચે છે, પણ હવે બહાર નીકળી શત્રુઓથી બચીને ચાલ્યા જવુ એ પણ બહુજ દુર્ઘટ છે.”

પેલો શિષ્ય બોલ્યો, “ તેનો ઉપાય મધ્યરાત્રિએ હું કરી દઇશ, આપ નિશ્ચિંત રહો, કેમકે અમુક જગ્યાએ આપ રહ્યા છો એવા સમાચાર જ્યારે ફરી વળશે, કે તરતજ તે સ્થળે હજારો અને લાખો શિષ્યો આવી મળશે, અને આપ આપના વીરવ્રતનું પાલન કરી ધર્મની રક્ષા કરી શકશો. જે કામ આપે હાથ ધર્યું છે તે હાલ પ્રાણાર્પણ કરવાથી પૂરૂં થઈ શકશે નહિ. કદાચ અમે મરીશું તો ભલે મરીએ, પણ ખાલસા ધર્મના શ્રેય માટે આપના શરીરની રક્ષા થવી એ પરમ આવશ્યક છે. ”

ગુરુ સાહેબે શિષ્યની આ વાતનો સ્વીકાર કર્યો. જ્યારે મધ્ય-રાત્રિ થઇ, અને ચારે દિશાએ અંધકારનું સામ્રાજ્ય ફેલાયું, ત્યારે તેમનો માર્ગ મોકળો કરી આપવાનું વચન આપનાર પેલો શિષ્ય થોડા સિપાઇઓ લઈ કિલ્લાની બહાર નીકળ્યો, અને જ્યાં બાદશાહી સેનાના તંબુઓ પડયા હતા તે તરફ જઇ “ ગોવિંદસિંહ ભાગી જાય છે, પકડો, પકડો, ” એવી બૂમો પાડતો તે નાસવા લાગ્યો.

સઘળા મુસલમાન સિપાઇઓ અંધારી રાતમાં ચમકી ઉડયા, અને આ ધતીંગને પોતાના સિપાઈઓના શબ્દ સમજી જે દિશાએ પેલો શીખ નાસતો હતો તે તરફ દોડવા લાગ્યા. એકની પાછળ એક, એમ આખી સેના ઉંઘમાંથી ઉઠી ઉઠીને તે બાજુએ દોડવા લાગી. એ રીતે આખું મેદાન સાફ થઈ ગયું.

આજોઇ ગુરુ સાહેબ થોડાક સાથીઓને સાથે રાખીને કિલ્લાની બહાર નીકળી પડયા અને માળવા પ્રાંત તરફ ઘોડા મારી મૂકયા. પ્રાતઃકાળ થતાં પહેલાં તો તેઓ ખોડી નામના ગામમાં પહોંચી ગયા. ત્યાં બે ગોવાળ ભેંસો ચરાવતા હતા, તેઓ ગુરુ સાહેબને ઓળખી ધાંધલ મચાવવા લાગ્યા. ગુરુ સાહેબે તેમની તરફ કેટલીક અશરફીઓ ફેંકી. તે તો તેમણે ઉઠાવી લીધી, પરન્તુ વળી પાછા શોરબકોર કરવા લાગ્યા, એટલે વળી ગુરુ સાહેબે પોતાનાથી હાથેક દૂર બીજી કેટલીક અશરફીઓ નાખી. આથી પેલા ગોવાળો લોભ-વશ થઇને અશરફીઓ લેવા ગુરુ સાહેબની બહુજ સમીપ આવી પહોંચ્યા. ગુરુ સાહેબ તેમનો ઘાટ ઘડવાના વિચારમાંજ હતા એટલે તરતજ તેઓ તરફ ધસી ગયા, અને એકે સપાટે બંનેનાં માથાં કાપી નાખ્યાં. તલવાર મ્યાન કરીને તેઓ અહીંથી મારતે ઘોડે રવાના થયા, કારણ કે પાછળ દૂર ધૂળ ઉડતી જણાતી હતી, તેથી મુગલ સવારો પાછળ પડયા છે, એવું અનુમાન થતું હતું. એ રીતે ઘોડા દોડાવતા દોડાવતા પ્રાતઃકાળે તેઓ એક બીજા ગામમાં આવી પહોંચ્યા. અહીં તેમણે બાદશાહી સિપાઇઓને આમ તેમ ફરતા જોયા. નજર ચૂકાવી તેઓ એક ઘીચ જંગલમાં પેશી ગયા અને એક શમી વૃક્ષ નીચે વિશ્રામ કર્યો. આ બનાવના સ્મારકરૂપે આ સ્થાનપર "જંડા સાહેબ" નામનો એક ગુરુ–આશ્રમ બન્યો છે, જે હાલ પણ વિદ્યમાન છે. ગુરુ સાહેબ બહુજ થાકી ગયા હતા, અને ક્ષુધા–તૃષાથી અત્યંત

આકુળ વ્યાકુળ બન્યા હતા, તેથી તેમણે બે પ્રહર સુધી આ વૃક્ષ-તળે રોકાઇને કંઇક ખાઇ-પી આરામ લીધો.

મુગલ સિપાઇઓ દોડધામ કરતા ચારે બાજુ ઘૂમી રહ્યા હતા. આ જંગલ એવું તો ઘીચ હતું, કે બે કદમ પણ આગળ મૂકતાં પગમાં ભચાભચ કાંટા ભોંકાતા, અને શરીરે ઉઝરડા પડતા. આવા ઘન જંગલમાં મુગલોને ગુરુ સાહેબનો કંઇજ પત્તો મળ્યો નહિ. અહીંઆં કેટલોક આરામ લીધા પછી ગુરુ સાહેબ માર્ગ શોધવા લાગ્યા. ચારે બાજુએ ખીચોખીચ ઝાડી હતી. રસ્તો ખોળતાં ખોળતાં સંધ્યા-કાળ થઇ ગયો, પણ કંઇ વળ્યુ નહિ. જેમ તેમ કરીને એક ઝાડી નીચેજ રાત પણ કાઢવી પડી. ઝાડી અને કંટકોથી ભરપૂર ઘોર બિયાબાન જંગલ, અને તેમાંએ વળી હિંસક પશુઓનો જબરો ભય ! છતાં નિરુપાયે ત્યાંજ રાત્રિ ગાળવી પડી ! ભરેલી બંદૂક લઇ આખી રાત તેઓ જાગતા બેસી રહ્યા, જેમ તેમ કરતાં સવાર થયું. આ સ્થાનપર બનેલો ઝાડીસાહેબ નામનો ગુરુ આશ્રમ પણ હજી સુધી વિદ્યમાન છે.

પ્રાતઃકાળે મહા મુશીબતે જેમ તેમ કરીને ઘોર જંગલમાંથી બહાર નીકળવાનો માર્ગ હાથ લાગ્યો, અને ત્યાંથી નીકળી તેઓ મછવાડા નામના કસ્બામાં જઇ પહોંચ્યા. અહીંના 'રૂહેલાખાંનનો' બાગ નામના પ્રખ્યાત સ્થળમાં તેમણે મુકામ કર્યો. થોડી વાર પછી બે પઠાણો—જેઓ એ બાગના માલીક હતા તેઓ—ત્યાં ફરવા આવ્યા. તેમણે ગુરુ સાહેબને જોતાંજ ઓળખી લીધા; કારણ કે અગાઉ કોઈ એક સમયે ગુરુ સાહેબના દરબારમાં તેઓ ઘોડા વેચવા ગયા હતા. આજે તેમનાં ફાટયાં-તુટયાં વસ્ત્રો અને આવી વિપદાવસ્થા જોઈ તેઓને ઘણું આશ્ચર્ય લાગ્યુ ! એ બંને પઠાણ ઘણા સજ્જન પુરુષ હતા, તેઓ ગુરુ સાહેબની આ વિષમાવસ્થાનો વૃત્તાન્ત સાંભળતાં

ઘણા દીલગીર થયા. તેઓએ ગુરુ સાહેબને પોતાને ઘેર લઈ જઈ ઘણા સન્માનપૂર્વક રાખ્યા. શોધતા શોધતા કેટલાક મુખ્ય મુખ્ય શિષ્યો પણ ગુરુ સાહેબને અહીંઆંજ આવી મળ્યા.

આ તરફ બાદશાહી સિપાઇઓ નગરની આસપાસ તેમનો પત્તો મેળવવા ફાંફાં મારી રહ્યા હતા, એટલે નગરમાંથી બહાર નીકળી જવુ એ મહાવિપત્તિરૂપ હતું, તેમજ ત્યાં વધુ દિવસ રહેવું એ પણ આપત્તિ વહોરી લેવા જેવું હતું; તેથી ગુરુ સાહેબે એ સ્થાન છોડવાનું યોગ્ય ધાર્યું. તેમણે પોતાના ફારસીના અધ્યાપક કાજી **મીર મુહમ્મદ** અને ગુલાબરાય નામના એક સેવકને બોલાવી યુક્તિ શોધી કાઢી. ત્રણે જણે મળી મુસલમાની મુલ્લાંઓનાં નીલાં વસ્ત્ર પહેરી લીધાં, અને પૂરેપૂરો મુસલમાની વેષ ધારણ કર્યો. સાથમાં પેલા બાગના બે પઠાણ માલિકો પણ સામેલ થયા. એ સમયે પંજાબમાં એવો ચાલ હતો, કે મુસલમાન લોકો પોતાના પીરને ખાટલાપર બેસાડી, તેને પોતાની ખાધપર ઉચકી, ઘણા સન્માન સાથે એક ગામથી બીજે ગામ પહોંચાડી આવતા. અહીં પણ એજ યુક્તિ કામ લાગી. મુસલમાની વેષધારી શિષ્યોએ ગુરુ સાહેબને ખાટલાપર બેસાડી પોતાની ખાંધપર ઉઠાવી ચાલવા માંડયુ. કોઈ પૂછતું તો કહેતા કે, "એ તો અમારા પીર છે।" માર્ગમાં બાદશાહી સેનાના સિપાઇઓ મળ્યા તેમને પણ એવોજ ઉત્તર આપવામાં આવ્યો, આથી તેઓએ તેમને કોઈ પણ જાતની અટકાયત કર્યા વિના પસાર થવા દીધા. આમ ચાલતા ચાલતાં ધનગાલી નામક ગામમાં તેઓ આવી પહોંચ્યા. આ ગામમાં એક ઝંડા નામનો બાદશાહી મિસ્ત્રી રહેતો હતો. તે હથિઆર બનાવવામાં ઘણો પ્રવીણ હતો. ગુરુજીએ અહીં તેની પાસેથી કેટલાંક નવીન અને ઉત્તમ અસ્ત્ર-શસ્ત્ર ખરીધાં, તેમજ મિસ્ત્રીએ પણ પોતાના તરફથી ગુરુ સાહેબને એક કમાન, બાવીશ તીર, એક બેધારી તલવાર, અને બે ન-

ળીની એક પિસ્તોલ ભેટ આપી.

અહીંઆં કેટલાક દિવસ રહ્યા બાદ ગુરુ સાહેબ આગળ વધ્યા. હવે વળી બીજીવાર તેમને બાદશાહી સેના સામી મળી અને તેના તરફથી તેમને રોકવામાં આવ્યા. સાથીઓએ પ્રથમ માફક ઉત્તર દીધો, કે 'એ અમારા પીર છે, મુસલમાન છે.' પરન્તુ એ સેનાના અમલદારને કંઇક શક પડયો, તેથી તેણે કહ્યું, કે **"यदि मुसलमान हैं, और पीर हैं तो मेहरबानी करके मेरे दस्तरखानको सर्फ राज करें"** અર્થાત્ "મારી સાથે બેસી ખાણું ખાય."

મહા કઠિન કસોટીનો પ્રસંગ ઉપસ્થિત થયો! હિંદુ માન્યતા એવી છે, કે યવનસ્પર્શિત અન્ન ખાવાથી મનુષ્ય પતિત થઈ જાય છે. પરન્તુ ગુરુ સાહેબ તો પ્રથમથીજ આવી બાબતને બહુ વજન આપતા ન હતા. તેથી તથા જ્યારે પ્રાણ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે આત્મ સંરક્ષણને ખાતર જો કદાચ યવનસ્પર્શિત અન્ન ગ્રહણ કરવું પડ્યુ હોય તો તેના પ્રાયશ્ચિત્તનુ વિધાન હિંદુશાસ્ત્રમાં પણ છે, એવું સમજી તેમણે આ અવસરે મુસલમાને સ્પર્શ કરેલા અન્નનો સ્વીકાર કર્યો, અને એક આસનપર બેસી મુગલ સેનાપતિ સાથે ભોજન કર્યું.

અહીં એક વધુ વાત ધ્યાનમાં લેવાની છે અને તે એ કે માત્ર પ્રાણ બચાવવાના ઉદ્દેશથીજ તેમણે આ કાર્ય કર્યું નહોતું, જે વીરપુરુષ પોતાના પુત્રોને નજર આગળ વીરમોતે મરવા દઈ યુદ્ધમાં સમુખ રહીને પ્રાણાર્પણ કરવા ઇચ્છતા હતા, છતાં કેવળ શિષ્યોના ખાસ આગ્રહથીજ જેમણે આ નશ્વર શરીરને વધુ દિવસ ટકાવી રાખવાનું સ્વીકાર્યું હતું તે પુરુષ યવનસ્પર્શિત અન્નનું પ્રાશન કેવળ પ્રાણહાનિના ભયને લીધેજ કરે એ વાત કેમ માની શકાય? શરીરની રક્ષા તો એ મહાન્ ઉદ્દેશને ખાતરજ કરવાની હતી, કે જેને માટે સમુખ યુદ્ધ કરવાનુ તે છોડી દઈ તેઓ ગુપચૂપ રીતે આનંદગઢમાંથી નીકળી

આવ્યા હતા. તો વળી આ અવસરપર એક ક્ષુદ્ર બાબતને સારૂ, જરાપણ યુદ્ધ કર્યા વિના કે બે ચાર શત્રુઓના પણ સંહાર વિના જલ્લાદને હાથે પોતાનો શિરચ્છેદ કરાવવાની ભૂલ ગુરુ સાહેબ કેમ કરે? જો જલ્લાદના હાથથીજ મરવાનો તેમનો ઉદ્દેશ હોત તો પછી પોતાના પૂર્વજોથી વિચિત્ર પ્રકારની કાર્યપ્રણાલિ તેઓ શા માટે ચલાવત? તેમને તો વીરતા અને ભારતવર્ષની રાજનૈતિક અવસ્થાનું સત્ય સ્વરૂપ હિંદુ જાતિ સંમુખ ખડું કરવું હતું. એવા કાર્યના વ્રતધારીએ "સંજોગને વશ થઈ યવનસ્પર્શિત અન્ન ગ્રહણ કરવું યોગ્ય હતું કે નહિ" તેનો વિચાર વિવેકી જનો સ્વયં કરી શકે તેમ છે.

આ પ્રસંગે ગુરુ સાહેબ સામે બે પ્રશ્ન ઉપસ્થિત હતા:—"એક તો યવનનુ ઉચ્છિષ્ટ ખાઇ જાન બચાવવો, અને ભારતવર્ષના પુનરુદ્ધાર તથા ખાલસા ધર્મનાં સંરક્ષણ ખાતર શરીર કાયમ રાખવું; અને બીજો, યવનનુ અન્ન ભક્ષણ કરવાનો ઇન્કાર કરી જલ્લાદને હાથે કત્લ થઈ ભારતના ઉદ્ધાર અને ખાલસા ધર્મની રક્ષાના કાર્યમાંથી સદાને માટે હાથ ધોઈ નાખવા."

વાચક! તુંજ બતાવ, કે આવે સમયે શું કરવું ઉચિત હતું? જો કે આવા "આપદ્ધર્મ"નું પ્રાયશ્ચિત્ત થઈ શકે છે, પરન્તુ ગુરુ સાહેબે પાછળથી તેવો કોઈ પણ માર્ગ સ્વીકારી બ્રાહ્મણોની મુઠી ભરાવી હતી કે કેમ, તે બાબતનો કશો ઉલ્લેખ ઇતિહાસમાં જણાયો નથી; પરન્તુ માત્ર આ એકજ કાર્યને લીધે ગુરુ ગોવિંદસિંહને પોતાના સિદ્ધાંતોથી પતિત થયેલા, અથવા તો ન્યૂનઆત્મબળવાળા કહી શકાય નહિ. પછી તો, આજ કાલના ચુસ્ત હિંદુઓ, કે જેમને આવા રાજનૈતિક પ્રશ્નોની કસોટીમાં કસાવું પડયું નથી, તેઓ ભલે એ સંબંધમાં ગમે તેમ કહે!

ગુરુ સાહેબે ખાણાને ન્યાય આપ્યો તેથી સેનાનાયકની પ્રતીતિ

થઈ, કે તેઓ વાસ્તવિક રીતે મુસલમાનોના પીર છે, એટલે તેણે તેમને કોઈ પણ જાતની નડતર કર્યા વિના જવા દીધા. અહીંથી રવાના થઈ તેઓ આગળ જતાં હેહર કસ્બામાં મહંત કૃપાલદાસને ત્યાં આવી પહોંચ્યા. બાદશાહના ભયથી તેણે ગુરુ સાહેબને પોતાની પાસે ટકવા દીધા નહિ. તેને "તારો દિવસ પણ નજીકમાંજ છે" એટલું કહી ગુરુ સાહેબ આગળ વધ્યા. ખરેખર થયું પણ તેમજ. થોડા દિવસ પછી તે પ્રાન્તમાં એક મોટી ધાડ પડી. તેમાં મહંત સાહેબનો પણ હાથ છે, એવો આરોપ આવવાથી તેને ફાંસીને લાકડે ચઢવું પડયુ! આ પ્રમાણે પોતાની કરણીનું ફળ આપોઆપ મળી ગયુ!

ગુરુ સાહેબ કૂચ કરતા કરતા રાયકોટ નામના સ્થાને જઈ પહોંચ્યા. ત્યાંના જાગીરદારે તેમની ભારે આગતાસ્વાગતા કરી અને પોતાને ત્યાં ઉતર્યા. અહીં કેટલાક દિવસ થોભી જઈ ગુરુ સાહેબે વિશ્રાન્તિ લીધી. આ સ્થળના નિવાસ દરમિઆન એક શીખ સોદાગર તેમનાં દર્શને આવ્યો અને તેણે એક ઉમદા અરબી ઘોડો ગુરુ સાહેબને ભેટ કર્યો. રાયકોટના જાગીરદારે પણ એક અશ્વ અને કેટલાંક અસ્ત્ર-શસ્ત્રોની ગુરુ સાહેબને ભેટ કરી. આ સ્થળે ભાગી ગયેલા શીખોમાંના ઘણા ખરા પાછા આવી મળ્યા. તેમની પાસેથી એક પરમ દુઃખદાયક અને મર્મવિદારક સમાચાર ગુરુ સાહેબને સાંભળવા પડયા, જેનું વર્ણન હવે પછીના પ્રકરણમાં સ્પષ્ટ રીતે કરવામાં આવશે.



# પ્રકરણ ૯ મું.

## ધર્મને માટે અદ્‌ભુત બલિદાન–ગુરૂ સાહેબના બે કુમારોનું મૃત્યુ.

વાચકોને યાદ હશે, કે આનંદગઢનો કિલ્લો છોડતી વખતે ગુરુ સાહેબનાં માતુશ્રી તેમજ તેમના કેવળ નવ અને સાત વર્ષના બે સુકુમાર પુત્રો પણ સાથે હતા. બહાર નીકળતાંની સાથેજ જ્યારે મુગલ સેનાએ ગુરુ સાહેબપર એકાએક હલ્લો કર્યો, ત્યારે તેમનાં માતુશ્રી અને પેલા બે કુમારો ગુરુ સાહેબથી વિખુટા પડી ગયાં, તે પછી ગુરુ સાહેબના ઘરના એક ઘણા લાંબા વખતના બ્રાહ્મણ રસોઇઆની સાથે કેટલાક શીખો તેમની ડોલીને બચાવી ઘણે દૂર લઈ ગયા, અને તે જૂના નોકરને ભરોસે તેમને છોડી, તેઓ ગુરુ સાહેબની શોધમાં પાછા ફર્યા હતા.

અંધારી રાત્રિ અને બિયાબાન–સૂનસાન જંગલ; તેમાં કોઈ પણ ઠેકાણે એક પક્ષીની પાંખના ફફડાટનું ચિહ્ન સરખુ પણ જણાતું ન હતું. આવે વખતે ચાર મજુરો ગુરુ સાહેબની માતાની ડોળી ઉઠાવી ચાલતા હતા. સાથમા નવ અને સાત વર્ષનાં બે બાળક અને પેલો બ્રાહ્મણ રસોઇઓ હતો. ક્યાં જવુ અને શુ કરવું તેનો કંઈ પણ નિશ્ચય ન હતો.

દાદીમાએ બ્રાહ્મણ દેવતાને પૂછ્યુઃ–"મહારાજ, આપણે ક્યાં જઇએ છીએ ?"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો,–"ક્યાં જઇએ છીએ તેનું તો કંઈ નક્કી નથી, પણ હું ધારૂં છું કે જ્યાં સુધી કંઈ નિશ્ચય થાય નહિ,

અથવા તો ગુરુ સાહેબ તરફથી કાંઈ સમાચાર મળે નહિ ત્યાં સુધી આપ મારા મુકામમાં સ્વસ્થ રીતે રહી શકશો, અને ત્યાં આપને કોઇ પણ રીતની તકલીફ પડશે નહિ. હું ગુરુ મહારાજના ઘરનો પુરાણો સેવક છું, અને તેમના પિતાના સમયથી આપની સેવા—ચાકરી કરતો આવ્યો છું. મારાપર વિશ્વાસ રાખવામાં આપને કોઈ રીતે આગળ પાછળ જોવું પડે તેમ નથી.

આવી રીતે સમજાવતો મનાવતો એ બ્રાહ્મણ આ લોકોને પોતાને ઘેર લઇ આવ્યો. ઘણે દૂરથી આવેલાં આ યાત્રીઓએ કઇક ખાઇ પીને આરામ લીધો. બે દિવસ સુધી એ લોકો અહીં આનંદ-પૂર્વક રહ્યાં, પણ ત્રીજે દિવસે બ્રાહ્મણ દેવતાની દાનત બદલાઈ! હકીકત એવી હતી કે ગુરુ સાહેબની માતા પાસે એક ઝવેરાતની પેટી હતી, જેમાં ઘણાં મૂલ્યવાન રત્નના આભૂષણો હતાં. આ માલ કેટલાક લાખની કીંમતનો હતો. માતુશ્રી રાત્રિએ તેને ઓશીકા નીચે મૂકી સૂઈ રહેતાં. બ્રાહ્મણ દેવતાની નજર આ પેટીપર પડી ચૂકી હતી. એક દિવસ રાત્રે તેણે પેલી પેટી માતુશ્રીના માથા નીચેથી સરકાવીને ઉઠાવી લીધી, અને ઘરમાં કોઈ સ્થળે છુપાવી દીધી. "એક નિસ્સ-હાય અબળા શું કરી શકનાર છે? એ માલ હુ સહજમા ઓહીયાં કરી જઇશ." આવા વિચારમાને વિચારમાં તે બ્રાહ્મણ રાતભર સુખનાં સ્વપ્ન અનુભવવા લાગ્યો.

અહો સુવર્ણ! તારા મહિમાને પણ ધન્ય છે!! મોટા મોટા સત્પુરુષોને પણ તેં નીચે ગબડાવી પાડયા છે!!!

પ્રાતઃકાળે માતુશ્રી જાગીને જુએ છે તો પેટી મળે નહિ! તેઓ ઘણાં વ્યાકુળ થઈ ગયાં, અને આમતેમ શોધ કરીને તેમણે પેલા બ્રાહ્મણ દેવતાને તે સંબધે પૂછ્યું. ઉત્તરમાં તેઓ બોલી ઉઠયા, "હું તો જાણુતો પણ નથી કે આપની પાસે અમુક ચીજ હતી કે

નહિ? મારે આપની ચીજોની ભાંજગડજ શી?"

આથી તો માતાજી વધારે આશ્ચર્યચકિત થયાં, અને બોલ્યાં, "મહારાજ, આ મુકામમાં બીજું તો કોઈ આવતું પણ નથી, તેમ બાળકોએ ઉઠાવીને કંઇ તેને ફેંકીએ દીધી નથી, કારણ કે તેમણે તે દીઠીજ ન હતી, તો પછી પેટી જાય ક્યાં? આ તો મને ઘણું આશ્ચર્ય લાગે છે!"

બ્રાહ્મણ દેવતા તડૂકીને બોલ્યા, "તો શુ મેં લઇ લીધી? કેમ ન લઉં? જીવનું જોખમ વેઠી આપને અને આપનાં બાળકોને મારે ઘેર લાવીને રાખ્યાં તેનું આ ફળ! આજ બે પેઢીથી આપની નોકરી કરી રહ્યો છું, તેમાં એક રતિની ચીજ પણ કદી આઘીપાછી કરી નથી, ને આજે મારે માથે આ ચોરીનું આળ! હાય! સમય પલટાયો છે!! શુ તમને ખબર નથી કે તમો સર્વને ઘરમાં રાખીને મેં કેટલું બધું જોખમ માથે વહોરી લીધું છે? જો કોઇ બાદશાહના અધિકારીને એની ખબર થાય તો મારો અને તમારો સર્વનો જાન કેટલી વાર ટકી રહે?!! મેં આટલું જોખમ ખેડી તમને બધાંને મારે ત્યાં આશ્રય આપ્યો, અને પરિણામે ઉલટું ચોરીનુ લાંછન!! ધન્ય છે!! આજ વખતે જો થાણાપર જઇને હું તમારા સર્વનો પત્તો આપું તો કહો કેવું થઇ રહે? બાદશાહી શત્રુનાં સ્ત્રીપુત્રોની કેવી ગતિ થાય છે તેનો કદી તમે વિચાર કર્યો છે?"

આ સાંભળી માતાજી બહુ ડરી ગયાં, અને અત્યંત વિકળ થઇ બોલ્યાં, "મહારાજજી, મેં તો આપને કંઈ પણ કહ્યું નથી, માત્ર એટલુંજ કહેતી હતી, કે જો આપને તેની કંઈ પણ ખબર હોય તો તે કહો અથવા તો તેની શોધ-ખોળ કરો. ખેર, ગઇ તો ભલે, જવા દો. ફરીથી તેની ચર્ચા કરવામાં કંઇ સાર નથી. આપ કૃપા કરીને શાંત થાઓ, અને મારા જેવી અજ્ઞાન અબળાથી જો આપનો

કંઈ પણ અપરાધ થઇ ગયો હોય તો ક્ષમા કરશો; કારણ કે આ સમયે આપ મારા રક્ષક પિતા છો. તે આપજ જો મને આવી રીતે ભયભીત કરશો તો પછી મારૂં ઠેકાણુંજ ક્યાં રહેશે ?" આવાં આવાં વચન કહી સંભળાવી તેમણે બ્રાહ્મણ દેવતાને કંઇક શાંત પાડયા. માતુશ્રી ઘણાં ચતુર હતાં, તેમણે તેની ઉપર્યુક્ત અભાવસૂચક વાણીથી સમજી લીધું કે પેટી તેણેજ ચોરી છે; પણ આ અવસર કશું પણ કરવાનો કે સંભળાવવાનો ન હતો, અને તેથીજ તેઓ શાંત બની બેસી રહ્યાં.

માતુશ્રીના તો આવા હાલ હતા, પરન્તુ પેલો દુષ્ટ બ્રાહ્મણ મનમાં વિચાર કરવા લાગ્યો, કે "જો એ લોકો અહીંઆં રહેશે તો એ માલ મને પચી શકશે નહિ, અને આજે નહિ તો બે દિવસે પણ સઘળો ભેદ ખુલ્લો થશે; માટે સૌથી સારો રસ્તો હવે એજ છે, કે શહેરના કોટવાળને તેઓ અહીં છે એવી ખબર આપી દેવી. આમ થવાથી એ લોકો ઠેકાણે પડી જશે, અને હું આનંદમાં દિવસ ગુજારી શકીશ."

એવો વિચાર કરી એ નરાધમ એકદમ કોટવાળ પાસે પહોંચી ગયો, અને તેને ખબર કરી, કે "રાજવિદ્રોહી ગુરુ ગોવિંદસિંહનો પરિવાર ભાગી આવી મારે ત્યા ગુપ્ત રીતે રહ્યો છે. મેં તેને આશ્રય તો આપ્યો છે પણ એવી મતલબથી કે, તેને પકડાવી દેવો ! પરિવારમાં ગુરુ સાહેબની માતા અને તેમના બે પુત્રો છે, જેઓ હમણાં પણ મારે ત્યાંજ છે. હવે આપને જે ઉચિત લાગે તે કરો. હું બાદશાહની રૈયત હોઇને નિમકહરામ બની શકતો નથી, અને તેથી પ્રસંગ જોઇ આ ખબર કરૂં છું."

આ વૃત્તાંત સાંભળી કોટવાળ સાહેબે તરતજ પોતાના નોકરો સાથે તેને ત્યાં આવીને જડતી લીધી, અને ગુરુજીની માતા તથા તેમના બે

બાળકોને પકડી લેવામાં આવ્યાં. પકડાતાંજ માતુશ્રી પ્રથમ તો કંઇક આશ્ચર્યચકિત અને ભયભીત બન્યાં. પણ જ્યારે તેમને પૂર્વ હકીકતનું સ્મરણ થયુ ત્યારે તેઓ દૃઢતાપૂર્વક માત્ર એટલુંજ બોલ્યાં, કે "ગુરુ તેગબહાદુરની પત્ની અને ગોવિંદસિંહની માતા પણ કેવી રીતે મરવું તે સારી પેઠે જાણે છે!" વળી કોટવાળને કહ્યું, કે "તેં જ્યારે અમને પકડયાં છે, તો આ દુષ્ટને પણ પકડ; એણે મારી જવાહીરની પેટી ચોરી છે. એની જડતી લેવાથી તરતજ તેનો પત્તો લાગી જશે."

પછી કોટવાળે જ્યારે ઘરની જડતી લીધી ત્યારે એક અનાજના કુંડામાં સંતાડેલી પેલી પેટી મળી આવી. બ્રાહ્મણ દેવતાને પણ કેદ કરી, માતાજીને ડોળીમા બેસાડી અને ગુરુ સાહેબના એ નાના બાળકોને પહેરામાં રાખી કોટવાળ સર્વેને થાણાપર લઇ ગયો, અને તેણે રિપોર્ટ લખી પોતાના હાકેમ સરહિંદના સુબા ઉપર રવાના કર્યો. સુબાએ જવાબ મોકલ્યો કે "સવારોની સાથે પૂરતો બંદોબસ્ત રાખી એ લોકોને એકદમ આ તરફ મોકલી આપો." આ પ્રમાણેનો હુકમ મળતાં કોટવાળે બાર સવારોની દેખરેખ નીચે તેમને સુબા પાસે મોકલાવી દીધાં.

તેઓ સુબા પાસે પહોંચ્યાં એટલે તેણે તેમને એક કિલ્લાના બૂરજમાં રાખ્યાં, અને હવે તેમનું શુ કરવું તેના વિચારમાં તેણે આખી રાત ગાળી. બ્રાહ્મણ દેવતાને તેણે જતો કર્યો, અને પેલી જવાહીરની પેટીમાંથી ઉમદા ઉમદા માલ પોતે રાખી કેટલોક કોટવાળને આપ્યો. સરહિંદનો એ સૂબો ગુરુ ગોવિંદસિંહથી અનેકવાર હાર ખાઇને પરમ કષ્ટ પામ્યો હતો. હવે ગુરુ સાહેબનો નિસ્સહાય પરિવાર પોતાને કબજે પડયો છે અને પોતાને વેર વાળવાનો ખરેખરો પ્રસંગ મળ્યો છે એવું વિચારી તે દિવાન, મુસાહિબ, કાજી વગેરેને એકઠા કરી તેમની સલાહ પૂછવા લાગ્યો. સર્વેએ કહ્યું કે "દાવ તો

બહુજ સરસ હાથ આવ્યો છે, આ વખતે ગોવિંદસિંહના હૃદયપર એવો તો ફટકો લગાવવો જોઇએ કે તે ફરીથી માથું ઉંચકી શકેજ નહિ. પ્રથમ તો એ લોકો પાસે દીન ઇસ્લામ કબૂલ કરાવવો અને જો તેઓ તેમ ન કરે તો તેમને કત્લ કરાવવાં જોઇએ. આવું શરેહનું પણ ફરમાન છે." આવી રીતે મસલત કરી પેલા બે બાળકોને સુબાએ પોતાના દરબારમાં બોલાવી મગાવ્યા.

એ બંને બાળકોને જ્યારે માતુશ્રીથી વિખૂટા પડવાનો સમય આવ્યો, ત્યારે તેઓ ઘણાં બુદ્ધિમાન હોવાથી તેમને આગળ ઉપર ગુજરનાર અત્યાચારનો કંઇક કંઇક આભાસ થવા લાગ્યો. તેમણે પૌત્રોને ગળે વળગાડી તેમનાં મુખ ચૂમ્યાં, અને શિરપર હાથ મૂકી કહ્યું, "બેટા! કોઇ પણ રીતે ગભરાશો નહિ. તમારા ધર્મપર મુસ્તાક—અચળ—રહેજો. અકાલ પુરુષ તમારો રક્ષક છે" આટલું કહી તેમણે બાળકોને વિદાય કર્યા. તેઓ ચાલવા માંડતાં માતુશ્રીથી આંસુ રોકી શકાયાં નહિ, તેઓ ઘણાં વ્યાકુળ થઈ આક્રંદ કરવા લાગ્યાં. પછી "જો બાળકોપર કઇ આપત્તિ આવશે તો જરૂર પ્રાણ કાઢીશ." એવી દૃઢ પ્રતિજ્ઞા કરી થોડી વારે તેઓ કંઇક શાન્ત થયાં.

બન્ને સુકુમાર બાળકો—જેમાંનો મોટો નવ અને નાનો સાત વર્ષની વયનો હતો, તેઓને સુબાના દરબારમાં લાવવામાં આવ્યા. આ બંને બાળકો જાણે સિંહના બચ્ચાં નહિ હોય તેમ તદન નિર્ભયપણે અને નિસ્સંકોચ રીતે, આમતેમ જોતા કોઇને પણ માથું નમાવ્યા સિવાય દરબારમાં જઇને ખડા થયા. તેમની સુંદર અને સુકોમળ આકૃતિ જોઇ સઘળાનાં હૃદય ભરાઇ આવ્યાં.

જ્યારે એ બન્ને બાળકો દરબારમાં આવી હાજર થયા, ત્યારે કાજી અને સભાસદોની સલાહથી સરહિંદના સૂબાએ મોટા કુમાર જોરાવરસિંહને પૂછ્યું:—

"કેમ, જોરાવરસિંહ, તું મુસલમાન થવાનું પસંદ કરે છે કે?"

જોરાવરે કંઈ પણ જવાબ આપ્યો નહિ, અને મૌન ઊભો રહ્યો.

વળી સૂબાએ પૂછ્યું: "કેમ, તું કંઈ સાંભળતો નથી! મેં શું કહ્યું?"

જોરાવરઃ—"શું કહો છો?"

સૂબાઃ—હું એમ કહું છું કે તારે મુસલમાન થવું પડશે, અને અમારો બાદશાહી ધર્મ કબૂલ કરવો પડશે."

જોરાવરઃ—કંઈ કારણ?

સૂબાઃ—અમારા ધર્મગ્રંથનો એવો હુકમ છે કે, જેમ બને તેમ બીજા ધર્મના લોકોને પોતાના ધર્મમાં લાવવા. કહે, શો જવાબ દે છે? તને અમારો ધર્મ મંજૂર છે?

જોરાવરઃ—અમારો ધર્મગ્રંથ કહે છે કે, 'પોતાનો ધર્મ છોડવો નહિ,' તેથી હું મુસલમાન થવાને કબૂલ નથી.

સૂબાઃ—શું! ખરેખર તું અમારો ધર્મ નહિજ કબૂલ કરે?

જોરાવરઃ—ના, કદી પણ નહિ.

સૂબાઃ—સાંભળ, જો તું મુસલમાન બની જઈશ તો શહેનશાહના દરબારમાં તું મોટો ઇજતદાર ગણાઇશ. તેઓ તને પોતાની પાસે બેસાડશે, ઘણા ઘણા ઉમદા પોષાક અને ઝવેરાતનાં ઘરેણાં પહેરવા મળશે, હાથી, ઘોડા, તથા સેંકડો ગુલામ તારી તાબેદારીમાં હાજર રહેશે, અને ચહાય તેટલી ખૂબસુરત કુમારિકાઓ સાથે તું લગ્ન કરી શકીશ. હવે વિચાર કરી જો, શું આટલી મોજ ભોગવવાની તક મળે છતાં પણ તું મુસલમાન થવાને ખુશી નથી?

જોરાવરઃ—અમારા ગુરુનો એવો ઉપદેશ છે, કે "ધર્મ છોડવાથી કદાચ સ્વર્ગની પ્રાપ્તિ થતી હોય તો પણ તેને નરકસમાન જાણવી." આથી તમારી એ મોજને હું નરક સમજું છું.

સૂબાઃ—અરે, છોકરા ! તું શું પાગલ બની ગયો છે કે આમ છકી છકીને વાતો કરે છે? મુસલમાન નહિ થઈશ તો શું જાન ગુમાવીશ ?

જોરાવરઃ—જાન કેવી રીતે ગુમાવીશ ?

સૂબાઃ—અમારા ધર્મગ્રંથનો એવો હુકમ છે, કે જે ઇસ્લામ ધર્મ કબૂલ ન કરે તેને મારી નાખવો જોઇએ.

જોરાવરઃ—ત્યારે શું મારી સાથે યુદ્ધ કરવામાં આવશે ? ચલો, આ રહ્યો મારો હાથ, આપો તલવાર, ગુરુનો બચ્ચો યુદ્ધમાં જાન જવાથી ડરે તેમ નથી !

સૂબાઃ—અરે છોકરા, તું બિલકુલ ભોળો છે ! યુદ્ધ કરવુ જ નહિ પડે, જલ્લાદની તલવારથી તારૂં શિર કાપીને ફેંકી દેવાશે ! માટે હજી પણ જરા વિચાર કર અને સમજી જા. જો આ આપત્તિમાંથી બચ વાની ઇચ્છા હોય તો મુસલમાન થા, અને સર્વ એશઆરામ ભોગવ, નહિ તો જરૂર દુર્દશા થશે.

જોરાવરઃ—ખેર, શું મારા હાથમાં તલવાર નહિ આપે, અને એવીજ રીતે મારૂં માથું કપાવી મારી નખાવીશ? હાં! ઠીક છે, માતાજી કહેતાં હતાં, કે મારા દાદા ગુરુ તેગબહાદુરજી પણ એવી રીતેજ માર્યા ગયા હતા, પણ તેમણે મુસલમાન થવાનું કબૂલ કર્યું ન હતું. અરે પાપી! જરા સાંભળ, હું તેજ ગુરુનો પૌત્ર છું, હું પણ તેવી રીતે કત્લ થઇશ, છતાં મુસલમાન તો નહિજ થાઉં !

સૂબાઃ—મૂર્ખ છોકરા, તારા મગજમાં સેતાન ભરાયો છે કે શુ? આ નાની સરખી જીદને ખાતર જીવ કાં ખૂએ છે?

જોરાવરઃ—જો તું સમજદાર છે; તો તારી જીદ કેમ નથી છોડતો, અને શા માટે મને જબરદસ્તીથી મુસલમાન બનાવવા ચાહે છે ?

સૂબાઃ—અરે નાદાન ! શું મેં તને જણાવી દીધું નથી, કે એવું

અમારા ધર્મગ્રંથનું ફરમાન છે!

**જોરાવર**:—તો પછી ફરી ફરીને તું મને પણ શા માટે પૂછે છે? શું મેં તને કહી દીધું નથી, કે અમારા ધર્મગ્રંથનુ એવું ફરમાન છે અને ગુરુની એવી શિક્ષા છે, કે ચાહે તે થાય, ગમે એટલુ કષ્ટ સહી મરવાનો પ્રસગ આવે તો પણ "**ધર્મ છોડવો નહિ?**"

**સૂબા**:—નાહક શું કરવા જાન ગુમાવે છે?

**જોરાવર**:—નાહક તો તારા જેવા અધર્મીઓ મરશે, હું તો મારા ધર્મને માટે, સત્ય શ્રી અકાલ પુરુષના નામપર મરૂ છું અને એ કંઇ નાહક નથી. એવી રીતે મરવાનો મને ગુરુનો પણ ઉપદેશ છે. મારા કેટલાએ પૂર્વજો એને માટે પ્રાણ અર્પી ચૂક્યા છે, અને મારા પૂજ્ય પિતાજી પણ હજારો યવનોનો સંહાર કરી હજી પણ તેનીજ ખાતર પ્રાણ પાથરવા તૈયાર છે. તેમના કુળમાં જન્મ ધરીને, તેવા પિતાનો પુત્ર થઇને હું પ્રાણાર્પણ કરવાથી ડરૂં તો મને ધિક્કાર છે!

**સૂબા**:—તું ઘણો હઠીલો છે, ઠીક તને હુ ફરીથી એક કલાક મહેતલ આપુ છું. ખૂબ વિચાર કરી સમજીને જવાબ દેજે.

આવું કહી સરહિંદના સૂબાએ નાનો કુમાર ફતેહસિંહ જે કેવળ ૭ વર્ષનો હતો, તેને એકાંતમાં લઇ જઈ પૂછ્યુ:—"કેમ છોકરા, તને પણ તારા ભાઇની પેઠે મરવુ કબૂલ છે કે મુસલમાન થઇશ?"

એ વીર બાળકે પણ એજ જવાબ આપ્યો, કે "હું મુસલમાન શા માટે થાઉ? હું તો ભાઇનેજ અનુસરીશ."

આ જવાબથી સૂબો ઘણો આશ્ચર્યચકિત થયો. એકાંતમાં સર્વ સભાસદ અને કાજીઓ સાથે તે ફરીથી વિચાર કરવા લાગ્યો, અને બોલ્યો:—"ન જાણે ગોવિંદસિંહની શિક્ષામાં એવી તે શી જાદુઇ અસર છે, કે તે નાદાન છોકરાઓને પણ આટલા બધા જુસ્સાવાળા અને ધર્મચુસ્ત બનાવી દે છે!!"

એક સભાસદ:—"ગમે તેમ હો, પણ એની તાલીમ છે તો તારીફને લાયક !"

બીજો સભાસદ:—"અરે! શું કહો છો, આ છોકરાઓનું કામ જોઇને મારી તો અક્કલજ બહેર મારી ગઇ છે."

ત્રીજો:—"અરે! આ છોકરાઓએ તો એવું કરી બતાવ્યું છે, કે જે કરવું મોટા મોટા જવાંમર્દોને માટે પણ મુશ્કેલ થઈ પડે!"

ચોથો:—"આવા છોકરાઓને હેરાન કરવા એ માણસાઇથી વિરુદ્ધ છે."

વળી કોઈ પાંચમો સભાસદ બોલી ઉઠયો, "એ છોકરાઓ માણસ નહિ પણ કોઇ પીર છે, પીર."

આ પ્રમાણે સભામાં તરેહ તરેહની વાતો થવા લાગી.

એટલામાં એક લાંબી દાઢીવાળા કાજી સાહેબે કહ્યું, કે "ગમે તેમ હોય, પણ આખરે સાપનાં બચ્ચાં તરફ દયા હોયજ નહિ, જો તે પાક દીનઇસ્લામ કબૂલ ન કરે તો તેમને કત્લ કરવા એજ મુનાસિબ છે. શરેહનો પણ એવોજ હુકમ છે."

ઘણા વિચારને અંતે આખરે સૂબાએ કહ્યું:—"ઠીક, તેમને એકદમ કત્લ ન કરાવી દેતાં, આખરની ઘડી સુધી દીનઇસ્લામ કબલ કરવાની તક આપવી જોઇએ. કોઈ એવી યુક્તિ શોધી કહાડવી કે જેથી મોતને સમીપ ઉભેલું દેખાડી તેને મુસલમાન થવાનું કહી શકાય અને એમ થતાં સંભવ છે કે મરણ ભયથી છોકરાઓ કદાચ સમજી પણ જાય. છતાં છેવટે જો નહિજ માનશે તો શરેહના હુકમ પ્રમાણે તો વર્તવાનું છેજ."

આવો વિચાર કરી, સર્વે એવા નિશ્ચયપર આવ્યા, કે બને ભાઇઓને પાસપાસે ઉભા રાખી, તેમના પગથી માંડીને ચારે તરફથી ઇંટોની ભીંત ચણવી શરૂ કરવી, અને વચમાં વચમાં તેમને મુસલાન થવાનું

કહેતા જવું. ચણાતાં ચણાતાં અંતમાં જ્યારે ગળા સુધી આવે, છતાં પણ જો ન માને, તો દિવાલને છેક માથા સુધી વધારી લેવી, અને તેમને જીવતા જ દાટી દેવા ! !

ધિક્કાર છે ! નર પિશાચો, તમારી યુક્તિને, અને ફિટકાર છે તમારી નીચ વૃત્તિને ! ! !

આ નિશ્ચય આખરનો ઠર્યો અને તરતજ એ નિસ્સહાય સાત અને નવ વર્ષના બાળકોને બોલાવી ઉભા કરવામાં આવ્યા. તેમને ઉક્ત શિક્ષાનું સ્વરૂપ સમજાવી પૂછવામાં આવ્યું, "કહો, તમે સારી રીતે વિચાર કરી જોયો ? હવે દીનઇસ્લામ કબૂલ કરશો ?"

ઉત્તરમાં મોટા કુમારે કહ્યું, "ઘણા વખત પહેલાંથીજ વિચાર તો કરી મૂક્યો છે, મોત કબૂલ છે, પણ ધર્મ ત્યજવો કબૂલ નથી !"

હવે સુબાએ ઇસારો કર્યો, અને એ બાળકોને ભીંતમાં ચણી લેવાની તૈયારી થઇ રહી ! શહેરના કોટની એક ભીંત પાડી નાખી—તે પર એ બે બાળકોને ઉભા કરવામાં આવ્યા અને ચણતર શરૂ થયું !

જ્યારે ઘુંટણ સુધી દિવાલ પહોંચી ત્યારે જોરાવરને પૂછવામાં આવ્યું, "જો તું મુસલમાન થવાનું કબૂલ કરીશ તો હજી પણ બચી શકે એમ છે." ઉત્તરમાં તેણે કહ્યું, "વારવાર મિથ્યાપ્રલાપ શા માટે કરો છો ? મને મારા ઇષ્ટદેવનું ધ્યાન ધરવા દો."

ચણતર કમર સુધી આવી લાગ્યું ! સઘળા સભાસદો ચકિત થઇ પુતળાં જેવા ઉભા ઉભા આ હૃદયવિદારક દૃશ્ય જોઈ રહ્યા હતા ! સૂબાએ ફરીથી પૂછ્યું, "કેમ છોકરા, હજી પણ જો તારો વિચાર બદલાયો હોય તો જાન બચે એમ છે."

જોરાવરઃ—"અરે નરાધમ, ચૂપ રહે, બકવાદ નહિ કર."

હવે તેણે ઇસારો કર્યો અને ચણતર કમરથી ઉપરના ભાગમાં વધવા લાગ્યું. નાનો કુમાર ફતેહસિંહ પવન વિના સ્થિર રહેતા

દીપકની માફક, પ્રસન્ન મનથી ઉભો ઉભો પોતાના મોટા ભાઇના દૃઢ ઉત્સાહપૂર્ણ મુખ તરફ જોઇ રહ્યો હતો.

જોરાવરે પોતાના નાના ભાઇ તરફ જોઈ કહ્યું, "કેમ ભાઇ, શા હાલ છે? કંઈ ચિંતા તો નથી ને?" નાના ભાઇએ ઉત્તર આપ્યો, "નહિ ભાઈ, કશી પણ ચિંતા નથી, સત્ય શ્રી અકાલ પુરુષના ચરણમાં હવે જલદીજ પહોંચી જઇશું, તેથી અત્યાનંદ થાય છે; કારણ કે કે પિતાજીએ કહ્યું હતું, કે જે દિવસે આપણે સર્વ લોક એ અકાલ પુરુષનાં ચરણકમલને પ્રાપ્ત થઇશું તે દિવસ ધન્યભાગ્યનો હશે."

મોટા ભાઇએ પુછ્યું, "કહે ભાઈ, પિતાજીનાં કયાં વચનો તને આ સમયે શાંતિ આપી રહ્યાં છે?"

ફતેહસિંહ બોલ્યો, ભાઈ! સાંભળોઃ—

**चित्त चरण कमलका आसरा, चित्त चरण कमल संग जोडिए।**
**मन लोचे बुराइयां गुरु, शब्दी यह मन होडिए ॥**
**बांह जिन्हादी पकडिए, सिर दीजिए बांह न छोडिए।**
**गुरु तेगबहादुर बोलिया, धर पइये धर्म न छोडिए ॥**
**चिंता ताकी कीजिए, जो अनहोनी होय।**
**यह मारग संसार में, नानक थिर नहि कोय ॥***

---

* એનો ભાવાર્થ એવો છે કેઃ—

ચિત્તને સાચો આશરો પ્રભુના ચરણકમલનોજ છે, તેને પ્રભુના ચરણકમલ સાથેજ જોડવું. મનમાંની બુરાઇઓને ગુરુના શબ્દો—ગુરુના શિક્ષણવડે કહાડી નાખવી—મનને જીતવું. માથું આપવું પણ જેની બાહે ધરી હોય તે કદી છોડવી નહિ. ગુરુ તેગબહાદુરજીનું વચન છે કે ગમે તે સહન કરવું, પણ ધર્મ છોડવો નહિ.

ચિંતા તો જે આ સંસારમાં કદી ન બન્યું હોય તેવું બને તેની કરવાની છે. ગુરૂ નાનક કહે છે કે આ સંસારનો માર્ગજ એવો છે કે કોઈ સ્થિર રહેતુંજ નથી!

આ સાંભળી મોટા કુમારે કહ્યું:—"ધન્ય છે, ધન્ય છે!"

ચણતર પ્રથમની પેઠે જારીજ હતું. દિવાલ છાતી સુધી જઈ પહોંચી. વળી સૂબાએ પુછ્યું, "કહો છોકરાઓ, જો હજી પણ મુસલમાન થવાનું કબુલ કરતા હો તો દિવાલ તોડી તમને બહાર કાઢી શકાય તેમ છે."

કુમારે ઉત્તર આપ્યો, "ચૂપ રહે પાપી, કહીએ છીએ કે વારંવાર વાહ ગુરુના ધ્યાનમાં વિઘ્ન ન નાંખ!"

દિવાલ ગળાં સુધી આવી પહોંચી! ફરીથી સૂબાએ જોરથી ચિડાઈને કહ્યું:—"અરે છોકરાઓ, હવે માનો, હજી પણ વખત છે."

ઉત્તરમાં કુમાર માત્ર આટલુંજ બોલ્યા, "ધિક્કાર છે, ધિક્કાર છે તને!" બંને ભાઈઓ ૐ ૐ ના ઉચ્ચાર કરવા લાગ્યા. દિવાલનું ચણતર કામ ચાલુજ રહ્યું! થોડે થોડે કરતાં તે નાક સુધી આવી પહોચ્યુ! બાળકોએ આંખો પહેલેથીજ બંધ કરી દીધી હતી! મસ્તક ઉપર પણ દિવાલ ફરી વળી! પ્રથમ જરા ગુંગળાટ પછી કંઇક મૂર્છા ને છેવટે એકદમ અંધકાર!!

ધન્ય! ધન્ય! આવા વીર આત્માઓને! સો સો વાર ધન્ય છે આવી આદર્શ-શિક્ષાને!! અને ધિક્કાર છે પેલા નરાધમ અને હૃદય-શૂન્ય નરપિશાચોને, કે જેમણે નિસ્સહાય બાળકોને આવી ક્રૂર રીતે મારી નાંખ્યા!

જ્યારે બન્ને બાળકોને મારી નાંખવામાં આવ્યા છે એવા વૃત્તાંત માતુશ્રીને કાને આવ્યા કે તરતજ તેઓ મણિ વિનાના નાગની પેઠે મૂર્છિત થઈ ધરણીપર ઢળી પડયાં, અને ગાંડાંની માફક, જે બુરજ પર તેમને રાખવામાં આવ્યાં હતાં તેનાપરથી પડતું મૂકીને તેમણે પ્રાણ તજ્યા! હા! ગુરુ ગોવિંદસિંહના નિસ્સહાય પરિવારનો આ પ્રમાણે અંત આવ્યો!

# પ્રકરણ ૧૦ મું.

## સ્થિતિ-પરિવર્તન.

ગુરુ સાહેબે જ્યારે પોતાના નિસ્સહાય વીરપુત્રોના ધર્માર્થ બલિદાનના સમાચાર શિષ્યદ્વારા જાણ્યા ત્યારે પ્રથમ તો તેઓ ભારે શોકમાં લીન થયા, પરન્તુ પછીથી તેઓ કુમારોની દૃઢતા, નિડરતા અને ધર્મપરાયણતાને માટે વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા. ગુરુ સાહેબની સાથેના સર્વ મનુષ્યો આ હૃદયવિદારક સમાચાર સાંભળી ચોધાર અશ્રુ સારવા લાગ્યાં. "નિસ્સહાય બાળકોને આવી નિર્દયતાથી મારી નંખાવવાનો કઇ શરેહનો હુકમ છે? ધિક્કાર છે, એવા અત્યાચારીઓને!" એમ કહી ગુરુજીએ એક કુશ-દર્ભ-ઉખેડી લીધો.

શિષ્યોએ પૂછ્યું:-ગુરુ મહારાજ! એ કુશ આપે શા માટે ઉખેડયો?

ગુરુજીએ ઉત્તર આપ્યોઃ-ભાઇઓ, તમે એમ સમજશો નહિ કે મેં કુશજ ઉખેડયો છે, પરન્તુ સમજો કે મુસલમાની રાજ્યની જડ ઉખેડી નાખવામાં આવી છે! જે રાજાના રાજ્યમાં નિરાધાર બાળકોપર આવો અમાનુષિક અત્યાચાર થાય છે, તેનું રાજ્ય હવે ગયુંજ છે એમ સમજજો. મુગલોના અત્યાચાર અને ધર્માંધતાનો ઘડો ભરાઇ ચૂકયો છે, હવે તેનાં ફળ ચાખવાનો સમય આવ્યો છે. એટલુંજ નહિ પણ એવો ભાસ થાય છે, કે હવે થોડાજ દિવસોમાં એ રાજ્ય નષ્ટ-ભ્રષ્ટ થઈ જશે! સરહિંદનો સૂબો કે જેણે આ અત્યાચાર કર્યો છે, તેનું મરણ ઘણી દુર્દશાપૂર્વક થશે, અને તેના નગરને આ શીખ લોકો ખેદાન-મેદાન કરી ભસ્મીભૂત કરશે. હવે ઝાઝી વાર નથી. મુસલમાની રાજ્યનો વિનાશકાળ બહુજ સમીપ આવી પહોંચ્યો છે."

ગુરુ સાહેબનો આ ઉગ્ર શાપ સાંભળી રાયકલ્લાનો હાકેમ કે જે મુસલમાન હતો, અને ખરા મનથી ગુરુ સાહેબનો ભક્ત હતો, તે હાથ જોડી બોલ્યોઃ–" મહારાજ, આ શાપ તો આપે મુસલમાન માત્રને દઈ દીધો, પણ મેં તો આપનો કશોએ અપકાર કર્યો નથી, ઉલટી ખરા જીગરથી આપની સેવા કરી છે !! "

એનાં વચન સાંભળી ગુરુ સાહેબ બોલ્યાઃ–" એ શાપ તારા જેવા કલ્યાણકારી પુરુષોને માટે નથી, તે તો અત્યાચારી નરાધમોને માટેજ છે. જેવી જેની કરણી તેવીજ તેની પાર ઉતરણી. છતાં પણ જો તારા મનમાં ખટકો રહેતો હોય તો લે, તને હું મારી આ તલવાર આપું છું; જ્યાં સુધી તારા કુળમાં એ ખડ્ગની પૂજા થતી રહેશે, ત્યાં સુધી તારો વૈભવ અખંડ રહેશે."

તેપરથી રાયકલ્લાના હાકેમે સાદર ગુરુ સાહેબનુ ખડ્ગ લઇ તેની પ્રતિષ્ઠા કરી, અને એવું કહેવાય છે, કે જ્યાં સુધી તેના કુળમાં એ ખડ્ગની પૂજા ચાલુ રહી ત્યાં સુધી તેના વંશજોનો વૈભવ અચળ જ રહ્યો. સરહિંદના સૂબાના સંબંધમાં ગુરુ સાહેબનો શાપ અક્ષરે અક્ષર ખરો પડયો જેનો હેવાલ વાંચકોને આગળપર વિદિત થશે.

રાયકોટમાં કેટલાક દિવસ સુધી નિવાસ કર્યા પછી ગુરુ સાહેબ દીના નામના ગામમાં ગયા. અહીંઆં તેમના એક પ્રિય શિષ્ય લક્ષ્મીધર ચૌધરીએ તેમનો ઘણો સત્કાર કર્યો, અને ખામગઢ નામના એક કિલ્લામાં ઉતારો આપ્યો. ગુરુ સાહેબ અહીં આવી પહોંચ્યા છે, એવા સમાચાર આખા માળવા દેશમાં ફેલાઈ ગયા, અને દૂર દૂરથી શિષ્યો ભેટ–પૂજા લઈ આવવા લાગ્યા. ભાઈ રૂપાના કુંટુંબીઓ ધર્મચંદ, અને પ્રેમચંદ શ્રદ્ધાપૂર્વક ગુરુ સાહેબનાં દર્શને આવ્યા. તેમણે કેટલાક ઘોડા તથા પુષ્કળ ધન અને રત્નો ગુરુસાહેબને ભેટ કર્યાં; એટલુંજ નહિ પણ કોઇક સમયે ગુરુ હરગોવિંદજી સાહેબ અનામત તરીકે

તેમની પાસે ઘણાં અસ્ત્ર-શસ્ત્ર મૂકી ગયા હતા, તે પણ તેમણે ગુરુજીને સોંપી દીધાં. નિત્ય સેંકડો શીખ લોકો નાના પ્રકારની ભેટ પૂજા લઇ તેમનાં દર્શને આવવા લાગ્યા, જેથી થોડાજ દિવસોમા પુનઃ તેમનો રાજસી ઠાઠમાઠ જેવો હતો તેવોજ જામી ગયો, પણ માર્યા ગયેલા પુત્રોનો શોક તેમને નિત્ય સાલતો હતો.

ત્યાર પછી ગુરુ સાહેબે ફારસીમાં એક કવિતા રચી, જેમાં સરહિંદના સૂબાએ કરેલા અત્યાચારના અને નિરાધાર બાળકોને મારી નાંખ્યાના ઝમકદાર ભાષામાં વર્ણન ઉપરાંત ન્યાયને માટે બાદશાહને પ્રાર્થના કરવામાં આવી હતી.

આ પ્રાર્થનાપત્ર લઇને ભાઈ દયાસિંહ વગેરે પાંચ શીખોને તેમણે બાદશાહ પાસે દિલ્લી મોકલ્યા. આ પત્રને ખાલસા પંથમાં જફરનામા (વિજયપત્ર) કહેવામાં આવે છે. એ લોકો આ પત્ર લઇને દરબારમાં હાજર થયા, અને સમય જોઈ બાદશાહ આગળ તે પત્ર રજુ કર્યો; પરન્તુ ક્રૂરબુદ્ધિ ઔરંગજેબે તેનાપર જરાએ ધ્યાન આપ્યું નહિ. આથી ગુરુ સાહેબના દૂતો નિરાશ થઇ પાછા ફર્યા.

શહેનશાહ ઔરંગજેબપર એ પત્ર પાઠવી, ગુરુ સાહેબ માલવા દેશનાં ભિન્ન ભિન્ન નગરો અને ગામોમાં ઉપદેશ કરતા કરતા કોટકપૂરામાં આવી પહોંચ્યા. અહીંનો અધિકારી બાદશાહ તરફથી ચોરાશી ગામનો તહસીલદાર હતો. તેણે ગુરુ સાહેબને આદરપૂર્વક પોતાની પાસે રાખ્યા, અને કેટલીક ભેટ સામગ્રી પણ ધરી. ગુરુ સાહેબે કેટલાક દિવસ સુધી અહીં રહ્યા પછી એક દિવસ તહસીલદારને કહ્યું, "કેટલાક દિવસને માટે જો તમારો કિલ્લો મને સોંપો તો ઠીક."

ગુરુ સાહેબનાં વચન સાંભળી એ કાયર પુરુષ ભયભીત થઇને બોલ્યો:—"મહારાજ, હું બાદશાહનો નોકર છું તેથી મેં આપને

અહીં રાખ્યા એ પણ એક નિયમ વિરુદ્ધનુંજ કાર્ય થયું છે; તેમાં વળી જો હું આપને કિલ્લો આપું તો પછી બાદશાહ મને જીવતોજ કેમ રહેવા દે ! વળી આપ જયારે આનંદગઢ જેવો મજબૂત કિલ્લો પણ બાદશાહ સાથેના વિરોધમાં સાચવી શકયા નથી, તો પછી આ કિલ્લો તે કેવી રીતે સંભાળી શકશો ? ”

તેનાં આવાં વ્યંગ્ય વચન સાંભળી ગુરુ સાહેબ બહુજ નારાજ થયા, અને બોલ્યાઃ—“જે પ્રાણના ભયને લીધે તેં મારી વાત સ્વીકારી નથી, તે પ્રાણ સદાયે રહેનાર નથી. કોણ કહી શકે તેમ છે કે થોડાજ દિવસમાં તારે સઘળું છોડીને પરલોકયાત્રા કરવી પડશે ? સઘળું છોડી મોતને અધીન થવાનું તો એક દિવસે છેજ, પરન્તુ આ સમયે જો તેં મારી વાત માની હોત તો ભારતનું મોટું કલ્યાણ થાત, અને તું પણ કીર્તિ-લાભ પામત. પણ એ વાત તેં માન્ય કરી નહિ, જેનું ફળ એની મેળેજ તને મળશે.

થોડા દિવસમાં ગુરુજીની વાણી સફળ થઈ ! એ કોટકપૂરાનો હાકેમ એક પઠાણના હાથે ઘણી દુર્દશા પામી માર્યો ગયો, અને તેની માલમિલ્કત તથા કિલ્લો વગેરે સર્વ કંઈ તેના વારસોના હાથમાંથી જતાં રહ્યાં.

ગુરુ સાહેબે તત્કાળ એ સ્થાન છોડયું, અને ઢલવા નામના ગામમાં આવી રહ્યા. તેમના આગમનના સમાચાર સાંભળી કૌલ નામનો એક સોઢી ક્ષત્રિય-જે ગુરુ સાહેબના એક પૂર્વજ પૃથિવીચંદના વંશનો હતો, તે-તેમનાં દર્શને આવ્યો. તેણે બે ઘોડા, તથા શ્વેત નવીન વસ્ત્રની કેટલીક જોડ ગુરુ સાહેબને ભેટ કરી અને હાથ જોડીને પ્રાર્થના કરી, કે “ હવે આપને આ મુસલમાની નીલાં વસ્ત્ર પહેરી રાખવાની કંઇ જરૂર નથી, તેનો ત્યાગ કરી આપ હવે શ્વેત વસ્રો પહેરવાની કૃપા કરો. ”

ગુરુ સાહેબે એ વૃદ્ધ પુરુષનાં વચનનો સ્વીકાર કર્યો અને નીલ વસ્ત્રો ઉતારી, શ્વેત વસ્ત્રો સજ્યાં; અને નીલ વસ્ત્રને ફાડી ફાડી **“ नीले वस्त्र ले कपडे फाडे, तुरुक पठानी अमल गया ”** એમ કહેતા કહેતા તેને અગ્નિમાં હોમી દીધાં.

વાચકોને યાદ હશે કે કેટલાક શીખ લોકો ગુરુજીની આજ્ઞા ન માનતાં, પ્રતિજ્ઞાપત્રપર સહી કરી આનંદગઢ છોડીને ચાલ્યા ગયા હતા. તેઓ જ્યારે પોતપોતાને ઘેર ગયા ત્યારે લોકો તેમને બહુજ ધિક્કારવા લાગ્યા. કોઈ કહેવા મંડયા, કે “જે ગુરુએ તમને પશુમાંથી માણસ બનાવ્યા, હળ જોતરવામાંથી તલવાર પકડતાં શીખવ્યું, પતિતમાંથી વીર બનાવ્યા, તેમનો સાથ આવા સંકટ-સમયમાં છોડીને તમે નિમકહરામ થયા છો, ધિક્કાર છે તમને ! ”

કેટલાક કહેવા લાગ્યા, “જ્યારે જીવન, ધન, અને આત્મા સોંપી દઈ મન, વચન, અને કર્મથી ગુરુનાજ થઇ ચુકયા તો પછી તેમનો સંગ છોડી દેવો એ તો નરાધમોનું કામ છે.”

કોઈએ એમ પણ કહ્યું, કે “જે ગુરુ ગોવિંદસિંહે સઘળી જાતના સુખને લાત મારી યુદ્ધમાં પોતાનાં પુત્ર રત્ન ખોયાં છે, નાના પ્રકારના કલેશ સહ્યા છે, અને આપણુ લોકોના ઉદ્ધારની ખાતર શહેનશાહ ઔરંગઝેબ જેવા પ્રબળ શત્રુથી વૈર બાંધ્યું છે તેમનો સંગ છોડવામાં તમે લોકોએ મહા કૃતઘ્નતા વાપરી છે.”

કોઈએ એવું મહેણું માર્યું, કે “જે મહાત્માએ ધર્મ અને દેશને માટે સર્વસ્વ અર્પણ કરી દીધું છે, ધર્મરક્ષા અને દેશોન્નતિ સિવાય અન્ય વાતમાં જેનું ચિત્ત સરખું પણ ચોંટયું નથી, જે નાના પ્રકારનાં વિઘ્નો અને આપત્તિઓને સહેવા છતાં પોતાના મહાન ઉદ્દેશ પર ખડકની પેઠે નિશ્ચળ રહ્યા છે, એવા મહાપુરુષનો સંગ-અને તે પણ આવા કટાકટીના સમયમાં-છોડવામાં તમે લોકોએ મહા

અન્યાય કર્યો છે! જાઓ, અમે તમારા જેવા નરાધમોનું મોં જોવા પણ ઇચ્છતા નથી."

એ લોકો જ્યાં જ્યાં જતા, અથવા તો જે જે મિત્રો કે સ્નેહીઓને મળતા ત્યાં ત્યાં તેઓને ફિટકારજ મળતો, ચારે તરફથી તેમનાપર ફિટકારનો વર્ષાદ વરસવા લાગ્યો. હવે તો એ લોકોને પણ ભારે ખેદ થયો, અને સર્વેએ એકઠા થઇ વિચાર કર્યો, કે "આપણાથી ઉતાવળમાં મહા અન્યાય થઇ ગયો છે, ઈશ્વરતુલ્ય ગુરુદેવ સાથે આપણે મહા અનુચિત વ્યવહાર કર્યો કે યુદ્ધને પ્રસંગે તેમનો સંગ છોડી આપણે ચાલ્યા આવ્યા! માટે હવે જે રીતે આ કલંકનો ડાઘ ધોવાઇ જાય તેમ કરવું જોઇએ. અને ગુરુ સાહેબ જ્યાં હોય ત્યાં જઈ તેમની પાસે આપણા અપરાધની ક્ષમા માગવી જોઇએ; તેઓ દયાળુ છે અને આપણને જરૂર ક્ષમા કરશે."

આ રીતે મસલત ચલાવી એ લોકો ગુરુ સાહેબ તરફ રવાના થયા. જો કે એ લોકો ગુરુ સાહેબ પાસે પહોંચી ગયા હતા, છતાં બહુજ ભીડ હોવાને લીધે તેઓને હજી સુધી તેમની પાસે જઈ ક્ષમા પ્રાર્થવાનો અવસર મળ્યો ન હતો. છતાં ગુરુજીની જાણમાં એટલું તો આવી ચુક્યું હતું, કે એ લોકો આવ્યા છે. કેવા ઉદ્દેશથી આવ્યા છે, તે વિષે હજી સુધી કંઇ વાત થઇ ન હતી.

આ તરફ સરહિંદના સૂબાને એવા સમાચાર મળ્યા, કે માળવા દેશમાં જઈ ગુરુ ગોવિંદસિંહ પાછું લશ્કર ભેગું કરવા લાગ્યા છે. તેથી તે પાછલો અનુભવ યાદ કરીને વિશેષ સાવધાન થયો. "ગુરુ સાહેબ યથેષ્ટ બળ પ્રાપ્ત કરી લેશે તો પછી તેને દબાવી દેવાનું કઠિન થઇ પડશે," એવા વિચારથી તે એક હજાર માણસનું લશ્કર લઇ એકદમ તેમનાપર ચઢી આવ્યો. નિમકહલાલી બતાવવાને કોટકપૂરાનો હાકેમ પણ તેમાં સામેલ થઇ ગયો.

આ ચઢાઇના સમાચાર ગુરુ સાહેબને પહેલેથીજ મળી ચૂક્યા હતા. તેઓ પણ યુદ્ધની તૈયારી કરવા લાગ્યા. પેલા ક્ષમાપ્રાર્થી શીખોએ જોયું, કે "ચાલો, ઉમદા તક પ્રાપ્ત થઇ છે, આ વખત એવો છે, કે વગર કહ્યે ગુરુજીની ખાતર પ્રાણ સમર્પી આપણે કલંક ધોઈ શકીશું." જાટ લોકો ગુરુ સાહેબને સાહાય્ય કરવાને મોટા પ્રમાણમાં આવ્યા હતા, તેમને ગુરુ સાહેબે યુદ્ધના સ્થળ વિષે પૂછતાં તેઓએ કહ્યું, કે અહીંથી થોડે દૂર બગહાંની સમીપ ખદરાના નામનું એક તળાવ છે, તે સિવાય યુદ્ધને માટે બીજું કોઇ લાયક સ્થળ નથી. વળી તેની નજદીક એક ઉચી ટેકરી પણ છે. હંમેશાં અગમચેતી રાખનારા ગુરુ સાહેબ એ સ્થાને તરતજ જઇ પહોંચ્યા. તળાવ અને ટેકરી સિવાય આ સ્થળે માઇલોના માઇલ સુધી ચારે તરફ ઉજ્જડ મેદાનજ હતું. તેમાં કોઇ પણ ઠેકાણે કૂપ, વૃક્ષ કે ઝરા જેવું કશુએ ન હતું. આ સ્થાનમાં ગુરુ સાહેબ તળાવ અને ટેકરીપર મોરચો બાંધીને બેઠા. સાથે પેલા ક્ષમાપ્રાર્થી શીખો પણ હતા. તેમણે ગુરુ સાહેબના કહેવા પૂર્વેજ પોતાનો મોરચો સર્વથી આગળ બાંધ્યો અને સરહિંદના સૂબાની સેના નજરે પડતાંજ તેમણે એકદમ જબરો શૌર્યપૂર્ણ હુમલો કર્યો. બે બાજુએથી તલવારો ઉછળવા લાગી. ગુરુ સાહેબ પણ ટેકરીપર રહ્યા રહ્યા સચોટ તીરોનો વર્ષાદ વરસાવવા લાગ્યા. તીર, તલવાર, ગોળા, અને ગોળીઓની વૃષ્ટિ વચ્ચે પણ શીખો આગળ વધવા લાગ્યા.

પેલા ક્ષમાપ્રાર્થી શીખ લોકો આ યુદ્ધમાં સહુથી આગળ હતા. તેમણે દુશ્મનોને હાથ બતાવવામાં જરા પણ બાકી રાખી ન હતી. એક એક જવાન પાંચ પાંચ દશ દશ યવનોને યમલોક પહોંચાડી ટુકડે ટુકડા થઇને રણભૂમિમાં પડતા હતા પણ કોઇએ પાછું પગલું ભરવાનું નામ પણ દીધું નહિ ! એમની દેખાદેખીથી ગુરુ સાહેબની બાકીની સેના પણ ઉત્સાહમાં આવીને લડી. જો કે સરહિંદના સૂબાએ કમર

કસીને કેટલીએ વાર જોસપૂર્ણ હુમલા કર્યા, પણ પહાડની પેઠે અડગ ઉભા રહેલા એ ચાળીશ વીરોએ એવી તો તલવાર ચલાવી, કે તે એક ઇંચ પણ આગળ વધી શકયો નહિ. ગુરુ સાહેબ પણ વચમાં વચમાં પોતાનાં સચોટ શરસંધાનથી દુશ્મનોના સેંકડો સિપાઇઓનો કચ્ચરઘાણ વાળી રહ્યા હતા! કેવળ તેમના એકલાનાંજ તીરોના મારાથી સેંકડો દુશ્મનો માર્યા ગયા હતા તેમજ કેટલાક ઘાયલ થઇ પડયા હતા; છતાં પણ એ દિવસે આ ચાળીશ વીરોના જેવું યુદ્ધ બીજા કોઈ પણ કરી શકયા નહિ! ગુરુ સાહેબ પણ પોતાના મનમાં ધન્ય ધન્ય બોલવા લાગ્યા. એ રીતે યુદ્ધ ચાલતાં ચાલતાં સંધ્યાકાળનો સમય થયો, ત્યારે સૂબાએ કોટકપૂરાના હાકેમને પૂછ્યુ, "મારી સેના બહુજ તરસી થઈ ગઈ છે, અહીં આસપાસ કોઈ ઠેકાણે પાણી છે કે નહિ?"

હાકેમે ઉત્તર આપ્યો, "દશ દશ ગાઉ સુધી પાણીનું અહીંઆં નામ કે નિશાન પણ નથી. કેવળ આ એકજ તળાવ છે, જે પર શીખ લોકોએ મોરચો બાંધ્યો છે. અને તે તળાવનું પાણી પોતાનો મોરચો કદાચ પણ છૂટી જાય એવી ધારણાથી તેમણે ખરાબ કરી નાખ્યું છે. એટલે તે પણ પીવા જેવું રહ્યું નથી."

સૂબાની ચિંતાનો પાર રહ્યો નહિ. તરસથી પિડાતી સેના વારંવાર પાણીની માગણી કરવા લાગી. શીખ લોકો પણ તરસ્યા થયા હતા, છતાં આજે તેમણે જે વીરતા, દઢતા, અને ધીરતા બતાવી તેવી અગાઉ કદી પણ દર્શાવી નહતી. પેલા ચાળીશ વીરો કપાઇને જમીનપર ઢળી પડયા, પણ કોઇએ પાછું પગલું તો નજ ભર્યું. સૂબાએ જયારે જોયું, કે પાણી વિના યુદ્ધમાં ટકી રહેવું અસંભવિત છે, એટલે તેણે પોતાના લશ્કરને પાછા ફરવાનો હુકમ કર્યો. પાછી ફરતી મુગલ સેનાનો પીછો શીખોએ પકડયો, અને નાશી જતા સેંકડો મુગલ

સિપાઇઓને મરણને શરણ કર્યા. ત્રણ ગાઉ સુધી તેમનો કેડો લઈ શીખો પાછા ફર્યા. શત્રુઓનો ઘણોક સામાન લૂંટમાં તેમને હાથ આવ્યો.

આ યુદ્ધમાં ગુરુ સાહેબના ઘણા સિપાઇઓ માર્યા ગયા હતા, પણ યુદ્ધની ભીષણતા અને શત્રુઓની સંખ્યાનો વિચાર કરતાં, પાંચ હજારના મુકાબલે બસો ત્રણસો સિપાઇઓ માર્યા જાય તે હાનિ કંઈ બહુ મોટી ન ગણાય. આ સૌ પ્રતાપ પેલા ચાળીશ વીરોનો હતો, કે જેમણે યુદ્ધનો સઘળો ભાર પોતાનાપર ઝીલી લીધો હતો અને જેઓ ગુરુ સાહેબની સેવામાં એક સાચા પ્રભુભક્તની માફક પ્રાણ ત્યજી વીરગતિને પામ્યા હતા.

સંધ્યા સમયે યુદ્ધ-સમાપ્તિ પછી ગુરુ સાહેબ જ્યારે મેદાન જોવા નીકળ્યા, ત્યારે તેમણે સર્વથી આગળ મોખરે પેલા ચાળીશ જવાનોની લાશો પડેલી જોઈ. તેઓ શત્રુઓનાં મુડદાંના ઢગલાપર પડયા હતા. મુએલા છતાં, તેમના હાથ શત્રુઓની ગરદન પર પડેલા હતા. તેમને ઓળખી ગુરુ સાહેબની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં, અને બોલી જવાયું, " અહા ! વીરાત્માઓ, તમે આ પ્રમાણે તમારૂં રક્ત વહેવરાવી તમારા પૂર્વ અપરાધોને ધોયા છે, ધન્ય છે ! ! ધન્ય છે ! ! તમને અનંત સ્વર્ગ, અને મોક્ષની પ્રાપ્તિ થાઓ. ખરેખર, તમે જીવન્મુક્ત જ છો." એવુ કહી પોતે જમીનપર બેસી ગયા, અને પોતાના રૂમાલથી તેમના મુખપર વળગેલી ધૂળ સાફ કરવા લાગ્યા. એ જવાનો પૈકી એક મહાસિંહ નામનો વીર હજી જીવતો હતો, તે આતુર દૃષ્ટિથી ગુરુ સાહેબ તરફ જોઇ રહ્યો હતો. તે સખત ઘાયલ થયો હતો, તેના માથામાંથી, અને છાતીમાંથી લોહીની ધારા વહી રહી હતી, છતાં હજી તે ગતપ્રાણ થયો નહતો. દૃષ્ટિ પડતાંજ ગુરુ સાહેબ દોડીને તેની પાસે ગયા, અને પોતાની ગોદમાં તેનું માથું લઈ લીધું. ગુરુ સાહેબ બોલ્યાઃ—" ભાઈ કહે, તને કંઈ ઇચ્છા છે ? "

અશ્રુ સારતાં સારતાં તેણે હાથ જોડીને વિનંતિ કરી, "મહારાજ, આનંદગઢનો કિલ્લો છોડતી વેળા અમે જે પત્રપર સહીઓ કરી હતી તેને ફાડી નાંખવાની કૃપા કરશો."

"ગુરુ સાહેબે તરતજ તે પત્રને ગુંજામાંથી કાઢી ફાડીને તેના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા, આથી તે સિપાઇ ઘણો પ્રસન્ન થયો, અને ગુરુજીના પડખામાં "શ્રી વાહ ગુરુ" નો મંત્ર જપતો જપતો વીરલોકને રસ્તે સંચર્યો. ગુરુ સાહેબે એ ચાળીશ વીરોનાં ઘણાં વખાણ કર્યાં, અને તેમને "મુક્ત" અને "મુક્તવીરો"ની પદવી આપી. આજ સુધી ખાલસાપંથમાં એ વીરલોકો "ચાળીશ મુક્ત" ના નામથી સંબોધાય છે, અને જે તળાવ આગળ યુદ્ધ થયુ હતું તે તળાવ મુક્તસરના નામથી પ્રસિદ્ધિ પામ્યું છે. એ યુદ્ધ વિ૦ સ૦ ૧૭૬૨ ના માઘ વદી ૧ ને દિવસે થયુ હતું. હમણાં દર વર્ષે "ચાળીશ મુક્તો" ના સ્મરણાર્થે ત્યાં માઘ સંક્રાંતિમાં એક મેળો ભરાય છે, જે 'મુક્તસરનો મેળો' એ નામથી વિખ્યાત છે.

ગુરુ સાહેબે ચંદનની ચિતા ખડકાવી એ ચાળીશ વીરોને પોતાના હાથથી અગ્નિદાહ દીધો, અને બાકીના મૃતવીરોની પણ શાસ્ત્રાનુસાર દહન ક્રિયા કરવામાં આવી. જીવતા ફરેલા વીરોને ઇનામ, મધુર વચન, અને આદરસત્કારથી સંતોષી, તેઓ હવે આગળ વધ્યા. માર્ગમા કેટલાંક સ્થળોમાં મુકામ કરતા કરતા, અને શિષ્યોને પોતાના ઉપદેશથી કૃતાર્થ કરતા કરતા તેઓ ભટિંડા પહોંચ્યા. તેમનું શુભાગમન સાંભળી ડલ્લા નામનો એક ભક્ત દર્શને આવ્યો, અને પોતાને ઘેર લઈ જઇ તેમની બહુ સેવાપૂજા કરી. ગુરુજી આવ્યા છે એવું સાંભળી દૂર દૂરનાં ગામોમાંથી શિષ્ય લોકો આવીને તેમનાં દર્શન કરવા, તેમજ સદુપદેશ સાંભળવા, અને અનેકવિધ ભેટપૂજા ધરવા લાગ્યા.

કેટલાક દિવસ પછી ગુરુજીનાં ગૃહિણી પણ અહીં આવી પહોં-

ત્યાં, અને શહેનશાહ ઔરંગઝેબનો એક પત્ર પણ આવ્યો, કે "હું ઘણા દિવસ થયાં આપના દર્શનનો ઉત્સુક છું, પણ રાજ્યમાં બખેડા થતા હોવાને લીધે તેમજ શરીરની અસ્વસ્થતાને લીધે આપની પાસે આવી શકવાનું બન્યું નથી, આપનો પત્ર મને મળ્યો હતો, પણ આવી અંધાધુંધીમાં તે સંબંધે હજી સુધી કંઈ પણ પગલાં ભરી શક્યો નથી. મને આપને મળવાની ઘણી ઈચ્છા છે. આપે જે ધર્મનું બીજ વાવ્યું છે તે વાસ્તવિક રીતે હિંદુઓ અને મુસલમાનોમાં પરસ્પર પ્રીતિ વધારનારૂં છે, માટે આપ જો કૃપા કરી દિલ્લી પધારો તો ઘણુંજ સારૂં."

પોતાના પ્રબળ શત્રુ ઔરંગઝેબનો આ નમ્રતાયુક્ત પત્ર વાંચી ગુરુજી સમજી ગયા, કે "અવશ્ય દાળમાં કંઈ કાળું છે." તેથી તેઓ દિલ્હી ગયા નહિ તેમજ બાદશાહના પત્રનો પણ તેમણે કશો ઉત્તર આપ્યો નહિ.

આરંગઝેબના છળના સમાચાર તેઓ ઘણીવાર સાંભળી ચૂક્યા હતા, તેથી "**मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः**" (મણિવડે શણગારાયલો છતાં શુ સર્પ ભયંકર નથી ?) એ ન્યાયે તેઓ વિશેષ સાવધ બન્યા, અને દિલ્લી જવાની વાત સરખી પણ છેડી નહિ. જો કે શહેનશાહે પત્રમાં એવું પણ લખ્યુ હતું, કે મેં મારા સર્વ સૂબાઓપર હુકમો લખી દીધા છે, કે તેમણે આપનાપર કોઈ પણ રીતની ચઢાઈ કરવી નહિ, અને તદનુસાર ગુરુસાહેબપર બહુ દિવસ સુધી ચઢાઇ થઇ પણ નહતી; છતાં પણ ગુરુ સાહેબે ધૂર્ત યવનરાજનાં વચનોનો વિશ્વાસ કર્યો નહિ. તેમનું તેમ કરવું સર્વથા ઉચિતજ હતું, કેમ કે વીરવર શિવાજીને ઔરંગઝેબે આવીજ રીતે જાળમાં ફસાવ્યો હતો, તેથી એવા પ્રપંચીના ફંદામાં ન ફસાઇ જવામાં ગુરુ સાહેબે બહુજ બુદ્ધિ વાપરી હતી, એમાં કશો પણ સંદેહ નથી.

ગુરુ સાહેબ અહીં જે જગ્યા પર રહ્યા હતા, ત્યાં એક ગુરુ આશ્રમ બન્યો છે, જે દમદમા સાહેબના નામથી મશહૂર છે. અહીં-આંજ ગુરુ સાહેબે પોતાની સ્મરણશક્તિથી ગ્રંથસાહેબ લખાવ્યો હતો, જેનું વર્ણન પ્રથમના એક પ્રકરણમાં આવી ચુકયું છે. ગ્રંથ-સાહેબનું કાર્ય સંપૂર્ણ થયા પછી, અહીંથી તેઓ પાંચસો શિષ્યોને સાથે લઈ મોટા ઠાઠમાઠથી દક્ષિણ દેશની મુસાફરીએ રવાના થયા. માર્ગમાં ભક્તોને પોતાની અમૃતમયી વાણીથી ઉપદેશ દેતા તેઓ રાજ-પૂતાના તરફ ચાલી આવ્યા. અહીંઆં નરાયન નામના એક કસબામાં મહંત ચેતરામ નામનો એક દાદૂપથી સાધુ રહેતો હતો, તે ગુરુ-સાહેબના વાર્તાલાપથી ઘણો પ્રસન્ન થયો. તેણે ગુરુ સાહેબને ઘણા સત્કારપૂર્વક કેટલાક દિવસો સુધી પોતાને ત્યાં રાખ્યા. અહીં કેટલાક દિવસ ગાળી મહંતજી સાથેના વાર્તાવિનોદથી આનંદ પામી, તેઓ કાર્તિકી પૂર્ણિમાનો મેળો જોવા અને ઉપદેશ–પ્રચાર કરવા અજમેર પાસે પુષ્કરરાજમાં પધાર્યા. મેળામાં ગુરુજીએ પોતાના ઉદ્દે-શનો પડઘો પાડયો, અને ભક્ત–શિષ્યોએ તેમને અનેક પ્રકારની ભેટ-પૂજા ધરાવી. ગુરુજીએ આ દ્રવ્યને પોતે ગ્રહણ ન કરતા પોતાના નામથી પુષ્કરરાજમાં એક સુંદર પાકો ઘાટ બંધાવ્યો જે ગોવિંદ ઘાટના નામથી આજ સુધી ત્યાં મોજૂદ છે. ગુરુજી અહીં હતા તે અરસામાં, તેમને કુટિલ ઔરંગઝેબના મરણ સમાચાર મળ્યા. હિંદુ ધર્મના પ્રબળ શત્રુનું મરણ સાંભળી શીખોમાં ઘણો આનંદ વ્યાપી રહ્યો, અને તેઓ પરસ્પર કહેવા લાગ્યા, કે ગુરુ સાહેબના શાપથીજ ઔરંગઝેબ મરી ગયો છે. ગમે તેમ હો. ઔરંગઝેબ મૃત્યુને બિછાને સૂતો, અને આ બાજુ તખ્તને માટે તેના છોકરાઓ વચ્ચે ખટપટનું મંડાણ થયું.

બાદશાહનું મરણ દક્ષિણ દેશમાં થયું હતું. આ વખતે તેનો

પુત્ર આજમશાહ તેની પાસે હતો. પિતાના મરણ પછી તરતજ તેણે પોતાના ભાઈ કામબક્ષ–જે બિહારનો સૂબો હતો તે–ને પ્રપંચથી પોતાની પાસે બોલાવ્યો, અને એક દિવસે તક લઈને એ વિશ્વાસઘાતીએ પોતાના તે નાના ભાઇનો ઘાત કરાવી પોતે તાજ ધારણ કરી બાદશાહ બની બેઠો. દિલ્લીમાં ઔરંગઝેબનો પાટવીપુત્ર બહાદુરશાહ હતો, તેણે પિતાના મૃત્યુની ખબર સાંભળી પોતાના નામની આણ વર્તાવી સિંહાસનપર આસન જમાવ્યું! એક મ્યાનમાં બે તલવાર કેમ રહી શકે? આજમશાહે પોતાનું સૈન્ય લઇ, મોટા ભાઈ બહાદુરશાહ પાસેથી ગાદી છીનવી લેવા દિલ્લી તરફ પ્રયાણ કર્યું. પિતાની પ્રબળ સેના, જે દક્ષિણના વિજય માટે ગઇ હતી તે સઘળી તેની સાથે હતી. અહીંઆં દિલ્લીમાં બહાદુરશાહ પાસે ઘણુંજ થોડું સૈન્ય હતું. આ વખતે બહાદુરશાહે પોતાના સહાયકોને એકત્ર કરવાનો આરંભ કર્યો. તેને ગુરુ ગોવિંદસિંહ અને શીખ વીરોના નવીન ઉત્સાહની તથા પ્રબળ શક્તિની સારી પેઠે પીછાન હતી, તેથી આ પ્રસંગે તેણે ગુરુ સાહેબ પાસેથી પણ મદદ મેળવવા ધાર્યું, અને પોતાના બે વિશ્વાસુ કર્મચારીઓ મારફત તે માટે તેણે ગુરુ સાહેબની પ્રાર્થના કરી.

ગુરુ સાહેબને જ્યારે એ પત્ર મળ્યો ત્યારે પ્રથમ તો તેમણે એવો વિચાર કર્યો, કે "ઠીક છે, આ દુષ્ટો અંદર અંદર જેમ વધારે કપાઇ મરે તેમ સારૂં," પણ પાછળથી તેમણે વિચાર્યું, કે જો મારી મદદથી બહાદુરશાહ વિજયવત નીવડશે તો ડંકો દેવાશે, અને આપણું પણ ઘણું કામ થશે. આથી ગુરુ સાહેબે બહાદુરશાહના પત્રનો ઉત્તર પાઠવ્યો, કે "તમે નિશ્ચિંત રહેશો, જ્યારે વખત આવશે ત્યારે તમે મને પોતાની બાજુમાંજ ઉભેલો જોશો."

બહાદુરશાહને આ ઉત્તર લખી મોકલી, ગુરુ સાહેબે માળવા

દેશના સર્વે શીખોપર એકદમ શસ્ત્રાસ્ત્ર લઇ હાજર થવાનાં આજ્ઞા પત્ર મોકલ્યાં. તે મળતાંજ હજારો શીખ યુવાનો યુદ્ધની પૂરેપૂરી સામગ્રીથી સજ્જિત થઈ હાજર થઈ ગયા. આમાંથી માત્ર બે હજાર ચુનંદા સવારોને સાથે લઈ ગુરુ સાહેબે દિલ્લી તરફ કૂચ કરી. મોખરે કાળા ભમર જેવા ઘોડાપર સવાર થયેલા ગુરુ ગોવિંદસિંહ અને પાછળ નાગી તલવારો નચવતા બે હજાર શીખ યુવાનો જે વખતે દિલ્લી જઇ પહોંચ્યા, ત્યારે બહાદુરશાહને આ વીરોનો ઠાઠ અને ઉમંગ જોઇ ઘણો સંતોષ થયો, અને એમની મદદથી પોતાનીજ જીત થશે એવો તેને નિશ્ચય થઈ ગયો. તે પછી થોડીજ વારે જાસૂસે આવી ખબર કહી, કે 'આજમશાહ મોટી ધામધૂમથી ચઢી આવે છે.'

આ તરફ પણ યુદ્ધની તૈયારી અને ભારે દોડધામ થવા લાગી. બહાદુરશાહે રીતસર સૈન્યને ગોઠવી ગુરુ સાહેબને તેમની સેના સાથે સંરક્ષિત દળમાં પોતાની પાસે રાખ્યા, શત્રુ આવી પહોંચતાં લડાઇ શરૂ થઇ. બન્ને બાજુએથી જાણે શ્રાવણ–ભાદરવાનો વરસાદ વરસી રહ્યો હોય તેમ ગોળીઓની વૃષ્ટિ થવા લાગી, શૂરવીરો આગળ ધસવા લાગ્યા, લોથપર લોથો ખડકાવા માંડી અને કાયરો દબાઇ દબાઇને કાળના મુખગ્રાસ થવા લાગ્યા. ગુરુ સાહેબ સંરક્ષિત દળમાં હતા, તેથી યુદ્ધમાં ભાગ ન લેતાં એક તરફ ગુપચૂપ ઉભા રહી પ્રસં-ગની વાટ જોઇ રહ્યા હતા. બે પ્રહર યુદ્ધ ચાલ્યા પછી જ્યારે બંને સેનાઓ સામસામી આવી ખૂનખાર લડાઇમાં ગુંથાઈ ગઇ એટલે ગુરુ સાહેબને અચ્છી તક મળી. આ સમયે ઉભય પક્ષનું સૈન્ય એક બીજા સામે બરાબર ટક્કર ઝીલી રહ્યું હતું. આવે વખતે બાજુના ભાગમાંથી ચઢી આવી ઓચિંતો ધસારો કરવાથી શત્રુ નિશ્ચય પરાજય પામશે એવા વિચારથી ગુરુ સાહેબે પોતાની સેના–જે સર્વ પ્રકારે સજ્જ

થઈ શત્રુની ડાબી બાજુએ એક આંબાવાડીયામાં છુપાઇ રહી હતી તેને હુમલો કરવાનું બ્યૂગલ સંભળાવ્યુ. ગુરુ સાહેબનો ઇસારો થતાં, શીખ જવાનો હાથમાં તલવાર લઈ વીજળીના વેગથી એકદમ આ જમશાહની સેના પર તૂટી પડયા, અને તેના સૈન્યમાં જબરૂ ભંગાણુ પાડયું. બાજુના ભાગમાથી શત્રુઓનો ઓચિંતો હલ્લો થવાના સબબે આજમશાહની સેના ખળભળી ઉઠી, અને શત્રુઓની સંમુખ થવા માટે તેના તરફ ફરવાનો પ્રયત્ન કરી રહી હતી, એટલામાં આજમશાહ કે જે હાથી પર બેસી યુદ્ધની આજ્ઞા આપતો હતો, તે ગુરુ સાહેબની નજરે પડયો. તેમણે તરતજ ધનુષપર બાણ ચઢાવી એવું સચોટ માર્યું, કે તે આજમશાહનું કલેજુ વીંધીને પાર ગયું, અને તેનુ શરીર હાથીપરથી ચત્તાપાટ ભૂમિપર ગબડી પડયું. શાહ-જાદાનુ અવસાન થતાંજ આખી સેના લડવાનું છોડી નાસવા લાગી. શત્રુઓએ પીઠ બતાવતાં શીખોએ કેટલેક સુધી તેમનો પીછો પકડયો; અને પુષ્કળ માલ અસબાબ લૂટીને તેઓ પાછા ફર્યા.

બહાદુરશાહ આ જીતથી ઘણો પ્રસન્ન થયો, અને ગુરુ સાહે-બને વિજયનુ મુખ્ય કારણુ સમજી તેમનો ઓશિંગણુ થયો. તેણે ગુરુ સાહેબનો ઘણો સત્કાર કરી તેમને મોતીબાગમાં ઉતારો આપ્યો. અહીંઆં દરરોજ ગુરુ સાહેબ પાસે તે આવતો, અને કૃતજ્ઞતાની પ્રતીતિ આપી કહેતો, કે "આપનાજ પ્રતાપથી હું આ જીત મેળવવા ભાગ્યશાળી થયો છું, તો મારા લાયક કંઈ કામ સેવા ફરમાવશો."

તેના વારંવાર કહેવાથી એક દિવસ ગુરુ સાહેબે કહ્યું, કે "પંજા-બના પહાડી રાજાઓએ અને તેમાં મુખ્યત્વે સરહિંદના સૂબાએ મારાપર ઘણો અત્યાચાર કર્યો છે, તો જો મને કંઈ પણુ બદલો આપ-વાની તમારી ઇચ્છાજ હોય તો એ લોકોને મારે સ્વાધીન કરો."

ગુરુ સાહેબનાં આ વચન સાંભળી શાહ બોલ્યો, કે " ગુરુ

સાહેબ, આ સમયે આપની આજ્ઞાનું પાલન કરવાથી મારી સલતનતમાં વળી પાછો બખેડો મચી રહેશે. હજી સુધી હું સ્થિર થઈ તખ્તપર પણ પૂરો બેસવા પામ્યો નથી, અને સર્વ જગ્યાએ પૂરી સમાધાની પ્રવર્તાવી શકયો નથી, તેવા અરસામાં સૂબાઓને છેડવા જતાં ભારે ધાંધલ મચવાનો સંભવ રહે છે; તેથી હાલમાં આપ થોડો વખત સબુરી પકડી જાઓ. હું ગાદીપર બરાબર સ્થિર થઈશ ત્યાર પછી આપ જેમ કહેશો તેમ કરીશ.

બાદશાહનાં આ ચાતુર્યપૂર્ણ વચન સાંભળી ગુરુ સાહેબ કંઈક નારાજ થઇ બોલ્યા, "ખેર, કંઈ હરકત નહિ, આ વખતે તમે મારૂં મન રાખ્યુ નથી, પણ એક સમય એવો આવશે કે તમારી સહાય વિના મારો એકજ શિષ્ય મારા ઉપર ગુજરેલા સીતમનો બદલો લેવા સમર્થ થશે! બાદશાહ સલામત! આ બાદશાહી કંઇ હંમેશાં કાયમ રહેવાની નથી, જે આજે ફકીર છે તે કાલે બાદશાહ બને છે, અને જે આજે બાદશાહ છે તે કાલે ફકીર બને છે, એવું જાણી તમારે પોતાના ધર્મપર મુસ્તાક—દૃઢ—રહેવું જોઇએ. રાજ્ય જવાના ભયને લીધે ન્યાયવિમુખ થવું એ ખરા બાદશાહનો ધર્મ નથી, આ મારા શીખ સિપાઇઓ કે જેને આજે તમે તુચ્છ સમજી તેમના મનની વાત માન્ય કરી નથી, તે કોઇક વખતે પોતાની તલવારના જોરથી સ્વતંત્ર બાદશાહી ઉભી કરશે, અને કોણ કહી શકે તેમ છે, કે તેમના રાજ્યનો વિસ્તાર કયાં સુધી ફેલાશે? રાજ્યને બે દિવસનું સ્વપ્ન જાણી તમારે પણ ન્યાય અને ધર્મપરાયણ બનવું જોઇએ."

ગુરુ સાહેબનાં આ વચન સાંભળી બાદશાહને બહુ શરમ આવી, તેણે ઘેર જઈ વીશ લાખ અશરફીઓ ગુરુ સાહેબને મોકલી, તેમજ સાથે સંદેશો કહાવ્યો, કે "મને ખબર મળી છે, કે આનંદગઢ તારાજ થઈ જવાથી, આપને ઘણું નુકસાન થયું છે. આ વખતે તો

હું આપની કાંઈ સેવા કરી શકતો નથી, પણ આ દ્રવ્ય અંગીકાર કરશો તો હું મને પોતાને કૃતકૃત્ય થયેલો સમજીશ."

ગુરુ સાહેબે બાદશાહનાં વિનયયુક્ત વચનો સાંભળી એ અશરફીઓનો સ્વીકાર કર્યો, પણ સરહિંદના સૂબાએ પોતાના સુકુમાર બાળકો પર ગુજારેલો અત્યાચાર તેમને રાત દિવસ સાલ્યાં કરતો હતો. આ અરસામાં બાદશાહને પોતાના રાજ્યમાં મુસાફરીએ જવાનો વિચાર થવાથી, તેણે ગુરુ સાહેબને વિનંતિ કરી કે જો આપ પણ કૃપા કરી મારી સાથે પધારો તો ઘણું સારૂં. તેનું તે કથન સ્વીકારી ગુરુ સાહેબ પોતાનો કુટુંબ-કબીલો દિલ્હીમાં મૂકી બહાદુરશાહની સાથે પાંચસો શીખ સવારો લઇ દક્ષિણ દેશની મુસાફરીએ રવાના થયા, અને રાજપૂતાના, માળવા વગેરે સ્થળોમાં થઇ ઉજ્જયિનીમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ બાદશાહે એક દરબાર ભર્યો, જેમાં રાજપૂતાના વગેરે સર્વ સ્થળના રાજાઓ એકઠા થયા હતા અને તેમણે બાદશાહને નજરાણાં ધર્યાં હતા. આ દરબારમાં બાદશાહે મોટા મોટા રાજપૂત રાજાઓની સમુખ ગુરુ સાહેબની ઘણી તારીફ કરી અને કહ્યું, કે "હું બાદશાહી તખ્ત મેળવવા ભાગ્યશાળી થયો છું તેમાં ગુરુ મહારાજનીજ બલિહારી છે." આથી રાજા લોકો હાથ જોડીને ગુરુ સાહેબને નમ્યા, અને તેમને અનેકવિધ ભેટ ધરી.

આ જગ્યા પર દાદૂપંથી સાધુ મહંત ચેતરામ જેની મુલાકાત ગુરુ સાહેબને પ્રથમ થઈ ચૂકી હતી તેઓ ફરતા ફરતા આવી પહોંચ્યા. ગુરુ સાહેબને ફરી મળવાનો પ્રસંગ પ્રાપ્ત થવાથી તેઓ ઘણા પ્રસન્ન થયા. તેમણે નાના પ્રકારના કથા-પ્રસંગમાં ગુરુ સાહેબને એક એવી વાત પણ કહી, કે "દક્ષિણ પ્રાંતના નદેડ ગામમાં માધવદાસ નામનો એક વેરાગી સાધુ રહે છે, તેનો વૈભવ ઘણો છે, અને તેની પાસે અનેક શિષ્યો પણ છે. મંત્રશાસ્ત્ર અને તંત્રવિદ્યામાં તે ઘણો

પ્રખ્યાત છે, જે કોઇ મહાત્મા કે સાધુ અભ્યાગત તેને ત્યાં જઈ ચઢે છે, તેનો તે સારી પેઠે આદર–સત્કાર કરે છે. પણ તેણે એક માચી બનાવી રાખી છે, તે પર તે આવેલા પુરુષને બેસાડે છે. પછી કોણ જાણે કયા મંત્રના બળથી તે માચી ઉંધી વળી જાય છે, અને બેસનાર આદમી ઉંધે માથે જમીન પર પટકાઇ પડે છે. મારી પણ એવીજ દુર્દશા થઈ ચૂકી છે, તેથી આપ કદી તે પ્રાંતમાં જાઓ, તો વિશેષ સાવધ રહેશો." ગુરુજીએ કહ્યું, કે "આ ચેતવણી બદલ આપને ધન્યવાદ ઘટે છે. હું અવશ્ય ત્યાં જઇશ, અને માચીની પરીક્ષા પણ કરીશ."

# પ્રકરણ ૧૧ મું.

## સરહિંદના સૂબા પરના વેરની વસુલાત.

મહંત ચેતરામ પાસેથી વિદાય થઈ, ગુરુ સાહેબ બહાદુરશાહની સાથે દક્ષિણ દેશના બુરાનપુર નામના સ્થળે પહોંચ્યા. ત્યા મુસલમાન અને શીખ સિપાઇઓ વચ્ચે એક સુઅરના શિકારની બાબતમાં ઝઘડો ઉઠયો, એટલુંજ નહિ પણ બન્ને બાજુએથી તલવાર પણ ચાલી. આ પ્રસંગ બન્યા પછી ગુરુ સાહેબે બાદશાહનો સાથ છોડયો, અને આકોલા, ખાનદેશ વગેરે દક્ષિણ પ્રાંતનાં કેટલાંક સ્થળોની સહેલ કરતા કરતા તેઓ નદેડ નામના ગામમાં આવી પહોંચ્યા; કે જ્યા તાંત્રિક વેરાગી માધવદાસ રહેતો હતો. ગુરુજી ત્યાં આવ્યા, ત્યારે એ વેરાગી પોતાના સ્થાન પર ન હતો, કયાંય બહાર ગયો હતો; પણ તેમના ચેલાઓએ અને સેવકોએ ગુરુ સાહેબની સારી પરોણાગત કરી અને તેમને લઈ જઈ પેલી માચી પર બેસાડયા. ગુરુજી પહેલે-

થીજ સાવધાન હતા, તેથી મંત્ર–તંત્રના પ્રયોગ તે લોકોએ ઘણાએ અજમાવ્યા છતાં, તેઓ દૃઢતાથી આસનવાળી માચી પર જેમના તેમ બેસી રહ્યા. આ જોઇ વેરાગીનો શિષ્યવર્ગ આશ્ચર્યચકિત થયો, અને તેણે ભયભીત થઇ ગુરુ પાસે જઇ આ સઘળા સમાચાર કહી સંભળાવ્યા.

માધવદાસ ગુરુ સાહેબનો પ્રતાપ સાંભળી ડરતો તથા કંપતો ત્યાં આવ્યો અને ગુરુજીના ચરણમા લોટી પડયો.

ગુરુજીએ પુછ્યુ, કે તું કોણ છે ?

ત્યારે તે કહેવા લાગ્યો, કે હું તો આપનો બંદો–ગુલામ–છું.

ગુરુ સાહેબ બોલ્યા, કે બંદાનું કામ તો એ છે, કે તેણે સ્વામીની સેવા કરવી, અને તેની આજ્ઞાનુસાર વર્તવુ; નહિ કે ધંતર મંતર કરી દગાબાજીથી લોકોને ફંદમાં ફસાવવા ! તું જો સાચો બંદો હોય, તો આ સર્વ જાદુના મંત્ર–તંત્ર છોડી દઈ ધર્મની સેવા માટે તત્પર થઇ જા.

આથી એ વેરાગી અતિ નમ્ર થઈ હાથ જોડી ઉભો થયો અને બોલ્યો, કે મહારાજ હવે આજથી હું તંત્ર–મંત્ર છોડી દઉ છુ, અને આપની આજ્ઞા પ્રમાણે વર્તીશ. કૃપા કરી મને આપના શિષ્યમંડળમા સામેલ કરો.

ગુરુજીએ ઉત્તર દીધો, કે નામના શિષ્ય થવાને તો ઘણા ઇચ્છે છે, પણ હુ તો એવાનેજ શિષ્ય બનાવું છું, કે જે ધર્મને માટે પ્રાણાર્પણ કરવાની પ્રતિજ્ઞા કરે, અને સર્વદા હથેલીમાં માથું રાખીને ફરે. જો આ વાત તારે કબૂલ હોય તો તને પણ હું શિષ્ય બનાવી શકીશ; બાકી ખાલી શિષ્ય અને ગુરુ કહેવરાવવામાં કશો લાભ નથી.

ગુરુ સાહેબનાં આ વચન સાંભળી તે વેરાગી શિર ઉંચું કરી કહેવા લાગ્યો, મહારાજ, મારૂં આ શરીર પણ રાજપૂત ક્ષત્રિયનું છે. યુદ્ધમાં મરવાથી હું ડરતો નથી. કૃપા કરી મને એકવાર આપની

સેવામાં લઈ લ્યો, અને પછી જુઓ કે આપના ઉદ્દેશની પૂર્ણતા હું માથું આપીને પણ કરૂં છું કે નહિ? હું આપને શરણે આવ્યો છું, આપ મને ત્યજશો નહિ.

ગુરુ સાહેબે માધવદાસનાં આવાં વિનયવાળાં તથા નમ્રતાયુક્ત વચનો સાંભળી અને તે એક વીર પુરુષ છે એમ જાણી તેને શિષ્ય બનાવવાની વાત સ્વીકારી. પછી અમૃત સંસ્કાર કરી તેમણે તેનુ નામ ભાઇ બંદા રાખ્યું. તેને વેરાગીવેષ છોડાવીને વીરવેષ ધારણ કરાવ્યો, અને પોતાના ભાથામાંથી કાઢીને પાંચ તીર અને એક તલવાર પ્રદાન કર્યાં; તેમજ નીચે લખેલા પાંચ ખાસ ઉપદેશ પણ કહી સંભળાવ્યા.

૧. પરસ્ત્રી—ગમન કદી પણ કરવું નહિ; બ્રહ્મચર્ય—વ્રતનું પાલન કરવું.

૨. મિથ્યા ભાષણ કરવું નહિ.

૩. પોતાનો કોઈ નવો પંથ ચલાવવો નહિ.

૪. ગુરુદ્વારોના સ્થાનમાં ગાદી સ્થાપી બેસવું નહિ.

૫. શીખ લોકોપર હુકમ ન ચલાવતાં તેમને પોતાના ભાઇ માનવા અને તે અનુસાર વર્તન રાખવું.

સાથે સાથે એ પણ કહ્યું, કે જો આ શિક્ષાઓ મુજબ વર્તીશ તો તારૂં નામ પ્રખ્યાત થશે, અને તું યશ પામીશ. વળી મારા ઉદ્દેશની પૂર્તિ પણ સારી રીતે કરી શકીશ; અને જો વિપરીત વર્તન કરીશ તો દુર્દશા પામીશ. માટે ખૂબ સાવધાનીથી કામ કરજે. હું તને હમણાં પંજાબ દેશ તરફ યાત્રા કરવાની આજ્ઞા આપું છું. ત્યાંના સરહિંદના સૂબાએ મારા બે નિરપરાધ બાળકોનું ખૂન કર્યું છે, માટે પ્રથમ તો ત્યાં જઈ તેનો બદલો લે, અને સમસ્ત દેશમાં ખાલસા પંથ તથા અકાલ પુરુષની ઉપાસનાનો પ્રચાર કરી હિંદુ ધર્મના શત્રુઓનું નિકંદન કાઢ.

આ પ્રમાણે ઉપદેશ દઇ ગુરુ સાહેબે ભાઈ બંદાની યાત્રાનો પૂરેપૂરો બંદોબસ્ત કરી પોતાની સેનામાંથી પચીસ શૂરવીર લડાયક સવારો તેને આપ્યા, અને માલવા, માંઝા તથા પંજાબ દેશના સર્વ શીખોપર આજ્ઞાપત્ર મોકલ્યાં, કે "ભાઈ બંદાને પોતાના નાયક તરીકે ગણી તેને સર્વ પ્રકારે મદદ કરવી." આ સર્વ બંદોબસ્ત કરી ગુરુ સાહેબે ભાઈ બંદાને બીજાં પણ કેટલાંક હથિઆર આપ્યાં. પછી તે ગુરુ સાહેબને પ્રણામ કરી, અને અકાલ પુરુષનું નામોચ્ચારણ કરી સઘળા અસબાબ સાથે પંજાબ દેશ તરફ રવાના થયો.

આ ભાઇ બંદા ખરી રીતે રાજપૂતાનાના રામદેવ નામના એક જાગીરદારનો પુત્ર હતો. નાનપણમાં તે ઘણો ચંચળ અને તોફાની હતો. મારપીટ અને ભાંગફોડજ કર્યા કરતો હતો. એ જ્યારે જુવાન થયો ત્યારે નિડરતાથી જંગલોમાં શિકાર કરવો, અને લૂંટફાટ કરવી એ તેનો વ્યવસાય થઇ પડયો. એનુ નામ લક્ષ્મણદેવ હતું. ગોળી મારવી, તીર છોડવાં, તલવાર ચલાવવી, અને પટાબાજી ખેલવી, આ સર્વમાં તેના જેવો બીજો કોઇ ભાગ્યેજ હશે; તેમજ તેને ઘોડા પર બેસવાનો અને શિકાર ખેલવાનો પણ બેહદ શોખ હતો. એક દિવસ અજાણતાં તેણે એક ગર્ભવતી હરિણીને મારી નાંખી, પરન્તુ તે ગર્ભવતી છે એવું જાણવામા આવતાં તેને ઘણી દયા આવી, અને હરિણીનું પેટ ચીરાવી તેનાં બે બચ્ચાંને બહાર કઢાવ્યાં. ઘણોએ યત્ન કરવા છતાં જ્યારે એ બચ્ચાં જીવતાં રહી શક્યાં નહિ, અને તરફડી તરફડીને મરી ગયાં ત્યારે કુમાર લક્ષ્મણદેવના હૃદયપર જબરો આઘાત થયો. સદાના કઠોર, ચંચળ મતિવાળા અને ઉચ્છૃંખલ યુવકના મનમાં આ એકજ ઘટનાથી વૈરાગ્યનાં અંકુર ફૂટી નીકળ્યાં. હવે તે પોતાના ધંધાથી નિવૃત્ત થઈ સંત મહાત્માઓની સોબત કરવા લાગ્યો.

આમ સંત–સમાગમમાં તેને એક જાનકીદાસ નામના વૈરાગીનો મેળાપ થઈ ગયો. એમની સાથે કસૂર જઈ, તે ત્યાંના એક પ્રસિદ્ધ મહાત્માનો શિષ્ય બન્યો, અને લક્ષ્મણદેવને ઠેકાણે તેનું નામ માધવદાસ પડી ગયું. કેટલાક દિવસો પછી એક સાધુ મંડળીની સાથે તીર્થયાત્રા કરતાં કરતાં તે નાસિક પહોંચ્યો. ત્યાં એક વનની ગુફામાં રહી બહુ દિવસ પર્યંત તેણે ધ્યાન–ઉપાસના કીધાં. કેટલાક વખત પછી તેને અહીંઆં એક ઓઘડ યોગીનો મેળાપ થયો, જેની પાસેથી તેને એક તંત્ર તથા જાદુના પુસ્તકની પ્રાપ્તિ થઈ. આ પુસ્તકમાં મંત્રસિદ્ધિના ભેદનું વર્ણન કરવામાં આવ્યું હતું. ઓઘડે બતાવેલી વિધિ પ્રમાણે તેણે આ મંત્રો સિદ્ધ કર્યા, અને તે સિદ્ધિના બળે દક્ષિણ પ્રાંતમાં તેની ઘણી કીર્તિ ફેલાઇ તેમજ હજારો માણસ તેના ચેલા પણ બની ગયા હતા; પરન્તુ ગુરુ ગોવિંદસિંહ જેવા અનુભવી અને પ્રતાપી મહાત્માપર તેના મંત્ર–તંત્રનું કંઇ પણ જોર ચાલ્યુ નહિ, અને વિવશ બની તેને તેમના આગળ માથું નમાવવું પડયું. ત્યાર પછી તે ગુરુ સાહેબનો આદેશ લઇ, તેમની કાર્યસિદ્ધિને માટે રવાના થયો.

ગુરુસાહેબનાં આજ્ઞાપત્ર સર્વ સ્થળે પહોંચી ચુક્યાં હતાં, તેથી જ્યાં તે પહોંચતો કે ઘણા ભક્ત–વીરો આગમચથીજ તેને આવી મળતા, અને યુદ્ધની સર્વ સામગ્રીથી સજ્જ થઇ તેની સાથે સામેલ થઇ જતા. ભરતપુરમાં ગુરુ સાહેબના એક ભક્તે તેને પાંચસો રૂપીઆ ભેટ કર્યા, જે તેણે પોતાના સાથીઓમાં વહેંચી દીધા. સમીપ હોવાને લીધે માળવા દેશના શીખો ઘણાજ જલદીથી તેને આવી મળ્યા. આવી રીતે તે પોતાના સૈન્ય સાથે પંજાબમાં જઇ પહોંચ્યો.

સરહિંદના સૂબાને પણ સમાચાર મળી ચુક્યા હતા, કે ગુરુ ગોવિંદસિંહનો મોકલેલો ભાઇ બંદા પોતાના દળ સાથે પંજાબમાં ફરીથી બંડ મચાવવાની તજવીજ કરતો ચાલ્યો આવે છે. આથી

તેણે પોતાને ત્યાં જે શીખ નોકરો હતા તેમને કેદ કરવાનો ઇરાદો રાખ્યો, પણ તે પહેલાં એ લોકો નાશી છુટી ભાઇ બંદાને આવી મળ્યા.

માર્ગમાં ગામડાં અને કસ્બાઓમાં લૂટફાટ ચલાવતો ભાઇ બંદા આગળ વધ્યો જતો હતો. તેણે ચારે તરફ જાહેર કરી દીધું, કે "મારૂં દળ લૂટફાટ કરવાને નીકળ્યું છે, અને જેમને ખીસ્સાં તર કરવાં હોય તેમણે મારી સોબતમાં ચાલ્યા આવવું." આથી થોડાજ દિવસોમાં સુમાર વિનાના પ્રબળ ધાડપાડુઓ પણ તેના લશ્કરમાં સામેલ થઈ ગયા. એક સ્થળેથી બાદશાહી ખજાનો જતો હતો, તે પણ તેણે લૂટી લઇ પોતાના સાથીઓમાં વહેંચી દીધો. માર્ગમાં સરહિંદના સૂબાના ચાર જાસુસ શીખોને તેણે પકડી લીધા, જેમાંથી બેને તો તરતજ કત્લ કરાવી નાંખ્યા, અને બાકીના બેનાં નાક કાપી લઈ તેમને સૂબાની પાસે મોકલી દીધા. તે પછી અંબાલા વગેરે સ્થળોએ થઇ સરહિંદના સૂબાના જન્મસ્થાન કુંજપુરા કસ્બામા શીખ લોકો જઇ પહોંચ્યા. સૂબાએ આ સ્થાનની રક્ષા માટે કેટલુંક સૈન્ય મોકલ્યુ હતું, તે હજી તો રસ્તામાજ હતું, એટલામાં તો શીખોએ લૂટફાટ ચલાવી કસ્બાનુ નામનિશાન પણ રહેવા દીધું નહિ. સઘળુ ભસ્મીભૂત કરી તેઓ આગળ વધ્યા. માર્ગમા જે પડાણો ગુરુ ગોવિંદસિંહને યુદ્ધના પ્રસંગે છોડીને નાશી ગયા હતા તેમનું ગામ આવ્યુ. અહીં તે સર્વેને કત્લ કરવામાં આવ્યા અને તેમનું ગામ લૂંટી લઈ અગ્નિને સમર્પણ કરવામાં આવ્યુ! આગળ જતા ખબર મળી કે સરહિંદના સૂબાએ મોકલેલા સિપાઇઓ ચાર તોપો સાથે થોડે દૂર આવીને થોભ્યા છે. એટલે શીખ જવાનો તુરતાતુરત ત્યાં જઇ પહોંચ્યા, અને એકદમ તે લોકો પર એવા તો જોરથી અને સ્ફૂર્તિથી હુમલો કર્યો કે મુસલમાન સિપાઇઓ પોતાની તોપો છોડવા પણ પામ્યા નહિ, અને ટપાટપ કતલ થવા લાગ્યા. ભાઇ બંદાની સેના, જાણે પ્રલયકાળની

વીજળી હોય, તેમ જ્યાં તૂટી પડતી ત્યાં સઘળું ખેદાનમેદાન કરી મૂકતી, અને આ સેનાને રોકવી એ માણસની શક્તિ બહારની વાત જણાતી હતી. થોડી વાર સુધી તો એ સિપાઇઓ શીખો સામે લડયા, પણ પછી તરતજ પોતાનો સરસામાન છોડી નાસવા લાગ્યા. એ લડાઇમાં તંબુ, ડંડા, દાણોપાણી, ચાર તોપો, દારૂગોળો અને કેટલાક ઉમદા ઘોડા પણ શીખોના હાથમાં આવ્યાં.

કોઇ પણ જગ્યાએ હિંદુઓ પર મુસલમાનોનો જરા પણ જુલમ થાય છે એવી ખબર મળતી, કે ભાઈ બંદા તલવાર ખેંચી વીજળીની ત્વરાએ ત્યાં જઈ પહોંચતો, અને તે ગામમાં કતલ ચલાવી મૂકતો. જે જે સામા આવતા તે તે સઘળા માર્યા જતા; માત્ર જે કોઈ જનોઇ અને શિખા બતાવતા તેજ બચવા પામતા, બાકીના સર્વ તીખી તલવારનો સ્વાદ ચાખી યમસદનમાં પહોંચી જતા. ભાઈ બંદાના આ કૃત્યથી હિંદુ પ્રજાનો ઘણો ભાગ તેની સાથે સામેલ થવા લાગ્યો, અને શીખ ધર્મ સ્વીકારી લૂંટમાં મળેલા માલથી મોજ ઉડાવતો પોતાનો ગુજારો કરવા લાગ્યો.

પછી આગળ વધતાં વધતાં ભાઇ બંદા જ્યારે સઢૌરા કસ્બા નજદીક પહોંચ્યો, ત્યારે ત્યાંની હિંદુ પ્રજાએ આવીને નિવેદન કર્યું, કે “ અહીંઆંનો મુસલમાન હાકેમ અમારા પર ઘણો અત્યાચાર કરે છે, અને હિંદુધર્મની કોઇ પણ ક્રિયા થવા દેતો નથી. ”

આ સમાચાર સાંભળી ભાઈ બંદાએ પોતાના શીખોની સાથે જઇ એ ગામને ઘેરો ઘાલ્યો. સઢૌરાના હાકેમે પોતાની સેના તૈયાર કરી લડાઈ શરૂ કરી. બંને પક્ષ તરફથી ખૂનખાર લડાઇ ચાલવા લાગી. આખો દિવસ લડાઈ ચાલ્યા પછી સાયંકાળે શીખોએ એક જબરો ધસારો કરી મેદાન સર કર્યું. આ સઢૌરાના હાકેમે ગુરુ ગોવિંદસિંહના સહાયક બુદ્ધુશાહને મરાવી નાંખ્યો હતો, તેથી ઉમે

પગેજ શીખોએ તેના કેટલાક નામાંકિત મુસલમાન સરદારોને પકડી લઈ જીવતાજ બાળી મૂક્યા. સઢૌરામાં ઘણી લૂટ ચલાવવામાં આવી, અને શિખા તથા જનોઇ બતાવી મહા મુશ્કેલીથી બચવા પામેલા હિંદુઓ સિવાય બાકીના સઘળા કત્લ થઇ ગયા. અહીંઆંનો કિલ્લો પણ તેમના અધિકારમાં આવ્યો, જેમાંથી યુદ્ધનો પુષ્કળ સામાન, અને કેટલીક તોપો પણ મળી; એટલે હવે શીખ લોકોનું બળ ઘણુંજ વધી ગયું.

બીજે દિવસે પાસેનો એક બીજો કિલ્લો જેનું નામ મુસલગઢ હતું અને જે સરહિંદના સૂબાએ સંવત ૧૭૩૪ માં બંધાવ્યો હતો, તેને શીખ લોકોએ હલ્લો કરીને જોતજોતામાં કબજે કરી લીધો. મુસલમાનો અને પીરજાદાઓ બિચારા કાકડીની માફક કપાઇને ફેંકી દેવાયા, અને કેટલાક અગ્નિમાં બાળી મૂકાયા. તાત્પર્ય કે શીખો અહીંઆં મનમાની રીતે વર્ત્યા, તેમણે પોતાના દીલની દાઝ સારી પેઠે કાઢી. એ કિલ્લાના બાંધકામમાં કેટલોક ફેરફાર કરી શીખોએ તેનું નામ લોહગઢ રાખ્યુ, પરંતુ ભાઇ બંદાએ પોતાનું સદર સ્થાન સઢૌરાના કિલ્લામાંજ નક્કી કર્યું.

ભાઇ બંદાનાં કૃત્ય જોઈ ચારે તરફથી મુસલમાનો થરથર કંપવા લાગ્યા. બદાની ખબર લેવાનો કોઈ પણ ઉપાય તેમને સૂઝતો ન હતો, કેમકે ઔરંગજેબના મૃત્યુ પછી મોગલ તખ્ત નબળું પડી ગયુ હતું. બહાદુરશાહ દક્ષિણ દેશને શાંત કરવામાં રોકાયલો હતો, અને સઘળા સૂબાઓ જે જેને હાથ આવ્યુ તે તેનો માલિક થઇ બેસવાની ફિકરમાં પડયા હતા; એટલે ખૂદ એમના ઘરમાંજ ફૂટ અને અવિશ્વાસ ફેલાઈ રહ્યાં હતાં. શીખોને આથી બહુ ફાવતું આવ્યું. તેઓ યથેચ્છ લૂંટફાટ અને કત્લ ચલાવવા લાગ્યા, અને કેટલાંક સ્થળોના કિલ્લાપર પણ અધિકાર જમાવી બેઠા. પરન્તુ શીખ

ોકોની મૂળ નેમ તો **સરહિંદના સૂબાપર** હતી; ગુરુ સાહેબની ાજ્ઞાનુસાર તેનો ધ્વંસ કરવાની જરૂર હતી, આની તૈયારી તેઓ ,રી રહ્યા હતા.

એ અરસામાં ઘણા મુસલમાનો ભાઈ **બંદા** પાસે આવી પ્રાર્થના રવા લાગ્યા, કે "અમે આપને શરણે છીએ, અમારી રક્ષા કરો, અમને આ પ્રમાણે ક્રૂર રીતે હણો મા, આપ જે આજ્ઞા કરશો તે રમાણે અમે વર્તીશું."

ભાઇ **બંદાએ** તેઓને શરણાગત જાણી પોતાની પાસે રાખી ીધા, પણ આ દુષ્ટોના મનમાં તો કંઇક જૂદીજ વાત હતી. એક ,તને ગુપ્ત રીતે પત્ર આપી તેમણે **સરહિંદના** સૂબા પાસે મોકલ્યો, "**બંદાનું** બળ ઘણું વધતું જાય છે, આપ જલદીથી તેનો ઉપાય રો, નહિ તો પછી સંભાળવું મુશ્કેલ થઇ પડશે. અમે લોકો ભેદ જાણી લેવાને ખાતર અહીંઆં નોકર રહી ગયા છીએ, અને પળે ળના સમાચાર આપને મોકલતા રહીશું." આ પત્ર એક પોલા ાંસની લાકડીમાં ઘાલી દૂત સાથે મોકલી આપ્યો.

માર્ગમાં પ્રારબ્ધબળથી ભાઇ **બંદાનાં** ઉંટ હાંકનારાઓએ ેલા દૂતને ઉતાવળો ઉતાવળો જતો જોઇને પકડ્યો, અને ઉંટ હાંક- ાને પેલી વાસની લાકડી તેની પાસેથી માગી. તેણે આપવાની ા કહી એટલે તેની પાસેથી તેઓએ જબરજસ્તીથી તે છીનવી ીધી. પછી એ લાકડી વડે ઉટને જોરથી મારી મારી હાંકવા ાગ્યા. વારંવાર મારવાથી તે ફાટી ગઈ, અને તેથી મુસલ- ાનોએ મોકલાવેલો પત્ર ઉડીને જમીનપર પડ્યો. પેલા શીખોએ ૧રતજ આ પત્ર ભાઈ **બંદા** પાસે મોકલી દીધો. જ્યારે એ પત્ર ંચાયો ત્યારે પેલા શરણાર્થી મુસલમાનોનું સઘળું પોકળ ખુલ્લું થઈ ગયું. એ સઘળા મુસલમાનોને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યા,

અને ક્રમશઃ એક એકને બહાર કાઢી તલવારથી તેમનાં શિર ઉડાવી દેવાયાં. આ કાર્યથી મુસલમાનોમાં કેર વર્તાઇ રહ્યો. જે મકાનમાં આ લોકોને કેદ કરવામાં આવ્યા હતા, તે આજ સુધી 'કત્લગઢ' નામથી વિખ્યાત છે.

આ સમયે એવી સ્થિતિ હતી કે મુસલમાનથી દુઃખી થયેલો કોઇ હિંદુ ભાઇ બંદા પાસે આવી રાવ ખાતો તો બંદા ઉભે પગે તે ગામપર ધસી જતો, અને ગામના સઘળા મુસલમાનોને તલવારથી પૂરા કરતો, તેમજ તેમની માલ–મિલ્કત લૂંટી લઇ ગામને સળગાવી મૂકતો. આથી આખી મુસલમાન આલમ થરથર કંપી ઉઠી.

ગુરુ ગોવિંદસિંહના આજ્ઞાપત્ર દેશ વિદેશ સર્વ સ્થળોએ પહોચી ચુકયાં હતાં, એટલે સર્વ જગ્યાએથી દિનપરદિન શસ્ત્રધારી સેંકડો શીખ યુવાનો આવી પહોંચી ભાઇ બંદાના બળમાં ભરતી કરી રહ્યા હતા. ભાઇ બંદાના પરાક્રમના સમાચાર સાંભળી માર્ગમાં જે કોઇ મુસલમાની ગામ આવતું તે પર આ લોકો ચઢાઇ કરી લુંટફાટ ચલાવતા અને તેને તારાજ કરી દેતા. માંઝા દેશના શીખોએ પેશાવર તથા ગુલજારી આદિ કેટલાંક ગામોને ખેદાન મેદાન કરી નાંખ્યા. માર્ગમાં તેમણે ગુરુ સાહેબના લાંબા વખતના શત્રુ રોપડના પઠાણો-પર પણ હુમલો કરી દીધો. તેમની સહાયતા અર્થે સરહિંદના સૂબાએ પાચ હજારનું સૈન્ય કેટલીક તોપો સાથે મોકલ્યુ હતું. પઠાણો ઘણી બહાદુરીથી લડયા, પણ સાયંકાળ થતાં શીખોએ એવા તો જોરથી હલ્લો કર્યો કે મુસલમાનો ટકી શકયા નહિ, અને આખરે શીખોનીજ જીત થઇ. યુદ્ધની ઘણી ખરી સામગ્રી અને કેટલીક તોપો તેમને હાથ આવી. બીજે દિવસે પૂરો સૂર્યોદય થવા પામ્યો ન હતો, એટલામાં તો સરહિંદના સૂબા તરફથી બીજું કેટલુંક લશ્કર આવી પહોંચ્યું. શીખોએ તરતજ આ લશ્કર ઉપર પણ આક્રમણ કર્યું,

અને ખૂનખાર લડાઇ મચી રહી. સુમારે ચારસો કે પાંચસો શીખ યુવાનોજ રણક્ષેત્રમાં રહ્યા, પણ મુસલમાન સરદારો માર્યા જવાથી છેવટે મુસલમાનોની હાર થઇ, અને શીખો બહુ અચ્છી રીતે લૂંટફાટ કરી ખુશી ખુશી થતા ભાઇ બંદાને આવી મળ્યા. એ લોકોનાં પરાક્રમ સાંભળી તે ઘણો પ્રસન્ન થયો, અને સર્વ લોકોને યથોપયુક્ત ઇનામ વગેરેની લહાણીથી સંતુષ્ટ કર્યા.

પોતે હવે સઘળી રીતે તૈયાર છે, એમ જાણી ગુરુ ગોવિંદસિંહનો મુખ્ય આદેશ પાળવા ભાઇ બંદાએ સર્વે સરદારોને સૂચના કરી દીધી, કે "વિ૦ સં૦ ૧૭૬૪ ના ફાગણ સુદી ૧૩ ના દિવસે સરહિંદ પર ચઢાઇ કરવામાં આવશે, અને ગુરુ સાહેબના નિસ્સહાય બાળકોને મારી નાંખવાનું વેર વાળવામાં આવશે."

આ સમાચાર સાંભળી શીખોનું લોહી જોસથી રગેરગમાં ઉછળી રહ્યું. તેઓ બે દિવસ પહેલેથી આખી રાત્રિનો ઉજાગરો વેઠી વેઠીને પોતાની તલવારોને સરાણ પર ચઢાવવા લાગ્યા. એકેએક શીખ બાળકની નસ પ્રબળ વેગથી થડકી રહી હતી. અંતે મુકરર કરેલો દિવસ આવી પહોંચ્યો. શીખ જવાનો હાથમાં તલવાર અને ગોળી ભરેલી બંદૂક લઇ સરહિંદ પર ચઢી ગયા.

સરહિંદના સૂબાએ પણ ખૂબ તૈયારી કરી રાખી હતી. દીન ઇસ્લામનો ઝુંડો ઉઠાવી તેણે આસપાસના હજારો મુસલમાનોને મદદ માટે બોલાવ્યા હતા, તેમજ પોતાના સૈન્યને સંપૂર્ણ રીતે સજ્જ કરીને મોરચા પર વીશ તોપો ગોઠવી રાખી હતી. શીખ લોકો આવી પહોંચતાંજ તેમના પર તોપોના ગોળાનો મારો શરૂ થયો. ચારે તરફ અંધકાર વ્યાપી રહ્યો. પ્રત્યેક મારાએ સેંકડો શીખો મરવા લાગ્યા, છતાં તેઓ વીરતાથી આગળ વધતા રહ્યા. પરંતુ તોપોના મારા આગળ વધુ સમય તેમનાથી ટકી શકાયું નહિ. ભાઇ બંદાએ પોતાના

સૈન્યના આ હાલ જોયા એટલે એક ઉંચા ટેકરા પર ચઢી તેણે સચોટ શરસંધાનથી ગોલંદાજોને વિંધવાનો આરંભ કર્યો. તેના લક્ષ્યવેધી તીરોના મારથી લગભગ સઘળા ગોલંદાજો માર્યા ગયા, અને તોપોનાં મોંઢાં ઠંડાં પડવા લાગ્યાં. હવે શીખોએ લાગ જોઇ, એક સામટો ધસારો કર્યો, અને તોપો ઉપરથી ઉછળી ઉછળીને તેઓ શત્રુશ્રેણીમાં ઘૂસી ગયા, અને સખત કત્લ ચલાવવા લાગ્યા. શીખોની તેજીલી તલવારથી મુસલમાન ખાનજાદાઓ અને પીરજાદાઓ ઘાસની પેઠે કપાઈ જવા લાગ્યા. ગોળા, ગોળી અને તીરોના વર્ષાદથી તેમજ તલવારોના ચાલુ પ્રયોગોથી લોહીની ધારાઓ વહેવા લાગી, લોથ પર લોથ પડવા લાગી, અને રણભૂમિ તેના વાસ્તવ સ્વરૂપમાં આવી ગઇ. લોહીનો કાદવ થઈ રહ્યો, ઘાયલોના આર્તનાદ સંભળાવા લાગ્યા, અને મુડદાંઓના ઢગ ખડકાવા લાગ્યા. મુસલ્લમાનોના 'અલ્લા હો અકબર' અને શીખોના 'સત્ય શ્રી અકાલ, વાહ ગુરુકી ફતેહ' વગેરે શબ્દોથી રણભૂમિ ગાજી ઉઠી. સારાંશ કે બે ઘડી સુધી ખૂબ ઘનઘોર યુદ્ધ મચી રહ્યું, શીખ અને મુસલમાન બંને એકબીજાની અંદર ભેળસેળ થઈ ગયા. શત્રુ અને મિત્રની કોઇને પિછાન રહી નહિ. આવી ખૂન-ખાર લડાઈ ક્વચિતજ થઇ હશે. ભાઇ બંદા એક ઉંચી ટેકરી પર બેસી પોતાના તીરોથી તાકી તાકીને મુસલમાન સરદારોને યમપુરીના પરોણા બનાવતો હતો. તેના મારથી મુસલ્લમાન સેનાએ વ્યૂહબદ્ધ રહી લડવાનુ છોડી દીધું અને તે અસ્ત-વ્યસ્ત થઈ ગઇ.

ટેકરી પર બેઠેલો ભાઇ બંદા શત્રુઓની આ અવ્યવસ્થા જોઇ, અલગ રાખેલી થોડી સંરક્ષિત સેનાને લઇ તલવાર ખેંચી એકદમ શત્રુઓ પર તૂટી પડયો. આ તાજા સૈન્યના અણચિંતવ્યા આગમનથી શીખો ઘણા ઉત્સાહમાં આવી ગયા, અને એક વાર ફરીથી ઘણા જોરથી તેઓએ મુસલમાન પર હુમલો કર્યો. દિનભર લડતાં લડતાં

બાકી ગયેલી મુસલમાન સેના આ હુમલા સામે ટકી શકી નહિ, અને પીઠ બતાવી નાસવા લાગી. આ ઝપાઝપીમાં સરહિંદનો સૂબો ઘોડા પરથી ગબડી પડયો, અને શીખોના હાથમાં સપડાયો. તેમણે તેને બંદાજીને હવાલે કર્યો. એક અલગ મકાનમાં તેને કેદ કરવાનો હુકમ કરી બંદાએ સરહિંદને લૂટી બરબાદ કરવાનું ફરમાન કર્યું. યુદ્ધોન્મત્ત શીખોએ ખૂબ મારફાડ સાથે લૂંટ ચલાવી. આખા શહેરમાંથી એક પણ મુસલમાન બચી જવા પામ્યો નહિ. લાંબી દાઢીવાળા જે કાજીએ ગુરુ સાહેબના પુત્રોને મારી નાંખવામા સંમતિ આપી હતી તેને અને તેના કુટુંબના માણસોને શોધી શોધીને શીખોએ તલવારથી પૂરાં કર્યા, અને તેના મકાનને આગ લગાડી ફૂંકી મૂકયું ! તેની ફૂલપાંખડી જેવી બિચારી નાજુક બીબીઓ દુઃખની મારી હાય હાય કરતી શેરીએ શેરીએ ભટકવા લાગી, પણ તેમને આશરો આપનાર કોઈ પણ રહ્યું હતું નહિ. મસ્જિદ કે મકબરા જે કંઈ રસ્તામાં આવતું તેને તોડી ફોડી જમીનદોસ્ત કરી દેવામાં આવતું. આખા સરહિંદ શહેરને આવી રીતે ઉજ્જડ વેરાન કરી તેમાં આગ લગાડી દીધી. આ આગ ત્રણ દિવસ સુધી રહી. ત્યાર પછી શીખોએ સરહિંદના સૂબાને મુસ્કેટાટ બાંધીને બળતી આગમાં ફેંકી દીધો, તે બિચારો તરફડીઆં મારતો ત્યાં ને ત્યાં બળી મૂઓ. સારાંશ કે, અહીંઆ શીખોએ બહુ કેર વર્તાવ્યો, અને સરહિંદના સૂબાને તેનાં કૃતકર્મોનું ફળ આબાદ ચખાડયું. સઘળું કર્યા પછી ભાઇ બંદા આગળ વધ્યો, અને બે શિષ્યદ્વારા આ સઘળા સમાચાર તેણે ગુરુ સાહેબને પાઠવ્યા.

ગુરુ સાહેબે ગોદાવરી કિનારે એક ઉત્તમ સ્થાન પસંદ કરી ત્યાં ગૃહ નિર્માણ કર્યું તથા એક સૈયદ પાસેથી જમીન વેચાતી લઇ ત્યાં તેમણે અતિ સુંદર ગુરુદ્વાર તથા બાગ પણ બનાવ્યો, અને પછી

ત્યાં તેઓએ શાંતિપૂર્વક નિવાસ કર્યો હતો. નિત્ય સવારે અને સાંજે ગ્રંથસાહેબની કથા થતી હતી, અને ભક્તોને કડહાપ્રસાદ (શીરો) વહેંચવામાં આવતો. ગુરુજીનો અહીંઆં નિવાસ થયો છે, એમ જાણી ધીરે ધીરે ઘણા ભક્તો અહીં આવવા લાગ્યા. તેઓમાંથી એક નગીના નામના ભક્તે જ્યાં ગુરુ સાહેબ નિત્ય સ્નાન કરવા જતા હતા. ત્યાં એક ઘાટ બંધાવરાવ્યો, જે આજ સુધી નગીનાઘાટના નામથી પ્રસિદ્ધ છે. વળી બીજો ઘાટ શિકારઘાટ કહેવાય છે, જ્યાં ગુરુજી હરહંમેશ શિકાર ખેલવા જતા હતા. ગુરુ સાહેબનું નિવાસસ્થાન અવિચળ નગરના નામથી પ્રસિદ્ધ છે, અને શીખ લોકો તેને માટે ઘણી પૂજ્ય બુદ્ધિ ધરાવે છે. અહીંના નિવાસ દરમિયાન સંવત ૧૭૬૪ ના જેઠ વદી ૧૩ ને દિવસે ગુરુ સાહેબ પાસે પેલા બે શિષ્યો આવી પહોંચ્યા, અને સરહિંદના સૂબાના મૃત્યુસમાચાર તેમજ ભાઇ બંદાનાં પરાક્રમોનો હેવાલ ગુરુ સાહેબને નિવેદન કર્યો. આ સમાચાર સાંભળી ગુરુ સાહેબના શીખસાથીઓમાં મોટી ખુશાલી ફેલાઇ રહી અને તેઓ કહેવા લાગ્યા, કે "જુઓ, બૂરાં કર્મનાં ફળ આ પ્રમાણે પ્રત્યક્ષ મળે છે." ભાઈ બંદા પોતાના ઉદ્દેશ યથેચ્છ રીતે પાર પાડશે એવી પ્રતીતિ થવાથી ગુરુ સાહેબ પણ નિશ્ચિંત થઇ ત્યાંજ રહ્યા, અને ભક્તિ–ઉપાસનામાં પોતાના દિવસો વ્યતીત કરવા લાગ્યા.

# પ્રકરણ ૧૨ મું.

## સ્વર્ગારોહણ.

ગોદાવરી નદીના તીરે આવેલા અવિચળ નગરમાં ગુરુ સાહેબ શાંતિપૂર્વક પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યા હતા. આ અરસામાં

દક્ષિણમાંથી પાછો ફરતો બહાદુરશાહ તેમને મળવા આવ્યો. તેણે તેમનાં દર્શન કરીને પુષ્કળ ભેટ સાદર કરી, તથા એક કીમતી હીરો પણ સર્વના દેખતાં બહુ માનપૂર્વક ગુરુ સાહેબને અર્પણ કરી તેમનાં ઘણાં વખાણ કર્યાં.

ગુરુ સાહેબને બાદશાહની આ વાત પસંદ આવી નહિ, અને તેથી સર્વના દેખતાં તેમણે તે હીરાને નદીમાં ફેંકી દીધો. આ જોઇને બાદશાહ જરા અસંતુષ્ટ થયલો જણાયો ત્યારે ગુરુ સાહેબ તેને કહેવા લાગ્યા, "તમે જરા પણ શોચ કરશો નહિ. આજથી આ કાર્યના સ્મારકરૂપે આ સ્થાન હીરાઘાટના નામથી પ્રસિદ્ધ થશે." અને થયું પણ તેમજ. એ સ્થાન આજે પણ હીરાઘાટના નામથી મશહૂર છે.

ગુરુ નાનકનો સિદ્ધાંત હતો કે આત્મદૃષ્ટિથી સઘળા પ્રાણીઓ સમાન છે, પછી તે હિંદુ કે મુસલમાન ગમે તે હોય. એ સિદ્ધાંતને અનુસરી ગુરુ ગોવિંદસિંહજી પણ જ્યારે કોઇ સહૃદય સજ્જનને મળતા ત્યારે ચાહે તો તે મુસલમાન હોય તોપણ તેને ઉપદેશ કરતા, અને આવા કેટલાક મુસલમાન તેમના મિત્ર પણ હતા. આ સમયે પણ તેમની પાસે કેટલાક મુસલમાન સેવકો અને ભક્તો હતા. તેઓમા અતાઉલ્લાખાન અને ગુલખાન નામના બે પઠાણ પણ હતા, જેમના પિતા પૈદેખાનને ગુરુ સાહેબે કોઈ યુદ્ધમા માર્યો હતો. એ બંને જણ ઘણી શ્રદ્ધાથી ગુરુ સાહેબની સેવામા હાજર રહેતા.

એક દિવસ એ બેમાંથી અતાઉલ્લાખાન કોઇ જલસામા ભાગ લેવા ગયો, જ્યાં તેના એક મિત્રે તેને ઘણું ઉંધુ-ચત્તું સમજાવી કહ્યું, કે "ધિક્કાર છે તને કે પોતાના પિતાના પ્રાણ લેનાર અને ઇસ્લામના વેરી ગોવિંદસિંહનુ અન્ન ખાઇ જીવતર ધારણ કરી રહ્યો છે, અને વળી તારૂં આ કાળું મોં સર્વેને દેખાડતો ફરે છે! તારા પિતાનો આત્મા તને શાપ દેતો હશે. ઇસ્લામમાં તું એક નાલાયક

પેટભરો પેદા થયો છે, કે આવી બેશરમીથી પોતાના દિવસો ગુજારે છે. ઢાંકણીભર પાણીમાં શામાટે ડૂબી મરતો નથી ?"

પોતાના દોસ્તનું આવું મેણું સાંભળી એ ખાન પોતાના મનથી તરતજ ગુરુ સાહેબનો કટ્ટો શત્રુ બની ગયો, અને પાછા આવીને પોતાના ભાઇને પણ આ સઘળી હકીકત કહી ઉત્તેજિત કર્યો. આ બે સેતાનો હવે પોતાના દાવમાં રમી રહ્યા હતા, પણ તેમને પ્રસગ મળતો ન હતો; કારણ કે ગુરુ સાહેબ જાગતા હોય ત્યારે પાંચ દશ શસ્ત્રધારી શિષ્યો હરદમ તેમની પાસે બેઠાજ રહેતા હતા. એક દિવસ અર્ધ રાત્રિએ ગુરુ સાહેબ સૂતા હતા તે વખતે આ દુષ્ટોને લાગ મળ્યો, અને સવત ૧૭૬૪ ના ભાદરવા વદી ૪ ને દિવસે મધ્યરાત્રિએ જ્યારે ગુરુ સાહેબ ઘોર નિદ્રામાં હતા, ત્યારે તેમણે તેમના પેટમા કટાર ભોંકી દીધી ! !

આવા ગુમહતાનું હૃદય તો હમેશાં નબળુંજ હોય છે. અહીં પણ આ દુષ્ટનો હાથ ધ્રૂજી જવાથી ચોટ બરાબર લાગી નહિ, અને ગુરુ સાહેબ એકદમ એક ચીસ પાડી જાગી ઉઠયા, અને જેવો તે મૂજીને નાસતો જોયો કે તરતજ પાસે પડેલી નાગી તલવાર ઉઠાવી, તેમણે ઉછળીને એક એવો તો ઘા માર્યો, કે તે ખાન બે ટુકડા થઇને તરફડતો જમીન પર ઢળી પડયો. ચારે તરફ હો હા મચી રહ્યા, અને મસાલો સળગાવીને શીખ લોકો અહીંતહીં દોડધામ કરવા લાગ્યા. પેલા ખાનનો બીજો ભાઈ નાસતાં નાસતાં પકડાઇ ગયો, અને શીખોએ તેના શરીરના ટુકડે ટુકડા કરી ફેંકી દીધા. તરતજ હકીમને બોલાવવામાં આવ્યો, અને તેણે જખમને શીવી લઇ મલમપટ્ટો લગાવ્યો. સવાર થતાં સર્વ મુસલમાનોને કાઢી મૂકવામાં આવ્યા. જખમ દિનપરદિન રૂઝાતો ગયો, અને લગભગ અડધોક પૂરાઈ જવા પણ આવ્યો. એ અરસામાં બહાદુરશાહે સખત લોખડનાં બે પુરાણાં ધનુષ્ય

ગુરુ સાહેબને ભેટ મોકલ્યાં. આ સિવાય બીજી પણ ઘણી વસ્તુઓ તેણે ભેટ મોકલાવી હતી. આ ધનુષ્ય બહુજ પ્રાચીન વખતના નમૂના રૂપ, તેમજ ઘણાં ભારે હતાં. તેને જોઇ લોકો આશ્ચર્યચકિત થઇ કહેવા લાગ્યા, કે "આવાં ધનુષ્યને ખેંચીને કોણ બાણ છોડી શકતું હશે? તેમ કરનાર કેવો બળવાન પુરુષ હશે? આજકાલ તો આખી દુનીઆમાં આવાં પ્રચંડ ધનુષ્યની ચાપને ચઢાવનાર કોઇ પણ નહિ હોય!" અને ખરેખર વાત પણ તેમજ હતી. એ ધનુષ્યને નિરર્થક સમજી તથા ગુરુ સાહેબ ધનુર્વિદ્યામાં નિપુણ છે એવું જાણી, બાદશાહે એક અદ્ભુત ચીજ તરીકે ગુરુ સાહેબ પર તે મોકલાવ્યાં હતા. વાસ્તવિક રીતે ગુરુ સાહેબ પોતાના સમયમાં ધનુર્વિદ્યાના ખરેખરા ઉસ્તાદ હતા. તેઓ પણ આ કમાનોને જોઇને રાજી થયા હતા. પરન્તુ જ્યારે લોકોએ એવું કહેવાનું શરૂ કર્યું, કે "હાલના વખતમા આ ધનુષ્યને ઉઠાવી શકે એવો કોઇ નથી" ત્યારે તેમનાથી રહી શકાયું નહિ. તરતજ ઉભા થઇ તેમણે તેને પગથી દબાવ્યું અને કમાન ખેંચી પણછ ચઢાવી સર્વના દેખતાં તીર પણ ચલાવી દીધું!

ગુરુ સાહેબનું આ અદ્ભુત શૌર્ય જોઇ લોકો દંગ થયા અને તેમની વીરતાનાં વખાણ કરી કહેવા લાગ્યા, કે "એ કમાનોને તાણવી એ કંઇ નાનાં બાળકોનો ખેલ નથી. સાધારણ મનુષ્યોને તો તેને ઉઠાવવી એ કામ પણ મહાભારત જેવું થઈ પડે."

ગુરુ સાહેબે જોમમાંને જોમમાં આ કમાન ખેંચી તો ખરી પણ આ અમાનુષી પરિશ્રમને લીધે જખમને મારેલા ટાંકા—જે હજી પૂરી રીતે સુકાયા નહતા તે—તૂટી ગયા, અને કાચા જખમનું મોં ખુલી જઈ તેમાંથી રુધિર પ્રવાહ વહેવા લાગ્યો. હવે તો સહુ કોઈ બહુજ ગભરાયા અને પાછો તેજ હકીમને બોલાવવામાં આવ્યો. તેણે રક્તપ્રવાહ બંધ કરવાને ઘણાએ ઉપાય કર્યા, કંઈ કંઈ મલમ પટ્ટાઓ

લગાવ્યા, છતાં તે સઘળું વ્યર્થ ગયું. કલાકના કલાક જતા રહ્યા અને રક્તપ્રવાહ જેમનો તેમ જારી જ રહ્યો. ગુરુસાહેબનું શરીર નબળું પડવા લાગ્યું, અને તેમને ખાતરી થઇ ગઇ કે પ્રયાણ કરવાનો સમય હવે નજદીક આવી લાગ્યો છે. હકીમને વિદાય કરી સઘળા મલમપટ્ટાને તેમણે ઉખેડીને ફેંકી દીધા, અને સર્વ શિષ્યોને એકઠા કરી ગ્રંથસાહેબને મંગાવી, સામે રાખી સ્નાન કરી નવીન વસ્ત્ર ધારણ કર્યાં. પ્રાચીન પ્રથાને અનુસરી પાંચ પૈસા અને એક નાળિએર મંગાવી ગ્રંથસાહેબ આગળ ભેટ ધરી તેઓ નીચેનાં વચન બોલ્યાઃ—

**"आज्ञा भई अकालकी, तभी चलायो पंथ ।**
**सब शिष्यनको हुकुम है, गुरु मानियो ग्रंथ ॥"**

આજથી ગ્રંથસાહેબ સિવાય બીજા કોઇને ગુરુ માનશો નહિ, અને તેમના ઉપદેશ પ્રમાણે ચાલશો તો સર્વ પ્રકારે સુખી થશો. આજથી એજ તમને ગુરુની પેઠે માર્ગ બતાવશે. એ દિવસથી ગ્રંથ-સાહેબનું નામ "ગુરુગ્રંથસાહેબ" પડયું.

આ સર્વ કહીને ગુરુજીએ પોતાનાં પાંચ શસ્ત્ર મંગાવ્યાં, અને લશ્કરી પોશાક પહેરી શરીરપર તે પાંચેને યથાસ્થાને સજી, પીઠપર ઢાલ લટકાવી વીરાસન વાળી બેઠા, અને કહેવા લાગ્યા, કે "જુઓ, મારે વાસ્તે ચંદનની ચિતા તૈયાર કરી રાખો, અને તે પર આ શરીરને સુવડાવી બાળી મૂકજો. તે સ્થાનપર પાછળથી સમાધિ વગેરે કશું પણ કદાપિ બનાવશો નહિ. ચિતાને એમને એમ બળતી રહેવા દેજો, હાડકાંને છેડશો નહિ; તે આપોઆપ માટીમાં માટી અને રાખમાં રાખ થઇ ભળી જશે." વગેરે કહી "સત્યશ્રી અકાલ, સત્યશ્રી અકાલ, ૐ"નો ઉચ્ચાર કરતાં કરતાં તેમણે શરીર છોડયું !

શિષ્યગણ ગુરુજીનું અદ્દ્ભુત મૃત્યુ જોઇ મહા દુઃખ પામ્યા. કેટલાએ જણ જેઓ તેમને પિતા અથવા પ્યારા મિત્ર સમાન મા-

નતા હતા તેઓ ધ્રુસ્કે ધ્રુસ્કે રડવા લાગ્યા. કેટલાક પ્રવીણ શિષ્યોએ ધીરજ ધરીને ગુરુના મૃત શરીરને ફરીથી સુગંધિત જળથી સ્નાન કરાવી કેસરચંદનથી લિપ્ત કરી પ્રથમથી તૈયાર કરી રાખેલી ચંદન-કાષ્ઠની ચિતાપર મૂક્યુ, અને તેને દાહ દીધો. ચિતાપર પ્રબલ ઘૃત-ધારા પડવા લાગી, અને તેનો અગ્નિ ગર્જના કરી ભડભડ શબ્દ બોલતો પ્રચંડતર થતો ગયો. જોત જોતામાં પ્રતાપી ગુરુ ગોવિંદ-સિંહનુ શરીર બળીને ભસ્મીભૂત થઈ ગયુ, અને રાખના ઢગલા સિવાય કશું પણ રહ્યું નહિ !

**" खाक का पुतला बना, खाक की तस्वीर है ।**
**खाक में मिल जायगा, खाक दामनगीर है ॥ " ***

કોઈ પણ રહ્યું નથી. અંતમા સર્વની એવીજ દશા થવાની છે.

**" न गोरे सिकंदर न है कब्र दारा।**
**मिटे नामियों के निशां कैसे कैसे " ॥ §**

ત્રણ દિવસ સુધી ચિતા બળતી રહી, ચોથે દિવસે ગુરુજી મના કરી ગયા હતા, છતાં શ્રદ્ધાળુ શિષ્યોએ માન્યુ નહિ અને ભસ્મ ખસેડી જોતા એક લોઢાની કરદ ( એક જાતનુ હથિઆર ) સિવાય કઈ પણ હાથ આવ્યું નહિ. આ સ્થાનપર તે લોકોએ એક બહુજ ઉમદા આલીશાન સમાધિ મંદિર બનાવ્યુ, અને પેલી લોઢાની કરદને પણ તેમાં ગોઠવી દીધી. આ મંદિર હજી સુધી ગોદાવરી નદીના તીરે

* શરીર માટીમાથીજ બનેલુ છે, અને સુન્દર લાગતા ચ્હેરા પણ માટીનાજ છે, અન્તે એ માટીમાંજ મળી જવાના છે, એ બધાનુ માટી એજ સાચું સ્વરૂપ છે

§ કેવા કેવા નામીઓના નિશાન પણ રહ્યાં નથી ! સિકંદરની ઘોર કે દારાની કબર પણ રહી નથી !

અવિચલ નગરમાં વિદ્યમાન છે, અને તેના દર્શન માટે દૂર દૂરથી શીખ લોકો ત્યાં જાય છે.

આ પ્રમાણે મહા શૂરવીર અને પ્રતાપી ગુરુ ગોવિંદસિંહના દેહનો અંત આવ્યો, અને તેમનો આત્મા જે અમર પુરુષે "**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृतां***" પૃથ્વીપર મોકલ્યો હતો તેજ અમર પુરુષની ગોદમાં જઇ પહોંચ્યો.

# પ્રકરણ ૧૩ મું.

## સિંહાવલોકન.

વાચકો ! આપણે ગુરુ ગોવિંદસિંહના જીવનનુ, તેમની કાર્ય પરંપરાનુ અને નિત્ય-વ્યવહારનુ આદિથી અંત સુધી અવલોકન કર્યું. હવે ચાલો, આપણે સર્વ મળી તેના પર કંઇક વિચાર કરીએ, અને તપાસીએ કે તેમના જીવનમાંથી આપણે શુ શીખ્યા અને તેમની કયી કયી શિક્ષાઓ આ સમયમા આપણને અનુકરણીય છે, અથવા આ સમયની આપણામાંની કયી કયી ન્યૂનતાઓ ટાળવા માટે તેમનુ જીવન આદર્શરૂપ બને છે? કેઇ અંગ્રેજ કવિએ કહ્યું છે, કે "મહા પુરુષોનાં જીવનચરિત્ર એટલા માટે લખાય છે, અને વચાય છે, કે જેથી આપણા જીવનપર પણ તેમની કંઇક છાપ પડે."

આ કઇ નવલકથા નથી કે તેને એક કાને સાંભળી બીજા કાનથી કાઢી નખાય. આ તો એક સત્ય જીવનની—અરે! એક મનુષ્ય-જીવનની વાસ્તવિક ઘટના છે. તેના જીવનના આઘાત-પ્રત્યાઘાત અને તેણે જે ચઢતી—પડતીની છાંયડી અનુભવી છે તેની આ સાચી કહાણી

* 'સાધુઓના રક્ષણને માટે અને દુષ્ટોના વિનાશને અર્થે

છે; જો કોઈ કોઇ સ્થળે તો નવલકથાના કાલ્પનિક પ્રસંગ કરતાં પણ અધિક રોચક થઈ પડે છે.

આપણા દેશમાં મહાપુરુષોનાં જીવનચરિત્રો લખવાનો ચાલ નવીન નથી, પણ સામાન્ય રીતે શ્રદ્ધાળુ ભક્ત લોકો મહાન પુરુષોના સત્ય જીવનની અંદર કંઇ કંઇ પ્રકારની ઔપન્યાસિક ગાથાઓ ગુંથે છે, અને તે ધીરે ધીરે એટલે સુધી વધી જાય છે, કે ચરિત્રનાયક આ ઉજ્વલ આવરણોની વચમાં તદ્રૂપ બની જાય છે, અને તેને એક દૈવી અથવા તો અલૌકિક પુરુષ સમજી આપણે માત્ર દૂરથીજ હાથ જોડીને કહીએ છીએ, કે "અમુક તો સાક્ષાત્ દેવાંશી હતા અથવા તો સ્વયમેવ ઈશ્વરાવતાર હતા, તેમની બરાબરી સંસારમાં કોઇનાથી થઇ શકે નહિ, તેમના માત્ર નામ–સ્મરણથીજ અમારો બેડો પાર થશે." પણ જો આવા મહાપુરુષોનાં જીવન–ચરિત્રની પૂરેપૂરી રીતે સટીક સમાલોચના કરવામાં આવે, તો ખુલ્લી રીતે સમજાય, કે લોકો પોતે બતાવેલા માર્ગે ચાલતાં શીખે–એ હેતુ દૃષ્ટિ સમીપ રાખી, તેમણે પોતાનું જીવન ગાળ્યું હોય છે. તેમજ કદાચ ઈશ્વરના અવતાર થઈ શકતા હોય, તોપણ મનુષ્યો માટે એક એવો ઉત્તમ આદર્શ મૂકી જવો, કે જેથી તેઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ બહુજ અલ્પ શ્રમે પ્રાપ્ત કરી શકે, એ સિવાય તેનો બીજો કયો ઉદ્દેશ હોઇ શકે? ગીતામાં ભગવાને યથાર્થજ કહ્યું છે, કે 'મારો અવતાર ધર્મ સ્થાપન માટે સમયે સમયે થાય છે.'

ધર્મની સ્થાપના માટે અથવા તો મનુષ્યને કર્તવ્યમાર્ગ બતાવવા માટે મહાપુરુષો અવતાર લે છે. જ્યારે સમય બદલાય છે, અને એક સમયની શિક્ષા બીજા સમયમાં કામ લાગી શકતી નથી, ત્યારે ફરી બીજો અવતાર થાય છે, અને મનુષ્યોને તેમના કર્તવ્યમાર્ગપર દોરે છે. મહાપુરુષો કંઇ અલ્પજ્ઞ હોતા નથી, કે એક સમયે

નિર્દિષ્ટ કરેલી શિક્ષાને થોડા દિવસ પછી બદલી વળી ફરી નવીન શિક્ષા દેવાની આવશ્યકતા સમજે. તેમનો ઉદ્દેશ એકજ હોય છે, અને શ્રુતિની પેઠે તેમની શિક્ષા સદા સર્વદા એકજ સત્ય સંદેશનો ઉદ્‌ઘોષ કરે છે; પરન્તુ સમયના ફેરફાર સાથે સાધારણ મનુષ્યોની મતિ અને કૃતિ પણ ફરતી જાય છે, તેથી તેને અનુસરતું સનાતન શિક્ષાનું નવીન સ્વરૂપ ઘડવા માટે એક નવીન યંત્રકારની જરૂર પડે છે. એ યંત્રકાર—તે સૃષ્ટિના મૂળ મંડાણથી સત્ય શિક્ષાનો ઉપદેશ કરનાર મહાપુરુષજ હોય છે. આ પ્રકારે રામ, કૃષ્ણ આદિથી માંડીને આજસુધી કેટલા બધા દયાશીલ મહાપુરુષોનાં જીવન આપણ પામરોના કાનને પવિત્ર કરી રહ્યાં છે! રામાયણ અને મહાભારતની કથાઓ થાય છે, છતાં તેને અનુરૂપ જીવન બનાવવાને આપણે કેટલા પ્રયત્ન કર્યા છે? એ શિક્ષાઓને, એ ઉપદેશોને નવીન સ્વરૂપમાં રજુ કરવાનો સમય હવે આવી પહોંચ્યો છે, એ વાત સત્ય છે. અને તે પછી કોઇ કોઈ એવા મહાપુરુષો અવતર્યા પણ છે, કે જેમણે મનુષ્યના વલણને અનુસરી એ નવીન સ્વરૂપ પ્રકટાવ્યું છે પણ ખરૂં. આપણા ચરિત્ર નાયક ગુરુ ગોવિંદસિંહજી પણ એમાંનાજ એક છે.

ગુરુ ગોવિંદસિંહનુ જીવન એ એક કર્મવીરનું જીવન હતું. ભગવાન શ્રીકૃષ્ણની પેઠે તેમણે પણ સમયને બહુ સારી રીતે ઓળખીને તે પ્રમાણે કાર્યનો આરંભ કરી દીધો હતો. કલિયુગના પ્રારંભમાં ભારતીય રાજાઓ ઘર ઘરના માલિક બની પોતપોતાના અઢી દાણાની ખીચડી જૂદી જૂદી પકાવતા તે વખતે મહારાજ શ્રી કૃષ્ણે જોયું, કે ભારતનું આ પ્રમાણે વિભક્ત રહેવું, અને તેમ થવાથી વિદેશીઓ માટેનાં દ્વાર હમેશાં ખુલ્લાં બને એ ઇષ્ટ નથી. તેથી ચેદીનો શિશુપાલ, મગધનો જરાસંધ, અને મથુરાંનો ઉગ્રસેન—એવા સર્વ નાના નાના રાજાઓ પોતપોતાનો અધિકાર છોડી એક સામ્રાજ્ય—

અરે ! ભારતનું વિશાલ સામ્રાજ્ય સ્થાપે, તો પછી તે બળને તોડવા કોઈ એકાએક સમર્થ થઈ શકશે નહિ. પણ ભારત ઘણો પુરાણો, સભ્ય દેશ હતો, ત્યાં મોટા યુદ્ધ સિવાય એ પ્રમાણે બનવું અસંભવિત હતું, તેથી મહાભારતના ભારે સંગ્રામની યોજના થઈ, અને ધર્માત્મા યુધિષ્ઠિરે ઇંદ્રપ્રસ્થની ગાદી પર વિરાજમાન થઈ અશ્વમેધયજ્ઞ કરી પોતે રાજરાજેશ્વરનું પદ ધારણ કર્યું. તે પછી નિયમ પ્રમાણે સમયની ઉલટપાલટ થતી રહી. ફરી જ્યાં સુધી ભારતવાસીઓમાં કુસંપે ઘર કર્યું નહિ, ત્યા સુધી વિદેશીનો પગપેસારો થવા પામ્યો નહિ. સમય જતાં મુસલમાનોએ જ્યારે ભારતમાતાને પદદલિત કરી, અને હિંદુ પ્રજાને પીડી નિસ્તેજ કરવા લાગ્યા, ત્યારે ફરીથી ગુરુ ગોવિંદસિંહના રૂપમાં એક મહાપુરુષે ભારતની શક્તિ એકત્ર કરવાનો પ્રયાસ આદર્યો, અને સ્વલ્પ સાધન તથા ઉદાર અંતઃકરણ સાથે તેઓએ કાર્યક્ષેત્રમાં ઝંપલાવ્યું.

યવનોને અધીન બની ગયેલા હિંદુઓમા માંહોમાંહે ફુટ હતી, તેથી તેમને એકત્ર કરવાને તેઓને યુદ્ધનુ અનુષ્ઠાન કરવુ પડયું. આ ઉદ્દેશને લઈનેજ ગુરુ ગોવિંદસિંહે પહાડી રાજાઓ સાથે યુદ્ધ માંડયુ હતું. "ભય વિના પ્રીતિ નહિ" એ સૂત્ર પ્રમાણે વર્તવાથી ધીમે ધીમે તેમની શક્તિ પણ વધી અને ઘણાક પહાડી રાજાઓ તેમનુ એકત્વ સ્વીકારવા લાગ્યા. વખતો વખત તેમને તેઓ તરફથી મદદ મળતી ગઈ, તેમજ તેમણે પણ તેઓને મદદ કરી હતી. ગુરુ સાહેબના કાર્યારંભનુ કારણુ જો કે તેમના પિતા પર ગુજરેલો અત્યાચાર જ હતું, પણ જ્યારે કાર્યપ્રદેશમા પડી તેમણે દેશની દશા જોઈ ત્યારે તે મૂળ કારણુ ગૌણુ થઈ ગયું, અને દેશનો સમુદ્ધાર કરી તેને સમયાનુસાર શક્તિશાળી બનાવવાનું બીડું તેમણે ઝડપ્યુ. તેમની એકવીશ શિક્ષાઓ,—જેમાં બ્રહ્મચર્ય, યુદ્ધવિદ્યા, સદા શસ્ત્રયુક્ત રહેવું, અને

ધૈર્યવાન બનવું એ—મુખ્ય છે, તે—પૂરેપૂરી સમયોચિત પણ હતી. એ શિક્ષાઓથી કાયર હિંદુઓમાં પણ એક પ્રકારના નવીન ઉત્સાહનો સંચાર થયો, અને શીખ નામથી હિંદુ જાતિનો એક વિભાગ મુસલમાનોને ભયપ્રદ થઇ પડયો.

ગુરુ સાહેબનો એવો ઉદ્દેશ હતો, કે ધીરે ધીરે બધા ભારતવાસીઓ શીખ બની એક પ્રબળ પ્રતાપી જાતિમાં ફેરવાઇ જાય, અને અસ્ત પામતા મુગલ સામ્રાજ્યના વખતમાં આત્મબળ પર ઝઝુમી ભારતનો ઉદ્ધાર કરે. આ ઉદ્દેશમાં તેમને કંઇક સફળતા પણ મળી. પંજાબમાં હિંદુઓનું પ્રબળ સ્વતંત્ર રાજ્ય સ્થપાયું, અને જો કદાચ બ્રિટિશ લોકનું આવાગમન આ ભૂમિમાં થયું ન હોત તો આજ સમસ્ત ભારત શીખોનેજ અધીન વર્તતું દૃષ્ટિગોચર થાત એમાં પણ શું આશ્ચર્ય? પરંતુ પરમાત્માની ઇચ્છા એવી હતી, કે પશ્ચિમના સમગ્ર નભોમંડળને ઝગઝગાવી મૂકનાર એક પ્રકારના નવીન ઉત્સાહ અને નવીન શિક્ષાથી ભારતવાસીઓ વિમુખ ન રહે, અને તેથી તેણે સહેજમાજ—કહો કે હાથ પગ હલાવ્યા વિનાજ—ભારતનુ સામ્રાજ્ય બ્રિટિશોને અર્પણ કર્યું, અને આપણને પાશ્ચાત્ય વિદ્યાનો પરિચય કરાવ્યો. આ શ્વેતાગજાતિનો અદમ્ય ઉત્સાહ, દૃઢ પરિશ્રમ, સમયનો પૂરેપૂરો સદ્વ્યય અને આ બધાને પણ ટક્કર મારે તેવી તેમની પ્રકૃતિમાતાનાં છુપાયલાં રત્નોનો આવિષ્કાર કરવાની અદ્‌ભુત શક્તિ—એ સર્વેએ આશ્ચર્યમુગ્ધ બનાવી આપણા રોમાંચ ખડા કર્યા છે, અને આપણે રામ તથા યુધિષ્ઠિરનાં સતાન આ નવીન જગતને જોઇ જબરા વેગથી તે તરફ આકર્ષાઇ રહ્યા છીએ. આ નવીન જ્યોતિથી આપણે અંજાઇ ગયા છીએ. આમાં પણ પરમાત્માનો કંઇ મંગળ વિચારજ હશે. વળી એ પણ એનીજ પ્રેરણા માનો, કે આ સમયમાં ભારતવાસીઓને પોતાની પ્રાચીન કીર્તિનું

સ્મરણ થઇ આવે છે, અને વર્તમાન પાશ્ચાત્ય સભ્યતાને કોઇ પ્રકારે પ્રાચીન આદર્શ સામે ધરી, ભારતીય મન અને પાશ્ચાત્ય સાધનદ્વારા આપણું યથોપયુક્ત નવીન સ્વરૂપ આપણે પ્રકટાવી શકીએ છીએ. ચાહે લાખ વાર હાથ પગ પછાડીએ, છતાં એ સિવાય ઉદ્ધારનો અન્ય ઉપાય નથી. આખું જગત જે તરફ ગતિ કરી રહ્યું છે, તે તરફ જવુંજ જોઇએ, નહિ તો પ્રગતિમાન સમયચક્ર આપણને ખુંદતું-કચરતું આગળ વધ્યું જશે, "**फिर पछताए होत क्या अब चिड़ियां चुग गई खेत.**" (પંખીઓ ખેતર ખાઈ ગયાં, પછી પસ્તાયે શું થાય?) હવે વિચારવાનું એજ છે કે એ રાહપર ચાલવામાં આપણે મદદ કોની લેવી, અને સલાહ કોને પૂછવી? સલાહ તો આપણા વૃદ્ધ વડીલોનીજ પૂછવી જોઇએ, અન્યની સલાહ આપણે માટે લાભદાયક નથી; કારણ કે 'અંગ વિના ડંખ હોતો નથી.' આ કારણથી વર્તમાન સમયમાં આપણે આપણા મહાપુરુષોનાં જીવનચરિત્ર વાંચવાની, લખવાની અને તેમાંથી સલાહ મેળવવાની મોટી આવશ્યકતા છે. ગુરુ ગોવિંદસિંહજી જેવા પૂર્વજોની સલાહ તો આપણને આ સમયમાં ઘણીજ આવશ્યક છે, પણ તેવો સમય હાલ નથી, તો શું કરવું? ઉપાય એ છે, કે તેમની એક એક શિક્ષાને સામે રાખી જોવું, કે આ સમયમાં તે શિક્ષા કયા સ્વરૂપમાં સ્વીકારવા યોગ્ય છે, કે જેથી આપણું પરમ શ્રેય થાય. અસ્તુ! તેમની તમામ શિક્ષાઓ અને કાર્યક્રમને આપણે ક્રમવાર લખી તેમાંથી સાર ખેંચીશું.

૧. ગુરુ ગોવિંદસિંહનો પહેલો ઉપદેશ અને પ્રથમ ઉદ્યોગ પોતાના શિષ્યોમાં વિદ્યાપ્રચારનો હતો, તેથી તેમણે વિદ્વાન પંડિતોને કહ્યું હતું, કે "વેદશાસ્ત્રોની વિદ્યા સર્વને માટે છે, કેવળ દ્વિજોએજ તેનો ઇજારો રાખ્યો નથી. બ્રાહ્મણ કે ચાંડાલ ગમે તે તેને ગ્રહણ

કરી શકે." આ સમયમાં એ શિક્ષા અક્ષરે અક્ષર સત્ય માનવી એ જરૂરનું છે. વિદ્યા એ પવિત્ર ગંગાની ધારા સમાન છે, અથવા એ અનંત જ્ઞાનના સમુદ્રરૂપ છે, તેમાંથી જેની જેટલી બુદ્ધિ અને જેનો જેટલો પુરુષાર્થ તેટલું જળ તે પોતાના વાસણમાં ભરી લઇ શકે, તેમાં કોઇનું દબાણ કે રોકાણ શા માટે હોવું જોઇએ? પ્રાચીન સમયમાં પણ દ્વિજથી અન્ય વર્ણોમાંના જેણે જેણે એ માટે પુરુષાર્થ કર્યો હતો, તેણે તેણે તે પ્રાપ્ત કરી હતી. બ્રાહ્મણોનો અવરોધ કંઇ પણ કામ આવ્યો નહતો. વૈદિક સમયમાં સત્યકામજાબાલ, પછી વાલ્મીકિ (કે જે લૂટારૂ ભીલ જાતિના હતા), દ્વાપરમાં એકલવ્ય ભીલ (કે જે દ્રોણાચાર્યને ગુરુ સમજી ક્ષત્રિયોની અસ્ત્રવિદ્યા શીખ્યો હતો,) તેમજ મહાત્મા વિદુર; કલિમાં દાદૂ, કબીર, રઇદાસ આ સઘળાએ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરી છે. જેને જેની લગની લાગે છે તેને તે પ્રાપ્ત કરી શકે છે, અને તેમા નંખાતી આડખીલી કંઈ પણ કારગત આવતી નથી. ઉપર્યુક્ત પુરાણાં દૃષ્ટાંતોથી સાવધ થઇ આપણે હવે એ સંકુચિત વિચારને તિલાંજલી આપી બહાર પડવું જોઇએ, અને સમસ્ત જગતનો પ્રવાહ જે તરફ ધસતો જાય છે તે તરફ આપણાં મોં પણ ફેરવવાં જોઇએ. પ્રયત્નથી પોતાના જીવનમાં જાટ અને નાઇ જેવી હલકી જાતિઓમાંથી પણ ગુરુ ગોવિંદસિંહે એવાં એવાં વીરરત્નો પ્રકટાવ્યાં હતાં, કે જેઓ દુર્ગાને માટે બલિદાન માગતાં તરતજ બેધડક પોતાનાં શિર આપવાને તત્પર થઇ ગયા હતા, જ્યારે મોટા મોટા વિતંડાવાદી બ્રાહ્મણો અને તીસમારખાં ક્ષત્રિયો મોં વિકાસી જોઈજ રહ્યા હતા! આથી એમ સાબિત થાય છે, કે યોગ્ય શિક્ષા મળવાથી મનુષ્ય ગમે તે જાતિનો હોય છતાં મોટાં મોટાં કામ કરી શકે છે. કોઇ પણ જાતિનો ઉદ્ધાર કરી તેને ચાલુ જમાનાની અન્ય સુધરેલી જાતિઓની કક્ષામાં લાવી મૂકવા માટે

જમાનાને અનુસરી તેને વર્તમાન પરિસ્થિતિનું, નીતિનું, હાલના સમયમા ઉચ્ચ નીચની ગણુના કયા માપથી થાય છે તેનુ, તેમજ વિવિધ વિષયોનુ પ્રાથમિક અને ઉચ્ચતર શિક્ષણુ આપવું, એ પરમ આવશ્યક છે. વર્તમાન સભ્ય જગતમાં જેની ચર્ચા થઈ રહી હોય એવા કોઈ પણુ વિષયથી તે અજ્ઞાત ન રહે. આ લક્ષ્ય–બિંદુ ગુરૂ ગોવિંદસિંહનુ હતું, અને તેથી રાજનીતિ તથા યુદ્ધવિદ્યાનું શિક્ષણુ આપવાને તે સમયે તેમણે પોતાના શિષ્યોમાં સદા શસ્ત્ર બાધવા, કવાયત કરવી અને યુદ્ધ કરવુ, એ સઘળી બાબતોનો પ્રચાર કર્યો હતો.

૨. ગુરુ ગોવિંદસિંહનો બીજો ઉપદેશ એ હતો, કે "પોતાના શિષ્યો બ્રહ્મચય પાળી ઇંદ્રિય–સયમ આદરે, અને બળવાન, વીર્યવાન તથા પ્રતાપી બને." બ્રહ્મચર્યથી થતા લાભને ગણાવવા એ કેવળ પિષ્ટપેષણુ છે. શુ નૈતિક કે શુ પારમાર્થિક, શુ વ્યાવહારિક કે શુ સાંસારિક અથવા તો કેવળ સ્વાસ્થ્યની દૃષ્ટિથી પણુ બ્રહ્મચર્યનો મહિમા પ્રાચીન અને અર્વાચીન સર્વ વિદ્વાનોએ ગાયો છે, અને ગાઇ રહ્યા છે. બ્રહ્મચર્યનાજ પ્રતાપથી ખાલસાપથના અનુયાયીઓ એટલા તો પ્રબળ થઈ ગયા હતા, કે મુઠ્ઠીભર શીખોએ મુગલ સમ્રાટને તોબા તોબા પોકરાવી; અને તે એટલે સુધી કે છેવટે મુગલ બાદશાહને એ લોકોની સહાય માગવાની પણુ જરૂર પડી! બ્રહ્મચર્ય એ એક એવો મૂળમંત્ર છે, કે જે આપણુને ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની સિદ્ધિને અર્પે છે. એનું જીવતું અને જાગતું દષ્ટાંત આપણી સામેજ યૂરોપિયન જાતિઓનું ખડું છે. તેઓમા ઘણું કરીને વીશ એકવીશ વર્ષ પહેલાં પુરુષનું અને સોળ સત્તર વર્ષ પહેલાં કન્યાનું બ્રહ્મચર્ય નષ્ટ થતું નથી. મદ્ય–માંસ સેવનાર જાતિને માટે જ્યારે આટલા બ્રહ્મચર્યની જરૂર છે, તો આપણુ સાત્વિક અન્નફળાહારીઓને માટે તો તેથી પણુ અધિક બ્રહ્મચર્યની આવશ્યકતા નથી શું? અહોભાગ્ય માનવું જોઇએ કે આપણો

જન્મ આ આર્યાવર્તમાં થયો છે, જ્યાં એક વખત જીવનનો એક વિભાગ બ્રહ્મચર્યમાંજ વ્યતીત કરવાની પ્રણાલિકા હતી, અને તમામ ધર્મશાસ્ત્રોની પણ તેવીજ આજ્ઞાઓ હતી. પરંતુ આપણે તેનો ભંગ કરી મોટો અનર્થ કર્યો છે, અને આપણું જે કંઈ હતું તે સર્વ ખોઈ બેઠા છીએ. હજી પણ ચેતવું જોઇએ. વિવાહિત, અવિવાહિત, કુમાર, યુવાન અને વૃદ્ધ સઘળાજ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી બ્રહ્મચર્ય પાલન કરવાની આજથીજ જો પ્રતિજ્ઞા લે તો ધીરે ધીરે કરીથી પણ આપણે આપણા આદર્શને પામી શકીએ. કેવળ હાથ જોડી બેસી રહેવાથી અને "આપણે શું કરી શકવાના છીએ? બ્રહ્મચર્ય તો નષ્ટ થઇ ગયું છે, આપણાથી કશું બની શકે એમ નથી," એવા નિરાશા-વાદી થવાની જરૂર નથી. બ્રહ્મચર્ય નષ્ટ થઈ ગયું તો શું થયું? હજી પણ જો નિયમસર જીવન ગુજારીએ તો સર્વાંશે નહિ તો કંઇક અંશે પણ વ્યભિચારની* વૃદ્ધિ રોકી શકીએ તેમ છીએ. કદાચ એક રૂપીઓ ન બચી શકે તેમ હોય તો પણ આઠ આના, ચાર આના, પૈસા કે છેવટે અધેલો પણ બચી શકે તો બચાવવોજ જોઇએ. એમ કરતા કરતા એક દિવસ સોળ આના પણ એકઠા થઇ જાય. આ ઉદ્દેશ પર નજર રાખી કાર્યનો આરંભ કરવો જોઇએ. અધમમાં અધમ માણસ પણ પોતાની ઉન્નતિ કરવા સમર્થ છે, આવશ્યકતા માત્ર એટલીજ કે તેણે એક એક કદમ આગળ વધવું, કહેવત છે કે 'ચાર ચાર ગાઉ ચાલતા લાખો પંથ કપાય'.

**जिन खोजा तिन पाइयां गहरे पानी पैठ ।**
**मैं बौरी ढूंढन गइ रही किनारे बैठ ॥ §**

---

* સ્વકીયા સાથેનો અતિયોગ પણ વ્યભિચારજ છે. મહર્ષિ મનુએ ઠરાવેલા સુયોગ્ય નિયમોનું પાલનજ ધર્મ્ય છે.

§ જેઓએ ઉંડા પાણીમાં ઉતરીને શોધ કરી તેમણે તે મેળવ્યું પણ હું મૂર્ખી શોધવા તો નીકળી, પણ કિનારેજ બેસી રહી! અનુવાદક.

ચાલો, આગળ વધો, કાર્ય પ્રદેશ તમારો છે ! ચાલો ચાલો ! પોતાના સ્થાનપર જડવત્ પડયા રહેવા કરતાં હાથ–પગ હલાવવા પણ સારા છે; તેથી આજથી જ જો બ્રહ્મચર્યવ્રતમાં ઉદ્યુક્ત રહેવાની પ્રતિજ્ઞા લઈએ તો સમય જતાં આપણે પણ કદી આપણાં શાસ્ત્રોનો ઉચ્ચ આદર્શ, કે જ્યાં આપણે એક સમયે વિરાજમાન હતા, તેને પામી શકીએ.

૩—ગુરુ સાહેબની ત્રીજી શિક્ષા "સદા શસ્ત્ર સજ્જિત રહેવાની અને યુદ્ધ–વિદ્યામાં નિપુણ બનવાની હતી." આ ઘણી જરૂરની શિક્ષા છે. યુદ્ધ એ શાંતિનુ કારણ છે. શસ્ત્રધારી સૈનિકોના ભયથી અને ભરેલી બંદૂકની ગોળીના ડરથી પ્રજા કાયદાને માન આપીને ચાલે છે, અને રાજા અત્યાચાર કરવાથી ડરે છે. રાજાઓ મોટા મોટાં ખુશ્કી અને દરિઆઈ લશ્કર પાછળ દર વર્ષે કરોડો રૂપીઆનો ખર્ચ કરે છે, તે એટલાજ માટે કે આ પ્રકારના દોર–દમામને જોઈ લોકો દાબમાં રહે અને દેશમાં શાંતિ પ્રવર્તે. હાથમાં અસ્ત્ર હોય તો ચિત્તમાં સાહસ અને મર્દાનગી આવે છે, વખત બે વખત ચોર, લૂંટારા, અને હિંસક પશુઓથી રક્ષા કરી શકાય છે, અને પ્રજા રાજાની સહાય વિના પણ પોતાનું રક્ષણ વખત પર કરી શકે છે. કોઈ પણ જાતિનું કોઇ પણ સમયમાં આ વિદ્યાથી વિમુખ રહેવું એ સર્વથા અનુચિતજ છે. એ વિદ્યાથી વિહીન રહેવું એ નામર્દ અને કાયર થઈ જવા જેવું છે. પણ આપણી ન્યાયશીલ સરકારે કોણ જાણે કયાં કારણથી આપણને અસ્ત્રરહિત બનાવી યુદ્ધવિદ્યાથી વિમુખ રાખ્યા છે ? શું એવા કોઇ વિચારથી હશે કે શસ્ત્ર લઇ આપણે કાયદાવિરૂદ્ધ કોઇ કામ કરી બેસીએ ? એમ તો કદાપિ હોઈ શકે નહિ. વિચારશૂન્ય અને બુદ્ધિહીન મનુષ્યો તો હમણાં પણ કાયદા વિરુદ્ધ વર્તન કરી દંડાય છે, જ્યારે સમજદાર મનુષ્યો મોટા અધિકારે ચઢવા છતાં પણ કદી

અનુચિત વ્યવહાર આદરતા નથી. ભલે ગમે તેમ હો, આ ન્યૂનતાનો ઉપાય આપણા હાથમાં નથી. કાયદાને વશ વર્તી જેટલો ઉદ્યોગ કરી શકાય તેટલો આપણે કરવો જોઇએ. નિયમિત રીતે વિજ્ઞાનની પદ્ધતિએ વ્યાયામ કરી બ્રહ્મચર્યનું પાલન કરતાં શરીરને બળવાન અને તેજસ્વી બનાવવું તેમજ કસરત કરવી અને કરાવવી એ આપણો ઉદ્દેશ હોવો જોઇએ. તાત્પર્ય કે આપણે સર્વ રીતે તૈયાર રહેવું જોઇએ, જેથી ન્યાયપરાયણ સરકાર આપણા હાથમા જ્યારે હથિયાર આપે ત્યારે માત્ર હથિયાર વાપરવાનું થોડું શિક્ષણ લીધાથી આપણે આ બ્રિટિશ સામ્રાજ્યના સર્વોત્તમ સ્વયંસેવક બની શકીએ, અને ભારતના કરોડો રૂપીઆ લશ્કરના પગારમાં ખર્ચાય છે તેનો કેળવણીને અર્થે સદુપયોગ થઇ શકે. જ્યારે સરકાર આપણને યોગ્ય લાયકાત ધરાવતા જોશે, ત્યારે એ અધિકાર પ્રદાન કરવાને આનાકાની કરશે નહિ. કોઈ પણ કાર્યમાટે આપણે પ્રથમ તો લાયકાત મેળવવી જોઇએ, અને પછીજ તેને પ્રાપ્ત કરવાને ઇચ્છા રાખવી જોઇએ. ગોવિંદસિંહની પાસે પગારદાર સેના કેટલી હતી ? કેવળ સ્વયંસેવકોવડેજ તેઓ મોટી મોટી લડાઇઓ લડી શકયા, અને તેમાં જયપ્રાપ્તિ કરી શકયા. હવે આવશ્યકતા એટલીજ છે કે આપણો ભાવ વિશુદ્ધ હો, રાજા પ્રજામાં પરસ્પર પ્રીતિ અને વિશ્વાસ વધો, અને જેમ બને તેમ સરકારી અધિકારીઓની આજ્ઞાને માન આપી કાયદાને વશ વર્તી આ કઠિન પ્રશ્નનો નિવેડો લાવી શકાય એવી બુદ્ધિ પરમાત્મા આપણને આપો. કેવળ જુઠ્ઠાં સ્વપ્ન જોવાથી અને તેપર હવાઇ કિલ્લા બાંધવાથી કંઇ ઉદ્દેશ સિદ્ધ થતો નથી. આ દિશામાં નિયમની અંદર રહી જે કંઇ બની શકે તે સંપૂર્ણતઃ કરવુંજ જોઇએ.

૪. ગુરુસાહેબની ચોથી શિક્ષા “ માદક પદાર્થોનો ત્યાગ કરવા સંબંધમાં હતી; અને તેમાંએ ખાસ કરીને ગાંજો, તમાકુ, ચરસ એ

સર્વ કેફી વસ્તુઓથી બચવાને માટે તેમણે બહુજ ભાર મુક્યો હતો.” માદક વસ્તુ માત્ર હાનિકારક છે, અને તેમાં પણ ધૂમ્ર અને અગ્નિના સંયોગથી નિશો ચઢાવવો એ તો ખાસજ હાનિકારક છે. આથી શ્વાસનલિકા બિલકુલ નકામી થઈ જાય છે, કલેજું કાળું પડી જાય છે, અને નજીવો પરિશ્રમ કરવામાં આવતાં પણ મનુષ્ય હાંફવા લાગે છે. શરીરના સઘળા અવયવો શ્વાસની ક્રિયાવડેજ પોતપોતાનું કાર્ય બજાવી રહ્યા છે, તેથીજ શુદ્ધ હવાનું પાન કરવાની વિધિનો જ્યાં ત્યા ઉલ્લેખ કરવામાં આવ્યો છે, છતાં પણ આપણે દુઃખિત હૃદયથી જોઇએ છીએ કે નાનાં નાનાં બાળકો, જેના દૂધીઆ દાંત પણ હજી સુધી પૂરેપૂરા ખરી ચુક્યા નથી હોતા તેઓ પણ સીગરેટ કે બીડી પીતા આમતેમ ફરતા ફરે છે! કેવું ભયકર દૃસ્ય? એ કોમળ બાળકો આવી રીતે નષ્ટ થાય છે! આને માટે સરકારી કાયદો હોવો જોઇએ, કે જેથી આટલી નાની ઉમ્મરનાં બાળકો ધમ્રપાન કરી શકે નહિ, અને તેઓને આવી માદક ચીજો વેચાતી આપી શકાય નહિ.* ક્યાં તે શુદ્ધ વાયુ કે જેને માટે અમારા પૂર્વજો વેદ–મંત્રના ઉચ્ચાર કરી સુગંધિત દ્રવ્ય અને પૌષ્ટિક ઔષધિઓ હોમી યજ્ઞ કરતા હતા, અને જે દૈવી સુગંધપૂર્ણ યજ્ઞના ધૂમ્રથી સમસ્ત ભારતનો ગગનપટ આચ્છાદિત બની જતો હતો, અને ક્યાં આ અમારાં બાળકોનાં કાળજાંને બાળી મૂકી ગગનને છાઈ દેતો ધૂમાડો? કેવો અનર્થ? પ્રત્યેક પુરુષનું એ કર્તવ્ય હોવું જોઇએ કે તે જ્યારે કોઈ પણ ઠેકાણે કોઇ બાળકને ધૂમ્રપાન કરતો જૂએ ત્યારે તેને તેમ કરતાં અટકાવે અને તેના વડીલોને કહી કહાવી તેને આ બૂરી આદતથી મુક્ત કરવા પ્રયત્ન

* વડોદરા રાજ્યમાં અને કાઠિયાવાડના એક સ્ટેટમાં આ સબંધે પ્રતિબંધ મૂકાયો છે તે પ્રશંસાપાત્ર અને અન્ય રાજ્યોને માટે અનુકરણીય છે. અનુવાદક.

કરે. આ વિષયને સાધારણ ન સમજવો જોઇએ. માત્ર આ એકજ બાબતપર ઘણી વાત અવલંબી રહી છે. વ્યસનથી શરીરની આંતરરચનામાં પરિવર્તન થઇ જાય છે, અને તેથીજ ગુરુ સાહેબે આ વાતપર આટલો બધો ભાર મૂક્યો હતો.

૫. ગુરુ ગોવિંદસિંહના જીવનમાંથી પાંચમી શિક્ષા એ મળે છે કે "જો ધારે તો એકજ ધર્માચાર્ય બહુજ અલ્પ પરિશ્રમથી પણ મોટાં મોટાં કામ કરી શકે છે, જે બીજાથી બનવાં નિતાંત અસંભવિતજ હોય છે." આરંભમાં ગુરુ સાહેબ પાસે યુદ્ધની કંઇ પણ સામગ્રી ન હતી, પણ જ્યારે તેમણે શિષ્યોમાં એવો પ્રચાર કર્યો કે જે કોઇ દર્શને આવે તે ભેટમાં રૂપીઆને બદલે અસ્ત્ર-શસ્ત્ર કે ઘોડા લાવશે તો તેનો વિશેષ આદરપૂર્વક સ્વીકાર થશે, એટલે સહસા થોડાજ દિવસોમાં તેમની પાસે યુદ્ધસામગ્રી એટલી બધી એકત્ર થઈ ગઇ, કે જેથી તેઓ ઔરંગજેબ જેવા બળવાન શહેનશાહની સામા થઇ શક્યા. આજકાલના ભારતવર્ષના મહંતો, મઠાધીશ્વરો અને ધર્માચાર્યોને આ ઉપરથી ધડો લેવો ઘટે છે. સુભાગ્યે આ સમયે ન્યાયપ્રિય બ્રિટિશ જાતિનો આપણાપર અમલ છે, જે મુસલમાન બાદશાહોની માફક ઉત્પીડન ન કરતાં હરેક પ્રકારે આપણી રક્ષા કરે છે, પ્રજાને ઉપદ્રવ કરનાર મોટા મોટા ચોર લૂંટારા અને દુષ્ટ લોકો બ્રિટિશ સિંહના પ્રબળ પ્રતાપ આગળ નાશ પામ્યા છે, અથવા તો જ્યાંના ત્યાં દબાઈ રહી ગરીબ ગાય જેવા બની બેઠા છે, દુષ્ટ અત્યાચારીઓનો અંત આવ્યો છે; એટલુંજ નહિ પણ સરકારે એક જૂદું ખાતું ખોલ્યું છે જે દુષ્ટ અને અત્યાચારીઓને ખોળી ખોળી તેમનો સમૂળ ઉચ્છેદ કરે છે. આમ સર્વ પ્રકારે શાંતિ પ્રસરી રહી છે, વાઘ અને બકરી એકજ ઓવારે પાણી પીએ છે. આવા શાંતિના સમયમાં ગુરુ ગોવિંદસિંહનું અનુકરણ કરી કોઇ ધર્માચાર્ય સમ્રાટથી વિરોધ કરવાની

પ્રવૃત્તિ કરે તો, અલબત્ત, તેને ઉન્મત્તજ કહેવો પડશે, અને તે દેશની શાંતિનો ભંગ કરવાથી થતા પાપનો ભાગી થશે. ગુરુ ગોવિંદસિંહના સમયમાં તો કટ્ટા શત્રુ ઔરંગઝેબના ઝેરીલા દાંત તોડવાને ખાતર શિષ્યદ્વારા ભેટમાં અસ્ત્ર–શસ્ત્ર એકઠાં કરવાની જરૂર હતી, પણ આ વખતે તેની શી આવશ્યકતા છે ? આ કાળમાં દુનીઆની સુધરેલી જાતિઓથી આપણે પતિત થયા છીએ તે કયા કારણથી ? જે સર્વોત્તમ હતા તે આજ અધમાધમ બન્યા છે ! મિત્રો ! એક દિવસ એવો પણ હતો, કે જ્યારે વિદ્યાથી આપણે સર્વશ્રેષ્ઠ મનાતા હતા, અને સમસ્ત ભૂમંડળના લોકો આપણી પાસેથી શિક્ષણ લઇને સભ્ય બનતા હતા; તેને ઠેકાણે આજે આપણે તેમની પાસેથી શીખવાને પણ લાયક રહ્યા નથી. દુનીઆની જાતિઓના મુકાબલામાં આપણે અહીંઆં કેળવાયલાની સંખ્યાનું પ્રમાણ સોએ પાંચનું પણ પૂરૂં નથી ! આને માટે ઘણા ખરા લોકો સરકારને શિર દોષારોપણ કરે છે, પણ અમે તો એમજ કહીશું કે તેમાં આપણો પોતાનોજ દોષ છે. થોડો ઘણો દોષ અમારા ધર્માચાર્યો, મહંતો અને મઠાધિકારીઓનો પણ છે; પરન્તુ સર્વથી વધારે દોષ તો આપણી દાનપ્રણાલીનોજ છે. આપણે જ્યારે યુદ્ધવિદ્યામા નિપુણ પણ નથી, કેળવાયલા પણ પૂરા નથી, તો પછી સરકાર શા આધારે યુદ્ધનો ભારે ખર્ચ ઓછો કરી લોકશિક્ષામા તેનો વ્યય કરી શકે ? આપણે આપણી આંખનો પહાડ ન દેખાડતાં, સામાની આંખનો તલ જોઇને ખાલી હો હા મચાવી મૂકી કૂદાકૂદ કરી મૂકીએ છીએ ! ભારતવર્ષની કેવળ હિંદુ પ્રજા પચાસ લાખ માગણો–સાધુ અને ફકીરોનુ ભરણપોષણ કરે છે ! આ માગણો એવા છે, કે જેમનાં શરીર સ્વસ્થ અને કામ કરવાને સંપૂર્ણ યોગ્ય છે. એક એક સાધુ પાછળ જો કમમાં કમ ત્રણ રૂપીઆનો માસિક ખર્ચ થતો ગણીએ તો પણ દર મહીને દોઢ કરોડ અને પ્રતિ વર્ષે અઢાર કરોડ રૂપીઆ

આ રસ્તે ભારતના ખર્ચાય છે! હવે જો આ પચાસ લાખ નિરુ-ઘમી માણસો ધંધે વળગ્યા હોય તો વર્ષમાં ઓછામાં ઓછા અઢાર કરોડ રૂપીઆ કમાય. આનું પણ દેશના હાનિ ખાતામાં નામ લખાવું જોઇએ. આ પ્રકારે દેશને છત્રીસ કરોડ રૂપીઆનું નુકસાન ખમવું પડે છે, અને ફળ એ થાય છે, કે નિરુઘમી અને બેકાર માણસોની એક મોટી જબરી સંખ્યા બેઠાં બેઠાં માલમલીદા ઉડાવે છે, અને ગૃહસ્થોએ મોટી મુશીબતથી મેળવેલા દ્રવ્યનો નાશ કરે છે! આ સાધુઓમાંથી સોમાં એક પણ દાનપાત્ર ભાગ્યેજ હશે, છતાં પણ આપણે આંખો મીંચી દાન કર્યા જઇએ છીએ. આટલા બધા રૂપીઆ જ્યાં આવી રીતે બરબાદ થાય છે તે દેશમાં વિઘાના પ્રચાર માટે લોકો પાસેથી રૂપીઆ ક્યાંથી આવે? નહિ તો એવું બીજું કયુ કારણ છે કે આટલો નાનકડો જાપાન દેશ પચાસ વર્ષમાં સેંકડે ૯૦ ટકા પ્રજાને સુશિક્ષિત બનાવી શકે અને આપણે ત્રીશ કરોડ ભારત-વાસીઓ વર્ષોના સતત પ્રયાસ છતાં પણ પચાસ લાખ રૂપીઆ એક વિશ્વ–વિઘાલયને અર્થે એકઠા કરી ન શકીએ? આપણી અયોગ્યતાનું આ એક જ્વલંત દૃષ્ટાન્ત છે! દેશનું દાન અપાત્રે અપાય છે, તેનો આ એક જીવતો જાગતો નમુનો છે! જ્યારે આટલા બધા રૂપીઆ પ્રતિવર્ષ દાન પાછળજ ખર્ચાય છે, તો પછી ભૂખમરો વેઠતી હિંદુ પ્રજા બીજાં કામોમાં દાન કેવી રીતે આપી શકે? આવી રીતના અયોગ્ય દાનથી મોટા મોટા મઠધારી ધર્માચાર્યો ખાસા રાજા જેવા બની લાખોની આમદાનીવાળી જાગીરીનો ઉપભોગ કરે છે, અને શિરાપૂરી ઉડાવતા મોજ ઉડાવે છે. તેમને દેશની પ્રજાનાં જ્ઞાનચક્ષુ ઉઘાડવાને રૂપીઆ નથી મળતા! ખેર, આપણે હવે પણ ચેતવું જોઇએ, અને આ અનુચિત દાનનો માર્ગ બદલવો જોઇએ. નહિ તો,

**“ फिर पछताए होत क्या जब चिडियां चुग गई खेत. ”**

એ પ્રમાણે વ્યર્થ પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવશે. મઠધારીઓ અને ધર્માચાર્યોએ પણ ગુરુ ગોવિંદસિંહની પેઠે દાનમાં મળેલા દ્રવ્યને પોતાનું ન સમજતાં તેને ભારતની પ્રજાના કલ્યાણાર્થે વિદ્યાપ્રચારમાં વાપરવું જોઈએ. તેમનો આ રાજસી ઠાઠ કેવળ કેટલાક વિરક્ત સાધુઓને લલચાવી નિવૃત્તિ–પંથમાંથી ભ્રષ્ટ કરે છે, અને મહંત બની બેસવાની પ્રબળ ઈચ્છાના ગુલામ બનાવે છે; એ સિવાય બીજું કશુંએ કરતો નથી. આવા સમયમાં ભારતના સર્વ મઠધારીઓ, મહંતો અને ધર્માચાર્યોની સંપત્તિનો સરવાળો કરીએ તો કેટલાક અબજો સુધી તેનો આંકડો જઈ પહોંચે એમ છે; તેમાંથી અનેક વિશ્વવિદ્યાલયો ખુશીથી ચલાવી શકાય, પણ તેમને તેની શી પરવા છે? મરવું તો સર્વને છે, પણ જેણે પોતાનું નામ અમર કર્યું છે તે જીવતોજ છે. ગુરુ સાહેબની પેઠે જો આ લોકોની મતિ બદલાય તો દેશની અર્ધ સંતતિને તેઓ એકલાજ વિદ્યાવાન બનાવી શકે, અને પોતાનું નામ પણ સાથે સાથે અમર કરી શકે એમ છે. પ્રભુ તેમની બુદ્ધિને આવી પ્રેરણા કરે. સદ્‌ભાગ્યે પરમાત્માએ ભારતવાસીઓને સર્વ સંજોગો એવા આપ્યા છે, કે જો તેઓ મનપર લે તો જાપાન કરતાં અર્ધ સમયમાં સમસ્ત ભારતસંતાન સુશિક્ષિત બની જાય, અને તેમ થાય ત્યારેજ દુનીઆની સર્વ વર્તમાન સુધરેલી જાતિઓની કક્ષામાં છાતી કાઢી ઉભા રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરવાનો આપણો વારો આવે.

૬. ગુરુ સાહેબની છઠ્ઠી શિક્ષા "નાના પ્રકારની કલ્પિત અંધશ્રદ્ધાઓ ત્યજી એક માત્ર પરબ્રહ્મની ઉપાસના કરવાના સંબંધમાં છે." આ કલ્પિત અંધશ્રદ્ધાના પ્રતાપેજ દેશનો એક મોટો ભાગ મફતનાં દાન–દક્ષિણા પામી આળસ અને મૂર્ખતામાં દિન ગુજારી રહ્યો છે! કોઈ મંદિરનો પૂજારી કે પંડયો વિદ્વાન યા પરોપકારી છે એવું તો ભાગ્યેજ જોવામાં આવશે, પણ નાના પ્રકારનાં ગુપ્ત પાપ

અને અત્યાચારોના પ્રવર્તાવનાર તો અવશ્ય મળી આવે છે! ધર્મની ધ્વજા ફરફરાવનારા આ મહાત્માઓનાં કર્મથીજ દેશમાં મોટાં મોટાં પાપ થઇ ગયાં છે, અને થયા કરે છે. અને સૌથી ઉપરવટ વાત તો વળી એ છે કે સ્વર્ગનો ઇજારો પણ તેઓ એકલાજ રાખી બેઠા છે! શ્રી જગન્નાથ, નાથદ્વારા, દ્વારકાપુરી, રામેશ્વર, ઇ૰ તીર્થ સ્થાનોને આંખો ખોલી જોવાનો, યોગ્યાયોગ્યની પરીક્ષા કરવાનો, અંધશ્રદ્ધાને છોડી પોતાના અધિકારને જાણવાનો, અને ધર્મના નામે દેશમાં જે કરોડો રૂપીઆ અનાચારમાં ખર્ચાઇ રહ્યા છે, તેનો ઉચિત માર્ગમાં સદ્‌વ્યય કરવાનો વખત હવે આવી લાગ્યો છે. નાના પ્રકારનાં દેવ દેવીઓમા જો એકજ પરમાત્માનું લક્ષ્ય રાખી, નિષ્કામ ભાવથી પૂજા-ઉપાસના કરવામાં આવે તો તે એક પરબ્રહ્મનીજ પૂજા-ઉપાસના કરી કહેવાશે.

૭. ગુરુ ગોવિંદસિંહજીની સાતમી શિક્ષા એ હતી કે "કામને જીતી લોકો પરસ્ત્રીપર કુદૃષ્ટિ ન કરે, લોભને જીતી પરદ્રવ્યની અયોગ્ય ઇચ્છા કરે નહિ, નિર્બળ જનોપર વૃથા ક્રોધ ન કરે, મોહથી બચે, મિથ્યા અહંકારમાં તણાય નહિ, અને બીજાનુ ભલુ થતું જોઇ મનમાં બળે નહિ." આ શિક્ષાઓ શ્રુતિની શિક્ષાઓ સમાન છે, અને સર્વદેશમાં સર્વકાળે એક સરખી રીતે તે મનુષ્યનુ કલ્યાણ કરનારી છે. જ્યાં જોઇએ ત્યાં અને જેને પૂછીએ તે સર્વ આ છ શત્રુઓથી બચવાનો ઉપદેશ કરે છે, છતા પણ આશ્ચર્ય તો એજ છે કે મનુષ્યો સર્વથી અધિક પ્રમાણમાં આ શત્રુઓનેજ અધીન થયેલાં છે. કોઇ પણ વર્ણના અને કોઇપણ આશ્રમના, ધનવાન યા નિર્ધન, વિદ્વાન યા મૂર્ખ આ પ્રબળ શત્રુઓના ભીષણ ગ્રાસમાંથી ઉગરવા પામ્યા નથી! મોટા મોટા સંત, સાધુ, મહાત્મા, દેવતા, યોગી, મુનિ સર્વ કોઇને તેમણે પટક્યા છે. આવા મોટા પ્રબળ શત્રુઓથી બચવા માટે સર્વ લોકો દૂરથી

બચો, બચો, એમ બૂમો પાડે છે, પણ જોવું જોઇએ, કે એવા ક્યા કારણથી પ્રાણી માત્ર આ વૃત્તિઓનાં દાસ બને છે, અને લાખો પ્રયત્ન આદરવા છતાં પણ તેમના ફંદામાંથી છૂટી શકતાં નથી? ખરી વાત એ છે કે જેણે જેણે આ વૃત્તિઓને અંકુશમાં રાખવાના પ્રયત્નો આદર્યા છે તેમને પ્રતીત થયું છે કે તે એક આખા જીવનનો પ્રબળ સંગ્રામ છે. એ સંગ્રામમાં સફળતા ઘણી ઓછી અને ગબડી પડીને છેવટે હાથ પગ ભાંગી રાત દિવસની અશાંતિ વહોરી લેવાનો લાભ વધારે છે! આવું જોઇને મહાત્મા તુલસીદાસજીએ કહ્યું છે, કે **"तुलसी भले ते मूढ, जिन्हें न व्यापे जगतगति."** આમાં બુદ્ધિમાનોનોજ મરો છે. તેઓ રાત દિવસ શોચતાં શોચતાં હેરાનગતિ પામે છે. આ તો એક તરફની વાત થઇ. હવે ક્યાં કારણથી આ છ વૃત્તિઓ આટલી બધી પ્રબળ છે, અને બ્રહ્માંડને પણ પોતાની અંગુલીપર નચાવી રહી છે, તે પણ વિચારવું જોઇએ. વિદ્વાનોએ આ છ વૃત્તિઓને માયા યા પ્રકૃતિનાં છ ભિન્ન ભિન્ન રૂપ કહ્યાં છે. માયા કે પ્રકૃતિ અથવા સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો આ વૃત્તિઓને સ્વભાવ પણ કહી શકાય. આ છ વૃતિઓ પ્રાણી માત્રનો સ્વભાવ છે, એ વાત લક્ષ્યમાં રાખી ગીતાકાર કહે છે કે, **"प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति"** અર્થાત્ પ્રકૃતિ યા સ્વભાવને અનુસરી જીવો વર્તશે તેમાં પ્રતિબંધથી શું વળનાર છે?

આના પ્રધાન સાક્ષી આપણા દેશના ચતુર્થ આશ્રમી સંન્યાસીઓ અને દ્વિતીય આશ્રમી વિધવાઓ છે. કોઈ ઉદ્વેગને વશ થઈ તો કોઈ ક્ષણિક સ્મશાન—વૈરાગ્ય પામી, કોઈ સ્ત્રી સાથે લડાઈ થવાના સબબે તો કોઈ મહેનતથી જાન બચાવવા ખાતર, કોઇ જીવનયુદ્ધમાં અસમર્થ હોવાના કારણથી તો કોઈ માન અને કીર્તિની ઇચ્છાથી અથવા દંભથી, આમ અનેકાનેક કારણોથી લોકો સાધુ, સંન્યાસી,

વૈરાગી યા જટાધારી થયા છે. મહાત્મા સૂરદાસે સ્વભાવને ઉદ્દેશી કહેલી વાત આવા પુરુષો પરત્વે રતીએ રતીભાર સાચી છે.

**"कहा भयो पयपान कराए विष नहीं तजै भूजंग।**
**कागहि कहा कपूर खवाये मर्कट भूषण अंग।**
**खरको कहा अगरजा लेपन श्वान नहाये गंग।**
**पाहन पतित बाण नहीं भेदत रीता करत निषंग।**
**सूरदास खल कारी कँबरिया चढै न दूजो रंग॥"***

એ કથન પ્રમાણે સ્વભાવ છૂટતો નથી. તેથી ફળ એ આવે છે કે ઘર છોડી સાધુ, મહારાજ કે મહંત બની બેઠેલા કાંતો કોઇ રાખ રાખે છે, અથવા તૃષ્ણાતુર થઇ અહીં તહીં ભટકતા ફરે છે.

**"तपसी धनवान दरिद्र गृही, कलिकौतुक तात न जाय कही।**
**बहु धाम सँवारही साधुयती, विषयाहर लन्हि नइ विरति॥"‡**

ઠેકાણે ઠેકાણે આવા હાલ જોઈ તુલસીદાસે એ પ્રમાણે કહ્યું હતું. કોઇ કોઈ સ્થળે તો એજ મહંત લોકો ફોજદારીએ ચઢવામાં, લઠ્ઠબાજી રમવામાં, વેશ્યાગમન કરવામાં, અને મદ્યપાન કરવામાં અતિશય આસક્ત હોય છે, અને કેટલાકોના અપરાધ તો અદાલતોમાં

* પયપાન કરાવવાથી પણ ભૂજંગ-સર્પ વિષ ત્યજતો નથી, કાગને કપૂર ખવડાવવાથી, મર્કટને આભૂષણ પહેરાવવાથી, ગધેડાને અગરજાનું લેપન કરવાથી અને શ્વાનને ગંગાના સ્નાનથી શું? પત્થર ઉપર પડેલું બાણ તેને ભેદી શકતું નથી કેવળ અવાજ કરીને પાછુંજ ઉઠે છે સૂરદાસ કહે છે, કે ખલ પુરૂષો કાળા કામળારૂપ છે તેને બીજો રંગ ચઢી શકતો નથી.

‡ તપસીઓ ધનવાન અને ગૃહસ્થો દરિદ્રી બની રહે છે. સાધુ અને યતિઓથી ઘણા ધામો શણગારાઈ રહે છે અને નવીન વૈરાગ્ય વિષયલીન બને છે; હે તાત, કલિયુગનાં કૌતુકો કહ્યા જાય એવાં નથી.

અનુવાદક.

પણ સાબીત થઇ ચૂકયા હોય છે. આ સર્વ પરિણામ દંભ કરી સ્વભાવને રોકી રાખવામાંથીજ આવ્યાં છે! બીજી બાજુએ દ્વિતીય આશ્રમમાં વિધવાઓ પાસે પરાણે બ્રહ્મચર્ય પળાવવાનાં પરિણામ પણ આપણી આંખો સામે ઉભાં છે. આ વિષયમાં ઝાઝું લખી લજ્જાનો પડદો ખોલવો એ ઠીક નથી. બુદ્ધિમાનો તો સમજીજ ગયા હશે. અહીંઆં એટલુંજ બતાવી આપવાનો ઉદ્દેશ છે કે જો એ છ વૃત્તિઓ પ્રાણી માત્રના જન્મ સાથે નિકટ સંબંધ ધરાવે છે, અને તેમને બળજોરીથી રોકી રાખવા જતાં ભયંકર પરિણામ આવે છે, તો પછી સર્વ વિદ્વાનો અને વિશ્વસનીય મહાત્માઓ જેઓ શરૂઆતથી તે આજ સુધી, એ છએથી બચવા ખાતર વારંવાર ચેતવણી આપતા આવ્યા છે તેઓ શું મૂર્ખ હતા? હકીકત એ છે કે એ વૃત્તિઓ પ્રાણીની નિત્યની સહચરી અને સૃષ્ટિનું કારણ છે, પણ તેપર સદા નજર રાખતા રહેવું જોઇએ. દાખલા તરીકે તેજી અને ચંચળ ઘોડાને જો ગાડીમાં જોડયો હોય તો નિર્દિષ્ટ સ્થળે બહુજ જલદીથી પહોંચાય છે, પણ તેજ ઘોડાને જો સારી રીતે કેળવવામાં આવ્યો ન હોય, અથવા તો કોચમેને લગામ ઢીલી રાખી હોય કે કાંતો તે હાંકવાની કળા જાણતો ન હોય તો ખરેખર આફતજ સમજવી. ગાડી કોઇ સ્થળે અથડાઇને ખાડામાં કે ખાઇમા જઇ પડશે, અને બેસનાર તથા હાંકનારનો વિનાશ કરશે. આ પ્રમાણે વૃત્તિઓના સંબધમાં પણ જાણવું. સંસાર યાત્રા સફળ કરવાને આ છ વૃત્તિઓનું કામ પડેજ છે, જેમકે કામનું પ્રાકટ્ય થયા વિના વંશ વૃદ્ધિ થઇ શકતી નથી, અને શૂરવીર, સુયોગ્ય યા તો ધર્માત્મા સંતાનની ઉત્પત્તિ થઈ શકતી નથી. ક્રોધ વિના દુષ્ટોનું શાસન થઇ શકતું નથી અને અત્યાચારી શત્રુનો વિનાશ પણ થઈ શકતો નથી. કદી લોભ જો ન હતે તો વ્યાપારદ્વારા દેશની ધનવૃદ્ધિ અને નાના પ્રકારનાં નવીન વિજ્ઞાન—યંત્ર અને કલા—કૌશલ્યનો આવિ-

ષ્કાર કેવી રીતે થવા પામત? મોહ વિના કોઈ પણ માતા ભોગવિલાસનું સુખ છોડી દઈને સંતાનનું પાલન ન કરત. અભિમાન વિના આત્મસંમાન અને દેશની પ્રતિષ્ઠા, ધર્મ અને આચારનું રક્ષણ કેવી રીતે થઈ શકત? ઈર્ષ્યા જો ન હોત તો બીજાની ચઢતી જોઈ પોતાની ઉન્નતિ સાધવાની લાલસા કદી પણ થાત ખરી? આ બધી વાત ત્યારેજ બને છે કે જ્યારે જીવ હોશિઆર કોચમેનની માફક આ વૃત્તિઓની લગામ ખેંચી મનરૂપી ઘોડાને સંસાર–ક્ષેત્રમાં કુશળતાપૂર્વક દોડાવતો પોતાના નિર્દિષ્ટ સ્થળે પહોંચી જાય. એ વિના સંસાર ક્ષેત્રમાં પ્રયાણ પણ કેવી રીતે કરી શકાય? એ વૃત્તિઓને અભ્યાસ, સત્સંગ, અને સુશિક્ષાથી નિયમમાં રાખી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સાધી લેવાં એ ચતુર પુરુષોનું કામ છે. નિયમ વિરુદ્ધ ચાલવું જોઇએ નહિ કે જેથી બાજી બગડવાનો વારો આવે, અને ચંચળ ઘોડા જેવી આ વૃત્તિઓ આપણને પાપરૂપી ઉંડી ખાઇમાં હડસેલી મૂકી આપણા સર્વ નાશનું કારણ બને. એટલા માટે કામ, ક્રોધ વગેરેથી બચવાનું તાત્પર્ય ઉપર બતાવ્યા પ્રમાણે છે. કંઇ એમનો એકીવારે નાશ કરી દેવાથી ફળ નથી. ગીતામા કહ્યું છે, કે "કાચબાની માફક ઇંદ્રિયોને સંકોચી રાખવી, છુપાવી રાખવી, સમયપર તેમનાથી કામ લેવું; જો કાચબો વારે વારે વિનાકારણ શિર બહાર કાઢે તો સ્હેજમાં તે શત્રુનો ભોગ થઇ પડે." વૃત્તિઓને નિયમપૂર્વક કાબૂમાં રાખવાની શિક્ષાઓથી આપણાં બધા ધર્મશાસ્ત્રો અને ઇતિહાસ પુરાણો સભર છે. તેમનું યોગ્ય અધ્યયન થવું જોઇએ. ગુરુ સાહેબનો આ ઉપદેશ ઉચિત હતો, અને સાંપ્રત કાળમાં પણ આપણે એ ઉપદેશને અનુસરવાની ઘણીજ આવશ્યકતા છે.

૮. તેમણે આઠમી શિક્ષા એ આપી હતી, કે "સૌ કોઇએ પરસ્પર ભાઇઓ છીએ એમજ સમજવું, કોઇએ પણ ઉપદેશ કે શિક્ષા દઈ પોતાને

સામાથી મોટો માની ગુરુ થઇ બેસવું નહિ." જો આપણને કોઇ સારી વાત માલમ હોય અને જેથી બીજાં પ્રાણીનું ભલું થઇ શકતું હોય તો પૂછવાથી તે વાત કહેવી એ આપણો ધર્મ છે, એ તો લોકસેવાનું વ્રત છે. એમાં આપણે પોતાનું વડપણ સમજી ગુરુ બની તેના જાનમાલના અધિકારી કેવી રીતે થઇ શકીએ? આવા મિથ્યાભિમાનને તજી તેને ભાઇતુલ્ય માનવો યોગ્ય છે. આ શિક્ષાથી વિપરીત વર્તન કરી નાના પ્રકારના પંથ ચલાવી મહંત લોકો ગુરુની પદવી ધારણ કરે છે, અને શિષ્યોનાં વસ્ત્રમોચન કરી તેમના પૈસાથી પોતે એશઆરામ અને મોજમજા ઉડાવે છે. હા, જો ગુરુ ગોવિંદસિંહની પેઠે એ પૈસાનો દેશોદ્ધાર અને ધર્મરક્ષણ માટે વ્યય થતો હોય તો તો ઉત્તમ વાત! ગુરુ સાહેબ જાણતા હતા, કે ગુરુની પ્રણાલિકા ઝાઝો વખત ચાલવાથી ભવિષ્યમાં એ અધિકારનો દુરુપયોગ થવા સંભવ છે, તેથી પ્રથમથીજ તેઓ કોઇને "ગુરુ ન માનવો" એવો ઉપદેશ કરી ગયા છે.

૯. ગુરુ સાહેબની નવમી શિક્ષા એ હતી, કે "કુડીમાર (કન્યાઘાતક), નડીમાર (હુક્કો, ગાંજો, અને ચરસ પીનાર), ચિડીમાર (પક્ષીઘાતક) અને શિરમુડા (સંન્યાસી) એમનો સંગ ન કરવો અને તેમનાથી દૂર રહેવું." પહેલાં ભારતવર્ષમાં, અને ખાસ કરીને આગળના રાજપૂતોમાં એવો ચાલ હતો, કે પોતાની અપ્રતિષ્ઠાના ભયથી તેઓ કન્યાને મારી નાંખતા. ઉદયપુરની સ્વર્ગસ્થ કૃષ્ણાકુમારીનું ચરિત્ર આ વાતની સાક્ષી પૂરે છે. કન્યાઘાતકોના સંગથી વીરવર શીખજાતિમાં આ મિથ્યાભિમાનનું ભૂત ભરાઈ જવા ન પામે, અને તેઓ મહાપાપમાં પ્રવૃત્ત ન થાય તે માટે ગુરુ ગોવિંદસિંહે તેમની સોબતમાં ન રહેવાની પોતાના શિષ્યોને આજ્ઞા કરી હતી. તેમજ હુક્કો ચંડુલ, ગાંજો, ચરસ અને તમાકુ પીવાથી શરીરની કેવી કેવી હાનિ થાય છે તે અન્યત્ર લખવામાં આવ્યું છે, તેનો પોતાના

શિષ્યોને પાશ ન લાગે, તેથી તેમને સાવધાન કરવાની આવશ્યકતા હતી. આપણે પણ તે પિનારાથી સંભાળીને ચાલવું જોઇએ. લાખો રૂપીઆની વિષમયી સિગાર ભારતમાં આવી કોમળ બાળકોનાં કાળજાં બાળીને ભસ્મ કરે છે, તેનાથી બચવુ એ આપણો ધર્મ હોવો જોઇએ, અને તેને સાધારણ દોષ જાણી ઉપેક્ષાબુદ્ધિથી ન જોતાં તેનો સમૂળો વિનાશ કરવા આપણે કમરકસી મંડયા રહેવું જોઇએ. ચિડીમાર ( પંખીમાર ) ના સંગનો પ્રતિબંધ ગુરુ સાહેબે એટલા માટે કર્યો છે, કે નાહક નિર્દોષ પક્ષીઓનો શિકાર કરવાની આદત કોઈ શીખોને ન પડી જાય, અને તેથી તેઓ પોતાની વીરતા અને તેજને ખોઈ સિંહ અને શત્રુનો શિકાર છોડી પક્ષીઓ મારનારા ન બની બેસે; તેમજ દુર્બળને સતાવવાનો હેવા, કે જે આવાં આવા કર્મના અભ્યાસીઓને પડી જાય છે, તે તેમને લાગવા પામે નહિ. આપણા રાજા—મહારાજા અને જમીનદારો કે જેમને બંદૂકો વાપરવાનો પરવાનો હોય, તેમણે આ દૃષ્ટાંતનું અનુકરણ કરી, નિરપરાધી પક્ષીઓનો વૃથા શિકાર કરી દુર્બળને સતાવણી કરવાની આદત ત્યજવી જોઇએ. પક્ષીગણ પરમાત્માની સૃષ્ટિની શોભા છે. તેમાંનાં કેટલાંક તો રોગોત્પાદક કીડી—મંકોડીને ખાઈ જઈ આપણું રક્ષણ કરે છે, કેટલાંક ખેતરોમાંનાં પતંગીયાંનો આહાર કરી ખેતીના નાશનો બચાવ કરે છે, તો કેટલાક ગંદા કરચલા અને ગલીચીના કીડાને સાફ કરી પ્રકૃતિનું સ્વચ્છતાનું કાર્ય બજાવે છે, કેટલાંક પ્રભાતમાં મિષ્ટ સ્વરથી ગાન આલાપી આપણા કાનને પવિત્ર કરે છે, આવાં આવાં નિરપરાધી પ્રાણીઓ ઉપર ગોળી ફેંકવી એ પાષાણહૃદયનું કામ છે. સહૃદય હોય તે કદાપિ આવું કરે નહિ.

શિરમુંડા ( સંન્યાસીઓ ) ની સોબત કોઈ પણ રીતે લાભકર્તા નથી. આમાં બહુધા એવા લોકોનો સમાવેશ થાય છે, કે જેમના

સંબંધી ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે. તેમાંના કેટલાક અપવાદ રૂપ માનનીય મહાત્માઓ સિવાય બાકીના સર્વે વૃત્તિઓના દાસ અને દેશની કમાઇનો ધ્વંસ કરનારા છે. એમના સંસર્ગમાં રહેનાર આળસ અને પ્રમાદ સિવાય બીજું કશું પણ શીખી શકતા નથી. એમના પંઝામાં ફસાઈ પડી બિચારાં કેટલાંએ બાળકોએ શિર મુડાવ્યાં છે, અને તેઓમાં જેઓ સમજુ છે તેઓ હવે પસ્તાઇને હાથ પણ ઘસે છે. વૈરાગ્યનો જૂઠો ઉપદેશ આપી દેશની ખરાબી કરનારા આ સ્વાર્થી વેષધારીઓ વળી પોતાને સાધુ કહેવરાવે છે! ગમે તેમ હો, પણ તેમનાથી બચવું અને વિશેષ સાવધ રહેવું એ સર્વને માટે સર્વકાળમાં ઉચિત છે. ગુરુ ગોવિંદસિંહે પોતાના શિષ્યોને આવાંજ કારણથી તેમની સોબતથી દૂર રહેવાનો ઉપદેશ આપ્યો છે.

૧૦ તેમની દશમી શિક્ષા એ હતી, કે "પોતાના શિષ્યો શરીરના કેશ ન મુંડાવે, સદા જાંઘીઆ પહેરે, સ્નાન-સમય સિવાય કોઇ વખત માથું ઉઘાડું ન રાખે, કેશ સમારવાને કન્ચુકો સદા સાથે રાખે, અને હંમેશાં હાથમાં લોઢાનું એક કડું, કર્દ કે તલવાર રાખે. આને 'પાંચ કક્કા' પણ કહે છે—જેમકે, કચ્છ, કર્દ, કંચુવો, કડુ, અને કેશ—તેને સદા પાસે રાખે." કેશ ન મુંડાવવાથી કેટલાક લાભ છે. કેશ એ રક્તનો વિકાર અથવા તો કારબન છે. જેમ જેમ મુંડાવતા જઈએ તેમ તેમ તે પાછા ઉગી નીકળે છે. આનો જો હિસાબ કાઢીએ તો જીંદગી ભરમાં અડધો ઇંચ કે પા ઇંચ કરતાં કરતાં કેટલાક ગજ લાંબી દાઢી આપણે મુંડાવી નાખીએ છીએ. જો આ દાઢી શરૂઆતથી મુડાવી દેવામાં આવી ન હોય તો તે એક બે ફુટથી વધારે લાંબી થતી નથી અને તેનો અનાવશ્યક અંશ તો પોતાની મેળેજ ખરી પડે છે. આથી જેટલા પ્રમાણમાં કેશ વપન થાય છે તેટલા પ્રમાણમાં રક્તનો અધિક વિકાર અર્થાત્ કારબન

ઉત્પન્ન થાય છે. જો કેશ વપન ન થાય તો રક્ત અગ્નિક કારબન પેદા કરે નહિ. આપણે જોઇએ છીએ, કે કુષ્ટ વગેરે રક્તદૂષિત રોગવાળાઓના વાળ ઉખડી જાય છે, અર્થાત્ કારબન બિલકુલ બહાર ન આવી તેમના રક્તની ખરાબી કરતો રહે છે. આથી કેશ એ અવશ્ય રક્તનો વિકાર છે, અને તેમનો અધિક ત્યાગ કરવાથી માણસ દિન પર દિન વધારે નિર્બળ બને છે એ વાત સાબિત થાય છે. પ્રાચીન આર્યશાસ્ત્રોમા બ્રહ્મચારીઓએ પંચકેશનો ત્યાગ કરવો નહિ એવું વિધાન છે, અને તેથી તેનો વૈજ્ઞાનિક લાભ પ્રત્યક્ષ થાય છે. આ ઉપરાંત બીજુ પણ એક પ્રમાણ છે. સ્ત્રીઓ કેશ ત્યાગ કરતી નથી, તેથી તે પુરુષો કરતાં દીર્ઘકાળ જીવે છે, અને અધિક સ્વસ્થ રહે છે. આ સર્વ વાતોનો વિચાર કરી ગુરુ સાહેબે પોતાના શિષ્યોમાં કેશ રાખવાની પદ્ધતિનો પ્રચાર કર્યો હતો. દાઢી રાખવાથી આંખોને લાભ થાય છે એમ લોકો કહે છે. આ કાળમાં પણ ઘણા બુદ્ધિમાન સજ્જનો પચ-કેશ રાખે છે, અને અનુકૂળતા પ્રમાણે સર્વ કોઇ તેમ કરે તો લાભજ થાય.

વળી કેશ મેલા થઇ ગુચવાઈને જટા જેવા ન બની જાય તે માટે તેમને સાફ રાખવાને એક કાંસકો સદા પાસે રાખવાની જરૂર છે. ત્રીજું જાંઘીયો અર્થાત્ કચ્છ, એ એવો પોશાક છે કે જેથી આદમી હરદમ ટટ્ટાર અને સ્ફૂર્તિવાળો રહે છે, તેમજ ઉછળવાની, કૂદવાની, એને દોડવાની ક્રિયામાં સર્વથી આગળ રહી શકે છે. આમ હોવાથી શૂરવીર અને યોદ્ધા બનનારી જાતિને માટે આ પોશાક આવશ્યક છે. શિર ઉઘાડુ નહિ રાખવાની શિક્ષા પણ બહુ સારી છે. શરીરનો મુખ્ય ભાગ શિર છે. શત્રુથી બચવાને હમેશાં સાફો બાંધી રાખવો કે જેથી કોઇ હથિઆરનો ઘા અકસ્માત પણ લાગી ન શકે એ પણ બુદ્ધિમત્તાનું લક્ષણ છે. કર્દ યા તલવાર સદા પાસે

રાખવી અથવા સર્વદા સશસ્ત્ર રહેવું એ શિક્ષા પણ બહુ ઉપયોગી છે. જો કે બ્રિટિશ હિંદમાં લાઇસેન્સ ( પરવાના ) વિના કોઈ પણ હથિઆર રાખી શકાતું નથી, પણ બની શકે ત્યાં સુધી પ્રજા માત્ર એ પરવાનો મેળવી છેલ્લામાં છેલ્લી શોધનાં અસ્ત્ર સદા પાસે રાખી તેનો વાજબી રીતે પ્રયોગ કરતાં પણ શીખવું જોઈએ. એના લાભ બુદ્ધિમાન લોકોની જાણબહાર નથી. લોઢાનું કડું હાથમાં પહેરવું એ પણ શત્રુઓ સાથે લડાઇના મામલામાં થોડી ઘણી રક્ષા કરે છે, અને તેના કેટલાક વૈજ્ઞાનિક લાભો પણ છે. આ સર્વ વાતોથી સાબિત થાય છે, કે ગુરુ ગોવિંદસિંહને હિંદુ પ્રજાનો સમુદ્ધાર કરવાની અતિશય ચીવટ હતી, અને નાની નાની બાબતો પર પણ તેમણે ઘણો ગંભીર વિચાર કરીને પોતાના શિષ્યોની કાર્યપ્રણાલી બાંધી હતી.

૧૧. અગીઆરમી શિક્ષા ગુરુ સાહેબની એ હતી, કે " તમે સર્વ લોક એકબીજા પ્રત્યે ભ્રાતૃભાવ રાખી એક વીર જાતિના સિંહ સમાન બનો. કોઇનું પણ તોછડાઈથી નામ ન લેતાં ભાઇ અમુક સિંહ, એ પ્રમાણે પરસ્પર સંબોધન કરો." પરસ્પરની પ્રીતિ વધારવા માટે અને આત્મ–સંમાનનો ભાવ જાગ્રત કરવા માટે આ પણ એક સારી શિક્ષા છે.

૧૨. તેમની બારમી શિક્ષા એ હતી, કે "મિથ્યા ભાષણ કરવું નહિ." આ બાબત પર વધારે પિષ્ટપેષણ કરવું અનાવશ્યક છે. એ તો સર્વ કોઈ સમજે છે, છતાં પણ શોકની વાત છે કે તે પ્રમાણે વર્તન થતું નથી. મિથ્યાભાષી સમજે છે, કે જૂઠું બોલી કાર્ય સાધી લઈશું; પણ તુલસીદાસે સાચુંજ કહ્યું છે, કે **"उघरेहु अंत न हो हि निबाहू, कालनेमि जिमि रावन राहू."***

* તેઓ કાળનેમિ, રાવણ અને રાહુની પેઠે અંતે ઉઘાડા પડ્યા સિવાય રહેતા નથી. અનુવાદક.

આ ત્રણે જણાએ મિથ્યા ભાષણ કરી ક્ષણિક કાર્યસિદ્ધિ કરી લીધી, પણ પાછળથી તેઓ માર્યા ગયા. મિથ્યાભાષણ મનુષ્યને કાયર, તેજહીન અને પુરુષાર્થહીન બનાવી દે છે. એના જેવું બીજું કોઈ નીચ પાપ નથી. તેનાથી દૂર રહેવું એ સઘળાને માટે હિતાવહ છે.

૧૩. ગુરુ સાહેબની તેરમી શિક્ષા જુગાર ખેલવા સંબંધમાં હતી. તેનાથી દૂર રહેવાને તેમણે પોતાના શિષ્યોને ચેતાવ્યા હતા. પરિશ્રમ વિના જીવનનિર્વાહનાં સાધન મળે અર્થાત્ દ્રવ્યપ્રાપ્તિ થાય, એવી લાલચથી જુગારની બદીની ઉત્પત્તિ થઈ છે. હાથ પગ હલાવ્યા વિના, બીજાનું ધન પોતાને હાથ આવે, એજ આ પ્રવૃત્તિનો ઉદ્દેશ છે. "**हींग लगे न फिटकरी, रंग चोखा आवे.**"× સર્વદેશ અને સર્વકાળમાં આ બદીનો થોડો ઘણો પ્રચાર રહ્યો હોય છે, અને કેટલાક મોટા મોટા પુરુષોને એને લીધે મહાદુર્દશા ભોગવવી પડી છે. આળસુ અને નિરુદ્યમી લોકોનો આ એક રોજગાર છે. લૉટરીની ચિઠ્ઠીમાં આપણું નામ આવ્યું તે દિવસે બે પહોરમાં મોટા ધનાઢ્ય બની જઈશું, એવા હવાઈ કિલ્લા આ લોકો બેઠા બેઠા બાંધ્યા કરે છે. દૈવેચ્છાથી કદાચ કોઈને કંઈ મળ્યું તો આ લોકો વિચાર કરે છે, કે "અમને કેમ નહિ મળે ?" પરન્તુ નીતિમાં કહ્યું છે, કે "જે નિશ્ચિત લાભને છોડી અનિશ્ચિત તરફ દોડે છે, તેમનું અનિશ્ચિત તો નષ્ટ થયેલુંજ છે, અને નિશ્ચિતને પણ તેઓ ખોઈ બેસે છે."* તેમજ આ લોકોના પણ આવાજ હાલ થાય છે. તેઓ કેવળ આળસુ અને નિરુદ્યમી રહી કાળક્ષેપ કરે છે. તેઓ જો નિયમ-

---

× કપડાંને હીંગ અને ફટકડી લગાવ્યા સિવાયજ ચોખ્ખો રંગ ચઢે અર્થાત્ કશા પણ પ્રયત્ન કે ખરચ વિનાજ પોતાનું કામ સરે. અનુવાદક.

* यो ध्रुवाणि परित्यज्य अध्रुवं परिषेवते ।
ध्रुवाणि तस्य नश्यन्ति अध्रुवं नष्टमेव तु ॥

પૂર્વક ઉદ્યોગ કરે તો રૂડી રીતે જીવન નિર્વાહ ચલાવી શકવા ઉપરાંત સંયોગબળથી ધનવાન પણ બની શકે, પણ આ લોકો કેવળ માનસિક સ્વર્ગની રચના કરતા કરતા, નહિ આમાં કે નહિ તેમાં, એમ ત્રિશંકુવત્ રહી જાય છે! આજે પણ કલકત્તા, મુંબઈ જેવાં વ્યાપારનાં મોટાં મોટાં મથકોમાં યૂરોપિયન લોકો ઑફિસો ખોલી વ્યાપારદ્વારા કરોડપતિ બની જાય છે, પણ અમારા દેશી ભાઈઓનો પુરુષાર્થ કેવળ રૂના સટ્ટામાં અને સોના ચાંદીની તેજીમંદીમાંજ સમાપ્ત થાય છે! તેઓ એક રાત્રિમાંજ મોટા શ્રીમંત બની જવા ઇચ્છે છે! અને તેનું ફળ પણ પ્રત્યક્ષજ છે. રાલી બ્રધર્સ અને બ્રેહામ કંપની ગબ્બર બની શકે, અને અમારા ભાઈઓ સટ્ટામાંજ સડે છે! અથવા તો બારે પુરુષાર્થ કરતાં આ સાહેબોની દલાલી કરવાની મળે એટલે પોતાનાં અહોભાગ્ય માને છે. દેશના વ્યાપાર અને ઉદ્યોગમાં જુગાર એ આડખીલીરૂપ છે, તેથી દૂરદર્શી ગુરુ ગોવિંદસિંહે તેનાથી બચવાને યથેષ્ટ ઉપદેશ આપ્યો છે. તે પ્રમાણે વર્તન કરવું સર્વથા ઉચિત છે.

૧૪—ગુરુ સાહેબની ચૌદમી શિક્ષા સ્ત્રીઓનાં ચિહ્ન પુરુષ ધારણ ન કરે, એ સંબંધમાં છે. સ્ત્રીઓની નકલ કરવાથી પુરુષ સ્ત્રીરૂપ થઈ કાયર બની જાય છે. આજકાલના કેટલાક નવીન જુવાનીઆઓને આ પ્રકારનો ચેપ લાગ્યો છે. ભલભલી વેશ્યાઓને પણ મહાત કરે એવી રીતે હોળેલાં માથાપર વાળનાં જુલ્ફાં, લાંબી ચીપી ચીપીને પહેરેલી મુલાયમ ધોતી, પાતળામાં પાતળી જાતના કાગદી ચામડાના બૂટ, હાથમાં પાતળી સરખી ચમચમાટ કરતી સોટી, અને કમર લચકાતી ચાલ, આવો વેષ આ જુવાનોનો છે! કોણ જાણે એ લોકો પોતાને કેવા સમજતા હશે? પુરુષ કે સ્ત્રી! આવા કઢંગા વેષથી બચવાને ગુરુજીએ ઉપદેશ દીધો તે ઉત્તમજ કર્યું. આપણા નવીન જુવાનીઆઓએ આ બાબતપર ધ્યાન આપવું જોઈએ અને

આ સ્ત્રૈણવેષ ( સ્ત્રીવેષ ) છોડી લોકહાંસીથી બચવું જોઇએ.

૧૫—ગુરુ સાહેબનો પંદરમો ઉપદેશ એ હતો કે, " અમારા સર્વ શિષ્યો, પછી ભલે તેઓ ગમે તે જાતિમાં જન્મ્યા હોય, પણ તેઓ પોતાને ક્ષત્રિય સમજે અને ઘરમાં પડી રહી ચામાચીડીઆ કે કીડાની માફક નહિ મરતાં યુદ્ધ ક્ષેત્રમાં મરવામાં પરમ-કલ્યાણ માને " આ શિક્ષા અતિ ઉત્તમ છે, અને એમાં ઘણું ગાંભીર્ય છે. યુદ્ધક્ષેત્રમાં મરવાનું તાત્પર્ય એ નથી, કે કેવળ તલવાર યા બંદૂક લઈ પરસ્પર લડી મરવું, પણ પોતાના કર્ત્તવ્યરૂપી યુદ્ધ ક્ષેત્રમાં સાહસ અને બુદ્ધિ-રૂપી ઢાલ તરવાર લઇ વિપત્તિરૂપી શત્રુઓને હઠાવી મેદાન સર કરવું, એનું નામ સાચું યુદ્ધ છે. એક અંગ્રેજ કવિએ કહ્યું છેઃ—

" In this world's broad field of battle,
In the bivouc of life,
Be not like a dumb driven cattle,
Be a hero in the strife "*

( લૉંગફેલો. )

આ સંસારરૂપી વિશાળ યુદ્ધક્ષેત્રમાં નાનાં પ્રકારનાં વિઘ્નો અને વિપત્તિઓથી વિષમ બનતી જીવનરાત્રિના પડાવમાં ડંડા મારી મારીને ચલાવાતાં ગુંગાં અને મંદમતિ પશુ જેવા, ન બની રહો પણ પોતે બહાદુર અને શૂરવીર છો એમ બતાવી આપો.

બહુધા જોવામાં આવે છે, કે સંસારરૂપી યુદ્ધથી ગભરાઇને કેટ-લાક લોકો વહાણનું સુકાન છોડી દે છે, પરન્તુ આ કંઈ મર્દાનગીનાં લક્ષણ નથી. રણજંગમાં મરવું અને મારવું એજ મર્દાનગી છે. કોઈ દેશહિતકારી કામ હાથ ધરવું, અને તેમાં એકાગ્રતાથી રચ્યાપચ્યા

* " ભવસાગરનું રણક્ષેત્ર આ વિશાળ લડવાનું તમને,
હંકારાતાં ઢોર સમા નહિ પણ થાજો શૂરવીર રણે. " ભૂમિપુત્ર.

રહેવું. કર્ત્તવ્ય કરતાં ચાહે પ્રાણ જાય કે રહે, છતાં સાચા ક્ષત્રિયની આફક મરવાથી હઠવું નહિ. ઉપરના કવિએજ કહ્યું છે કેઃ—

" Let us then be up and doing,
With a heart for any fate,
Still achieving, still pursuing,
Learn to labour and to wait."

ગમે તેમ થાઓ, સારૂં કે માઠું પરિણામ આવો પણ હિમ્મત રાખી, કમર કસી પોતાનાં કર્ત્તવ્યમાં મંડ્યા રહો. ફલાફલ ભગવાનને હાથ છે.

ગુરુસાહેબે બીજી જે કંઇ શિક્ષાઓ આપી છે તે ગૌણ છે. માત્ર મુખ્ય મુખ્ય શિક્ષાઓનુંજ ઉપર વર્ણન કરવામાં આવ્યું છે. આથી સાબીત થાય છે કે ગુરુ ગોવિંદસિંહજી કેવળ ખાલસા પંથના પ્રવર્તક હોઈ મુસલમાનોના વિરોધીજ હતા એમ નથી, પણ સંસાર માત્રને ઉપકાર અને ભલાઇની શિક્ષાઓના ઉપદેશદાતા હતા. અલબત જે દેશ અને જે કાળમાં તેઓ અવતર્યા હતા તેને અનુરૂપ ચર્ચા તેમને પોતાની શિક્ષામાં ઠામ ઠામ કરવી પડી છે, પણ તેથી એમ ન સમજવું જોઇએ કે તેમને કોઈ ખાસ દેશ અથવા તો પંથનો પક્ષપાત હતો. જેવી હિંદુઓપર તેવી મુસલમાનોપર પણ તેમની સમાન પ્રીતિ હતી. ઉદાહરણાર્થે સૈયદ બુદ્ધુશાહ તેમના પરમ મિત્ર હતા, અને કેટલાએક મુસલમાન લોક તેમના શિષ્ય અને ભક્ત હતા. એજ ભક્તોમાંના એકે અંત સમયે તેમને દગો પણ દીધો અને પેટમાં કટાર ભોકી દીધી, પણ તેમણે પોતાનો ઉદ્દેશ બદલ્યો નહિ. તેમનો ઉદ્દેશ 'ખાલસા ધર્મ પ્રચાર'નો હતો, જેની શિક્ષાઓ શ્રુતિની શિક્ષાઓને કંઇક અનુરૂપ છે, અને તેનો કેટલોક ઉહાપોહ ઉપર કરવામાં આવ્યો

છે. દુષ્ટોનું દમન અને શિષ્ટોનું પાલન એ ધર્મનું એક મુખ્ય અંગ છે, આને લીધેજ તેમને તાત્કાલિક રાજનૈતિક બખેડામાં હાથ નાખવો પડયો, પણ મુખ્ય ઉદ્દેશ તો એજ હતો કે "લોકો નાના પ્રકારની અંધશ્રદ્ધા છોડી એક માત્ર પરબ્રહ્મની ઉપાસના કરે." આમાં જે જે મુશીબતો ઉપસ્થિત થાય છે, અને તેને દૂર કરવા માટે જે જે ઉપાયો યોજવા પડે છે. તેનો ઉપદેશ તેમણે સ્પષ્ટતાથી સમય સમયપર કર્યો છે, છેવટે એટલુંજ કહેવાનું કે શ્રી કૃષ્ણ ભગવાનના "**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन**" એ ઉપદેશને લક્ષ્યમાં રાખી આપણે કર્ત્તવ્યપ્રદેશમાં આગળ વધવું જોઇએ.



# પરિશિષ્ટ अ

## જફ્ફરનામા—વિજયપત્ર

(ગુરુ ગોવિંદસિંહે ઔરંગઝેબને લખેલો પત્ર.)

ઔરંગઝેબે શિવાજીની પેઠે ગુરુ ગોવિંદસિંહને શપથપૂર્વક પોતાના દરબારમાં આવવા એક પત્ર લખ્યો હતો; પણ ગુરુ સાહેબ તેમનો હેતુ કળી ગયા હતા તેથી તેઓ ત્યાં ગયા નહિ અને તેના જવાબમાં ઔરંગઝેબને એક પત્ર ફારસી ભાષામાં લખી મોકલ્યો હતો. એ પત્ર જફ્ફરનામાના નામથી પ્રસિદ્ધિ પામ્યો છે. તેનો અનુવાદ લાહોર નિવાસી મહતા આનંદકિશોરે લખેલા ગુરુ સાહેબના ચરિત્રમાંથી નીચે આપવામાં આવ્યો છે.

"... તું અધર્મી છે, મને તારા શપથોપર વિશ્વાસ નથી. પરમાત્માએ તને રાજા બનાવ્યો છે તો શું તને ઉચિત નથી કે લોકો સાથે ન્યાયપૂર્વક વર્તવું? હું પહાડોમાં રહેતો હતો, મેં કદી પણ તારા મુલક તરફ હાથ લંબાવ્યો ન હતો. તેં મારા પિતાને કેદ કર્યા અને અત્યન્ત નિર્દયતાથી કત્લ કર્યા."

"તેં મારાં નિરપરાધી ચાર નાનાં નાનાં બચ્ચાંઓનાં અને હજારો શિષ્યોનાં ગળાં કપાવ્યાં છે પણ તેથી શું? તેનો બદલો લેનાર હજી હું પાછળ બેઠો છું. મારી બચ્ચાંઓનું રક્ત તારી ગરદનપર છે. તેં મારો ખજાનો પણ લૂટયો. કદાચ તું આ બાબતોને તુચ્છ સમજતો હશે, પરન્તુ પરમાત્માની દૃષ્ટિમાં તો એ મહાપાપ છે. તેની આગળ બાદશાહ અને ભિખારીનો દરજ્જો એકજ છે. કદાચ તું એમ સમજતો હશે, કે હું કુરાન પઢું છું તેથી પાપનું ફળ ભોગવવામાંથી બચી જઇશ. પરન્તુ એ રીતે કુરાન પઢવાથી શો લાભ? હજારો પોપટ અચરે અચરે રામ પઢે છે. જો મનુષ્ય સત્કર્મોથી પોતાના હૃદ-

યને પવિત્ર નથી કરતો તો કુરાન પઢવાથી તે નરકમાં પડતો બચી શકશે નહિજ. કદાચ તું એમ ધારતો હશે કે હું પરમાત્માની ભક્તિ કરૂં છું, પરન્તુ કુરાનના ચાર શ્લોક વાંચી જવા એ કંઇ ભક્તિ નથી. ઇંદ્રિયોને પોતાના કબજામાં રાખવી એ સાચીભક્તિ છે; પરન્તુ તું હકુમતના નીશામાં મસ્ત થઇને ઉલટો ઇંદ્રિયોનો ગુલામ બન્યો છે. કદાચ તું એમ પણ ધારતો હશે, કે મેં બુત્તપ્રસ્તી ( મૂર્તિપૂજા )નો પ્રચાર ઓછો કરી નાખ્યો છે તેથી મને સ્વર્ગ પ્રાપ્તિ થશે. પરન્તુ તેં મૂર્તિપૂજા ઘટાડી નથી પણ ઉલટી વધારી છે; કારણ કે પહેલાં હિંદુઓનાં મંદિર હતાં, તેમાં તેઓ અમુક વખતેજ જતા; પણ હવે તેં મંદિરો તોડી પડાવ્યાં છે એથી હરેક હિંદુએ પોતપોતાના ઘરમાં મૂર્તિ રાખી લીધી છે. સંભવ છે કે લોકો મારી તારીફ કરે છે એવી પણ તારી માન્યતા હશે; છતાં તને યાદ આપવું જોઇએ કે ખુશામતીઆઓ તો ફીરઉનના મહીમાના પણ આલાપ કર્યા કરતા હતા છતાં તે સીધો નરકમાંજ ગયો હતો. કદાચ તું એમ સમજતો હશે કે પરમાત્મા દયાળુ છે આથી મને છોડી દેશે, પરન્તુ એ કેવી રીતે બની શકે ? જ્યારે તું લોકોને દુઃખ દે છે તો પરમાત્મા તારાપર કદી પણ દયા કરી શકશે નહિ. બાવળનું ઝાડ વાવનાર આમ્રફળની ઇચ્છા રાખે તે કેવી રીતે સફળ થાય ? તેં લોકો ઉપર ઘોર અત્યાચારો કર્યા છે. પણ હવે સમય આવી પહોંચ્યો છે. ખાલસા તને એનો દંડ આપશેજ. હું તારી પાસે કદી પણ આવીશ નહિ; મને તારા સોગન કે પ્રતિજ્ઞા ઉપર ભરોસો નથી. હું તારી વિરુદ્ધ કામ કરતોજ રહીશ. જો તને તારી ફોજ ઉપર ભરોસો હશે તો મને વાહ ગુરુ સર્વશક્તિમાન્ પરમાત્માપર દૃઢ વિશ્વાસ છે. યાદ રાખ, હવે દહાડા ભરાઈ ચૂકયા છે. હું તારાં સઘળાં કૃતકર્મોનો બદલો લઇશ; ખાલસાએ તારી જડ ઉખેડવાને માટેજ જન્મ લીધો છે.”

# પરિશિષ્ટ આ

ॐ સદ્‌ગુરૂપ્રસાદ

## નાનકવિનય

### અથવા–ગુરૂ નાનકનાં કેટલાંક ભજન ઇત્યાદિ.

---

### ગૌડી મહલા ૯

સાધો મનકા માન તિયાગો,
કામ ક્રોધ સંગત દુરજનકી: તાતેં અહનિસિ ભાગો. સાધો૦ ટેક.
સુખ દુઃખ દોનોં સમ કરિજાનૈ ઔર માન અપમાના,
હરખ સોગ તેં રહૈ અતીતા તિસને જગત પિછાના.[2] સાધો૦ ૧
[1]ઉસતતિ નિન્દા દોઊ તિયાગૈ ખોજૈ પદ નિર્બાના,
જન નાનક યહ ખેલ કઠિન હૈ [3]કિનહૂં ગુરૂમુખ જાના. સાધો૦ ૨
॥ ૧ ॥

### ગૌડી મહલા ૯

સાધો રચના રામ બનાઈ,
એક બિનસૈ એક અસ્થિર માનૈ અચરજ લખ્યો ન જાઈ. ટેક.
કામ ક્રોધ મોહ બસ પ્રાની હરિમૂરતિ બિસરાઈ,
ઝૂઠા તન સાચા કરી માને જ્યું સુપના [4]રૈનાઈ. ૧
જો દીસૈ સો સકલ બિનાસૈ જ્યોં બાદરકી છાઈ,
જન નાનક જગ જાનો મિથિયા રહો રામ સરનાઈ. ૨
॥ ૨ ॥

---

૧. સ્તુતિ. ૨. નિર્વાણપદ. ૩. કોઇએક. ૪. રાતનું સ્વપ્ન.

## ૩—ગૌડી

પ્રાની હરિ જસ મનનહિં આવૈ,
અહનિશ મગ્ન રહૈ માયા મૈં કહો કૈસે ગુન ગાવૈ. ટેક.
પૂત મીત માયા મમતા બીચ યહ બિધિ આપ ઁધાવૈ,
મૃગતૃષ્ણા જ્યોં ઝૂઠો યહ જગ દેખ તાહિ ઉઠ ધાવૈ. ૧
[1]ભુગતિ [2]મુકતિ કા કારન સ્વામી મૂઠ તાહિ બિસરાવૈ,
જન નાનક [3]કોટનમૈં કોઉ ભજન રામકો પાવૈ. ૨

## ૪—ગૌડી

સાધો યહ મન ગહ્યો ન જાઈ,
ચંચલ તૃષ્ણા સંગ બસત હૈ યાતેં થિર ન રહાઈ. ટેક.
કઠિન ક્રોધ ઘટહી કે ભીતર જિહ સુધિ સબ બિસરાઈ,
રતન જ્ઞાન સબકો હર લીના તાકર કછુ [4]નબસાઈ. ૧
જોગી જતન કરત સબ હારે ગુની રહે ગુનગાઈ,
જન નાનક હરિ ભયે દયાલા તબસબ બિધિ બનિઆઈ. ૨

## ૫—ગૌડી

સાધો ગોવિંદકે ગુન ગાવો,
માનસ જનમ અમોલક પાયો બિરથા કાહિ ગુમાવો. ટેક.
પતિત પુનીત દીનબન્ધુ હરિજી સરન તાહિ તુમ આવો,
ગજકો ત્રાસ મિટયો જિહ સુમરત તુમ કાહે બિસરાવો. ૧
તજી અભિમાન મોહ માયા પુનિ ભજન રામ ચિત લાવો,
નાનક કહત મુકિતકો પંથ યહ ગુરૂમુખ હોઇ તુમ પાવો. ૨

---

૧ ભોગ. ૨ મુક્તિ. ૩ કરોડોમાં કોઈ ૪ હૃદયમાં ન ઉતરે.

## ૬—ગૌડી

કોઊ ભૂલ્યો મન સમઝાવે,
બેદ પુરાન સાધ મગ સુન કરિ નિમખ[1] ન હરિ ગુન ગાવે. ટેક.
દુર્લભ દેહ પાય માનસ કી બિરથા જનમ સિરાવે[2],
માયા મોહ મહા સંકટબન તાસોં રૂચિ ઉપજાવે. ૧
અંતર બાહર સદા સંગ પ્રભુ તાસોં નેહ ન લાવે,
નાનક મુકત તાહિ તુમ માનહુ જીહ ઘટ રામ સમાવે. ૨

## ૭—ગૌડી

સાધો રામ સરન બિસરામા,
બેદ પુરાન પઢે કો યહ ગુન સિમરે હરિકે નામા. ટેક.
લોભ મોહ માયા મમતા પુનિ ઔ વિષઅનકી સેવા,
હરખ શોક [3]બરતે જિહ નાહિ સો [4]મૂરતહૈ દેવા. ૧
સ્વર્ગ નર્ક અમૃત વિષ મેં સબ ત્યું કંચન અરૂ પૈસા,
ઉસતતિ નિંદા યે સમ જાકે લોભ મોહ પુન તૈસા. ૨
દુઃખ સુખ યે બાંધે જીહ નાહિં તિહ તુમ જાનો જ્ઞાની,
નાનક મુક્ત તાહિ તુમ માનો યહિ બિધિ કો જે પ્રાની. ૩

## ૮—ગૌડી

મન રે કહા ભયો [5]તૈ [6]બઉરા,
અહનિસિ અવધ ઘટૈ નહીં જાને ભયો લોભ સઁગિ [7]હઉરા. ટેક.
જે તન કો અપનો કરિ માન્યો અરૂ સુન્દર ગૃહ નારી,
ઇન મૈં કછુ તેરો હે નાહિ દેખો સોચ બિચારી. ૧

૧ નિમેષ. ૨ વહેવરાવે. ૩ વ્યાપે. ૪ સાક્ષાત્ દેવમૂર્તિ. ૫ તને.
૬ બાવરા. ૭ હલકો.

રતન જનમ અપનો તું હાર્યો ગોવિંદ ગતિ નહીં જાની,
[1]નિમખ ન લીન ભયો ચરનનસેં બિરથા અવધ સિરાની. ૨
કહુ નાનક સોઈ નર હૈ સુખિયા રામ નામ ગુન ગાવૈ,
ઔર સકલ જગ માયા મોહિયા નિરભય પદ નહીં પાવૈ. ૩

## ૯–ગૌડી

નર અચેત પાપ તેં ડર રે,
દીનદયાલ સકલ ભય ભંજન સરન તાહિ તુમ પર રે. ટેક.
બેદ પુરાન જાસ ગુન ગાવત તાકો નામ હીએ ધર રે,
પાવન નામ જગત મૈં હરિકો સિમરિ [2]'કસમલ' હર રે. ૧
માનસ દેહ બહુર નહિ પાવૈ ઉપાવ મુકિતકા કર રે,
નાનક કહત ગાય કરૂનામય ભવકે પાર ઉતરરે. ૨

## ૧૦–રાગ આસા.

[3]બિરથા કહઊ કૌન ઇસ મનકી,
લોભ ગ્રસિઉ દસ દિસ ધાવત આસા લગ રહી ધનકી. ટેક.
સુખ કૈ હેતુ બહુત દુખ પાવત સેવ કરત જન જનકી,
દ્વાર દ્વાર સ્વાન જ્યું ડોલત નહિ સુધ રામ ભજન કી. ૧
માનસ જનમ અકારથ ખોવત લાજ ન લોક હસન કી,
નાનક હરિ જસ કિંયું નહીં ગાવત કુમતિ બિનાસૈ તન કી. ૨

## ૧૧–દેવગંધારી.

યહ મન નેક ન કહ્યો કરે,
સીખ સીખાઈ રહ્યો અપની સી દુરમતિ તેં ન ટરૈ. ટેક.
મદ માયા મેં ભયો બાવરો હરિ જસ નહિં ઉચરૈ,

૧ નિમેષ. ૨ વિકાર ૩ વ્યથા

કરિ પરપંચ જગત સબ [1]ડહકૈ અપનો ઉદર ભરૈ. ૧
ધ્યાન પૂંછ જયું હોય ન સૂધો કહ્યો ન કાન ધરૈ,
કહુ નાનક ભજુ રામ નામ નિત જાતેં કાજ સરૈ. ૨

## ૧૧–દેવગંધારી

સબ કછુ જીવત કો વ્યવહાર,
માત પિતા ભાઇ સુત બંધવ અરૂ પુન ગ્રહકી નાર. ટેક.
તનતેં પ્રાન હોત જબ ન્યારે ટેરત પ્રેત પુકાર,
આધ ઘરી કોઊ નહિં રાખૈ ઘરતેં દેત નિકાર. ૧
મૃગ તૃષ્ણા જીવ જગ રચના યહ દેખહુ હૃદે બિચાર,
કહુ નાનક ભજુ રામ નામ નિત જાતેં હોત ઉધાર. ૨

## ૧૩–દેવગન્ધારી

જગત મૈં ઝૂઠી દેખી પ્રીત,
અપનેહી સુખ સોં સબ લાગે કયા દારા કયા મીત. ટેક.
મેરો મેરો સબૈ કહત હૈ હિત સું બાંધ્યો ચીત,
અન્તકાલ સંગી નહિ કોઉ યહ અચરજ હૈ રીત. ૧
મન મૂરખ અજહૂ નહિ સમઝત સિખ દૈ હારે નીત,
નાનક ભવજલ પાર પરૈ જબ ગાવૈ પ્રભુકે ગીત. ૨

## ૧૪–રાગ બિહાગડ઼ા.

હરકી ગતિ નહિં કોઊ જાનૈ,
જોગી જતી તપી પચિહારે અરૂ બહુ લોગ સિયાને. ટેક.
છિન મહિ રાવ રંક કઉ કરહી રંક રાવ રંક કરહારે,

[1] ડહોળી નાખે.

રીતે ભરે ભરે સબનાવે[1] યહ તાકો બિવહારે[2]. ૧
અપની માયા આપ પસારી આપહિ દેખનહારા,
નાના રૂપ ધરે બહુ રંગી સબતેં રહે નિયારા. ૨
અનંત અપાર અલખ નિરંજન તજી સબ જગ ભરમાયો,
સગલ ભરમ તજ નાનક પ્રાણી ચરણ તાહિં ચિત લાયો. ૩

## ૧૫—સોરઠ.

રે મન રામસેં કર પ્રીત,
શ્રવન સુનો ગુન ગોવિન્દકે અરૂ ગાવો રસના પ્રીત. ટેક.
કર સાધ સંગત સિમર માધો હોહુ પતિત પુનીત,
[3]કાલબિઆલ જીવ પર ડોલૈ મુખ પસારે મીત. ૧
આજ કાલ પુનિ તોહિ ગ્રસિહૈ સમઝી રાખો ચીત,
કહે નાનક અબ રામ ભજીલે જાત હૈ અવસર બીત. ૨

## ૧૬—સોરઠ

મનકી મનહી માંહિ રહી,
ના હરિ ભજે ન તીરથ સેવે ચોટી કાલ ગહી. ટેક.
દારા મીત પૂત રથ સંપત ધન પૂરન સબ મહી,
અવર સકલ મિથ્યા યે જાનો ભજન રામ કો [4]સહી. ૧
ફિરત ફિરત બહુતે જુગ બીતે માનસ દેહ લહી,
નાનક કહત મિલન કી બારી સિમરત કાહે નહીં. ૨

૧ આવી હોય તેને ભરે ને ભરેલાને ઠાલવે. ૨ વ્યવહાર. ૩ કાળરૂપી સર્પ. ૪ ખરૂં=સત્ય.

## ૧૭—સોરઠ

મનરે કવન કુમતિ તૈં લીની,
પરદારા નિંદા રસરંચિત રામ ભગતિ નહિં કીની. ટેક.
મુકત પંથ જાન્યો તૈં નાહિં ધન જોરન કો ધાયા,
અન્ત સંગ કાહુ નહીં દીના બિરથા આપ બઁધાયા. ૧
ના હરિ ભજીહુ ન ગુરૂ જન સેવહુ નહિ ઉપજીહુ કછુ ગ્યાના,
ઘટહી માંહિં નિરંજન તેરૈ તે ખોજત ઉધ્યાના. ૨
બહુત જનમ ભરમત તૈ હાર્યો અસ્થિર મત નહીં પાઇ,
માનસ દેહ પાય પદ હરિ ભજ નાનક બાત બતાઇ. ૩

## ૧૮—સોરઠ

મન રે પ્રભુ કી સરન બિચારી,
જીન્હ સિમરત ગુનકા સી ઉધરી તાકો જસ ઉરધારી. ટેક.
અટલ ભયો ધ્રુવ જાકૈ સિમરન અરૂ નિરભૈ પદ પાયા,
દુખ હરતા યહ બિધિ કો સ્વામી તે કાહે બિસરાયા. ૧
જબહી સરન ગહી કિરપાનિધ ગજ ગરાહતે છુટા.
મહિમા નામ કહાં લગ બરનૌ રામ કહત બંધન તિહ તૂટા. ૨
અજામિલ પાપી જગ જાને નિમખ માહિ નિસ્તારા,
નાનક કહત ચેત ચિંતામન[1] તુભી ઉતરહિ પારા. ૩

## ૧૯—સોરઠ

પ્રાની કવન ઉપાય કરે,
જાતે ભગતિ રામકી પાવૈ જમકો ત્રાસ હરે. ટેક.
કવન કરમ વિદ્યા કહુ કૈસી ધરમ કવન પુન કરે,

૧ ચેતવણી.

કૌન નામ ગુરુ જાકે સિમરે ભવસાગર કયોં તરે. ૧
કલિ મૈ એક નામ કિરપાનિધિ જાહિ જપૈ ગત પાવૈ,
ઔર ધરમ તાકે સમનહિ યહ ।બધિ બેદ બતાવૈ. ૨
સુખ દુખ રહિત સદા નિરલેપી જાકો કહત ગુસાંઇ[1],
સો તુમહી મૈ બસૈ નિરંતર નાનક દરપન ન્યાંઈ. ૩

## ૨૦—સોરઠ

માઇ મૈં કિહિ બિધિ [2]લખું ગુસાંઇ,
મહા મોહ અગ્યાન તિમિર અતિ મો મન રહ્યો ઉરઝાઇ. ટેક.
સકલ જનમ ભરમ મેં ખોયો નહિં સ્થિર મત પાઇ,
બિષયાસક્ત રહ્યો નિસિબાસર નહિ છૂટી [3]અધમાઈ. ૧
સાધુ સંગ કબહૂ નહીં કીના નહી કીરત પ્રભુ ગાઇ,
જન નાનકમૈં નાહિ કોઊગુન રાખિ લેહુ સરનાઈ. ૨

## ૨૧—સોરઠ

માઇ મન મેરો [4]બસ નાહિ,
નિસિબાસર બિષયન કો ધાવત કિહ વિધિ રોકૌં તાહિ. ટેક.
વેદ પુરાન સબન કે મત સુનિ નિમખ[5] ન હિએ[6] બસાવૈ[7],
પર ધન પર દારા સૌં રાચ્યો બિરથા જનમ [8]સિરાવૈ. ૧
મદ માયા મેં ભયો બાવરો સૂઝત નહિં કછુ ગ્યાના,
ઘટહીં ભીતર વસત નિરંજન તાકો મરમ ન જાના. ૨
જબહી સરન સાધુ કી આયો દુરમતિ સગલ બિનાસી,
તબ નાનક ચેત્યો [9]ચિંતામન કાટી જમકી ફાંસી. ૩

૧ પ્રભુ. ૨ જાણું. ૩ અધમતા. ૪ વશ. ૫ નિમેષ. ૬ હૈયે. ૭ ધારણ કરે. ૮ સરી જવા દે છે=વહી જવા દે છે. ૯ ચેતવણી.

## ૨૨—સોરઠ

રે નર સાચી યહ જીય ધારિ,
સકલ જગત હૈ જૈસે સુપના બિનસત લગત ન વારી. ટેક.
[1]બારૂ ભીત બનાઈ રચિ પચિ રહત નહીં દિન ચારી,
તૈસેહી યહ સુખ માયા કે ઉરઝયો કહા ગઁવારી. ૧
અજહૂ સમઝ કછુ બિગર્યો નાહિં ભજીલે નામ મુરારિ,
કહુ નાનક કર નિજ મન સાધન ભાખું તોહિ પુકારિ. ૨

## ૨૩—સોરઠ

યહ જગ મીત ન દેખ્યો કોઇ,
જગત સંગ અપને સુખ લાગ્યો દુખ મૈં સંગ ન હોઇ. ટેક.
દારા મીત પૂત સંબંધી સગરે ધન સોં લાગે.
જબહી નિર્ધન દેખ્યો નરકો સંગ છાંડ સબ ભાગે. ૧
કહો કહાં આય મન બૌરે કિન સોંઉ નેહ લગાયો,
દીનાનાથ સકલ ભય ભંજન જસ તાકો બિસરાયો. ૨
[2]સુવાન પૂંછ જ્યોં ભયો ન સૂધો બહુત જતન મૈં કીનો,
નાનક લાજ બિરદકી રાખહુ નામ તુહારો લીનો. ૩

## ૨૪—સોરઠ

મન રે ગહ્યો ન ગુરૂ ઉપદેશ,
કહા ભયો જબ મૂઁડ મુઁડાયો ભગવો કીનો ભેસ. ટેક.
સાચ છાંડિક ઝૂઠહિ લાગ્યો જનમ અકારથ ખોયો.
કરિ પરપંચ ઉદર નિજ પોખ્યો પશુકી ન્યાંઈ સોયો. ૧
રામ ભજનકી ગતિ નહીં જાની માયા હાથ બિકાના,

૧ વારૂ=રેતી. ૨ શ્વાન.

ઉરઝ રહ્યો બિખિઅન સંગ [1]બઉરા નામ રતન બિસરાના. ૨
રહ્યો અચેત ન ચેત્યો ગોવિન્દ બિરથા અવધ સિરાની,
કહુ નાનક હરિ બિરદ પિછાનો ભૂલે મત સદા પ્રાની. ૩

## ૨૫–સોરઠ

જો નર દુખમેં દુખ નહીં માને,
સુખસું નેહ અરૂ [2]ભૈ નહીં જાકે કંચન માટી જાનિ. ટેક.
નહિ [3]નિન્દિયા નહિ ઉસ્તતિ જાકે લોભ મોહ અભિમાના,
હરખ સોકતેં રહૈ નિયારો નાહિં માન અપમાના. ૧
આસા મનસા સકલ તિયાગૈ જગતેં રહૈ નિરાસા,
કામ ક્રોધ જીહ પરસૈં નાહિ તિહિ ઘટ બ્રહ્મ નિવાસા. ૨
ગુરૂ કિરપા જીહ નર કો કીનીં તિહિ યહ જુગતિ પિછાની,
નાનક લીન ભયો ગોવિન્દા જ્યું પાની સંગ પાની. ૩

## ૨૬–સોરઠ

પ્રીતમ જાનિ લેહુ મન માહીં,
અપને સુખ સોં સબ જગ ફાંધેઉ કો કાહૂકો નાહીં. ટેક.
સુખમેં આનિ બહુત મિલ બૈઠત રહત ચહૂઁ દિશિ ઘેરે,
બિપત પરી સબહી સંગ છાંડત કોઉ ન આવત નેરૈ. ૧
ઘરકી નારિ બહુત હિત જાસેં સદા રહત સંગ લાગી,
જબહી હંસ તજી યહ કાયા પ્રેત પ્રેત કરિ ભાગી. ૨
યહ બિધિકો બ્યવહાર બન્યો હૈ જાસોં નેહ લગાયો,
અંતવાર નાનક બિન હરિજી કોઊ કામ નહિં આયો. ૩

૧ બાવરા. ૨ ભય. ૩ નિંદા.

## ૨૭—ધનાસરી

બન કાહેરે ખોજન જાઇ,
સરબ નિવાસી સદા અલેપા તોહિ સંગ સમાઇ. ટેક.
[1]પુહપ મધ જ્યોં બાસ બસતુ હે [2]કુકર માંહિ—જ્યોં છાઇ,
તૈસેંહી હરિ બસે નિરન્તર ઘટહી ખોજહુ ભાઇ. ૧
બાહર ભીતર એકો જાનહુ યહ ગુરુ જ્ઞાન બતાઇ,
જન નાનક બિન આપા ચીને મિટે ન ભ્રમકી કાઈ. ૨

## ૨૮—ધનાસરી

સાધો યહ જગ ભરમ ભુલાના,
રામ નામકા સિમરન છોડયા માયા હાથ બિકાના. ટેક.
માત પિતા ભાઇ સુત વનિતા તાકે રસ લિપટાના,
જોબન ધન પ્રભુતા કે મદ મૈં [3]અહિનિસિ રહત દિવાના. ૧
દીન દયાલ સદા દુખ ભંજન તાસોં મન ન લગાના,
જન નાનક કોટન મૈં કિનહૂ ગુરૂમુખ હોઈ પિછાના ૨

## ૨૯—ધનાસરી

તિહ જોગી કો [4]જુગત ન જાનો,
લોભ મોહ માયા મમતા પુનિ જિહ ઘટ માંહિ પિછાનો. ટેક.
પરનિંદા ઉસતતિ નહિં જાકે કંચન લોહ સમાનો,
હરખ સોકતેં રહે અતીતા જોગી તાહિ બખાનો. ૧
ચંચલ મન દહદિસિ કો ધાવત અચલ જાહિ ઠહરાનો,
કહુ નાનક યહ બિધિકો જો નર મુક્ત તાહિ તુમ માનો. ૨

---

૧ પુષ્પમાં મધની પેઠે. ૨ કુતરામાં તેનો પડછાયો ૩ રાતદિવસ.
૪ જોડાયલો ઈશ્વરમાં.

## ૩૦–ધનાસરી

અબ મૈં કૌન ઉપાય કરોં,
જિહ બિધિ મનકા સંસા[૧] ચૂકૈ ભવનિધિ પાર પરોં. ટેક.
જનમ પાય કછુ ભલો ન કીનો તાતેં અધિક ડરોં,
મન બચ કરમહરિ ગુન નહિ ગાએ યહ જીઅ સોચ ધરોં. ૧
ગુરુમતિ સુત કછુ જ્ઞાન ન ઉપજ્યો પસુ જ્યોં ઉદર ભરોં,
કહુ નાનક પ્રભુ બિરદ પિછાનો તબ હી પતિત તરોં ૨

## ૩૧–જૈતસરી

ભૂલ્યો મન માયા ઉરઝાયો,
જો જો કરમ કીઓ લાલચ લગિ તિહ તિહ આપ બંધાયો. ટેક.
સમુઝ ન પરી બિખૈ રસ રાચ્યો જસ હરિ કો બિસરાયો,
સંગે સ્વામી સો જાન્યો નાહિ બન ખોજન કૌ ધાયો. ૧
રતન રામ ઘટહી કે ભીતર તાકો જ્ઞાન ન પાયો,
જન નાનક ભગવંત ભજન બિન બિરથા જનમ ગઁવાયો. ૨

## ૩૨–જૈતસરી

હરિ જૂ રાખિ લેહુ પતિ મેરી,
જમકો ત્રાસ ભયો ઉર અન્તર સરન ગહી કિરપાનિધિ તેરી. ટેક.
મહા પતિત મુગધ લોભી પુનિ કરત પાપ અબ હારા,
ભૈ મરવે કો બિસરત નાહિ તિહ ચિન્તા તનુ જારા. ૧
કિઓ ઉપાય મુક્તિ કે કારણુ દસ દિસ કૌ ઉઠિ ધાયા,
ઘટહી ભીતર બસૈ નિરંજન તાકો મરમ ન પાયા. ૨

---

૧ સંશય.

નાહિ ગુન નાહિન કછુ જપ તપ કૌન કરમ અબ કીજૈ,
નાનક હારિ પર્યો સરનાગતિ અભૈ દાન પ્રભુ દીજૈ. ૩

## ૩૩–જૈતસરી

મન રે સાચા ગહો બિચારા,
રામ નામ બિન મિથ્યા માને। સગરો યહ સંસારા. ટેક.
જાકો જોગી ખોજત હારે પાયો નહિં તિહિ પારા,
સો સ્વામી તુમ નિકટ પિછાનો રૂપ રેખ સેં ન્યારા. ૧
પાવન નામ જગત મૈં હરિકો કબહૂં નાહિં સઁભારા,
નાનક સરન પર્યો જગ વંદન રાખહુ બિરદ તુમ્હારા. ૨

## ૩૪–ટોડી

કહું મૈં કહા અપની અધમાઈ,
ઉરઝયો કનક કામની કે રસ નહિ કીરત[1] પ્રભુ ગાઇ. ટેક.
જગ ઝૂઠે કો સાચ જાનિકે તાસોં રૂચિ ઉપજાઈ,
દિન બંધુ સિમર્યો નહિં કબહૂં હોત જુ સઙ્ગ સહાઈ ૧
મગન રહ્યો માયા મૈં નિસદિન છુટી ન મનકી કાઇ,
કહિ નાનક અબ નાહિ અન્ય ગતિ બિન હરિકી સરનાઈ. ૨.

## ૩૫-તિલંગ

ચેતના હૈ તો ચેતલે નિસદિન મૈ પ્રાની,
છિન છિન અવધ બિહાતુ હૈ ફૂટે ઘટ જ્યોં પાની. ટેક.
હરિ ગુન કાહિ ન ગાવહી મૂરખ અગ્યાના,
ઝૂઠે લાલચ લાગિકે નહિં મરન પિછાના. ૧

---

૧ કીર્તિ.

અજહૂ કછુ બિગર્યો નહિ જો પ્રભુ ગુન ગાવૈ,
કહુ નાનક તિહ ભજનતેં નિરભૈ પદ પાવૈ. ૨

## ૩૬—તિલંગ

જાગિ જાગિ લેહુરે મના ગાફલ કયા સોયા,
જો તનુ ઉપજ્યા સઙ્ગ્હી સોભી સઙ્ગ ન હોયા. ટેક.
માત પિતા સુત બંધુ જન હેત જાસોં કીના,
જીવ છુટયો જબ દેહતેં ડાર અગનિ મૈં દીના. ૧
જીવત લૌ બ્યવહાર હૈ જગ કૌ તુમ જાનૌ,
નાનક હરિ ગુન ગાઇલૈ સબ સુપન સમાનૌ. ૨

## ૩૭—તિલંગ

હરિ જસ રે મના ગાઇલૈ જો સંગી હૈ તેરો,
ઔસર બીત્યો જાત હૈ કહ્યો માનલૈ મેરો. ટેક.
સંપત રથ ધન રાજ સું અતિ નેહ લગાયો,
કાલફાંસ જબ ગલ પરી સબ ભયો પરાયો. ૧
જાન બૂઝકે બાવરે તૈં કાજ બિગાર્યો,
પાપ કરત ફૂર્યો નહિ નહિ ગરવ નિવાર્યો. ૨
જિહ બિધિ ગુરૂ ઉપદેસિયા સો સુનરે ભાઇ,
નાનક કહત પુકારકૈ ગહુ પ્રભુ સરનાઈ. ૩

## ૩૮—બિલાવલ

દુખ-હરતા હરિનામ પિછાનો,
અજામીલ ગુનકા જિહ સિમરત મુકત ભએ જિય જાનો. ટેક
ગજકી ત્રાસ મિટી છિનહું મહીં જબહીં રામ બખાનો,
નારદ કહત સુનત ધ્રુવ બારિક ભજન માંહિ લિપટાનો. ૧

અચલ અમર નિરભે પદ પાયો જગત જાહિ હસનો,
નાનક કહત ભગત રચ્છક[1] હરિ નિકટ તાહિતુમ માનો. ૨

## ૩૯—બિલાવલ

હરિકે નામ બિના દુખ પાવે,
ભગતિ બિના સહસા નહિ ચૂકે ગુરૂ યહ ભેદ બતાવે. ટેક.
કહા ભયો તીરથ વ્રત કીયે રામ સરન નહિ આવે,
જોગ જગન નિઃફલ[2] તિહિ માનો જો પ્રભુ જસ બિસરાવે. ૧
માન મોહ દોનો કો પરહરિ ગોવિંદકે ગુન ગાવૈ,
કહુ નાનક યહ બિધિકો પ્રાની જીવનમુક્ત કહાવૈ. ૨

## ૪૦—બિલાવલ

જામૈ ભજન રામકો નાહીં,
તિહ નર જનમ અકારથ ખોયા યહ રાખહુ મન માહીં. ટેક.
તીરથ કરૈ બરત પુની રાખે નહિ મનુવા બસ જાકો,
નિહફલ ધરમ તાહી તુમ માનો સાચ કહત મૈ યાકો ૧
જૈસે [3]પાહન જલ મહિં રાખ્યો [4]ભેદૈ નાહી તિહ પાની,
તૈસેહી તુમ તાહિ પિછાનો ભગતિ હીન જો પ્રાની. ૨
કલિમેં મુકતિ નામતેં પાવત ગુરુ યહ ભેદ બતાવે,
કહુ નાનક સોઈ નર [5]ગરુઆ જો પ્રભુકે ગુન ગાવૈ. ૩

## ૪૧—રામકલી

રે મન ઉઠ લેહુ હરિનામા,
જાકે સિમરન દુરમતિ[6] નાસે પાવે પદ નિરબાના. ટેક.
બડભાગી તિહ જન કો જાનો જો હરિકે ગુન ગાવે,

૧ રક્ષક. ૨ નિષ્ફળ. ૩ પથ્થર. ૪ પલાળે. ૫ શ્રેષ્ઠ. ૬ દુર્બુદ્ધિ.

જનમ જનમકે પાપ ખોયકે પુનિ બૈકુણ્ઠ સિધાવે. ૧
અજામિલકો અંતકાલ મેં નારાયણુ સુધ આઇ,
જો ગતિ કો જોગી સુર બાંછત સો ગતિ છિનમેં પાઇ. ૨
નાહિ ગુન નાહિ કછુ વિદ્યા ધરમ કોન ગજ કીના,
નાનક બિરદ રામકા દેખહુ અભે દાન તિહ દોના. ૩

## ૪૨–રામકલી

સાધો કોન જુગતિ અબ કીજે,
જાતે દુરમત સબી બિનાસે રામ ભગતિ મન ભીજે. ટેક.
મન માયામેં ઉરઝિ રહ્યો હે બૂઝે નહિ કછુ ગ્યાના,
કોન નામ જગ જાકે સિમરે પાવે પદ નિરબાના. ૧
ભયે દયાલ કૃપાલ સન્ત જન તબ યહ બાત બતાઇ,
સરવ ધરમ માનો તિહૂ કિને જિહ પ્રભુ કીરત[1] ગાઇ. ૨
રામ નામ નિસિબાસરમે જન નિમખ એક ઉરધારે,
જમકો ત્રાસ મિટે નાનક તિહિ અપનો જનમ સંવારે[2]. ૩

## ૪૩–રામકલી

પ્રાની નારાયન સુધિ લેહ,
છિન છિન અવધ ઘટે નિસિબાસર વૃથા જાત હે દેહ. ટેક
તરૂનાઈ બિખિઅન મેં ખોઇ બાલકપન અજ્ઞાના,
બિરધ ભયો અજહૂ નહીં સમઝે કોન કુમતિ ઉરઝાના. ૧
માનસ જનમ દિયો જિહ ઠાકુર સોતે કયોં બિસરાયો,
મુક્તિ હોત નર જાકે સિમરે નિમખ[3] ન તાકો ગાયો. ૨
માયાકો મદ કાહે કરતુ હે સંગ ન કાહૂ જાઈ,
નાનક કહત ચેત ચિન્તામનિ હોઇહે અન્ત સહાઈ. ૩

૧ કીર્તિ. ૨ સુધારે. ૩ નિમેષ.

## ૪૪—મારૂ.

હરિકો નામ સદા સુખદાઈ,
જાકો સિમિર અજામિલ ઉધર્યો ગુનકાહુ ગતિ પાઈ. ટેક.
પંચાલીકો રાજસભામેં રામ નામ સુધિ આઈ,
તાકો દૂખ હર્યો કરૂનામય અપની પૈજ બઢાઈ. ૧
જિહ નર જશ[1] કિરપાનિધિ ગાયો તાકો ભયો સહાઈ,
કહુ નાનક મેં યહી ભરોસે ગહી આય સરનાઈ. ૨

## ૪૫—મારૂ

અબ મેં કહા કરોંરી ભાઈ,
સગલ જનમ બિખિઅન સોં ખોયો સિમર્યો નાહિં [2]કનાઈ. ટેક.
કાલફાંસ જબ ગલમેં મેલી તબ સુધિ સબ બિસરાઈ,
રામ નામ બિનુ યા સંકટ મેં કો અબ હોત સહાઈ. ૧
જો સંપતિ અપનીકર માની છિનમેં ભઈ પરાઈ,
કહુ નાનક યહ સોચ રહી મન હરિ જસ કબહું ન ગાઈ. ૨

## ૪૬—મારૂ

માઈ મૈં મનકો માન ન ત્યાગ્યો,
માયા કે મદ જનમ સિરાયો રામ ભજન નહિં લાગ્યો. ટેક.
જમકો ડણ્ડ પર્યો સિર ઉપર તબ સોવત તેં જાગ્યો,
કહા હોત અબકે પછતાએ છૂટત નાહિન ભાગ્યો. ૧
યહ ચિન્તા ઉપજી ઘટમેં જબ ગુરૂ ચરનન અનુરાગ્યો,
સુફલ જનમ નાનક તબ હુઆ જો પ્રભુ જસમેં પાગ્યો. ૨

૧ યશ. ૨ કૃષ્ણ.

## ૪૭—વસંત હિંડોલ.

સાધો યહ તનુ મિથ્યા જાનો,
યા ભીતર જો રામ બસતુ હૈ સાચો તાહિ પિછાનો. સાધો. ટેક.
યહ જગ હૈ સંપતિ સુપનેકી દેખિ કહા અડાનો,
સંગ તિહારે કછૂ નહિ ચાલે તાહિ કહા લપટાનો. ૧
ઉસતતિ નિંદા દોઉ પરહરિકે હરિ કીરત ઉર આનો,
જન નાનક સબહી મૈ પૂરન એક પુરખ ભગવાનો. ૨

## ૪૮—વસંત.

પાપી હીયે મૈ કામ બસાયે,
મનુ ચંચલ યાતેં ગહ્યો ન જાયે. પાપી. ટેક.
જોગી જંગમ અરુ સંન્યાસ,
સબહી પર ડારી યહ ફાસ. ૧
જિહ જિહ હરિ કો નામ સમારિ,
તે ભઉસાગર ઉતરે પારિ. ૨
જન નાનક હરકી સરનાયે,
દીજે નામ રહે ગુન ગાયે. ૩

## ૪૯—વસંત.

માઇ મૈ ધન પાયો હરિનામ,
મન મેરો ધાવન તેં છૂટયો કરિ બૈઠો બિસરામ. માઈ. ટેક.
માયા મમતા તનતેં ભાગી ઉપજ્યો નિર્મલ ગ્યાન,
લોભ મોહ યહ પરસિ સકે નહિ ગહી ભગતિ ભગવાન. ૧
જનમ જનમકા સંસા ચૂકા રતન નામ જબ પાયા,
ત્રસના સગલ બિનાસી મનતેં નિજ સુખ માંહિ સમાયા. ૨

જાકો હોત દયાલ કૃપાનિધિ સો ગોવિંદ ગુણ ગાવે,
કહુ નાનક જન યહ બિધિ કરકે કોઉ ગુરુમુખ પાવે. ૩

## ૫૦–વસંત

મનરે કાહે બિસાર્યો રામ નામ,
તન બિનસે જમ સોં પરે કામ. મનરે. ટેક.
યહ જગ ધૂંયે કા પહાર,[1]
તે સચ માનિયા કિન બિચાર. ૧
ધન દારા સંપતિ ગેહ,
કછુ સંગ ન ચાલે સમઝિ લેહ. ૨
એક ભગતિ નારાયણ હોય સંગ;
કહુ નાનક ભજુ તિહ એક રંગ. ૩

## ૫૧–વસંત

કહા ભૂલ્યો રે ઝૂઠે લોભ લાગ,
કછુ બિગર્યો નાહનિ અજહુ જાગ. કહા. ટેક.
સમ સુપને કૈ યહ જગ જાનુ,
બિનસે છિનમેં સાચી માનુ. ૧
સંગિ તેરૈ હરિ બસત નીત,
નિસિવાસર ભજુ તાહિ મીત. ૨
અન્તકી બાર હોય સહાય,
કહુ નાનક ગુન તાકે ગાય. ૩

## ૫૨–રાગ સારંગ

હરિ બિન તેરો કોન સહાઈ,
કાકી માત પિતા સુત બનિતા કો કાહૂ કો ભાઈ. હરિ. ટેક.

---

૧ પહાડ.

ધન ધરની અરૂ સંપતિ સગરી જો માન્યો અપનાઇ,
તન છૂટે કછુ સંગ ન ચાલે કહા તાહિ લપટાઈ. ૧
દીન દયાલ સદા દુખ ભંજન તાસેં રૂચી ન બઢાઈ,
નાનક કહેત જગત સબ મિથ્યા જ્યું સુપના રૈનાઇ. ૨

## ૫૩–સારંગ

કહા મન બિષયનમે લિપટાહી,
યા જગમે કોઉ રહત ન પાવે એક આવૈ એક જાહી. કહા. ટેક.
કહાંકો તન ધન સંપતિ કહાંકી કિનસેં નેહ લગાહી,
જો દીસે સો સગલ બિનાસે જ્યું બાદરકી છાહી. ૧
તજિ અભિમાન સરણુ સંતન ગહુ મુકતિ હોઇ છિન માંહી,
જન નાનક ભગવંત ભજન બિન સુખ સુપને ભી નાહીં. ૨

## ૫૪–સારંગ

કહા નર અપનો જનમ ગમાવૈ,
માયા મદિ બિખા રસ રાચ્યો રામ સરનિ નહી આવૈ. ટેક.
યહ સંસાર સગલ હૈ સુપનો દેખત કહા લુભાવૈ,
જો ઉપજૈ સો સગલ બિનાસે રહન ન કોઊ પાવૈ. ૧
મિથ્યા તનુ સાચો કર માન્યો યહ બિધિ આપ બँધાવૈ,
જન નાનક સોઊ જન મુકતા રામ ભજન ચિત લાવૈ. ૨

## ૫૫–સારંગ

મન કર કબહૂઁ ન હરિ ગુન ગાયો,
બિષયાસક્ત રહ્યો નિસિબાસર કીનો અપનો ભાયો. ટેક
ગુરૂ ઉપદેશ સુન્યો નહિ કાનન પર દારા લપટાયો,
પર નિન્દા કારન બહુ ધાવત સમઝયો નહિં સમઝાયો. ૧

કહા કહું મૈં અપની કરની જિહિ વિધિ જનમ ગઁવાયો,
કહુ નાનક સબ અવગુન મોં મૈં રાખિ હૈ સરનાયો. ૨

ૐ સતિ નામ કરતા પુરખ નિર ભઉ નિર વૈર,
અકલ મૂરતિ આજૂની સૈભં ગુરુ પ્રસાદિ.

## ૫૬–રાગ જૈજૈવંતી

રામ સિમર રામ સિમર યહી તેરો કાજ હૈ,
માયાકો સંગ ત્યાગ પ્રભુજીકી સરનિ લાગ;
જગત સુખમાન મિથ્યા ઝૂઠી સબ સાજુ હૈ. રામ. ટેક.
સુપને જ્યોં ધન પિછાન કાહે પર કરત માન,
બારુકી ભીત જૈસો બસુધાકો રાજ હૈ. ૧
નાનક જન કહત બાત બિનસિ જૈહૈ તેરો ગાત,
છિન છિન કરિ ગયો કાલ તૈસે જાતુ આજુ હૈ. ૨

## ૫૭–રાગ જૈજૈવંતી

રામ ભજુ રામ ભજુ જનમ સિરાત[1] હૈ,
કહૌં કહા બાર બાર સમઝત નહિં કયોં ગઁવાર;
બિનસત નહિં લગે બાર ઉરે સમ ગાતુ હૈ. ટેક.
સગલ ભરમ ડારિ દેહુ ગોવિન્દકો નામ લેહુ,
અંતિબાર સંગ તેરૈ યહૈ એક જાત હૈ. ૧
બિષય બિખ જ્યોં બિસાર પ્રભુકો જસ હીએ[2] ધાર,
નાનક જન કહિ પુકાર ઔસર બિહાતુ હૈ. ૨

૧ વહી જાય છે. ૧ હ્રદયે.

## ૫૮—રાગ જૈજૈવંતી

રે મન કૌન ગતિ હોગી તેરી,
યહ જગમે રામ નામ સો તુને નહીં સુન્યોં કાન;
બિખિઅન સોં અતિ લુભાન મતિ નાહુ ફેરી. રે મન. ટેક.
માનસકો જનમ લીન સિમરન નહી નિમખ કીન,
દારા સુખ ભયો દીન પગહુ[1] પરી બેરી. ૧
નાનક જન કહિ પુકાર સુપને જયોં જગ પસાર,
સિમરત નહી કયોં મુરારિ માયા જાકી ચેરી. ૨

## ૫૯—રાગ જૈજૈવંતી

બીત જૈહે બીત જેહૈ જનમ અકાજ રે,
નિસદિન સુનકે પુરાન સમઝત નહિં રે અજાન,
કાલ તો પહુંચ્યો આન કહાં જૈહે ભાજિ રે. બીત. ટેક.
અસ્થિર જો માન્યો દેહ સો તો તેરો હુઇહે ખેહ,
કયોંન હરિકો નામ લેહ મૂરખ નિરલાજ રે. ૧
રામ ભગતિ હીએ આન છાંડિદે તું મનકો માન,
નાનક જન યહ બખાન જગ મૈં બિરાજરે. ૨

## ૬૦—સલોક

ગુન ગોવિન્દ ગાયો નહીં જનમ અકારથ કીન,
કહુ નાનક હરિ ભજુ મના જિહ બિધ જલકોમીન. ૧
વિખિઅન[2] સિઉ કાહે રચ્યો નિમખ[3] ન હોહિ ઉદાસ[4],
કહુ નાનક ભજુ હરિ મના પરે ન જમકી ફૅાસ. ૨
તરુનાપો[5] યોંહી ગયો લીયો જરા[6] તન[7] જીત,

૧ પગમાં બેડી પડી. ૨ વિષયોમાં. ૩ નિમેષ. ૪ ઉપરામ. ૫ યૌવન. ૬ વૃદ્ધપણું. ૭ શરીર.

કહુ નાનક ભજુ હરિ મના ઔધ[1] જાત હે બીત. ૩
બિરધ[2] ભયો સૂઝે નહીં કાલ પહૂંચ્યો આન,
કહુ નાનક નર બાવરે ક્યાંન ભજે ભગવાન. ૪
ધનુ દારા સંપતિ સગલ જિન અપનો કરિ માન,
ઇનમૈ કછુ સંગી નહિ નાનક સાંચો જાન. ૫
પતિત ઉધારન ભય–હરન હરિ અનાથકે નાથ,
કહુ નાનક તિહ જાનિએ સદા બસત તુમ સાથ. ૬
તનુ ધનુ જિન તો કોં દીયો તાસોં નેહ ન કીન,
કહુ નાનક નર બાવરે અબ કયોં ડોલત દીન. ૭
તન મન ધન સબી સુખ દિયો અરુ જિહ નીકે ધામ,
કહુ નાનક સુન રે મના સિમરત કાહિ ન રામ. ૮
સબ સુખ દાતા રામ હે દૂસરો નાહિ કોએ,
કહુ નાનક સુનરે મના તિહી સિમરત ગતિ હોએ. ૯
જિહ સિમરત ગતિ પાઇયેં તિહ ભજુ રે તું નીત,
કહુ નાનક સુન રે મના ઔંધ ઘટત હે નીત. ૧૦
પંચ તત્તકો[3] તન રચ્યો જાનહુ ચતુર સુજાન,
જિહતેં ઉપજ્યા નાનકા લીન તાહિ મૈં માન. ૧૧
ઘટ ઘટ મે હરજુ[4] બસે સન્તન કહ્યો પુકાર,
કહુ નાનક તિહ ભજુ મના ભૌનિધિ[5] ઉતરહિ પાર. ૧૨
સુખ દુખ જિહી પરસે નહિં લોભ મોહ અભીમાન,
કહુ નાનક સુન રે મના સો[6] મૂરતિ[7] ભગવાન. ૧૩
ઉસતતિ નિંધા નાહિ જિન કંચન લોહ સમાન,

૧ આયુષ. ૨ વૃદ્ધ. ૩ તત્ત્વ. ૪ પ્રભુજી. ૫ ભવસાગર. ૬. તેવો પુરુષ. ૭ સાક્ષાત્.

કહુ નાનક સુન રે મના મુકતિ તાહિં તેં જાન. ૧૪
હરખ સોગ જાકે નહીં વેરી મીત સમાન,
કહુ નાનક સુન રે મના મુકતિ તાહિ તે જાનિ. ૧૫
ભય કાહૂ કો દેત નહીં નહી ભય માનત આન[1],
કહુ નાનક સુનરે મના ગ્યાની તાહિ બખાન. ૧૬
જિહ બિખિઆ[2] સગલો તજી લીયો ભેખ બૈરાગ
કહુ નાનક સુન રે મના તિહ નર માથે ભાગ. ૧૭
જિહ માયા મમતા તજી સબતેં ભયો ઉદાસ,
કહુ નાનક સુન રે મના તિહઘટ[3] બ્રહ્મ. નિવાસ. ૧૮
જિહ પ્રાની અહમમ તજી કરતા રામ પછાન,
કહુ નાનક વહ મુકત નર યહ મન સાચી માન. ૧૯
ભય નાસન દુરમતિ હરન કલિમૈં હરિકો નામ,
નિસદિન જો નાનક ભજે સફલ હોહિ તિહ કામ. ૨૦
જીંહાગુન ગોવિંદ ભજો કરન સુનહુ હરિનામ,
કહુ નાનક સુન રે મના પરહિ ન જમકે ધામ, ૨૧
જો પ્રાની મમતા તજે લોભ મોહ અહંકાર,
કહુ નાનક આપે તરે ઔરન[4]લેત ઉધાર. ૨૨
જયોં સુપનેકા પેખના ઐસે જગ કો જાન,
ઇનમૈં કછુ સાંચો નહીં નાનક બિનુ ભગવાન. ૨૩
નિસ દિન માયા કારને પ્રાની ડોલત નીત,
કોટિન મૈ નાનક કોઊ નારાયન જિહ ચીત. ૨૪
જૈસેં જલતેં બુદબુદા ઉપજે બિનસે નીત,
જગ રચના તૈસેં રચી કહુ નાનક સુન મીત. ૨૫

૧ બીજાનો. ૨ વિષય. ૩ તે શરીરમાં. ૪ અવરને–બીજાઓને.

પ્રાણી કછુ નહી ચેતહી મદ માયા કે અંધ,
કહુ નાનક બિન હરિ ભજન પરત તાહિ જમ ફંદ. ૨૬
જો સુખકો ચાહે સદા સરન રામકી લેહ,
કહુ નાનક સુનરે મના દુરલભ માનુખ દેહ. ૨૭
માયા કારન ધાવહી મૂરખ લોગ અજાન,
કહુ નાનક બિન હરિ ભજન બિરથા જનમ સિરાન[1]. ૨૮
જો પ્રાની નિસ દિન ભજે રુપ રામ તિહ જાન,
હરિ જન હરિ અંતર નહીં નાનક સાઁચી માન, ૨૯
મન માયા મૈ ફસિ રહ્યો બિસર્યો ગોવિન્દ નામ,
કહુ નાનક બિન હરિ ભજન જીવન કોને કામ. ૩૦
પ્રાનીરામ ન ચેતહી મદ માયા કે અન્ધ,
કહુ નાનક હરિ ભજન બિન પરત તાહિ જમ ફંદ. ૩૧
સુખમૈં બહુ સંગી ભયે દુખમે સંગ ન કોઈ,
કહુ નાનક હરિ ભજુ મના અંત સહાઈ હોઈ. ૩૨
જનમ જનમ ભરમત ફિર્યો મિટચો ન જમકો ત્રાસ,
કહુ નાનક હરિ ભજુ મના નિરભે પાવહિ વાસ. ૩૩
જતન બહુતમૈં કરિ રહ્યો મિટચો ન મનકો માન,
દુરમતિ સોં નાનક ફસ્યો રાખિલેહુ ભગવાન. ૩૪
બાલ જુઆની બિરધ પુનિ તીન અવસ્થા જાન,
કહુ નાનક હરિ ભજન બિન બિરથા સબહી માન. ૩૫
કરનો હુતો સો ના કિયો પર્યો લોભકે ફંદ,
નાનક સમિયો રમિ ગયો [2]અબ કયોં રોવત અંધ. ૩૬
મન માયામે રમિ રહ્યો નિકસત નાંહિ મીત,

---

૧ જન્મ વૃથા ગુમાવે છે. ૨ સમય વહી ગયો.

નાનક મૂરતિ ચિત્ર જ્યોં છાંડત નાહિ ભીત[1]. ૩૭
નર ચાહત કછુ ઔાર ઔારકી ઔાર ભઈ,
ચિતવત રહ્યો ઠગૌાર નાનક ફૅાસી ગલ પરી. ૩૮
જતન બહુત સુખકે કિયે દુખકો કિયોન કોય,
કહુ નાનક સુન રે મના હરિ ભાવે સો હોય. ૩૯
જગત ભિખારી ફિરત હે સબકો દાતા રામ,
કહુ નાનક મન સિમર તિહ પૂરન હોવહિ કામ. ૪૦
ઝૂઠો માન કહા કરૈ જગ સુપને જ્યોં જાન,
ઇનમે કછુ તેરો નહીં નાનક કહ્યો બખાન. ૪૧
ગરવ કરતુ હૈ દેહકો બિનસૈ છિનમૈ મીત,
જિહ પ્રાની હરિ જસ કહ્યો નાનક તિહ જગ જીત. ૪૨
જિહ ઘટ સિમરન રામકો સો નર મુકતા જાન,
તિહ નર હર અંતર નહીં [2]નાનક સાચી માન. ૪૩
એક ભગતિ ભગવાન જિહ પ્રાનીકે નાહિ મન,
જેસે સૂકર સુઆન[3] નાનક માનો તાહિ તનુ. ૪૪
સ્વામીકો ગૃહ જ્યોં સદા સુઆન તજત નહીં નિત,
નાનક યહ બિધિ હરિ ભજો એક મન એક ચિત્ત. ૪૫
તીરથ બરત અરૂ દાન કરિ મનમૈ ધરે ગુમાન,
નાનક નિહફળ જાત તિહ જ્યું કુંજર ઇસનાન[4]. ૪૬
સિર કંપ્યો પગ ડગમગે નૈન[5] જોતતે[6] હીન,
કહુ નાનક યહ બિધિ ભઇ તઊ ન હરિ રસ લીન. ૪૭

૧ ચીતરેલી મૂર્તિ જેમ ભિંતને છાડતી નથી તેમ. ૨ તે નરમાં અને હરિમાં અંતર નથી. ૩ સુકર અને શ્વાનના જેવું તેનું શરીર જાણવું. ૪ હાથીના સ્નાનની પેઠે. ૫ ચક્ષુ ૬ પ્રકાશથી.

નિજ કર દેખ્યો જગતમેં કો કાહૂકો નાહિં,
નાનક થિર હરિ ભગતિ હૈ તિહ રાખો મન માહિં. ૪૮
જગ રચના સબ ઝૂઠ હૈ જાનિ લેહુ રે મીત,
કહુ નાનક થિર ના રહૈ જ્યું બાલુકી ભીત. ૪૯
રામ ગયો રાવણ ગયો જાકો બહુ પરિવાર,
કહુ નાનક થિર કછુ નહીં સુપને જ્યું સંસાર. ૫૦
ચિંતા તાકી કીજિયે જો અનહોની હોય,
યહ મારગ સંસારકો નાનક થિર નહીં કોય. ૫૧
જો ઉપજ્યો સો બિનસિહૈ[1] પરો આજુકૈ કાલ,
નાનક હરિ ગુન ગાઇલે છાંડિ સગલ જંજાલ. ૫૨
બલ છટકયો બંધન પર્યો કછૂ ન હોત ઉપાય,
કહુ નાનક અબ ઉટ[2] હરિ ગજ જ્યોં હોહિ સહાય. ૫૩
બલ હોવે બન્ધન છુટે સબ કછુ હોત ઉપાય,
સબ કુછ તુમરે હાથ મૈં તુમહી હોઉ સહાય. ૫૪
સંગ સખા સબ તજિ ગયે કોઊ ન નિબહ્યો સાથ,
કહુ નાનક યહ બિપતમૈં ટેકું એક રઘુનાથ. ૫૫
નામ રહ્યો સાધૂ રહ્યો રહ્યો ગુરૂ ગોવિન્દ,
કહુ નાનક યહ જગતમૈં જીન સેવ્યો ગુરૂ સન્ત. ૫૬
રામ રામ ઉરમે ગહ્યો જાકૈ સમ નહિ કોય,
જિહ સિમરત સંકટ મિટૈ દરસ તુમ્હારો હોય. ૫૭

## ૐ નાનકવિનય સમાપ્ત.

૧ નાશ પામશે. ૨ આધાર.

રૂ. ૮ાા નો ઉત્તમ ધર્મગ્રંથ દિવાળી સુધી માત્ર રા માં

# ભગવતી ભાગવત

## અથવા 'દેવીભાગવત'

**વેદધર્મ સભાવાળું ઉત્તમ ભાષાન્તર.**

**અગાઉ રૂ. ૮ાા થી નીકળેલા ગ્રંથની આ નવીન આવૃત્તિ, શ્લોકના અંક, મ્હોટા અક્ષર, જાડા કાગળ, તથા પાકાં સોનેરી પૂઠાં સહિત તૈયાર છે. પૃષ્ઠ ૯૫૦ છતાં માત્ર રૂ. રાાા.**

**દિવાળી સુધી રા અને ૧૯૭૨ આખર સુધી રાા.**

આ ગ્રંથના નામ ઉપરથી તેને કોઇ વામમાર્ગીઓનો ગ્રંથ ન માની લે, તે અર્થે જણાવવાનું કે 'વેદધર્મસભા' જેવી કાળજીથી પસંદગી કરનારી સંસ્થાએ તેનું ભાષાંતર કરાવીને પ્રથમ છપાવ્યો હતો; અને અનેક સાધુચરિત્ર ગૃહસ્થો તથા વિદ્વાનો તેને વિષ્ણુભાગવત કરતાં ચઢિયાતો અને તેમાંનો ઘણોખરો ઉપદેશ વેદાનુકૂળ તથા ઉપકારક માને છે.

આ પુરાણના વાચનથી શોધકવૃત્તિવાળા વિદ્વાનોને જગતના અતિ પ્રાચીન ઇતિહાસ સંબંધી માહિતી મળી શકે તેમ છે; જિજ્ઞાસુજનોને આમાં ઠેકાણે ઠેકાણે વેદ અને ઉપનિષદ્‌ના ગૂઢ આધ્યાત્મિક ઉપદેશો સરળ રૂપમાં ગોઠવાયલા જણાશે; સર્વે સજ્જનોને એમાંથી નીતિ, ધર્મ, ભક્તિ ઇ૦ ઉત્તમ વિષયોથી ભરપૂર પુષ્કળ સુબોધક કથાઓનો લાભ મળી શકશે; અને સ્ત્રીવર્ગ માટે મહાન સતીઓનાં અનેક અસરકારક આખ્યાનો આ ગ્રંથમાં આવેલાં જણાશે. પો. ૦ાા=

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, મુંબઈ ૨ અને અમદાવાદ.**

# ગોપકાવ્યો

અંગ્રેજીમાં જેને **Pastorals** કહે છે તેવી જાતનાં ગ્રામ્ય જીવનને લગતાં કાવ્યોનો **ગુજરાતીમાં આ પહેલ વહેલોજ સંગ્રહ છે.** કૃત્રિમતાના આ જમાનામાં આ સંગ્રહનાં કાવ્યો **સાદા જીવનપ્રતિ વાચકોને અવશ્ય આકર્ષે** છે. એમાંનાં "સિદ્ધરાજ અને જશમા ઓડણ" જેવાં કાવ્યો મહાત્મા **મોહનદાસ ગાંધીના 'સત્યાગ્રહાશ્રમ' માં** આદર પામ્યાં છે.

પૃષ્ઠ ૧૭૮ કપડાંનું સુંદર અને મજબૂત પૂઠું; કિ. **આઠ આના.**

"અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલા "કાવ્યમાધુર્ય" ઇત્યાદિ કાવ્ય-સંગ્રહોથી આ સંગ્રહ કોઇ પણ રીતે ઉતરતો નથી. ઉલટું કાવ્યોમાંનો ખાસ વિષય આ સંગ્રહની વિશેષતા હોવાથી એ અન્ય સંગ્રહો કરતાં આ સંગ્રહ વધારે મોહક છે. **( ચિત્રમય જગત્ )**

"ચૂંટણી ઉત્તમ પ્રતિની છે એમાં કંઇજ શક નથી." **(મોડર્નરિવ્યુ)**

"માર્ગદર્શક ટીકા ઘણી સારી છે. કેટલાંક કાવ્યોની પસંદગી ઉંચો ટેસ્ટ દર્શાવે છે. રા. **રણજીતરામ**ની પ્રસ્તાવના વિદ્વત્તા ભરી અને વાંચવી ગમે તેવી છે." **( સાહિત્ય. )**

"કાવ્યોની પસંદગી પણ વિવેકથી થઇ છે એટલુંજ નહિ પરન્તુ સામાન્ય રીતે સુંદરતા, સરલતા, મનોહરતા, ઉપયોગિતાનો ભોગ તેમાં નથી અપાયો." **( 'સુંદરીસુબોધ'ના તંત્રી. )**

"ગુજરાતી સાહિત્યમાં આ એક ઉપયોગી અને મહત્ત્વનો ઉમેરો છે." **( ગુજરાતી પંચ. )**

**આ પુસ્તક ખરીદનારને "મહન્ત" નામનું ૬૪ પાનાનું દિશાભિમાનથી ભરેલું કાવ્ય ભેટ મળશે. લખો:—**

**"પટેલબન્ધુ" ઑફીસ, પારસીશેરી, સુરત અથવા કલ્યાણજી વિ. મહેતા, "સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય," અમદાવાદ.**

# ગોદરેજની તીજોરી અને મોતી.

**ગોદરેજની તીજોરીઓના**—સંબંધમાં ઝવેરીઓ વારે વારે એવો સવાલ ઉઠાવે છે કે એ તીજોરીઓમાં આગની વખતે કાગજ બળતા નથી એ ખરૂ છે, છતાં તીજોરીની અંદર મેલેલાં મોતીનું આબ ઉડી જાય કે નહિ ?

ગયા નવેમ્બરમાં ગીરગામ બેકરોડ ઉપર શેઠ લાલજી દયાલના મકાનમાં મોટી આગ થઇ; તે ઘરમાં શેઠ ગોરધનદાસ પટેલની માલેકીની એક તીજોરી ગોદરેજની બનાવેલી હતી અને તેમાં કાગજો ઉપરાંત મોતીની એક પોટલી હતી તે મોતીની હાલત આગ પછી કેવી હતી તે શેઠ ગોરધનદાસે ગોદરેજ ઉપર લખેલા નીચલા કાગજ ઉપરથી સમજી શકાશે—

## મેસર્સ ગોદરેજ અને બાઇસ જોગ—

થોડા દહાડા ઉપર ગીરગામ બેકરોડના મારા ઘરમાં આગ લાગી તે વખતે મારા વપરાસમાં તમારી એક તીજોરી હતી. મારી રહેવાની જગ્યામાં સઘળું બળીને રાખ થઇ ગયું હતું અને જ્યાં આગ બહુ જોરમાં થઇ હતી ત્યાં તમારી તીજોરી હતી. તીજોરીમાં કરન્સી નોટો અને ખતપત્રો ઉપરાંત સોનાના દાગીના હતા અને થોડાંક છુટાં મોતીની એક પોટલી હતી. તીજોરી ગોદરેજની બનાવેલી એટલે સૌની ખાતરી હતી કે કાગજો જરૂર સલામત રહેશે, પણ મોતીની હાલત સારી રહેશે કે નહિ તે માટે કેટલાકોને શક હતો. તીજોરી ખોલતાં હાજર રહેલાઓની અજાયબી વચ્ચે કાગજો તેમજ મોતી સંપૂર્ણ સારી હાલતમાં મળી આવ્યાં હતાં. તા. ૨૮–૧૧–૧૪

**લી. સેવક,—ગોરધનદાસ વી. પટેલ.**

**ગોદરેજનું કારખાનું—ગેસ કંપની પાસે, પરેલ—મુંબઈ.**

**શાખા—રીચીરોડ—અમદાવાદ.**

# ગુરુઓનો આદેશ

"સત્કર્મોરૂપી સુવર્ણમ્હોરોથી ભરેલી કોથળી સાથે હું પરમાત્માને દેશ જરૂર પહોંચી શકીશ."

"આ જગતમાંના કોઈના અન્નભંડારો તેની સાથે જતા નથી, પણ હું તો એવું અનાજ એકત્ર કરું છું કે જે સદાને માટે મ્હારી સાથે રહેશે અને તેમાંથી કોઈ કશું પણ ઝુંટવી શકશે નહિ."

ગુરુ નાનક

"સંસારમાં પેદા થઈ જેણે પોતાને ઓળખ્યો નથી, જેણે સાચું મનુષ્યત્વ મેળવવા પ્રયત્ન કર્યો નથી, તેની માતા જો વંઝા રહી હોત તો વધારે સારું થાત."

"જેમ આંખો હોય પણ તે ફૂટેલીજ હોય તો તે કેવળ પીડાનું કારણ થઈ પડે છે, તેજ પ્રમાણે અયોગ્ય પ્રાણી, પોતાના દેશના, અને ધર્મના અકલ્યાણનું કારણ છે."

"આંખો ખોલો, અને આપને ઓળખો. તમે એવા મહાપુરુષોનાં સંતાનો છો કે જેમણે માત્ર એક પરબ્રહ્મની ઉપાસનામાંજ જિંદગી વ્યતીત કરી હતી, જેમણે પરોપકારને ખાતર હાડકાં સુદ્ધાં આપ્યાં હતાં, જ્યારે તમારી એવી દશા કે વ્યર્થ અંધશ્રદ્ધાની પાછળ ગલી ગલી રવડતાં અને રઝળતાં ફર્યા કરો છો !!"

"બસ હદ થઈ ગઈ; છોડો, દૂર ફેંકી દો તારા મારા માંહેના તુચ્છ સ્વાર્થને! બાળી નાખો તમારા તુચ્છ, નીચ મત્સરરૂપી ભેદને! આવો પરસ્પર હાથ મેળવો, દૂધ-પાણી માફક એકત્ર બની જાઓ, અને પછી જુઓ કે તમે કેવા હતા અને કેવા બની જાઓ છો! તમારો પ્રતાપ પાછો નવેસરથી ઝળકી ઉઠશે."

ગુરુ ગોવિંદસિંહ